આયુર્વેદનાં મૂળ તત્ત્વોને લેખકે અનુભવ સહિત આમાં આપ્યાં છે.

આમાં પ્રથમ ભાગમાં દશ નિબંધો આપેલા છે. તેમાં સૃષ્ટિની ઉત્પત્તિથી માંડીને બાળક જન્મે અને તે પછી તેનું બાળપણ પહોંચે ત્યાં સુધીની બાબતો વિસ્તારપૂર્વક સમજાવાઈ છે; અને તે પછી ગર્ભિણીના રોગો, સુવાવડીની સારવાર અને બાળરોગોના ઉપાય ઇત્યાદિ અપાયું છે.

તે પછી પૃષ્ઠ ૧૮૫ થી શરૂ થતા બીજા ભાગમાં વાયુ, પિત્ત અને કફ—એ ત્રિદોષની અવ્યવસ્થા કેવી રીતે અને કેવા સંજોગોમા થાય છે તે સમજાવીને ત્રિદોષસિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું છે. મનુષ્ય-શરીરમાં રહેલા પાંચ પ્રકારના વાયુ, પાંચ પ્રકારનાં પિત્ત અને પાંચ પ્રકારના કફના જુદા જુદા ગુણુ–ધર્મનો વિચાર કરી, તે તે વાયુ, પિત્ત અને કફના હીન, મિથ્યા અને અતિયોગથી થતા રોગોનાં લક્ષણો કહેવામાં આવ્યાં છે. તેમાં કયા દોષનો હીન, મિથ્યા કે અતિયોગ થયો છે, તે જાણવા માટેની સમજૂત ઘણી સરળ રીતે અપાઈ છે.

વળી છ યે ઋતુઓમાં વાત, પિત્ત અને કફના થતા હીન, મિથ્યા અને અતિયોગ વિશે સમજણ આપીને તેના લીધે ઉત્પન્ન થતા રોગોની સમજૂત તથા તેના ઉપાયો આપ્યા છે. એ પછી જુદા જુદા રોગો ઉપર યોગ્ય વિવેચન કરીને તેના ઉપાયો આપ્યા છે. એ ઉપરાંત અન્ય વૈદ્યરાજોએ તે તે રોગ ઉપરના અજમાવેલા ઉપાયો પણ આમાં તે વૈદ્યોના નામઠામ સાથે સંગ્રહાયા છે અને એ રીતે આ ગ્રંથની ઉપયોગિતા તેમણે અનેકઘણી વધારી દીધી છે. એમાંનો કોઇ પણ ઉપાય અનુભવ સિવાય, કોઇ ગ્રંથના ઉતારા તરીકે લેવામાં આવ્યો નથી. રોગોના ઉપાયો અને તે ઉપાયો અર્થાત્ દવાઓની બનાવટ અને તેનો ઉપયોગ કેમ કરવો તે તથા તે દવાઓ બનાવતાં કયે કયે ઠેકાણે કેવી કેવી જાતનાં વિઘ્નો આવે છે અને તેવા સમયે તેમણે કેવી સાવધાની રાખવી, તે પણ દર્શાવેલું છે.

લેખક તરફથી બહાર પડેલા પુસ્તકના ભાગ ૧ લામાં દશ નિબંધો અને ભાગ બીજામાં ત્રીસ નિબંધો આપેલા છે. અત્ર તરફથી બંને પુસ્તકો એક ગ્રંથરૂપે પ્રસિદ્ધ કરવાનું પ્રથમ નક્કી કરેલું; પરંતુ એથી પુસ્તકનું કદ ઘણું વધી જવાથી મૂળ પુસ્તકના ૧ લા ભાગના ૧૦ નિબંધો ઉપરાંત બીજા ભાગના ૧૪ નિબંધો પણ આમાં લેવાયા છે અને એ બીજા ભાગના બાકી રહેલા ૧૬ નિબંધો તથા પરિશિષ્ટ "આયુર્વેદ નિબંધમાળા ભાગ ૨, જો-(ચાલુ)" એ નામથી જુદા પુસ્તકરૂપે પ્રસિદ્ધ કર્યો છે. આ બંને ગ્રંથનું મૂલ્ય રૂ. ૩ા થાય છે પરંતુ તે એકસાથે ખરીદનારને માત્ર રૂપિયા ૩) માં મળશે.

આ પછીનાં પૃષ્ઠોમાં આ 'નિબંધમાળા લખવાનો ઉદ્દેશ' અને સ્વર્ગસ્થ લેખકનાં ભાગ ૧ લા તથા ભાગ રજાનાં નિવેદનો છપાયાં છે; અને તે પછી અનુક્રમણિકા અને શુદ્ધિપત્ર અપાયું છે, તે તરફ વાચકબંધુઓનું ધ્યાન દોરવામાં આવે છે.

અંતે સર્વના પરમ સુહૃદ "वैद्यो नारायणो हरिः" ના પરમ કલ્યાણકારી શરણને સર્વ કોઇ ઇચ્છે, મેળવે અને આધિવ્યાધિ તથા ઉપાધિમાત્રથી સદાને માટે મુક્ત થાય એવી ભાવના સાથે हरिः ॐ तत्सत् ।

સંવત ૧૯૯૭
ભાદરવા વદિ-૧૧

—ખરાબ ભિક્ષુ અખંડાનંદ

# निबंधमाळा लखवानो उद्देश

(લેખકઃ-સ્વ૦ વૈદ્ય તિલકચંદ તારાચંદ શાહ)

અમારા કેટલાક વૈદ્યબંધુઓ તથા ઇતર વિદ્વાનો એવો પ્રશ્ન કરે છે કે, આયુર્વેદનાં પ્રાચીન અને અર્વાચીન પુસ્તકો એટલાં બધાં છે કે તેની ઉપરવટ જઇ નવાં પુસ્તક રચવાની જરૂર નથી; કારણ કે જે પુસ્તકો હાથમાં લઇએ છીએ અથવા નવાં વસાવીએ છીએ, પરંતુ જ્યારે અવલોકન કરીએ છીએ ત્યારે તે સર્વમાં થોડા ફેરફાર સાથે તેની તે વાતો દેખાય છે; અને ઘણાં પુસ્તકોમાં તો એકમાં આપેલા તેના તે જ પાઠો તથા ઔષધો અને તેનાં તે નામો જોવામાં આવે છે. તો પછી આવી નિબંધમાળા લખીને નકામો સમય અને ધનનો વ્યય કરવો તથા કરાવવો એ નિરર્થક છે. તેવું કહેનારાઓને ઉપકાર સાથે જણાવવાનું કે, આજકાલ આયુર્વેદના પુસ્તકોની સ્થિતિ આપ કહો છો તેવી જ છે; અને એવાં પુસ્તકો લખવાં-લખાવવાં, છાપવા-છપાવવાં એ આપના વિચાર પ્રમાણે નિરર્થક હશે; એમ જણાય તો પણ આપ નીચેની હકીકત ઉપર ધ્યાન આપશો, તો આપને પ્રશ્ન કરવાનો અવકાશ રહેશે નહિ.

અમે જ્યાં સુધી વિચાર કર્યો અને જ્યાં સુધી જોઈ શક્યા ત્યાં સુધી અમારા જોવા-જાણવામાં એટલું જ આવ્યું કે, હાલમાં ચાલતી વૈદકવિદ્યામાં દેશી વૈદ્યો એટલે આયુર્વેદીય ઉપચારકોના ચાર ભાગ પાડી શકાય છે.

**પ્રથમ રાજવૈદ્યો** કે જેઓ પોતાને પૂર્ણ માને છે; એટલે તેઓને **આયુર્વેદીય ઉપચારકોની અવસ્થા કે વ્યવસ્થા** તરફ ધ્યાન આપવાની જરૂર જણાતી નથી.

**બીજા વૈદ્યરાજો** કે જેઓ આયુર્વેદના જ્ઞાતા અને મહાન ચિકિત્સકો છે; કે જેઓ વિદ્યાનું દાન કરવા સદા તત્પર રહે છે, પણ સર્વ વિદ્યાર્થીઓને પહોંચી વળતા નથી, છતાં બનતું કરી રહ્યા છે.

• **ત્રીજા વૈદ્યો** કે જેઓ વૈદ્યરાજોને ત્યાં અભ્યાસ કરી પોતાનો ધંધો ચલાવી, જગતમાં કાંઇક નામના મેળવવા ભાગ્શાળી થયા છે અને થતા જાય છે.

**ચોથા પ્રકારના વૈદ્યો** કે, જેમને રાજવૈદ્યો, ઊંટવૈદ્યોના નામથી ઓળખાવે છે તે છે.

અમારો મત એવો છે કે, જેમ બ્રાહ્મણો શૂદ્રને સુધારે નહિ પણ તેની નિંદા નિર્ભર્ત્સના કરે, તો તેઓ ઈશ્વરના પાદ (પગ) ની નિંદા કરે છે; તેમ જે રાજવૈદ્યો ઊંટવૈદ્યોની નિંદા કરે છે, તેઓ પોતાના નાના ભાઇની જ નિંદા કે નિર્ભર્ત્સના કરે છે. આયુર્વેદ ઉપર યુનાની અને એલોપથી વગેરે ઘણી ચિકિત્સાઓ પ્રહાર કરી રહી છે; આ ટીકાપ્રહારો માત્ર ઊંટવૈદ્યોને નહિ, પણ આખી આયુર્વેદપદ્ધતિને ઊંટવૈદાનું નામ આપવા મંથન કરે છે!!!

વૈદ્યકનો ધંધો કરનાર અમારા લઘુબંધુઓ કે જેઓને રાજવૈદ્યો ઊંટવૈદ્યના નામથી પોકારે છે, તેઓની સ્થિતિ તરફ ધ્યાન આપવાની ખાસ અગત્ય છે.

કુદરતના નિયમનું અવલોકન કરતાં જણાય છે કે, મહાન રાજપુરુષો, તત્ત્વજ્ઞાનીઓ, શિલ્પીઓ, કવિઓ, શાસ્ત્રીઓ, વહેપારીઓ, હુન્નરમંદો, વક્તાઓ, વિદ્વાનો અને વૈદ્યો **જન્મે છે, કાંઈ ઉત્પન્ન કરી શકાતા નથી.** એટલે પૂર્વજન્મના સંસ્કાર લઇને જે જન્મે છે, તેને જો સહાય મળે તો તેના સંસ્કારો ખીલે છે અને સહાય નહિ મળે તો તેઓ ગૂંચવાઇને, મૂંઝાઇને, અકળાઇને તે વિષયમાં આગળ વધે છે, પરંતુ આખરે તેને કરમાઇ જવું પડે છે. જેમ એક આંબાનું ઝાડ જંગલમાં ઊગ્યું હોય, તેનું નામ આપણે જંગલી આંબો પાડીએ અને તેવું જ બીજું આંબાનું ઝાડ બાગમાં ઊગ્યું હોય તેનું નામ આફૂસ-પાયરી પાડીએ; એટલે પ્રથમના આંબાને જંગલીઓનો સહવાસ થાય અને બીજાઓને અમીરોનો સહવાસ થાય; પરંતુ જંગલી આંબાને પૂરતી કેળવણી એટલે જોઇતું ખાતરપાણી આપીએ, તો તે પણ અમીરોની થાળીમાં પીરસી શકાય. તેમ અમારા લઘુબંધુઓ કે જેઓ સહાય વિના, માર્ગદર્શન વિના, કોઇ પણ જાતના

# निबंधमाळा लखवानो उद्देश

(લેખકઃ-સ્વ૦ વૈદ્ય તિલકચંદ તારાચંદ શાહ)

અમારા કેટલાક વૈદ્યબંધુઓ તથા ઇતર વિદ્વાનો એવો પ્રશ્ન કરે છે કે, આયુર્વેદનાં પ્રાચીન અને અર્વાચીન પુસ્તકો એટલાં બધાં છે કે તેની ઉપરાંત હવે નવાં પુસ્તક રચવાની જરૂર નથી; કારણ કે જે પુસ્તકો હાથમાં લઈએ છીએ અથવા નવાં વસાવીએ છીએ, પરંતુ જ્યારે અવલોકન કરીએ છીએ ત્યારે તે સર્વમાં થોડા ફેરફાર સાથે તેની તે વાતો દેખાય છે; અને ઘણાં પુસ્તકોમાં તો એકમાં આપેલા તેના તે જ પાઠો તથા ઔષધો અને તેનાં તે નામો જોવામાં આવે છે. તો પછી આવી નિબંધમાળા લખીને નકામો સમય અને ધનનો વ્યય કરવો તથા કરાવવો એ નિરર્થક છે. તેવું કહેનારાઓને ઉપકાર સાથે જણાવવાનું કે, આજકાલ આયુર્વેદનાં પુસ્તકોની સ્થિતિ આપ કહો છો તેવી જ છે; અને એવાં પુસ્તકો લખવાં-લખાવવાં, છાપવાં -છપાવવાં એ આપના વિચાર પ્રમાણે નિરર્થક હશે; એમ જણાય તો પણ આપ નીચેની હકીકત ઉપર ધ્યાન આપશો, તો આપને પ્રશ્ન કરવાનો અવકાશ રહેશે નહિ.

અમે જ્યાં સુધી વિચાર કર્યો અને જ્યાં સુધી જોઈ શક્યા ત્યાં સુધી અમારા જોવા-જાણવામાં એટલું જ આવ્યું કે, હાલમાં ચાલતી વૈદ્યકવિદ્યામાં દેશી વૈદ્યો એટલે આયુર્વેદીય ઉપચારકોના ચાર ભાગ પાડી શકાય છે.

**પ્રથમ રાજવૈદ્યો** કે જેઓ પોતાને પૂર્ણ માને છે; એટલે તેઓને આયુર્વેદીય ઉપચારકોની અવસ્થા કે વ્યવસ્થા તરફ ધ્યાન આપવાની જરૂર જણાતી નથી.

**બીજા વૈદ્યરાજો** કે જેઓ આયુર્વેદના જ્ઞાતા અને મહાન ચિકિત્સકો છે; કે જેઓ વિદ્યાનું દાન કરવા સદા તત્પર રહે છે, પણ સર્વ વિદ્યાર્થીઓને પહોંચી વળતા નથી, છતાં બનતું કરી રહ્યા છે.

ક

ત્રીજા વૈદ્યો કે જેઓ વૈદ્યરાજોને ત્યાં અભ્યાસ કરી પોતાનો ધંધો ચલાવી જગતમાં કાંઇક નામના મેળવતા ભાગ્શાળી થયા છે અને થતા જાય છે.

**ચોથા પ્રકારના વૈદ્યો** કે, જેમને રાજવૈદ્યો, ઊંટવૈદ્યોના નામથી ઓળખાવે છે તે છે.

અમારો મત એવો છે કે, જેમ બ્રાહ્મણો શૂદ્રને સુધારે નહિ પણ તેની નિંદા નિર્ભર્ત્સના કરે, તો તેઓ ઇશ્વરના પાદ (પગ) ની નિંદા કરે છે; તેમ જે રાજવૈદ્યો ઊંટવૈદ્યોની નિંદા કરે છે, તેઓ પોતાના નાના ભાઇની જ નિંદા કે નિર્ભર્ત્સના કરે છે. આયુર્વેદ ઉપર યુનાની અને એલોપથી વગેરે ઘણી ચિકિત્સાઓ પ્રહાર કરી રહી છે; આ ટીકાપ્રહારો માત્ર ઊંટવૈદ્યોને નહિ, પણ આખી આયુર્વેદપદ્ધતિને ઊંટવૈદાનું નામ આપવા મંથન કરે છે ! ! !

વૈદ્યકનો ધંધો કરનાર અમારા લઘુબંધુઓ કે જેઓને રાજવૈદ્યો ઊંટવૈદ્યના નામથી પોકારે છે, તેઓની સ્થિતિ તરફ ધ્યાન આપવાની ખાસ અગત્ય છે.

કુદરતના નિયમનું અવલોકન કરતાં જણાય છે કે, મહાન રાજપુરુષો, તત્ત્વજ્ઞાનીઓ, શિલ્પીઓ, કવિઓ, શાસ્ત્રીઓ, વહેપારીઓ, હુન્નરમંદો, વક્તાઓ, વિદ્વાનો અને વૈદ્યો **જન્મે છે, કાંઈ ઉત્પન્ન કરી શકાતા નથી.** એટલે પૂર્વજન્મના સંસ્કાર લઇને જે જન્મે છે, તેને જો સહાય મળે તો તેના સંસ્કારો ખીલે છે અને સહાય નહિ મળે તો તેઓ ગૂંચવાઇને, મૂંઝાઇને, અકળાઇને તે વિષયમાં આગળ વધે છે, પરંતુ આખરે તેને કરમાઇ જવું પડે છે. જેમ એક આંબાનું ઝાડ જંગલમાં ઊગ્યું હોય, તેનું નામ આપણે જંગલી આંબો પાડીએ અને તેવું જ બીજું આંબાનું ઝાડ બાગમાં ઊગ્યું હોય તેનું નામ આફૂસ-પાયરી પાડીએ; એટલે પ્રથમના આંબાને જંગલીઓનો સહવાસ થાય અને બીજાઓને અમીરોનો સહવાસ થાય; પરંતુ જંગલી આંબાને પૂરતી કેળવણી એટલે જોઇતું ખાતરપાણી આપીએ, તો તે પણ અમીરોની થાળીમાં પીરસી શકાય. તેમ અમારા લઘુબંધુઓ કે જેઓ રુહાય વિના, માર્ગદર્શન વિના, કોઇ પણ જાતના

આ નિબંધમાળા જેમ વેદાન્તીઓને માટે જગત મિથ્યા છે, તેમ તેમને માટે મિથ્યા છે!

આ નિબંધમાળા મૂંઝાતા વૈદ્યોને માર્ગદર્શક થાય, વિદ્યાર્થીઓને સહાયક થાય, વૈદ્યોનો શોભિયો થાય અને વૈદરાજોને આનંદ તથા ઉત્સાહ આપનારી થાય એટલો જ અમારો ઉદ્દેશ છે.

અમારા દેશમાંથી અસંખ્ય વૈદરાજો પોતાના અનુભવને સાથે લઇ ગયા છે! અને હજુ કેટલાકો એ સાથે લઇ જવા માટે વૈદકવિદ્યાના પોતાના અનુભવનાં પોટલાં બાંધી રાખેલાં છે; તેઓ અમારા કિંચિત્‌માત્ર પ્રયત્નને જોઇ પોતાના અનુભવને પોતાની સાથે નહિ લઈ જાય, પણ પોતાના અનુભવનો વારસો પોતાના બંધુઓને આપી જાય એટલોજ આ આયુર્વેદ નિબંધમાળા લખવાનો હેતુ, મુદ્દો કે ઉદ્દેશ છે. किमधिकम् सुज्ञेषु।

---

## लेखकनुं निवेदन

### भाग १ लो

અખિલ વિશ્વના ઉત્પાદક કે જેને સ્વયંભૂ, બ્રહ્મ, પરમેશ્વર, ઈશ્વર વગેરે અનેક નામોથી વર્ણવામાં આવ્યા છે; પરંતુ તેને જાણવાને માટે યોગી પુરુષો તથા સિદ્ધ પુરુષોએ પ્રયત્ન આરંભી એટલું સિદ્ધ કર્યું છે કે, જે પરમાત્મા પરાની પાર, અક્ષરાતીત અને અનિર્વચનીય છે, તે પરમાત્માની ગતિ, શક્તિ અને લીલા કહો કે કુદરત કહો, તે સર્વે એકજ વાત છે. કુદરતના નિયમ તપાસતાં કાર્યકારણરૂપે જે દૃશ્યમાન જગત જણાય છે, તેમાં કોઇ પણ પ્રાણીની પ્રવૃત્તિ કોઈ પણ જાતના પ્રયોજન વિનાની જણાતી નથી. એટલા ઉપરથી સમજી શકાશે કે, પૂર્વાચાર્યોએ મનુષ્યજીવનમાં નિરામય આયુષ્ય ભોગવવાને માટે આયુર્વેદની સંકલના એટલાજ પ્રયોજનથી કરેલી છે કે, પ્રાણીમાત્ર યાવત્ જીવનપર્યંત નિરામય જિંદગી ગુજારી, કુદરતના નિયમને પાળી, સંસારરૂપ સમુદ્રને તરી, ઈશ્વરના

પદમાં લીન થાય. એ પ્રમાણે જ્યારે આયુર્વેદાચાર્યોએ આયુર્વેદરૂપ નૌકા તૈયાર કરી, કોઇ પણ જાતની અપૂર્ણતા વિના, કોઇ પણ જાતની ખામી વિના, સંશયરહિતપણે સિદ્ધ વચનોનો સમુદાય રચીને મનુષ્યસૃષ્ટિમાં પ્રકટ કર્યો છે. તો પછી તેજ વિષયમાં આયુર્વેદનાં લખાયલાં સાહિત્યોમાં આ આયુર્વેદ નિબંધમાળાનું શું પ્રયોજન છે ? એવો પ્રશ્ન સ્વાભાવિક ઊઠે તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી.

આયુર્વેદ નિબંધમાળા લખવાનું પ્રયોજન કાંઇજ હતું નહિ. પરંતુ સુરત શહેરની વૈદ્યસભાએ દર રવિવારે આયુર્વેદમાંથી અમુક વિષયને લઇ, વ્યાખ્યાન આપવાનું શરૂ કર્યું. તે એટલા માટે કે વર્તમાનકાળમાં આયુર્વેદનો અભ્યાસક્રમ પ્રાયઃ લુપ્ત થયેલો જણાતો હોવાથી, તથા ઇતર દેશના ચિકિત્સાશાસ્ત્રજ્ઞ પંડિતોની આગળ આયુર્વેદની અવહેલના થતી હોવાથી, જો કે આખી પૃથ્વીનાં ચિકિત્સાશાસ્ત્ર આયુર્વેદ ઉપરથીજ લઇને નિર્માણ કરેલાં છે, તથાપિ આયુર્વેદ તેની છાયામાં એટલો બધો આચ્છાદિત થઇ ગયો છે કે, તેના તરફ બારીક દૃષ્ટિએ જોતાં પણ તેનાં દર્શન દુર્લભ થઇ પડયાં છે. તે આયુર્વેદનું દિગ્દર્શન કરાવવા માટે, વર્તમાનકાલમાં આખા આર્યાવર્તમાં વૈદ્યસભાઓ તથા વૈદકસંમેલનો દ્વારા ઉહાપોહ ચાલુ થયેલો જોવામાં આવે છે. તે પ્રમાણે સુરત શહેરની વૈદ્યસભાએ પણ વ્યાખ્યાનનો ક્રમ શરૂ કર્યો. તે સભામાં મારે વ્યાખ્યાન આપવા ઠરવાથી બેચાર વ્યાખ્યાનો આપ્યાં, તેટલામાં અમારા મિત્રવર્ગ તરફથી એવી સૂચના આવી કે, આવાં સ્પષ્ટીકરણવાળાં વ્યાખ્યાનોનો સંગ્રહ થાય તો આ વિષયમાં રસ લેનારાઓને તે અતિ ઉપયોગી થઇ પડે. એટલી વાત નક્કી થયા પછી અમારો વિચાર આયુર્વેદ નિબંધમાળા લખવા તરફ દોરાયો, પરંતુ દરેક કાર્યમાં બે શક્તિની અથવા બે વ્યક્તિની જરૂર હોય છે. તે પ્રમાણે સુરતનિવાસી શ્રીયુત ઇશ્વિરલાલ રતનલાલ ત્રિવેદીએ આગ્રહપૂર્વક લેખનનું કામ, કોઇ પણ જાતના સ્વાર્થ વિના પોતાને માથે ઉપાડી લીધું અને તે એવી રીતે પાર પાડવામાં આવ્યું કે, પોતાનો વ્યવસાય છોડીને માત્ર પરોપકારવૃત્તિથી, નિયમિત સમયે લખવાનું કામ શરૂ કરવામાં આવ્યું. જેથી આ નિબંધમાળા

છે, ભૂલને પાત્ર છે; છતાં અજ્ઞાન દશામાં અહંકારથી એવું સમજે છે કે, હું જે સમજું છું તે પૂર્ણ છે અને મારા કરતાં ઇતર મનુષ્યો મારા જેટલું સમજતાં નથી. એટલે હું જે કરું છું અને કહું છું તે પૂર્ણ વાજબી અને સત્ય છે, માટે મારામાં કોઇએ ભૂલ કાઢવી નહિ. આવો રિવાજ ઘણા પ્રાચીનકાળથી ચાલતો આવેલો હોવાને લીધે, આખી દુનિયાની પ્રજામાં જુદા જુદા વિચારના જુદા જુદા સમૂહો જોવામાં આવે છે. જો એમ ન હોય તો દરેક માણસના સુખદુઃખ અને પ્રતિકાર એકસરખા હોય અને જો એમ હોત તો આજકાલ આખી દુનિયામાં સુખ, શાંતિ, આનંદ અને લાંબા કાળ સુધી જીવવાને માટે જે પ્રયત્નો ચાલી રહ્યા છે અને જેને માટે નવીન નિબંધો, નવીન પુસ્તકો અને નવીન ચિકિત્સાઓ વધતી જાય છે તેનું પ્રયોજન હોત નહિ. પરંતુ અમારું માનવું એવું છે કે, અમે પોતે દરેક બાબતમાં અપૂર્ણ છીએ અને જગતના પ્રવાહમાં એક વિદ્યાર્થી તરીકેનું જીવન પૂરું કરવા માટે, પૂર્વજન્મના કૃતકર્મના સંકેત પ્રમાણે વહ્યા જઇએ છીએ. જેથી અમોને ઇતર વિદ્વાનોના આશ્રયની, ઉપદેશની અને અનુભવની સંપૂર્ણ ઇચ્છા તથા લાલસા છે; પરંતુ કુદરતના નિયમ પ્રમાણે જ્યાંસુધી મનુષ્ય પોતાની પાસેનું બીજાને આપે નહિ ત્યાંસુધી બીજાની પાસેનું લેવાને માટે તે હકદાર થઇ શકતો નથી. એટલા માટે અમારા જીવન કલહમાં પ્રજાને ઉપયોગી થાય એવા કંઇક વિચારોનો અનુભવ અમને થયો છે; તે અનુભવ અમારા વૈદ્યબંધુઓને આપવો અને તેઓ પાસેથી તેઓનો અનુભવ માંગવો એટલુંજ આ આયુર્વેદ નિબંધમાળા લખવાનું પ્રયોજન છે. બાકી અમારી સ્થિતિ અને આ અમારું કાર્ય આવું છેઃ—

યત્ર વિદ્વજ્જનો નાસ્તિ શ્લાધ્ય સ્તત્રાલ્પધીરપિ।
નિરસ્ત પાદપે દેશે એરંડોપિ દ્રુમાયતે ॥

અર્થ—હોય નહિ વિદ્વાન જ્યાં, અલ્પબુદ્ધિ વખણાય;
ઝાડ વગરના દેશમાં, એરંડો દ્રુમ થાય.

ઉપરના જેવી સ્થિતિ છે. તે છતાં આ આયુર્વેદ નિબંધમાળા પ્રગટ કરી છે, તેમાં બનતી સાવધાની, કાળજી અને દક્ષતા રાખવામાં આવી

છે. છતાં જે ભૂલચૂક રહી ગઈ હોય તે વિદ્વાનોએ સુધારીને વાંચવા કૃપા કરવી અને જે અપૂર્ણતા જણાતી હોય, તે વિદ્વાન આયુર્વેદાચાર્યોએ પોતે પોતાના તરફથી બીજી નિબંધમાળાઓ લખીને પૂર્ણ કરવી એટલુંજ આ નિબંધમાળાનું પ્રયોજન છે. **अलमिति विस्तरेणवि-पश्चिद वरेषुक्किमधिकम्।**

લી૦ આપનો કૃપાકાંક્ષી,
શાહ તિલકચંદ તારાચંદ વૈદ્ય-સુરત.

# लेखकनुं निवेदन

## भाग २ जो

આયુર્વેદ નિબંધમાળાનો પ્રથમ ભાગ આપે ધ્યાન દઇને વાંચ્યો હશેજ. આજે બીજો ભાગ આપને સાદર કરવામાં આવે છે; તે લક્ષપૂર્વક વાંચશો, છતાં અમારે કહેવું જોઇએ કે, આ બીજા ભાગના બીજા નિબંધમાં **પીયૂષપાણિનો** નિબંધ વાંચી તે ઉપર મનન કરી તે પ્રમાણે વર્તવાથી વૈદ્યોના હાથમાં જરૂર અમૃત આવશે. નિબંધ-માળાનો **ત્રીજો નિબંધ ષડ્ઋતુદર્પણનો** છે. શુશ્રુત અને ચરક જેવા મહાન અને આદિ ગ્રંથોમાં પણ ઋતુનું વર્ણન ઘણુંજ ટૂંકાણમાં કરેલું છે; એટલુંજ નહિ પણ વૈદ્યકના પ્રાચીન પુસ્તકોની ઋતુચર્યા તથા દીનચર્યા વાંચતાં સમજાય છે કે, એ વિધિઓ રાજા-મહારાજાઓ માટે લખાયલી છે; પણ ઋતુના હીનયોગ, મિથ્યાયોગ અને અતિયોગથી વાતાવરણમાં શું ફેરફાર થાય છે અને તે ફેરફાર-થી પ્રજાજીવન તથા મનુષ્યના ઉપર શી અસર થાય છે, તે જાણી શકાતું નથી; જેથી હાલના સમયમાં વાતાવરણ-વિદ્યા વૈદ્યોમાં નાશ પામી છે એમ જણાય છે; અને તેથીજ કહેવામાં આવે છે કે "**હવાના ગુણદોષમાં વૈદ્યો શું સમજે?** એ તો ડૉક્ટરોજ સમજે અને તે જે કહે તેજ ખરું." એવું બોલનારા અમારા વૈદ્યરાજોજ

છે, તો પછી પ્રજા તેમ કહે તેમાં આશ્ચર્ય શું? પરંતુ આ નિબંધમાં અમે ઋતુનું વર્ણન, તેના હીન, મિથ્યા અને અતિયોગથી હવામાં શું ફેરફાર થાય છે અને તેથી કયા કયા અને કઈ કઈ જાતના રોગો પેદા થાય છે તે ખુલ્લી રીતે બતાવી આપ્યું છે. એટલે એ નિબંધ ધ્યાન દઈને વાંચે અને થોડો વિચાર કરી અવલોકન કરવાની ટેવ પાડે તો, સાધારણ વૈદ્યો પણ હવાના ગુણદોષ જાણી શકે. માટે એ નિબંધ વાંચવાની ખાસ ભલામણ કરવામાં આવે છે. ચોથો **નિબંધ ત્રિદોષસિદ્ધાન્તનો** છે. એ નિબંધ દરેક વૈદ્યકનો ધંધો કરનારાઓએ અભ્યાસીની રીતે વાંચવાનો છે. જે વૈદ્ય આ નિબંધનો અભ્યાસ કરશે, તેને આખું નિદાનશાસ્ત્ર હસ્તામલકવત્ દેખાશે. એટલે હાલમાં કેટલાક વિદ્વાનમાં ગણાતા વૈદ્યો એમ સમજેલા છે કે, આયુર્વેદનું નિદાનશાસ્ત્ર અપૂર્ણ છે અથવા તેમાં સુધારો કરવાની ઘણીજ જરૂર છે; તેઓની ખાતરી થશે કે, આયુર્વેદનું નિદાન અપૂર્ણ નથી, પણ બીજાઓને હજુ નિદાનશાસ્ત્રની બારાખડી શીખવાની છે.

આ નિબંધમાળાનો **કૉલેરાનો નિબંધ** ઘણોજ ધ્યાન ખેંચનારો છે; કારણ કે હાલના જંતુવિદ્યાના શોધકોની શોધ જોઇને આપણા લોકો મુગ્ધ બની જાય છે; પણ જંતુવિદ્યાના પંડિતો જંતુ ઉત્પન્ન થયા પછી તે જંતુ ફલાણી જાતનાં છે એટલું કહી શકશે. પણ તે જંતુ ઉત્પન્ન થવાનું કારણ શું અને તે એની મેળે શા રીતે શાન્ત થાય છે, તે સમજાવી શકતા નથી. પરંતુ અમારા વૈદ્યો ઋતુનો હિન, મિથ્યા કે અતિયોગ સમજી વાતાવરણનો ફેરફાર તપાસી સાબિત કરશે કે, આવી જાતનાં જંતુઓ આવી હવામાં પ્રગટ થશે અને તે ઋતુનો ફેરફાર થવાથી શાંત થઇ જશે. એજ પ્રમાણે બીજા નિબંધો લખીને અમારા અનુભવના અમારા દવાખાનામાં ચાલતા તમામ ઉપાયો આ નિબંધમાળામાં દાખલ કરવામાં આવ્યા છે. તે ઉપાયોની બનાવટ, વાપરવાની રીત અને કયો ઉપાય કેવી અવસ્થામાં આપવો તેની વિગતવાર હકીકત એવી રીતે લખવામાં આવી છે કે, સાધારણ વૈદ્ય પણ ધ્યાન રાખીને કામ કરે અને પોતાને હાથે તેમાં લખેલી ઔષધિ બનાવી વાપરે તો એક મહાન વૈદ્યરાજ બની જાય.

આ નિબંધમાળામાં બીજા વૈદ્યરાજે તરફથી આવેલા ઉપાયે દાખલ કરવામાં આવ્યા છે અને તે સાથે તે વૈદ્યરાજોનાં નામઠેકાણુ લખવામાં આવ્યાં છે; એટલે તે સંબંધે કોઇને કાંઇ પૂછવું હોય તે તે વૈદ્યોને પૂછી લેવાય, જેથી કોઈ વાતની શંકા રહેજ નહિ.

આ નિબંધમાળામાં અમારા તથા અન્ય વૈદ્યરાજોના જે ઉપાયે આવેલા છે, તેમાં ધાતુ-ઉપધાતુ, રસો-ઉપરસો અને વિષો-ઉપવિષોના ઘણા પ્રયોગો છે. તેમાં આવેલા પદાર્થોને શુદ્ધ કર્યા સિવાય તથા વિધિપૂર્વક તેનું મારણ કે જારણ કર્યા સિવાય તે પદાર્થો કોઇ પણ વૈદ્યે વાપરવા નહિ, અમે તેનું શોધન લખ્યું નથી; કારણ કે બીજા દરેક ગ્રંથકારે તેની શોધનવિધિ લખેલી છે. તેમાંથી જોઇને દરેક **પદાર્થનું શોધન કરીને પછીજ એવી ઔષધિનો ઉપયોગ કરવો.**

આ નિબંધમાળામાં જે ગુણ દેખાય છે તે આયુર્વેદના છે અને જો કાંઇ દોષ દેખાય તો તે અમારા પોતાના છે, એમ જાણી ક્ષમા કરવી. તે સાથે અમે જણાવીએ છીએ કે, આપને આ નિબંધોમાં કેટલીક અપૂર્ણતા જણાશે અથવા સિદ્ધાંતમાં કાંઇ ફેર જણાય તો તેની ઉપર ટીકા નહિ કરતાં પોતે માનેલા પોતાના સિદ્ધાંતનો જુદો નિબંધ લખવો; એટલે ખરું શું છે તે સમજાઇ જશે. મિથ્યા વાદવિવાદ કરવાનો અમારો વિચાર નથી. × × × ×

લિ૦ આપનો કૃપાભિલાષી
**શાહ તિલકચંદ તારાચંદ વૈદ્ય-સુરત**

# अनुक्रमणिका

## भाग १ लो

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૨૧ | ૪ | કોશિપ | કોશિશ |
| ૪૩૩ | ૮ | બ્રાજપિત્ત | બ્રાજકપિત્ત |
| ૪૪૮ | ૯ | ઓળી | ગોળી |
| ૪૪૮ | ૧૧ | મદનકામેશ્વની | મદનકામેશ્વરની |
| ૪૬૪ | ૧૧ | ચોવણુ | ધોવણુ |
| ૪૬૫ | ૧૨ | ચંચળ | સંચળ |
| ૪૭૨ | ૮ | ગાળ | ગોળ |
| ૪૮૦ | ૭ | મહાવિર | મહાવીર |
| ૪૯૧ | ૭ | પ્રાંચ | પાંચ |
| ૪૯૨ | ૮ | લક્ષવાળા | લક્ષણવાળા |
| ૫૧૩ | ૨ | સ્વાષ્ટદિ | સ્વાદિષ્ટ |
| ૫૩૬ | ૧૦ | અહાર | આહાર |
| ૫૮૧ | ૧૫ | ધુમડાની | ધુમાડાની |
| ૫૯૫ | ૧૪ | આશક્ત | અશક્ત |
| ૫૯૬ | ૧૨ | પાતાળ | પાતળા |
| ૬૧૮ | ૧૮ | કસુવવાડ | કસુવાવડ |
| ૬૩૧ | ૨૫ | સસભાવે | સમભાગે |
| ૬૬૨ | ૧૩ | શિરોગૃહ | શિરોગ્રહ |



# "વિવિધ ગ્રંથમાળા"નું ચાલુ ધોરણ

૧—વાર્ષિક મૂલ્ય પાકાં પૂઠાં સાથે રૂપિયા ૫) હોઇ ટપાલખર્ચ ચાલુ વર્ષનું માફ હોય છે. આફ્રિકા ઇત્યાદિ દેશાવર માટે વાર્ષિક-મૂલ્ય રૂપિયા ૮) અથવા શિલિંગ ૧૨) છે. ૨—પ્રત્યેક વર્ષ કારતકથી આસો સુધીનું ગણાય છે. વચ્ચે ગમે ત્યારે ગ્રાહક થવા છતાં કારતકથી પુસ્તકો અપાય છે. ૩—૫"×૭ાા"ના કદનાં **પૃષ્ઠ ૧૯૦૦ થી ૨૧૦૦ સુધી** ત્રણથી ચાર પુસ્તકો દ્વારા અપાય છે. તેમાંનાં નીકળ્યાં હોય તે તે પુસ્તક ગ્રાહક થતી વખતે અપાઇ, બાકીનાં નીકળે તેમ મોકલાય છે. ૪—કોઇ વાર પુસ્તકોની સંખ્યા ચારથી વધે તો તે વધારાનું પુસ્તક સાદાં પૂંઠાંવાળું જ બંધાશે; અથવા બીજા બોર્ડ પટ્ટીના પૂંઠાંવાળા પુસ્તકનું ભેગું બંધાવાશે. ૫—પ્રત્યેક વર્ષનું છેલ્લું પુસ્તક વી. પી. થી મોકલીને તે પછીના વર્ષનું વાર્ષિક મૂલ્ય મંગાવી લેવાશે; પણ બનતાં સુધી તે વિષે અગાઉથી ચેતવણી અપાઈ જેઓ નવા વર્ષમાં ગ્રાહક રહેવાની ના લખશે તેમને એ છેલ્લું પુસ્તક વી. પી. થી નહિ પણ સાદી રીતે મોકલાશે. ૬—જેઓ પ્રથમથી ના નહિ લખતાં વી. પી. આવ્યે તે પાછું વાળશે, તો તે છેલ્લા પુસ્તક ઉપરનો સર્વ હક્ક ગુમાવશે. પરંતુ જેમનું વી. પી. ભૂલથી કે એવા કોઇ કારણથી પાછું વળ્યું હશે, તેઓ પોતાનું વાર્ષિક મૂલ્ય મોકલી આપીને પોતાનું નામ પાછું ચાલુ કરાવી શકે છે તથા વી. પી. પાછું વળવાથી ટપાલ આદિ ખર્ચ રદ ગયું હોય તે મોકલીને પાછું વળેલું પુસ્તક પણ તેઓ મેળવી શકે છે. ૭—"વિવિધ ગ્રંથમાળા"નાં પુસ્તકો પૂરતી ચોકસી કરીને ટપાલમાં નંખાય છે; છતાં તે ગ્રાહકને મળે નહિ તો તેને માટે આ સંસ્થા જવાબદાર નથી. ટપાલખાતા પર અરજી કરવા છતાં જેઓ તે પુસ્તક ન મેળવી શકે, તેઓ તે બાબતનો ટપાલખાતા સાથેનો પત્રવહેવાર જોવા મોકલી આપશે તો બનતો વિચાર થશે. ૮—ગેરવલ્લે જાય નહિ તેટલા માટે દરેક પુસ્તક રજિસ્ટર્ડ પોસ્ટથી મેળવવું હોય તેમણે તે ખર્ચના બાર આના વધુ મોકલવા. ૯—વાર્ષિક મૂલ્ય રૂબરૂમાં ભરનારને તે જ વખતે છાપેલી પાવતી અપાય છે તથા વી. પી. દ્વારા વાર્ષિક મૂલ્ય ભરનારે વી. પી. ઉપર જે સરનામું, ટપાલની છાપ વગેરે હોય છે તેને જ પાવતી તરીકે જાળવી રાખવાનું છે. ૧૦—મુંબઇના કાર્યાલયમાં "વિવિધ ગ્રંથમાળા"નું વાર્ષિક મૂલ્ય ભરનારે તે ભર્યા પછીનો સર્વ સંબંધ અમદાવાદના જ કાર્યાલય સાથે સમજવાનો છે.

# उत्तम वैद्योनी अने स्वदेशनी औषधिओनी महत्ता

स्मृतिमान् युक्तिहेतुज्ञो जितात्मा प्रतिपत्तिमान् ।
भिषगौषधसंयोगैश्चिकित्सां कर्तुमर्हति ॥

અર્થાત્ સ્મરણશક્તિવાળો, યુક્તિ તથા હેતુને જાણનારો, જિતાત્મા અને સારી પરીક્ષા કરી જાણનારો વૈદ્ય જ ઔષધ વડે રોગોની ચિકિત્સા કરે. —શ્રીચરકાચાર્ય

वरमाशीविषविषं क्वथितं ताम्रमेव वा ।
पीतमत्यग्निसंतप्ता भक्षिता वाप्ययो गुडाः ॥
न तु श्रुतवतां वेशं बिभ्रता शरणागतात् ।
गृहीतमन्नपानं वा वित्तं वा रोगपीडितात् ॥ चरकः ।

અર્થાત્ સર્પનું ઝેર પીવું, ગરમ કરેલ તાંબાનો રસ પીવો અથવા અગ્નિમાં લાલ કરેલ લોઢાના ગોળાને ગળી જવો એ સારું; પણ વિદ્વાન વૈદ્યના વેષવાળા મનુષ્યે શરણે આવેલા રોગપીડિત મનુષ્યનું અન્નપાણી અથવા ધન લેવું એ અતિ ખરાબ છે. —શ્રીચરકાચાર્ય

यस्य देशस्य यो जन्तुस्तज्जन्तस्यौषधं हितम् ।
देशादन्यत्र वसतस्तत्तुल्यं गुणमौषधम् ॥

અર્થાત્ જે દેશમાં જે મનુષ્યનો જન્મ થયેલો છે, તેને માટે તે જ દેશની ઔષધિ હિતકારક છે. બહારથી આવેલી ઔષધિ પૂરો લાભ કરતી નથી. વળી દેશથી બહાર રહેલાને પણ તેની જન્મભૂમિની જ ઔષધિ વિશેષ લાભદાયક છે.



# श्रीआयुर्वेद निबंधमाळा

## १–आयुर्वेद अने तेनी अगत्य

॥ मंगलाचरण ॥

प्रणम्य जगदुत्पत्तिस्थितिसंहारकारणम् ।
स्वर्गापवर्गयोर्द्वारं त्रैलोक्यशरणं शिवम् ॥

વર્તમાનકાળમાં આખી દુનિયામાં મનુષ્યમાત્રને જેમ અને તેમ વધારે જીવવાની તૃષ્ણા વધી પડી છે અને તેટલા માટે શરીરને ટકાવી રાખવા સારુ ભગીરથ પ્રયત્નો શરૂ થયા છે. એ પ્રયત્નો જો કે સ્તુતિપાત્ર છે, તથાપિ કેટલાક શોધકો જૂની વાતને નવા રૂપમાં ગોઠવી, આ શોધ અમે સ્વતંત્ર કરેલી છે એવું પ્રતિપાદન કરે છે; પણ જેમ શિષ્યો ગુરુની નિંદા કરે તેમ, જે શાસ્ત્ર ઉપરથી જ્ઞાનવાન થઇ, નવા રૂપમાં તેજ વાતને ગોઠવી, તે મૂળ શાસ્ત્રની તેઓ નિંદા કરે છે. એટલુંજ માત્ર શોચનીય છે.

મનુષ્યમાત્રના જીવનને માટે, કલ્યાણને માટે, આરોગ્ય માટે અને સંપૂર્ણ સુખ પામવા માટે, જુદી જુદી દિશામાં, જુદી જુદી ભાષામાં, જુદા જુદા રૂપમાં અને જુદે જુદે પ્રકારે પ્રવૃત્તિ થાય, એ જરૂરનું તેમ આનંદદાયી છે; પરંતુ તે પ્રવૃત્તિ એવી ન હોવી જોઇએ કે જેથી એકબીજાના માનને હાનિ પહોંચે.

હિંદુસ્તાનની આર્યપ્રજા, સૃષ્ટિના આદિથી એટલે વેદકાળથી મનુષ્યના જીવનને પૃથ્વીથી પરમેશ્વરપર્યંત સરળતાથી સુખરૂપ પહોંચવા માટે, કેવા માર્ગો લેવા તેનો વિચાર કરતી આવી છે. અને આર્યપ્રજાએ શારીરિક, માનસિક અને આત્મિક ઉન્નતિ કેવી રીતે કરવી તેના નિયમો, જ્ઞાન દ્વારા, અનુભવ દ્વારા અને પ્રત્યક્ષ અનુમાન અને ઉપમાનથી સિદ્ધ કરી, આપ્ત-પ્રમાણમાં એવી રીતે ગોઠવી તેની સંકલના કરી છે કે, તે સંકલનામાં થોડો પણ ફેરફાર કરવાની આવશ્યકતા રહી નથી; પરંતુ તે ઋષિમુનિઓએ જે નિયમો ઠરાવ્યા છે અથવા જે શોધ કરી છે, તેનો સમાવેશ જેમ ઘડામાં સમુદ્રને સમાવી દીધો હોય તેમ, એક વાક્યમાં અથવા એક સૂત્રમાં કરેલો છે. એટલે હવેના વિદ્વાનોના હાથમાં એટલીજ વાત રહેલી છે કે, તે સૂત્રોને સમજીને પોતપોતાની બુદ્ધિ પ્રમાણે તેને વિસ્તારમાં લખી, આ કાળના ઓછી બુદ્ધિવાળા મનુષ્યો સમજી શકે તેવા રૂપમાં લાવી, જગત પર ઉપકાર કરવો; એ સિવાય બીજો ઉપાય રહ્યો નથી. કેટલાક વિદ્વાનોનો એવો અભિપ્રાય છે કે, આર્યોનું વૈદ્યકશાસ્ત્ર અપૂર્ણ છે, તેમાં સુધારાની ઘણી જરૂર છે; એ લોકોએ પ્રત્યક્ષમાં જોયા સિવાય જેમ મનમાં આવ્યું તેમ લખી માર્યું છે, પરંતુ એવા વિચારને હસી કાઢવા સિવાય આપણી પાસે બીજો ઉપાય નથી.

આપણા શાસ્ત્ર પ્રમાણે અથવા આપણી ભાષા પ્રમાણે જ્યાં સુધી મનુષ્ય જીવે અથવા જન્મે અને મરે તેની વચમાંનો જે કાળ

તેને આયુ કહે છે અને એ આયુને ઉપદ્રવરહિત, રોગરહિત, કલેશરહિત અને નિર્બળતારહિત નિભાવી રાખવાની જે વિદ્યા, તેને આયુર્વેદ કહે છે. શાસ્ત્રકાર આપણને શીખવે છે કેઃ—

शरीरप्राणयोरेवम् संयोगादायुरुच्यते ।
कालेन तद्वियोगाद्धि पंचत्वं कथ्यते बुधैः ॥

એટલે શરીર અને પ્રાણનો જ્યાં સુધી યોગ કાયમ રહે, ત્યાં સુધીના કાળને આયુષ્ય કહે છે. હવે આપણા સમજવામાં આવે છે કે, જ્યારે જે દેશમાં મનુષ્યો ઋષિપદને, યોગીપદને અને સિદ્ધપદને પામતા હતા, ત્યારે તેઓએ નિઃસ્વાર્થપણે મનુષ્યમાત્રના કલ્યાણને માટે જે શાસ્ત્રો રચેલાં છે, તે શાસ્ત્રો અપૂર્ણ કેમ હોઈ શકે ?

મિત્રો ! આપણે એટલું તો ધ્યાનમાં રાખવું જોઇએ કે, આપણી માતા વાત્સલ્યપ્રેમથી આપણા ઉપર જે હેત બતાવી, કાયમના સુખને માટે જે યોજના કરે, તે એક અપરમાતા આપણા સુખની હાનિ કરવાને, આપણા મનસ્વી તરંગોને પુષ્ટિ આપી, આપણને આડે રસ્તે દોરી જાય અને આપણે અજ્ઞાનદશામાં મોહવશ થઇને, આપણી વત્સલતાથી પરિપૂર્ણ માતાનો ત્યાગ કરી, (જ્યાં સુધી આપણને આપણી ભૂલ ન જણાય ત્યાં સુધી) અપરમાતાના સ્વરૂપને જાણ્યા વિના દોરાઇ જઇએ, તે શોચનીય છે.

ખરી વાત તો એ છે કે, જે શાસ્ત્રમાં (પછી તે ગમે તે ભાષામાં લખાયલું હોય) પરમેશ્વરનું, પ્રકૃતિનું, આત્માનું, આત્માનાં કર્મોનું અને તેથી જોડાતા પ્રાણીશરીરનું તથા સુખદુઃખનું વર્ણન કરવામાં આવ્યું હોય તથા મનુષ્ય જન્મ્યા પછી તેના શરીર ઉપર આકાશમાં પ્રકાશતા ગ્રહોનાં કિરણોની, વાતાવરણમાં વહેતા વાયુઓની, ઋતુમાં થતા (હીનયોગ, મિથ્યાયોગ અને અતિયોગ) ફેરફારની, તેમ માબાપોનાં કર્મો, ચારિત્ર્યો અને મનોવિકારની

થતી અસરોની અને પોતાના આહારવિહારથી ઉત્પન્ન થતી અસરથી શરીર ઉપર થતા નાનાવિધ પ્રકારના ફેરફારોની વિધાનો ઉલ્લેખ કરવામાં આવ્યો હોય, તેને આયુર્વેદ નામ આપી શકાય છે.

જે શાસ્ત્રમાં સ્વાભાવિક એટલે મનુષ્યના આહારવિહારથી થયેલા, આગંતુક એટલે મનુષ્યની ઉપાધિથી થયેલા કાયિક એટલે માબાપથી વારસામાં આવેલા અને કર્મજ એટલે આત્માએ કરેલાં પૂર્વજન્મનાં કૃતકર્મથી ઉત્પન્ન થયેલા રોગોનું વર્ણન કરવામાં આવ્યું હોય, તે શાસ્ત્ર આયુર્વેદ કહેવાય છે.

જે શાસ્ત્રમાં મનુષ્યની પ્રકૃતિ પ્રમાણે વિચાર ચલાવી, ત્રિદોષ સિદ્ધાંતનું પ્રતિપાદન કરી, પાંચ પ્રકારના વાયુ, પાંચ પ્રકારના પિત્ત, પાંચ પ્રકારના કફ, તેને રહેવાનાં સ્થાનો, તેને કરવાનાં કર્મો અને તેના અતિયોગ, હીનયોગ અને મિથ્યાયોગથી થતા ગુણદોષનું વર્ણન કરવામાં આવ્યું હોય, તેને આયુર્વેદ કહે છે.

જે શાસ્ત્રમાં મનુષ્યના ત્રણ દોષો, પાંચ તત્ત્વો, પાંચ તન્માત્રાઓ અને ચાર અંતઃકરણોની વ્યવસ્થાથી મનુષ્યશરીરને તેસઠ પ્રકૃતિનું વર્ણન કરી, તેમાં થયેલી અવ્યવસ્થાને પાંચ તત્ત્વો અને છ ઋતુઓના યોગથી તથા સૂર્ય અને ચંદ્રના બળની અસરથી ઉત્પન્ન થયેલા છ રસો અને તે છ રસોના ન્યૂનાધિક સંમેલનથી ઉત્પન્ન થતા તેસઠ રસો (સ્વાદો)નું વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું હોય, તેને આયુર્વેદ કહે છે.

જે શાસ્ત્રમાં પ્રકૃતિને સમજી, દોષને સમજી, આહારવિહારના નિયમોને સમજી, ઋતુમાન પ્રમાણે હવામાં થતા ફેરફારને સમજી, શરીરનું આરોગ્ય રાખી પ્રાણને આત્મા સાથે અને આત્માને પરમેશ્વર સાથે જોડવાને અંતઃકરણની જે ઘટના રચાયલી છે, તેને

યથાર્થ રૂપમાં ગોઠવી ધર્મ, અર્થ, કામ અને મોક્ષપર્યન્ત પહોંચવાને માટે પ્રણાલિકા ઠરાવી હોય, તેને આયુર્વેદ કહે છે.

મિત્રો! આપણા ઋષિઓએ મનુષ્યના અથવા કહો કે પ્રાણીમાત્રના હિતને માટે આયુર્વેદની સ્થાપના કરી, કોઈ પણ સ્વાર્થ વિના માત્ર પરમાર્થબુદ્ધિથી પોતાના જ્ઞાનસમુદ્રમાંથી નિષ્કર્ષરૂપ જે મુક્તાફળની માળ પ્રમાણે શબ્દરૂપ માળાઓ ગોઠવી રાખી છે, તેનું પરિધાન કરવાથી આપણા આબાલવૃદ્ધના આધિદૈવિક, આધિભૌતિક અને આધ્યાત્મિક તાપનું સાંત્વન થાય છે. માટે આપણે તે આયુર્વેદના રહસ્યને સમજવાને અને આયુર્વેદમાં લખેલાં ટૂંકાં સૂત્રોમાં રહેલાં રહસ્યો સમજવા પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે. તેટલા માટે આ પ્રથમ નિબંધ તેની પ્રસ્તાવનારૂપે લખી, આપ લોકોનાં મનને આનંદ પમાડવા અને આપને આયુર્વેદ એ શું છે અને આયુર્વેદમાં કેટલું ગાંભીર્ય છે તથા આયુર્વેદ ભણવાની અને તેનું મનન કરવાની કેટલી બધી આવશ્યકતા છે, તે તરફ આપનું ધ્યાન ખેંચવાની અમારી ખાસ ફરજ છે. આજકાલ એવું મનાયું છે કે, આયુર્વેદનો અભ્યાસ કરવો એ માત્ર વૈદ્યોને માટે છે, આપણે (બીજાઓએ) એના તરફ દૃષ્ટિ કરવાની કાંઇ જરૂર નથી; પણ એવા વિચાર કરનારાઓ કેવળ ભૂલ કરે છે. કારણ કે જેને આયુષ્ય છે અથવા જેને પોતાનું આયુષ્ય ટકાવી રાખવાની ઇચ્છા છે અથવા જેને જન્મથી મરણપર્યન્ત રોગરૂપી શત્રુના દળને શરીરમાં દાખલ નહિ થવા દેવાનો વિચાર છે, તેણે તો બીજાં ધર્મશાસ્ત્રોનો, અર્થશાસ્ત્રોનો, કામશાસ્ત્રોનો અભ્યાસ કરતાં પહેલાં આયુર્વેદનો અભ્યાસ કરવાની ખાસ જરૂર છે.



# ૨—આયુર્વેદ અને વર્તમાન 'ઋષિ'ઓ

ઘણા પ્રાચીન કાળથી આયુર્વેદની સ્થાપના આપણા આર્યાવર્તમાં થયેલી છે. આર્યાવર્તમાં અથવા આખી દુનિયામાં પ્રાચીનમાં પ્રાચીન ગણાતાં પુસ્તકોમાં, 'વેદ' નામથી ઓળખાતાં પુસ્તકો સિવાય બીજું કોઇ પણ પુસ્તક જાણવામાં આવ્યું નથી. તે વેદને માનનારાઓ તથા વેદનું મનન કરનારાઓ, વેદને અનાદિ તથા અપૌરુષેય માને છે; અને તેજ વેદ પૈકી ઋગ્વેદનો ઉપવેદ, તે આયુર્વેદ ગણાય છે. એટલે સૃષ્ટિના આદિમાં જે જે મંત્રદ્રષ્ટા ઋષિઓ ઉત્પન્ન થયા, તે તે ઋષિઓને વેદમંત્રો દેખાયા અને તે પછી તે મંત્રોનું વિવેચન કરતાં આયુર્વેદનું નિરૂપણ કરવામાં આવ્યું. આ ઉપરથી સમજી શકાય છે કે, આયુર્વેદ વેદકાળની સાથે સાથેજ ઉત્પન્ન થયેલો છે. હવે જાણવાનું એટલું બાકી રહે છે કે, આયુર્વેદ નામનું કોઇ પુસ્તક હાલમાં હયાત નથી; પણ હાલમાં જે પુસ્તકો ઉપલબ્ધ થાય છે તે આયુર્વેદનો આશય લઇને ઋષિમુનિઓએ ચરક, સુશ્રુત આદિ સંહિતાઓ રચેલી છે, તેને આયુર્વેદ કહેવામાં આવે છે; તે આયુર્વેદની જુદી જુદી સંહિતાઓ જુદા જુદા ઋષિઓએ ગૂંથેલી હોવા છતાં, તે એટલી તો પૂર્ણ છે કે, જેમ વર્તમાનકાળમાં કોઇ પણ ઋષિ ઉત્પન્ન થઇ વેદમંત્રનો દ્રષ્ટા થવાનો દાવો કરે, પણ તેણે ગમે તેવા ગોઠવેલા મંત્રના આશય અસલ વેદમાંથી નીકળી આવે તો તે મંત્રદ્રષ્ટા ગણાય નહિ; પણ માત્ર વેદમંત્રના વિવેચક અથવા ભાષ્યકાર ગણાય. તેમ આયુર્વેદના સિદ્ધાંતો ને લીધા સિવાય, કોઇ પણ શોધક, વૈદકવિદ્યામાં નવી શોધ કરી શકે નહિ. પણ આયુર્વેદના વિવેચકો ભાષ્યકાર ગણાય; એટલે કહેવાની મતલબ એવી છે કે, આયુર્વેદ

પછીના ઇતર ગ્રંથકારો તથા આયુર્વેદનાં ભાષાંતર કરી, તે ભાષાંતર ઉપરથી પોતાનો તર્ક દોડાવી, તેમાં ફેરફાર કરી, પરદેશી લોકોએ જે રૂપાંતર કર્યાં હોય તે તેઓની સ્વતંત્ર શોધ નહિ, પણ આયુર્વેદનોજ પ્રતાપ છે. દાખલા તરીકે, આયુર્વેદના ચિકિત્સાખંડમાં દરેક રોગને માટે રોગીની તેસઠ પ્રકૃતિ જાણી, વનસ્પતિના છ રસને ઓળખી, તેના તેસઠ સ્વાદ કલ્પી, કયા રોગીને કયો રસ અનુકૂળ પડશે તેનો વિચાર કરી, દરેક રોગીને વનસ્પતિનો તાજો રસ આપી, તેના રોગની નિવૃત્તિ કરવામાં આવતી હતી; પણ તે પછીના કાળમાં મનુષ્યની વસ્તીના વિસ્તારના પ્રમાણમાં, જે સ્થળે જોઇએ તે સ્થળે તે તે રસ, ગુણ, વીર્ય, વિપાક અને શક્તિવાળી લીલી વનસ્પતિ નહિ મળવાથી, તે તે વનસ્પતિઓને લાવી, સૂકવી અને સંગ્રહીને તેને ફાન્ટ, હિમ, કલ્ક, ચૂર્ણ અને કવાથરૂપે આપવાનો રિવાજ પડ્યો. તે પછી ઘણે કાળે જ્યારે યુનાની વૈદકનો આવિર્ભાવ આર્યાવર્તમાં થયો, તેણે એવો સુધારો કર્યો કે, જે જે દ્રવ્યોનાં ફાન્ટ આદિ ઉપર કહેલાં સ્વરૂપે વપરાતાં હતાં, તે તે દ્રવ્યોને શરબત, માજુન, ખમીરા, જવારીશ, ઇતરીફલ, યાકુતિ, ગુલકંદ વગેરે રૂપમાં ફેરવી, આયુર્વેદનું નવું સ્વરૂપ બનાવી, તેને યુનાની વૈદક અથવા મુગલાઇ દવાઓનું નામ આપ્યું. એટલે આપણા લોકોનો પ્રવાહ તે તરફ ઝૂકતો ગયો. એવી રીતે આયુર્વેદની ઉપર મુગલાઇનો સખત આઘાત થયો. જેની ઊથલપાથલમાં આયુર્વેદને લગતાં સેંકડો પુસ્તકો ભસ્મીભૂત થયાં. તે પછી પશ્ચિમ દિશાથી નવા સૂર્યનો ઉદય થયો એટલે પૂર્વના ઉપાસકો પશ્ચિમના સૂર્યના પૂજારી બન્યા. તે સૂર્યના ઉપાસકોએ મુગલાઇ અથવા યુનાની વૈદકનું રૂપાંતર કરી ઉકાળાને ટિન્ચરમાં અને ચૂર્ણોને પાઉડરમાં તથા સત્ત્વને એક્સટ્રેક્ટના રૂપમાં ફેરવ્યાં અને પોતાના વૈદકને 'એલોપથી' એવું નામ આપ્યું. એ પ્રમાણે આ

એકજ દાખલાથી, વૈદકશાસ્ત્રમાં કાળે કાળે કેવો કેવો અને કઇ કઇ જાતનો કેટલોકેટલો ફેરફાર થયો છે, તે તરફ દૃષ્ટિ કરતાં આપણને સમજાશે કે, જેમ વડના ઝાડનું ગાંભીર્ય, વડની વડવાઈઓથી આવર્ત થઇ, ઘણે કાળે જોનારને અસલ થડ શોધી કાઢવું મુશ્કેલ થઈ પડે છે, તેમ વર્તમાન ચિકિત્સાશાસ્ત્રો જોતાં પ્રાચીન આયુર્વેદને શોધી કાઢવો કઠિન થઈ પડ્યો છે; પણ અમે લોકો હિંમત અને ખાતરી સાથે કહી શકીએ છીએ કે, હાલમાં જે જુદી જુદી જાતનાં ચિકિત્સાશાસ્ત્રો પ્રવર્તી રહ્યાં છે, તે મૂળ આયુર્વેદના પુત્રો–પ્રપુત્રો અને વંશજો છે, તેનું દિગ્દર્શન નીચે કરાવવામાં આવે છે.

વેદ અને આયુર્વેદના પ્રાચીન સિદ્ધાંતો તપાસતાં જેમ વેદધર્મની ઉપર જુદે જુદે સમયે, જુદી જુદી જાતનાં પડો ચડેલાં જણાય છે, તેમ આયુર્વેદ ઉપર પણ. તે તે કાળમાં જુદાં જુદાં પડો ચડેલાં માલૂમ પડે છે. વેદ અને આયુર્વેદ એ પ્રાણીમાત્રના કલ્યાણ માટે નિર્માણ થયેલાં છે, તેથી હાલમાં જે કિંવદંતી ચાલે છે, કે 'वैदिकी हिंसा हिंसा न भवति' તે પ્રમાણે વેદ તથા આયુર્વેદમાં હિંસા હતી નહિ. પણ જ્યારથી કૃષ્ણ યજુર્વેદની સ્થાપના થઈ, ત્યારથી વેદમાં યજ્ઞનિમિત્તે હિંસાની રીતિ ચાલુ થઇ. તે પ્રમાણે આયુર્વેદમાં પશુયજ્ઞ, પક્ષીનું માંસ વગેરે અવયવોને, જુદાં જુદાં દ્રવ્ય ગણીને તેના રસ, ગુણ, વીર્ય, વિપાક અને શક્તિનો વિચાર કરીને, તે તે પ્રયોગોનું એક નવું પડ ચડાવવામાં આવ્યું. એટલે વેદધર્મ ઉપર જેવું હિંસાનું પડ ચડ્યું, તેવું આયુર્વેદની ઉપર પણ ચડ્યું. તે પછી જ્યારે વામમાર્ગીઓએ સુરા અને વારુણી વગેરે ઘણી જાતનાં માદક દ્રવ્યોની શોધ કરી, એટલે આયુર્વેદ ઉપર આસવો અને અરિષ્ટોનો બીજો લેપ ચડ્યો. તે પછી તે દ્રવ્યોમાં અનિષ્ટતા દેખાવાથી, શુદ્ધ દ્રવ્યોને સિદ્ધ લોકોએ

શુદ્ધિ-સંસ્કાર કરીને, પૃથ્વીના વિકારથી ઉત્પન્ન થયેલાને ઔષધિરૂપમાં આણી, મનુષ્યમાત્રને દીર્ઘજીવી, આરોગ્ય આપવાવાળી અને શરીરને અજરામર આપવાવાળી ચિકિત્સાને ત્રીજું પડ ચડાવ્યું. પણ તે પછીના જે લોકો થયા, તે પથીકારોના નામથી ઓળખાય છે. માટે હવે આપણે વર્તમાન 'પથી'ઓનો વિચાર કરવાને તે તરફ આપણું ધ્યાન લગાડીશું કે વર્તમાન 'પથી'ઓ પૈકી જે 'પથી'ઓ, પોતાનું નવું સ્વરૂપ ધારણ કરી, આયુર્વેદથી રૂપમાં અને ભાષામાં જુદી પડી, પોતાનું સ્વરૂપ જુદું બતાવે છે, તે 'પથી'ઓ આયુર્વેદના કયા કયા ભાગમાં સમાઈ જાય છે, જેનું ઓળખાણ આપણને થઇ શકે; અને જે પથીકારો આયુર્વેદમાંથી, આયુર્વેદરૂપી કલ્પવૃક્ષનું એક પાંદડું લઈ, તેના ઉપરથી નવું વૃક્ષ બનાવી, આ વૃક્ષ આયુર્વેદના બીજમાંથી ઉત્પન્ન થયું નથી; પરંતુ અમે નવું બીજ ઉત્પન્ન કરી આ વૃક્ષનો ઉદ્ભવ કર્યો છે એવો દાવો કરે છે, તેનું રહસ્ય આપણા ધ્યાનમાં બરાબર આવે. જ્યારે આયુર્વેદાચાર્યોએ ત્રિદોષ સિદ્ધાંતને સ્થાપી વાયુ, પિત્ત અને કફના પાંચ પાંચ ભાગ પાડી, તેનાં સ્થાનો અને કાર્યોનો નિશ્ચય કરી, તેના હીનયોગ, અતિયોગ અને મિથ્યાયોગથી મનુષ્યશરીરમાં થતા ફેરફાર જાણી તેમાં થયેલી વિક્રિયાને રોગ નામ આપ્યું. અને તે રોગની ચિકિત્સા કરવાને જે યોજના ગોઠવવામાં આવી, તેનું નામ ચિકિત્સાશાસ્ત્ર પાડ્યું. ત્યારે તે પછીના પથીઓએ ત્રિદોષ સિદ્ધાંતનો ત્યાગ કરી, એટલે રોગનાં કારણને દૂર કરવાને બદલે, રોગનાં કાર્યને મટાડવાનો પ્રયત્ન આરંભ્યો. દાખલા તરીકે એક મનુષ્યને તાવ આવે છે, ત્યારે આયુર્વેદની ચિકિત્સા પ્રમાણે તેને લંઘન, પાચન, સમન અને શોધન ઔષધો આપી, દર્દીને નિરામ કરવાનો પ્રયત્ન કરવામાં આવે છે. તેવી રીતે પથીઓના આશ્રિત-ચિકિત્સકો કરી શકતા નથી, પરંતુ તેઓ તાવના દર્દીને તાવના

જે જે ઉપદ્રવો જણાય, તે તે ઉપદ્રવોને મટાડવાનો પ્રયત્ન કરે છે તેથી એમ થાય છે કે દર્દીનો કોઠો નિરામ નહિ થવાથી, રોગ સમૂળ જતો નથી, પણ તેનો ફરી ફરીને હુમલો થાય છે.

પ્રથમ આપણે એલોપથી માટે વિચાર કરીએ. એલોપથીની ચિકિત્સામાં ઔષધો અને શસ્ત્રકર્મ પ્રાધાન્ય ગણાય છે. ઔષધોનો વિનિમય તો આયુર્વેદ ઉપરથીજ કરવામાં આવ્યો છે; કારણ કે આયુર્વેદે માનેલાં દ્રવ્યોનાં રૂપાંતર કરી તેને પોતાની ભાષાનાં નામ આપી ટિંચર પોટાશ, એકસ્ટ્રેકટના રૂપમાં ગોઠવ્યાં છે અને શસ્ત્રવિદ્યા તરફ જ્યારે ધ્યાન આપીએ છીએ, ત્યારે અમારા સુશ્રુતાચાર્યે સુશ્રુતસંહિતામાં જે "શલ્યતંત્ર" લખ્યો છે, તેમાં કાપવાનાં, ફાડવાનાં, છોલવાનાં, ઉખેડવાનાં, વીંધવાનાં, ભેદવાનાં અને સીવવા વગેરેનાં એકસો ઓજારો નિર્માણ કરેલાં છે. હું ધારું છું કે એલોપથીના આચાર્યો એ કરતાં વિશેષ કોઇ પણ જાતનું ઓજાર ભાગ્યેજ પ્રગટ કરી શકયા હશે. એટલે એલોપથીને આયુર્વેદની પ્રથમ પુત્રી કે પુત્ર ગણીએ, તો કાંઈ અતિશયોક્તિ ગણાય નહિ.

એ પછી "હોમિયોપથી" નો વારો આવે છે. હોમિયોપથીના પ્રકટ કરનાર એવો દાવો કરે છે કે, અમારી ચિકિત્સા કુદરતી, સગવડવાળી, ઘણો ગુણ કરનારી અને કોઇ પણ જાતનો વિકાર ઉત્પન્ન નહિ કરનારી છે. તેઓ એમ માને છે કે, જે દ્રવ્યમાં વિરેચન કરવાનો ગુણ છે, તેજ દ્રવ્ય ઝાડાને રોકે છે અને તે જો બહુજ ઓછા પ્રમાણુમાં આપ્યું હોય તો વધારે કામ કરે છે. પરંતુ અમારા આયુર્વેદનાં શાસ્ત્રો, અમને પ્રત્યક્ષ બતાવે છે કે, જેમ જેમ રસોનું મર્દન વધારે થતું જાય, તેમ તેમ તેના ગુણુમાં વધારો થતો જાય છે. કારણ જો રસને વધારે વખત મર્દન કરવામાં આવે, તો તેનાં પરમાણુઓ છૂટાં પડે અને છૂટાં પડેલાં

પરમાણુઓ જેમ પ્રમાણમાં ઓછાં આપવામાં આવે, તેમ તે વધારે ફાયદો કરે છે. વિશેષમાં જેમ હોમિયોપથીકારો પોતાનાં દ્રવ્યને ખાંડની સાથે મેળવી, તેને ઘણા ભાગમાં વહેંચી નાખે છે, તેમ આયુર્વેદના આચાર્યો નહિ કરતાં, રોગને અનુકૂળ, તેની પીડાને હારક ને પ્રકૃતિને માફક આવે તેવાં વસાણાં લઈ, તેમાં અમુક ભાગે એક દ્રવ્યને મૂકી, તેને વિધિપૂર્વક ભાવના આપી, ઘણાજ નાના પ્રમાણમાં ગોળીઓ વાળી, તે ગોળીને યોગ્ય અનુપાન સાથે આપવાથી શરીરનાં જુદાં જુદાં તત્ત્વોમાં પ્રવેશી રોગને નિર્મૂળ કરે છે. દાખલા તરીકે સૂંઠ, મરી, પીપર, હરડાં, બેડાં, આમળાં, ટંકણખાર, અક્કલગરો અને ચિત્રો; એ વસાણાં એકેક તોલો લઈ, તેમાં તામ્રભસ્મ તોલો એક નાખી, તેને બારીક વાટી, ત્રણ વખત આદુના રસમાં ઘૂંટી, પછી ત્રણ વખત ચિત્રાના રસમાં ઘૂંટી, પછી પાંચ વખત લીંબુના રસમાં ઘૂંટી, તેની મગ જેવડી ગોળી કરવામાં આવે, તો એ પ્રમાણે ઘૂંટાયલી વસ્તુઓની મગ જેવડી ગોળીમાં, દશમે ભાગે તામ્રભસ્મ આવે, એટલે ઘણાજ ઓછા પ્રમાણમાં આવેલી તામ્રભસ્મવાળી ગોળી જો કે તાંબાનો ગુણ સામાન્ય રીતે વાન્તિ અને ભ્રાંતિ કરાવનારો ગણાય છે, છતાં આ ગોળીથી વાન્તિ ભ્રાંતિ મટી જાય છે, એટલે હોમિયોપથીના સિદ્ધાંત પ્રમાણે આયુર્વેદ પણ "विषमस्य त्रिषमौषधम्"નો ઉપદેશ કરે છે. એટલે હોમિયોપથીનાં મૂળતત્ત્વો પણ આયુર્વેદમાંજ છે.

બાકીની પથીઓ જેવી કે હાઇડ્રોપથી, ક્રોમોપથી, કલેઓપથી વગેરે ઘણી પથીઓ વર્તે છે; પરંતુ તે પૈકીની એકજ પથીથી બધા રોગો સારા થઈ શકતા નથી. હાઇડ્રોપથી એટલે માત્ર પાણીથીજ રોગો સારા કરવાની વિદ્યા. તે તેના પ્રમાણમાં ગમે તે કામ કરતી હશે, પણ અમારા આયુર્વેદમાં પાણીના સ્થાન પરત્વે, દેશ પરત્વે, કટિબંધ પરત્વે અને જમીન પરત્વેના જુદા જુદા ગુણનો

વિચાર કરી, તેને આકાશમાંથી ઝીલીને અથવા જમીન ઉપરથી લઇને અથવા જમીનની અંદરથી કાઢીને, તેને ગાળીને અથવા ઉકાળીને અને ઉકાળતાં પણ એકપાદ શેષ, દ્વિપાદ શેષ, ત્રિપાદ શેષ અને અષ્ટાવશેષ બનાવી, વાપરવાનો વિધિ નિર્માણ કરેલો છે. અને તાપમાં તપાવીને કે ચંદ્રનાં કિરણમાં મૂકીને બનાવવામાં આવેલું "અંસુંદક" જે કામ કરે છે, તેને હાઇડ્રોપથી પહોંચી વળે તેમ નથી, કારણ કે હાઇડ્રોપથી આયુર્વેદનું એક અંગ છે, નહિ કે તે સંપૂર્ણ આયુર્વેદ છે.

ક્રોમોપથી એટલે પ્રકાશનાં કિરણોમાં જુદા જુદા રંગના કાચની શીશીમાં ભરેલું પાણી, તડકે મૂકી, તેમાં સૂર્યનાં કિરણને ગ્રહણ કરી, તથા દીવાના પ્રકાશમાં જુદા જુદા રંગના કાચને રાખી, તેમાંથી પ્રકાશનાં કિરણ બહાર ફેંકી, દર્દી સારો કરવાની વિદ્યા. આ વિદ્યા સહેલી, સગવડ ભરેલી અને તાત્કાલિક અસર કરનારી નીવડે છે. તો પણ એના ઉપર આધાર રાખી આખી દુનિયાના રોગીને રોગમુક્ત કરવાને અને દુનિયામાં ચાલતી તમામ ચિકિત્સાઓને માંડી વાળવા જેટલી શક્તિ એ ધરાવતી નથી. ક્રોમોપથીના ઉત્પાદકો એ વિદ્યાની પોતે સ્વતંત્ર શોધ કરેલી માની, તેને પ્રાધાન્ય આપે છે; પણ અમારા આયુર્વેદે, એ વિદ્યાનો એટલો મોટો પ્રચાર કર્યો છે કે, સૂર્યનાં કિરણથી મનુષ્યશરીર પર થતી અસર ટાળવા માટે ઋતુ ઋતુમાં પહેરવાનાં કપડાં જુદાં જુદાં બતાવ્યાં છે અને એ બાબતમાં જેટલો ઊંડો વિચાર કરતા જઇએ, તેટલો તેટલો ફાયદો અને ચમત્કાર દેખાતો જાય છે.

× × × ×

ક્લેઓપથી એટલે માત્ર માટીથી રોગો સારા કરવાની વિદ્યા. જો કે આ 'પથી' સંપૂર્ણરૂપમાં જાહેરમાં આવી નથી. પણ એના

પ્રયોગો કરનારા ઘણા છે. તો પણ અમારા આયુર્વેદે જેટલી શોધ એ બાબતમાં કરેલી છે તેટલી શોધ એ પૃથીના ઉત્પાદકો કરી શકયા નથી. આયુર્વેદે ધોળી, રાતી, પીળી અને કાળી એવી ચાર જાતની માટી કલ્પીને તેને બ્રહ્મત્વ, ક્ષત્રિયત્વ, વૈશ્યત્વ અને શૂદ્રત્વનું નામ આપી, વાયુ, પિત્ત, કફ અને લોહીવિકારનાં દરદો ઉપર, જે યોજના કરવાને બતાવ્યું છે, તેનો જેમ જેમ વિચાર કરતા જઇએ તેમ તેમ વિશેષ લાભ દેખાતા જાય છે. દાખલા તરીકે ધોળી માટી બ્રહ્મત્વને પામેલી છે એટલે આખા શરીરની જ્ઞાનેન્દ્રિયોને સુધારવા માટે, તેનો ખાસ ઉપયોગ કરવામાં આવે છે. જેમકે ગોપીચંદન, ખડી, ભૂતડો વગેરે, રાતી માટી ક્ષાત્રધર્મવાળી હોવાથી શરીર પર થયેલા ક્ષતો અને લોહીના વિકારો, એટલે ગડગૂમડ, ગ્રંથિ આદિ વિકારોનું છેદનભેદન કરવાના ઉપયોગમાં આવે છે. જેમ કે સોનાગેરુ ગુલેઅરમાની વગેરે-પીળી માટી વૈશ્યત્વ ધર્મવાળી હોવાથી તે શરીરમાં અપવિત્રતાથી ઉત્પન્ન થયેલા રોગો અને તમોગુણથી ઉત્પન્ન થયેલા વિકારોને શાંત કરે છે અને કાળી માટી શૂદ્રત્વવાળી હોવાથી જેમ શૂદ્રવર્ણ ત્રિવર્ણની સેવા કરી તેને આધારભૂત થઇ રહેલી છે, તેમ કાળી માટી ત્રણે પ્રકારના ઉપદ્રવને શાંત કરી, રોગને નિર્મૂળ કરે છે; એટલે કલેઓપથી ગમે તેટલું અભિમાન ધરાવે, પણ તે પોતાની અપૂર્ણતાજ સૂચવે છે. બાકી રહી હવે "ઇલેકટ્રોપથી" જો કે ઇલેકટ્રોપથી એટલે વિદ્યુત્ વિદ્યાનો પ્રચાર સ્થૂલરૂપે હાલમાં એટલો બધો જોવામાં આવે છે કે, તેનો પ્રભાવ, તેનાં યંત્રો અને તેનાં કાર્યો જોઇને મનુષ્યો આશ્ચર્યચકિત થાય છે. તો પણ તેના સૂક્ષ્મ તત્ત્વને ઓળખી, તે ઉપર બરાબર વિચાર કરી, આયુર્વેદે એ વિદ્યુતને નિત્ય અને નૈમિત્તિક કાર્યમાં ગોઠવી, ધર્મ અને રૂઢિમાં આરૂઢ કરી છે. એટલે સુધી ઇલેકટ્રોપથીના ઉપાસકો પહોંચી શકયા નથી. જેમકે બે

માણસે ભેગા સૂવું નહિ, કોઈનું પીધેલું પાણી પીવું નહિ, કોઈના એઠા વાસણમાં જમવું નહિ, કાંસાનું પાત્ર કોઇને અડકાડવું નહિ, બે માણસે હાથ ઝાલી સાથે ચાલવું નહિ, કોઈનું પહેરેલું કપડું પહેરવું નહિ. અર્થાત્ ટૂંકામાં કહીએ તો આપણા દેશમાં જે સ્પર્શાસ્પર્શ, ભક્ષાભક્ષ અને પેયાપેયનો વિવેક ચાલુ થયો છે, તે ખાસ આ વિદ્યુતવિદ્યાને અવલંબીને થયેલો છે.

હવે આપ લોકોના ધ્યાનમાં આવ્યું હશે કે, આયુર્વેદ તે વેદધર્મની પેઠે પૂર્ણ ધર્મ છે, અને વર્તમાન 'પથી 'ઓ તે મત, પંથ કે સંપ્રદાયની જેમ ફાંટાઓ છે. માટે વિચારવાન પુરુષોએ જ્ઞાનના ભંડારરૂપ અને વિદ્યાના સમુદ્રરૂપ આયુર્વેદરૂપી મહાસાગરનું મંથન કરી, કેવળ નિષ્કામવૃત્તિથી અને પરમાર્થબુદ્ધિથી મહર્ષિઓએ જગતના ઉપકાર માટે જે સંહિતાઓ નિર્માણ કરેલી છે, તેના રહસ્યને સમજીને જે જે તત્ત્વોનું નિરીક્ષણ થાય તે જનહિતાર્થે પ્રકટ કરી, તેને વિસ્તારપૂર્વક સમજાવી, પોતાના સમયનો સદુપયોગ કરવો એજ કર્તવ્ય છે.

---

# ३-आयुर्वेदनुं वनस्पतिशास्त्र

આદિ સૃષ્ટિમાં ઉત્પન્ન થયેલાં પ્રાણીમાત્રને ચાર ભાગમાં વહેંચવામાં આવ્યાં છે. સ્વેદજ, ઉદ્ભિજ્જ, અંડજ અને જરાયુજ. તે પૈકી ઉદ્ભિજ્જ એટલે જમીન ફાડીને નીકળનારા જીવોમાં વનસ્પતિનો સમાવેશ થાય છે. વનસ્પતિ અસંખ્ય અને અનંત છે. તોપણ વિદ્વાન લોકોએ તેના જુદા જુદા વર્ગો પાડેલા છે. જૈનશાસ્ત્રે ૧૦ લાખ પ્રત્યેક વનસ્પતિકાય અને ૧૪ લાખ સાધારણ વનસ્પતિકાય મળી ૨૪ લાખ વનસ્પતિની યોનિ ઠરાવેલી છે. અને

આર્યશાસ્ત્રે વનસ્પતિની અઢાર ભાર વનસ્પતિ છે એવી ગણના કરેલી છે; પરંતુ વર્તમાનકાળમાં જે પુસ્તકો વનસ્પતિના ગુણદોષ જણાવવા માટે નિઘંટુના નામથી ઉપલબ્ધ થાય છે, તે જોતાં તેમાં અઢારભાર વનસ્પતિનો ઉલ્લેખ જોવામાં આવતો નથી; તેમ જેટલી વનસ્પતિઓ આપણી આંખોથી દેખાય છે, તે સર્વનું વર્ણન કરેલું હોય, એવું જણાતું નથી; પણ માત્ર ચિકિત્સાશાસ્ત્રમાં વપરાતી ઘણીખરી વનસ્પતિનું ઓળખાણ કરવામાં આવેલું છે, એટલે અઢારભાર વનસ્પતિની શોધ કરવી એ માત્ર કલ્પના ઉપરજ આધાર રાખે છે; અત્રે અમે જે કલ્પના કરીએ છીએ તે કરતાં સારી, સચોટ અને બંધબેસતી કલ્પના કરવાનું આયુર્વેદના પંડિતો કે જેઓ વનસ્પતિશાસ્ત્રના જ્ઞાતા છે તેઓના ઉપર રાખી, અમે અમારી કલ્પના આગળ ચલાવીએ છીએ.

ગુજરાતી ભાષામાં ચોવીશ મણ વજનના માપને એક ભાર કહેવામાં આવે છે, તેથી ઘણા વૈદ્યો પૂછે છે કે, અઢારભાર વનસ્પતિ એટલે, એ કયા વજનનું નામ હશે? અમે પણ એ બાબતમાં ઘણાઓને પૂછયું પણ સંતોષકારક જવાબ નહિ મળવાથી આખરે એવી કલ્પના ઉપર આવ્યા છીએ કે, અઢારભાર એટલે એ વજનવાચક શબ્દ નથી, પરંતુ વર્ગવાચક શબ્દ છે. માટે વનસ્પતિના અઢાર વર્ગો અમે નીચે પ્રમાણે ઠરાવીએ છીએ.

૧. તૃણજાતિ (ઘાસ જેવી), ૨. ક્ષુપજાતિ (જમીન પર પથરાતી), ૩. છોડજાતિ (છોડવા), ૪. વેલજાતિ (વેલા), ૫. ગુલ્મજાતિ (નહિ વૃક્ષમાં અને નહિ વેલામાં), ૬. અને વૃક્ષજાતિ* (ઝાડ), એ પ્રમાણે મુખ્ય ૬ ભાગ પાડી શકાય છે અને આખી દુનિયાની વનસ્પતિનો એ છ વર્ગમાં સમાવેશ થઈ જાય છે. હવે દરેક વર્ગમાં વનસ્પતિના ત્રણ ત્રણ પ્રકાર જોવામાં આવે છે, જેવા

કે કેટલીક વનસ્પતિને ફળ આવે છે પણ ફૂલ આવતાં નથી; કેટલીક વનસ્પતિને ફૂલ આવે છે પણ ફળ આવતાં નથી અને કેટલીક વનસ્પતિને ફળ અને ફૂલ બંને આવે છે. એટલે દરેક વર્ગની ત્રણ ત્રણ જાતિ ગણતાં અઢાર ભાર અથવા અઢાર વર્ગો ઠરાવવામાં આવે છે અને તેને લૌકિકમાં અઢાર ભાર વનસ્પતિ કહેવામાં આવે છે. એ અઢાર ભાર વનસ્પતિને જુદાં જુદાં નામ આપી તેના ગુણદોષનું વર્ણન કરવામાં આવે તો કાળના કાળ વહી જાય તો પણ તેનો પાર આવે નહિ. પ્રાચીનકાળમાં ઋષિઓના સમયમાં લેખનપદ્ધતિનું સાહિત્ય વર્તમાનના જેવું નહિ હોવાથી અને ચિકિત્સાશાસ્ત્ર જાણનારાઓને વનસ્પતિવિદ્યાનું સંપૂર્ણ જ્ઞાન આપવું જરૂરનું હોવાથી, પૂર્વાચાર્યોએ જેમ ઘડામાં સમુદ્રને સમાવ્યો હોય અથવા ન્યાયશાસ્ત્રના સિદ્ધાંત પ્રમાણે સ્થાલીપુલાકન્યાયવત્ એવી યુક્તિથી વનસ્પતિશાસ્ત્ર સમજાવ્યું છે કે, તે નિયમને અનુસરી વર્તનાર વૈદ્ય વનસ્પતિનું નામ કે ગુણ જાણ્યા સિવાય પોતાની બુદ્ધિ અને અનુમાનથી કોઈ પણ વનસ્પતિને ઉપયોગમાં લઈ શકે. માત્ર વૈદ્યને પાંચ તત્ત્વોના, છ ઋતુઓના અને છ રસના ગુણધર્મનું જ્ઞાન હોવું જોઈએ.

આ જગતમાં દશ્યમાન થતી તમામ સ્થાવર અને જંગમ પ્રાણીજાતિઓ જેનાથી ઉત્પન્ન થયેલી છે અને જે આત્માને ભોગાદિ કર્મથી બાંધીને જન્મમરણના ફેરામાં અથડાવે છે, તેમ જે વસ્તુ આપણી આંખે દેખાય છે તે મૂળ પ્રકૃતિનું સ્થૂળભાવને પામેલું તત્ત્વ છે. જેને આપણે પંચભૂતના નામથી ઓળખીએ છીએ, એ પંચભૂતનું સુક્ષ્મ રૂપ તે પ્રકૃતિ કહેવાય છે. એ પ્રકૃતિનો એક કણ જેનું બીજું નામ દ્રવ્ય કહેવામાં આવ્યું છે અને તે દ્રવ્યને ન્યાયશાસ્ત્રકારે દ્રવ્ય, ગુણ, પર્યાય અને ઉપલબ્ધિમાં ગોઠવી તેના સ્વરૂપગુણનું વર્ણન કરેલું છે. આપણે આ સ્થળે

વનસ્પતિશાસ્ત્રનું વર્ણન કરવાનું છે, તેમાં જે જે વનસ્પતિમાં જે જે જાતના દ્રવ્યનો સમાવેશ થયો છે તે દ્રવ્યના ગુણ, કર્મ અને સ્વભાવ જાણીને યોજના કરેલી છે અને અજાણી વનસ્પતિની તેજ પ્રમાણે યોજના કરવાની છે.

પ્રત્યેક વનસ્પતિમાં છ રસ હોય છે, જેવા કે મધુર, ખાટો, ખારો, તીખો, કડવો અને કષાય (તૂરો). એ રસો પાંચ તત્ત્વના સંમેલનથી અથવા ન્યૂનાધિકપણાથી વનસ્પતિમાં ઉત્પન્ન થાય છે. જેમકે પૃથ્વીતત્ત્વ અને પાણીતત્ત્વ એ બે મળવાથી મધુરરસ ઉત્પન્ન થાય છે. પૃથ્વીતત્ત્વ અને અગ્નિતત્ત્વ એ બે મળવાથી ખાટો રસ ઉત્પન્ન થાય છે. પાણીતત્ત્વ અને અગ્નિતત્ત્વ એ બે મળવાથી ખારો રસ ઉત્પન્ન થાય છે અને આકાશ તથા વાયુ એ બે તત્ત્વો મળવાથી તીખો રસ ઉત્પન્ન થાય છે. વાયુ અને અગ્નિ એ બે તત્ત્વો મળવાથી કડવો રસ ઉત્પન્ન થાય છે અને પૃથ્વી અને વાયુ એ બે તત્ત્વો મળવાથી કષાયરસ ઉત્પન્ન થાય છે એ પાંચ તત્ત્વો પૈકી પૃથ્વીતત્ત્વનો સ્વભાવ ભારે છે. પાણીતત્ત્વનો સ્વભાવ સ્નિગ્ધ છે, અગ્નિતત્ત્વનો સ્વભાવ તીક્ષ્ણ છે, વાયુતત્ત્વનો સ્વભાવ રુક્ષ છે અને આકાશતત્ત્વનો સ્વભાવ લઘુ કહેતાં હલકો છે એવી રીતે તે તે તત્ત્વોના ન્યૂનાધિક સંમેલનથી આખી દુનિયાની વનસ્પતિ જુદા જુદા સ્વાદવાળી ઉત્પન્ન થયેલી છે. જે જે દેશમાં જે જે વનસ્પતિ જે જે ઋતુમાં નવપલ્લવિત થાય છે, તે તે વનસ્પતિ તેના રસ સ્વાદ ઉપરથી તેના ગુણનું જ્ઞાન કરાવે છે. કારણ કે વનસ્પતિને ઉગાડીને તેના મૂળથી રસને ચડાવી, પાંદડાં, ફળ અને ફૂલ સુધી આકર્ષવાનું કામ સૂર્ય કરે છે અને તેને પોષીને તેમાં સ્વાદ ઉમેરી, રસને સ્થિર રાખી, પોષણનું કામ ચંદ્ર કરે છે. હવે આખા વિશ્વને લઈને પૃથ્વી સૂર્યની આસપાસ ફરે છે અને ચંદ્ર પૃથ્વીની આસપાસ ફરે છે તથા પૃથ્વીની ભ્રમણ કર-

વાની ગતિમાં નિયમિત ફેરફાર થવાથી, સૂર્યના ઉત્તરાયણ અને દક્ષિણાયન એવા બે ભાગ પડે છે. એ બે ભાગને જેમ જેમ અયનનો સમય વહેતો જાય છે, તેમ તેમ તેને ત્રણ ત્રણ ભાગમાં વહેંચીને ત્રણ ત્રણ ઋતુ કલ્પવામાં આવી છે. તે ઋતુના સમયોગથી દરેક વનસ્પતિ ઉપર સૂર્ય અને ચંદ્રનાં કિરણોના પ્રભાવથી જેવી અસર થાય છે, તેવો તેવો રસ વનસ્પતિમાંથી ઉત્પન્ન થાય છે. તે છ ભાગનું અથવા તે છ ઋતુના પ્રભાવનું વર્ણન આ પ્રમાણે કરવાનું છે. મેષ અને વૃષભસંક્રાંતિમાં સૂર્ય હોય ત્યાં સુધી ગ્રીષ્મઋતુ કહેવાય છે. મિથુન અને કર્ક સંક્રાંતિના સમયને પ્રાવૃષઋતુ (ચોમાસું) કહે છે. સિંહ અને કન્યાસંક્રાંતિના સમયને વર્ષાઋતુ કહે છે; તુલા અને વૃશ્ચિકસંક્રાંતિના સમયને શરદઋતુ કહે છે, ધન અને મકરસંક્રાંતિના સમયને હેમંતઋતુ કહે છે અને કુંભ મથા મીનસંક્રાંતિના સમયને વસંતઋતુ કહે છે. એ છયે ઋતુઓમાં જેવી રીતે ટાઢ, તડકો અને વરસાદ આવે છે, અથવા તેનું ન્યૂનાધિકપણું થાય છે તેવી રીતે દરેક વનસ્પતિમાં તેના તેવા રસો ઉત્પન્ન થાય છે. ઋતુના કાળધર્મને તપાસતાં આખા વર્ષમાં તડકાની મોસમ બે વખત આવે છે. વર્ષા અને ટાઢ એકેક વાર આવે છે, એટલે સૂર્ય દક્ષિણાયનમાં જતાં જ્યારે સીધાં કિરણવાળો થાય છે ત્યારે શરદઋતુનો તાપ પડે છે અને તે સૂર્ય જ્યારે ઉત્તરાયણમાં જઈ સીધાં કિરણવાળો થાય છે ત્યારે ગ્રીષ્મઋતુનો તાપ પડે છે.

પૃથ્વીતત્ત્વનો સ્વભાવ નીચી ગતિએ જવાનો છે; પાણીતત્ત્વનો સ્વભાવ ઢળતી જગ્યામાં વહેવાનો છે; વાયુતત્ત્વનો સ્વભાવ તીરછી ગતિએ ચાલવાનો છે, અગ્નિતત્ત્વનો સ્વભાવ ઊંચે ચડવાનો છે અને આકાશતત્ત્વનો સ્વભાવ એ ચારે તત્ત્વોને અવકાશ આપવાનો છે. હવે કુદરતનો નિયમ એવો છે કે, જ્યાં આગળ અગ્નિ-

તત્ત્વ વધારે હોય ત્યાંથી વાયુતત્ત્વ આઘું ખસે છે અને જળતત્ત્વ પાસે આવે છે. તે પ્રમાણે જ્યારે દક્ષિણાયનનો સૂર્ય પૃથ્વીના જે ભાગમાં સીધાં કિરણ નાખી ત્યાંના વાયુને દૂર ખસેડે છે, એટલે ઉત્તર દિશામાં રહેલો પાણી ભરેલો રુક્ષ વાયુ તેની સમીપ આવે છે; તે કારણથી શરદઋતુના તાપ પછી શિયાળાની ટાઢની મોસમ આવે છે. તેવી રીતે ઉત્તરાયણનો સૂર્ય ગ્રીષ્મઋતુમાં પોતાનાં સીધાં કિરણ નાખી પ્રખર તાપથી પૃથ્વીને તપાવી વાયુને આઘો ખસેડે છે, જેથી તેની સામા પશ્ચિમ તથા નૈર્ઋત્યના પવન પોતાની સાથે પાણી લઇને દોડતા આવે છે અને વર્ષાઋતુ ઉત્પન્ન કરે છે. એ ઉપરથી આપણને સમજાય છે કે, બે તાપની ઋતુના વચમાંના બે ગાળા, એક શિયાળાના નામથી અને એક ચોમાસાના નામથી ઓળખાય છે. ચોમાસું બેસતાં પહેલાં તડકાની મોસમ અને વરસાદની મોસમનો વચલો ગાળો તાપમિશ્રિત પાણી ભરેલો હોય છે. તેમ શરદઋતુનો તાપ અને હેમંતઋતુની ટાઢનો વચમાંનો ગાળો, ભૂખર પવનથી રસને સૂકવનારો થાય છે. હેમંતઋતુ ઊતરતાં અને ગ્રીષ્મઋતુ બેસતાં વચમાંનો ગાળો વસંતઋતુને નામે ઓળખાય છે. અને તે વખતે હવા સમશીતોષ્ણ હોવાથી આનંદદાયી જણાય છે. ગ્રીષ્મઋતુમાં તાપ ઘણો પડવાથી પૃથ્વી ઉપર અગ્નિતત્ત્વનો વધારો થાય છે, જેથી વનસ્પતિમાં ખાટો રસ વધારે ઉત્પન્ન થાય છે. વર્ષાઋતુમાં જળતત્ત્વનો વધારો થવાથી પાણીના અત્યંત વહનને લીધે પૃથ્વીમાં મોળો અથવા મધુરરસ ઉત્પન્ન થાય છે. તેમ શિયાળામાં વાયુતત્ત્વ, જળતત્ત્વ અને પૃથ્વીની એકતા થવાથી કંઇક મધુર, કંઇક કડવો, કંઇક ખટમીઠો અને કંઇક કષાય અથવા તૂરો રસ ઉત્પન્ન થાય છે. તે પ્રમાણે ગ્રીષ્મઋતુના તથા વર્ષાઋતુના ગાળામાં મધુર અને ખારો રસ ઉત્પન્ન થાય છે. તેમ શરદ અને હેમંતઋતુના ગાળામાં કડવો, તીખો, ગળ્યો અને

ખાટો રસ ઉત્પન્ન થાય છે. તેમજ હેમંત અને ગ્રીષ્મઋતુના ગાળામાં મધુર રસ પ્રાધાન્ય ભોગવતાં છતાં, એ છયે રસ ઉત્પન્ન થાય છે. એટલે વાચકોના ધ્યાનમાં આવશે કે, જેમ જેમ સૂર્ય પોતાના રાશિચક્રને પરિભ્રમણ કરતો જાય તેમ તેમ આકાશમાં રહેલા તત્ત્વને પોતા તરફ ખેંચી, જેમ રવૈયાથી દધિનું મંથન કરવામાં આવે છે, તેમ આકાશમાં રહેલા તત્ત્વનું મંથન કરી તેના સારરૂપ રસને ઉત્પન્ન કરી, દરેક વનસ્પતિને પોતપોતામાં ગુણ, ધર્મ અને સ્વભાવવાળો રસ, જોઈતા પ્રમાણમાં વહેંચી આપે છે; અને તે વહેંચી આપેલા રસને ચંદ્ર પોષીને સ્થિર કરે છે.

દરેક વનસ્પતિમાં આયુર્વેદાચાર્યોએ રસ, ગુણ, વીર્ય, વિપાક અને શક્તિ એ પાંચ અવસ્થા માનેલી છે અને એ પાંચ અવસ્થા પ્રમાણે તે વનસ્પતિઓમાં પ્રાભાવિક અને સ્વાભાવિક શક્તિઓ ઉત્પન્ન થાય છે; તેમાંથી આયુર્વેદના અભ્યાસીઓએ વનસ્પતિની સ્વાભાવિક શક્તિ જણાવવાનો પ્રયત્ન કરવાનો છે અને પ્રભાવશક્તિ સિદ્ધો અને યોગીમહાત્માઓને માટે રાખેલી છે આયુર્વેદની તમામ પ્રક્રિયા, દ્રવ્યના ઉપર આધાર રાખે છે. અને જે જે વનસ્પતિમાં જે જે રસવાળું દ્રવ્ય આવેલું હોય, તે તે રસના ગુણધર્મ પ્રમાણે તે દ્રવ્યની યોજના સ્વાભાવિક રીતે કરવામાં આવે છે. દ્રવ્ય શબ્દથી વૈદકશાસ્ત્રમાં જળ, છાલ, સાર, ગુંદર, નાળ, સ્વરસ, પલ્લવ, દૂધ, દૂધવાળાં ફળ, ફૂલ, ભસ્મ, તેલ, કાંટા, પત્ર, ટીશી, કંદ, મૂળ, આદિ લઈને સ્થાવર, જંગમ, સર્વ દ્રવ્ય શબ્દથી ગણવામાં આવે છે અને તે દ્રવ્યોમાં છ રસો મધુરઆદિ ન્યૂનાધિકપણે રહેલા છે; તેમ ગુણ ત્રણ પ્રકારના રહેલા છે તથા વીર્ય શીત અને ઉષ્ણ એ બે પ્રકારના રહેલા છે. વિપાક ત્રણ પ્રકારના રહેલા છે અને શક્તિ અનંત પ્રકારની રહેલી છે. દ્રવ્ય વિના રસ નહિ, રસ વિના વીર્ય નહિ, વીર્ય વિના વિપાક નહિ અને વિપાક

વિના શક્તિ નહિ તથા શક્તિ વિના પ્રભાવ નહિ. એટલે ઉપર જે દ્રવ્યના ભાગ પાડવામાં આવ્યા છે તે દરેક ભાગને દ્રવ્ય ગણી તેને રસ, ગુણ, વીર્ય, વિપાક અને શક્તિમાં ગોઠવી, તેની પાસેથી જે કામ કરાવવું અથવા ફળ મેળવવું એટલે રોગીને આરોગ્ય આપવું, એ વૈદોનું ખાસ કર્તવ્ય છે.

આપણે ઉપર જણાવી ગયા તેમ ઋતુઓના અને પાંચ તત્ત્વોના ગુણધર્મ પ્રમાણે દરેક વનસ્પતિમાં અથવા વનસ્પતિનાં દ્રવ્યોમાં તે તે સમયને અનુસરતા રસો ઉત્પન્ન થાય છે અને તે રસોના ગુણધર્મને જાણનાર વૈદ, અઢાર ભાર વનસ્પતિ પૈકી, પોતાની પાંચ ઇંદ્રિયો વડે તપાસી, તેનું નામ જાણ્યા સિવાય, તેનામાં ન્યૂનાધિકપણે રહેલા રસોના ગુણધર્મને જાણી, દર્દીની પ્રકૃતિમાં થયેલા પાંચ તત્ત્વોના ન્યૂનાધિક ઉલ્વણોથી રોગને જાણી, તે ઉપર તેની યોજના કરી શકે છે. જેમકે એક દ્રવ્યને લઈ તેને આંખેથી જોઇને, હાથચામડીથી સ્પર્શ કરીને, નાકથી સૂંઘીને, જીભેથી ચાખીને અને કાનેથી તેને તોડતાં, મસળતાં, ભાંગતાં, નીકળતા અવાજનું શ્રવણ કરીને, તેનામાં કયા કયા રસો ન્યૂનાધિકપણે સમાયલા છે તેનું જ્ઞાન મેળવી, યોજના કરી શકે છે. તે યોજના કરવાને રસધર્મમાં પ્રવેશ કરનાર વૈદને સુગમ પડવા માટે ચરક સંહિતામાંથી રસોના ગુણધર્મનું વર્ણન કરવામાં આવે છે.

મધુર રસ શરીરમાં સમાનભાવ પામનારો હોવાથી શરીરમાં રહેલા રસ, રુધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્રનો વધારનારો છે. તેમ આયુષ્યને આપનારો, પિત્ત, વિષ અને વાયુનો નાશ કરનારો, તૃષ્ણાને સમાવનારો, ત્વચા, વાળ અને કંઠ એને હિતકારી, પ્રાણને પોષનારો, જીવન, તરપણ, સ્નેહનને સ્થિર કરનારો, ક્ષતને સાંધનારો, નાક, મુખ, હોઠ, કંઠ, તાળવું, એમાં આનંદ આપનારો, દાહ, મૂર્છાને સમાવનારો અને સ્નિગ્ધ,

શીતળ તથા ભારે છે. એ મધુર રસ, જો દ્રવ્યમાં વિશેષપણે રહેલો હોય તો તે જાડાપણું, કોમળપણું, આળસ, ભારેપણું, અન્નની અરુચિ, અગ્નિની મંદતા, મોં, કંઠ અને માંસની અત્યંત વૃદ્ધિ, શ્વાસ, ખાંસી, સળેખમ, શીતજ્વર, પેટ ચડવું, મોઢું મીઠું થવું, ઓડકાર આવવા, સંજ્ઞા અને સ્વરનો નાશ, ગળામાં ગંઠમાળ, શ્લીપદ, ગળાનો સોજો, મૂત્રાશયમાં ભારેપણું, ગુદામાં ચીકાશ, આંખના રોગો અને અભિસ્યન્દના વિકારને ઉત્પન્ન કરે છે.

ખાટો રસ ભોજનમાં રુચિ ઉત્પન્ન કરે છે, અગ્નિને દીપન છે, દેહની વૃદ્ધિ કરે છે, મનનું જીવન છે, ઇંદ્રિયોને દઢ કરે છે, બળને વધારે છે, વાયુનું અનુલોમન કરે છે, હૃદયને તૃપ્ત કરે છે, મુખમાં રસનો સ્રાવ કરે છે, ખાધેલું અનુકર્ષણ કરે છે અને ક્લેદને ઉત્પન્ન કરે છે. તે જાતે લઘુ, ઉષ્ણ અને સ્નિગ્ધ છે, પણ જો દ્રવ્યમાં અત્યંતપણે વર્તતો હોય તો દાંતને ખાટા કરી નાખે છે, આંખોને મીંચાવી દે છે, વાળને ખેરવી નાખે છે, કફને પિગળાવી નાખે છે, પિત્તને વધારી આપે છે, લોહીને દુષિત કરે છે, માંસમાં દાહ કરે છે, શરીરને ઢીલું પાડી નાખે છે, નબળાપાતળા અને દુર્બળ માણસને સોજા ઉત્પન્ન કરે છે, ઘા વાગેલા, માર ખાધેલાને, હાડકાં ભાંગેલાને, પડી ગયેલાને, મર્દન થયેલાને, કાપેલાને, વીંધાયેલાને અને ભચડાઇ ગયેલાને પચાવી દે છે અને અગ્નિરૂપ સ્વભાવ હોવાથી કંઠને,' હૃદયને તથા ઉરુ યાને છાતીને દગ્ધ કરે છે.

ખારો રસ પાચન, ક્લેદન, દીપન, ચ્યાવન, છેદન, ભેદન, તીક્ષ્ણ, સર, વિકાસી, અધઃસ્રંસી, અવકાશને કરવાવાળો, વાયુને હરવાવાળો, સ્થંભ, બંધ, સંઘાત, એનો નાશ કરનારો મોઢામાં લાળ ઉત્પન્ન કરનારો, કફને પાતળો કરનારો અથવા ઉખેડનારો, શિરાઓના માર્ગનું શોધન કરનારો, આખા શરીરના અવયવોને કોમળ કરનારો, આહારનું રોચન કરનારો, અન્નનો સહયોગી,

હલકો તેમજ સ્નિગ્ધ અને ઉષ્ણ છે. એ રસ જે દ્રવ્યમાં અત્યંતપણે વર્તતો હોય તે દ્રવ્યના સેવનથી પિત્તને કોપાવે છે, રક્તને વધારે છે, તૃષાને ઉત્પન્ન કરે છે, મૂર્છા, તાપ, દાહ કરે છે, માંસને સુકાવે છે, વિષની વૃદ્ધિ કરે છે, સોજાને ફોડે છે, દાંતોને કાળા કરે છે, પુરુષત્વનો નાશ કરે છે, ઇંદ્રિયોને રોકે છે, વળી પલીત અને ખાલિત્યને ઉત્પન્ન કરે છે તથા લોહિતપિત્ત, અમ્લપિત્ત, વિસર્પ, વાતરક્ત, વિષુચિકા, ઇંદ્રલુપ્ત આદિ વિકારોને ઉત્પન્ન કરે છે.

તીખો રસ મોઢાને શુદ્ધ કરે છે, અગ્નિને દીપન કરે છે, ભોજનનું શોષન કરે છે, નાકનો સ્રાવ કરે છે, આંખનું વિરેચન કરે છે, ઇંદ્રિયોનો સ્ફોટન કરે છે, અલસ, સ્વયથુ, ઉપચય, ઉદર્દ, અભિસ્યન્દ, સ્નેહ, સ્વેદ, કલેદ, મળ, એનો નાશ કરે છે; અન્નમાં રુચિ કરે છે; કંડુ, વ્રણ, કૃમ એનો નાશ કરે છે; માંસના તથા લોહીના સમૂહનું છેદન કરે છે, બંધોનું–છેદન કરે છે, માર્ગોને ખુલ્લા કરે છે, કફની શાંતિ કરે છે તથા સ્વભાવે લઘુ, ઉષ્ણ અને રુક્ષ છે. એવા પ્રકારનો રાસ જે દ્રવ્યમાં વધારે વર્તતો હોય તે દ્રવ્ય, વિપાકના પ્રભાવથી પુરુષત્વનો નાશ કરે છે અને રસ તથા વીર્યના પ્રભાવથી મોહ, ગ્લાનિ, સાધન, કર્ષણ, મૂર્છન, નમન, તમ, ભ્રમ, એને ઉત્પન્ન કરે છે; કંઠને દગ્ધ કરે છે, શરીરમાં પરિતાપ કરે છે, બળને ક્ષીણ કરે છે, તૃષાને વધારે છે, વાયુ અને અગ્નિની અધિકતાથી ભ્રમ, મદ, ઉત્પાત, કંપ, તોદ, ભેદ, એના હોવાથી પગ, હાથ, પાસાં, વાંસો, આદિ સ્થાનોમાં વાયુના વિકારને ઉત્પન્ન કરે છે.

કડવો રસ અરોચક, વિષ, કૃમિ એનો નાશ કરનારો છે. મૂર્છા, દાહ, કંડુ, કુષ્ટ, તૃષ્ણા એનું શમન કરનારો છે અને ત્વચા તથા માંસને સ્થિર કરનાનો છે. જ્વરનાશક, દીપન, પાચન અને

સ્તન્યનો શોધન તથા લેખન કરનારો છે અને ક્લેદ, મેદ, વસા, મજ્જા, લસિકા, પૂય યાને પરુ, સ્વેદ, મૂત્ર, ઝાડો, પિત્ત કફ એને સૂકવે છે અને તે સ્વભાવથી રુક્ષ, શીત ને લઘુ છે. એવા પ્રકારનો રસ જે દ્રવ્યમાં વધારે વર્તતો હોય તે દ્રવ્ય, વિપાકના પ્રભાવથી રુક્ષ, ખર, વિષદ સ્વભાવનો થઇને રસ, રુધિર, માંસ મેદ, અસ્થિ, મજ્જા, શુક્ર એઓને અત્યંત સૂકવે છે. સ્રોતોને ખર બનાવે છે, બળનું આકર્ષણ કરે છે, મોહને ઉત્પન્ન કરે છે, શરીરનું શોષણ કરે છે અને બીજા પણ વાતવિકારોને ઉત્પન્ન કરે છે.

કષાય(તુરો) રસ સંશમન કરનારો, સંગ્રાહી, સંધારણ, પીડણ, રોપણ, શોષણ અને સ્થંભન કરવાવાળો છે. કફ તથા રક્તપિત્તનું શમન કરનારો છે અને સ્વભાવથી રુક્ષ, શીતળ ને ભારે છે. એવા ગુણવાળા દ્રવ્યમાં એ રસ અત્યંતપણે વર્તતો હોય તો મુખનું શોષન, હૃદયનું પીડન, પેટમાં આધ્માન, વાણીનું ગ્રહણ ને સ્રોતોનું બંધન કરનારો થાય છે. ત્વચામાં કાળાશ લાવે છે, પુરુષત્વનો નાશ કરે છે અને બળાત્કારથી વૃદ્ધાવસ્થા લાવે છે. એ રસ વાત, મૂત્ર, મળ એને બાંધે છે અને કૃષતા, ગ્લાનિ, તૃષા, અને સ્થંભનને ઉત્પન્ન કરે છે. એ રસ સ્વભાવથી ખર, વિષદ ને રુક્ષ હોવાથી પક્ષાઘાત, શિરોગ્રહ, અપતાનક, અર્દિત આદિ વાયુના વિકારને ઉત્પન્ન કરે છે.

એવી રીતે એ છ રસો જુદા જુદા પોતપોતાની અનુકૂળ માત્રાથી મિશ્રભાવને પામી, જગતના ઉપકારને અર્થે યોજાયેલા છે; પરંતુ મનુષ્યો તેના કુદરતી બંધારણ તરફ આંખ આડા કાન કરી, પોતે પોતાનું ડહાપણ વાપરી, કુદરતી રીતે બીજા મળેલા રસોને દૂર કરી, માત્ર એકજ રસને ગ્રહણ કરી, જે યોજના કરે છે, તેને તે રસો ઊલટી અસર કરી, તેની ચિકિત્સાને નિષ્ફળ બનાવે છે. એટલુંજ નહિ, પણ મનુષ્ય પ્રકૃતિમાં બીજા પ્રકારના ક્ષોભ

ઉત્પન્ન કરે છે. દાખલા તરીકે એક મધુર રસ તપાસીએ કે જે વનસ્પતિનું આપણે નામ જાણતા નથી, પરંતુ તે વનસ્પતિનું મૂળ છોલી જોતાં ચીકણું માલૂમ પડે છે અને ચાખી જોતાં મોળું જણાય છે; તો વનસ્પતિને જાણનાર વૈદે જાણવું જોઇએ કે આ વનસ્પતિમાં મધુર રસ પહેલી પંક્તિનો છે, એટલે તે શરીરને પોષવાનો ગુણ ધરાવે છે, તે સાથે તેમાં ચીકાશ એટલે સ્નેહ મળેલો હોવાથી તે વીર્યને વધારનારો છે. એવા મધુર રસમાં જેમ જેમ મધુરતા વધતી જાય તેમ તેમ તેને માટે આપણે ગળચટો શબ્દ વાપરીએ છીએ. તે વધતાં વધતાં શેરડી સુધી આવે એટલે તે મધુર રસને આપણે ગળ્યો રસ કહીએ છીએ. તે પછી કુદરતી કાયદાને બાજુએ મૂકી, આપણે તે શેરડીમાંથી મૂળ મધુર રસ જેને આપણે મોળો રસ કહીએ છીએ તેને દૂર કરી, કુદરતના નિયમમાં ફેરફાર કરી, તે રસને ગોળ, ખાંડ અને સાકરના રૂપમાં ફેરવી નાખીએ છીએ. એટલે જેમ એક માણસ પાંચ કે દશ શેરડીના સાંઠા ચૂસી, મધુરરસનું સેવન કરી, તૃપ્તિ મેળવે છે, તેમ ગોળ, ખાંડ, કે સાકર, તેટલા પ્રમાણમાં ખાનારને તૃપ્તિ મળતી નથી, પણ તેથી ઊલટો અવગુણ થાય છે. પરંતુ તેથી વધીને તપાસતાં માલૂમ પડે છે કે, વર્તમાન કાળમાં વિદ્યાની પરાકાષ્ઠા થયેલી હોવાથી, એ મૂળ શેરડીના મધુર રસમાંથી મોળાપણું દૂર કરતાં કરતાં, સેકેરિન નામનો પદાર્થ બનાવવામાં આવે છે, જેમાં સાકર કરતાં ૪૦૦ થી માંડીને એકહજારગણું ગળપણ ઉત્પન્ન કરવામાં, એટલે જે સ્થળે એક હજાર રતલ ખાંડ વાપરવાની જરૂર જણાય ત્યાં એક રતલ સેકેરિન વાપરવાથી તેટલોજ સ્વાદ ઉત્પન્ન થાય છે. પરંતુ એ સેકેરિનને ગળ્યો રસ જાણી જેમ સાકરનો કટકો મોંમાં નાખી ગમે તે માણસ ચાવી ખાય પણ તેને કોઇ જાતનો અપાય થતો નથી અને થાય છે તો ઘણા થોડા પ્રમાણમાં થાય છે, તેમ સેકેરિનનો

એક ફાકો ભરવામાં આવે તો તે હળાહળ ઝેરનું કામ કરી માણસના પ્રાણનું હરણ કરે છે. એટલાજ માટે પરમકૃપાળુ પરમાત્માએ જેવી જેવી પ્રકૃતિવાળાને જેવા જેવા રસની જરૂર જોઈ, તેવા તેવા માણસને માટે જુદી જુદી વનસ્પતિઓમાં ઓછાવધતો મધુર રસ ઉત્પન્ન કરી, તેની સાથે બીજા રસોને જોડીને વનસ્પતિની યોજના માત્ર જગતના ઉપકાર માટે કરી છે. એજ પ્રમાણે દરેક વનસ્પતિમાં રહેલા ન્યૂનાધિકપણે છયે રસોના પ્રમાણને સમજી, મનુષ્યપ્રકૃતિમાં થયેલી અસમાનતાને સમવૃત્તિમાં લાવવા માટે મહર્ષિઓએ વનસ્પતિ માત્રમાં રહેલા છયે રસોનું પૃથક્કરણ કરી, તેને વાપરવાની જે યોજના તૈયાર કરી છે તેનું નામ ચિકિત્સાશાસ્ત્ર છે. એ ચિકિત્સાશાસ્ત્રનું અધ્યયન કરી તે ઉપર પોતાની બુદ્ધિપૂર્વક વિચાર કરી, છયે રસના ગુણધર્મને જાણી, વૈદ્ય રસૌષધર્માચાર્યની પદવી મેળવી મનુષ્યપ્રકૃતિ ઉપર યોજના કરી શકે છે. અને વૈદ્ય અઢાર ભાર વનસ્પતિમાંની કોઈ પણ વનસ્પતિ માટે શાસ્ત્રમાં કોઈ પણ પ્રકારનો ઉલ્લેખ નહિ હોવા છતાં, તે વનસ્પતિને પોતાના ઉપયોગમાં લઈ શકે છે. એટલા માટેજ પૂર્વાચાર્યોએ આપણે આગળ કહ્યું તેમ ઘડામાં સમુદ્ર સમાય તેમ વનસ્પતિના રસોનું વર્ણન કરી બુદ્ધિમાન અને વિચક્ષણ મનુષ્યોને માટે વિચાર કરવાનું સ્થળ બાકી રાખ્યું છે.

કુદરતના નિયમ પ્રમાણે ઋતુઓના ફેરફારથી વનસ્પતિના રસોમાં જે જે ઋતુને અનુકૂળ જે જે રસો પ્રાણીમાત્રને જરૂરના હોય છે, તે તે રસો તે તે ઋતુમાં ઉત્પન્ન થાય છે; અને જે અક્ષાંશ અથવા રેખાંશ કે કટિબંધમાં જે રસોની જરૂર જણાય છે, તે રસોવાળી વનસ્પતિ તે તે સ્થળોમાં નવપલ્લવ એટલે રસ ભરેલી તૈયાર થઈ રહેલી હોય છે. આ ઉપરથી મનુષ્યમાત્રને વિચાર

કરવાની જરૂર છે કે, જે જે ફળો, પુષ્પો, અનાજ, પલ્લવો, જે જે દેશમાં પાકતાં હોય, તે તે દેશમાંજ ઉપયોગી થઇ શકે છે.

પરંતુ જે દેશમાં જે ઋતુ વર્તતી હોય અને તે ઋતુમાં તે ફળફૂલ તે દેશમાં ન પાકતાં હોય પણ બીજા દેશમાંથી આવતાં હોય, તો પોતાના દેશમાં પાકેલાં ફળો, મનુષ્યપ્રકૃતિ ઉપર જે જાતની અસર ઉપજાવી ફાયદો કરે છે, તેટલી અસર તેઓ કરી શકતાં નથી; પરંતુ મારા વિચાર પ્રમાણે કાંઇક ઊલટી અસર પણ કરે. કારણ કે દ્રવ્યનો રસ પછી તેના ગુણો, વીર્યો, વિપાકો અને શક્તિના રૂપમાં તેને પલટાવું પડે છે. તે પલટાવાના સમયમાં પોતાના દેશમાં જે ઋતુ વર્તતી હોય તે ઋતુના વાતાવરણમાં પસાર થતાં સૂર્યનાં કિરણો મનુષ્યશરીરને નિભાવવા માટે અને મનુષ્યશરીરે જે રસનું ખાનપાનમાં સેવન કરેલું હોય તેને રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્રના રૂપમાં ફેરવવાના કામમાં લાગેલા હોય છે. તે સમયમાં વિદેશથી આવેલાં ફળો અથવા આહારવિહારના પદાર્થો તે તે દેશના હવામાન પ્રમાણે રસથી પૂર્ણ થઇ, બીજા દેશમાં આવેલાં હોય ત્યાંના રસ અને વિપાકમાં બદલાતાં ઊલટી અસરવાળાં થયા વિના ચાલતુંજ નથી, એ વાત નિર્વિવાદ છે. જેમકે હિંદુસ્તાનમાં દરેક ઋતુમાં દરેક ઋતુ વર્તે છે એટલે એક સ્થાનમાં શિયાળો હોય તેજ વખતે બીજા સ્થાનમાં ઉનાળો હોય છે અને તેજ વખતે ત્રીજા સ્થાનમાં ચોમાસું હોય છે. જે સ્થાનમાં શિયાળો હોય તે સ્થાનના મનુષ્યશરીરમાં હિમપૂર્ણ વાતાવરણને લીધે શુષ્કતા વધેલી હોય છે, તે વખતમાં મનુષ્યના ખોરાકમાં પુષ્ટિકારક વસ્તુ જેવી કે મસાલા તથા તેજાના વગેરે ખાઇને, વાતાવરણની શુષ્કતા અંતરવેગી ન થઈ જાય એટલા માટે ખોરાકમાં ફેરફાર કરી, અંતરમાં ઉષ્મા ઉત્પન્ન કરવાની જરૂર પડે છે. તેવા સમયમાં જે સ્થાનમાં ઉનાળાનો પાછલો ભાગ વર્તતો હોય એટલે એ

સ્થાનમાં ગ્રીષ્મમાં ઉત્પન્ન થયેલો ખાટો રસ પ્રાવૃષઋતુ(ચોમાસા)માં મધુરતા પામી, ગળી કેરી તરીકે ઉત્પન્ન થાય છે. તે કેરી જે સ્થાનમાં શિયાળો વર્તતો હોય તે સ્થાનમાં લાવી તેના આહાર કરવાથી, મસાલાથી ઉષ્મા ઉત્પન્ન કરવાને બદલે મધુર રસની શીતળતા ઉત્પન્ન થાય છે અને ભીતરમાં શીતળતા ઉત્પન્ન થવાથી, લોહીમાં જે ગરમી હોય છે તે શીતળતા તરફ દોડી જવાથી લોહી ઠંડું પડી તેની ગતિ મંદ થાય છે, જેથી શરીરને પોષનારા તથા નિભાવી રાખનારી બીજી ધાતુઓને ઉત્પન્ન થવામાં અટકાવ થાય છે, જેને પરિણામે શરીર દીન પર દીન અશક્ત થતું જાય છે. આથી પૂર્વાચાર્યો અમને શીખવે છે કે, 'જે સ્થાનમાં જે ઋતુમાં વનસ્પતિ નવપલ્લવિત થયેલી હોય, તેજ વનસ્પતિ તેજ સ્થાનમાં ઔષધરૂપ બની, જીવનને ટકાવી રાખનારી થાય છે.' હવે એ સંબંધી થોડો વિચાર આગળ ચલાવીએ. ધારો કે એક વનસ્પતિનો રસ તીખો છે અને જ્યારે તે પાકે ત્યારે પણ તે તીખા રસની વૃદ્ધિ કરે છે. એક વનસ્પતિનો રસ ખાટો છે અને તે પાકે છે ત્યારે ગળ્યો થાય છે. એક વનસ્પતિનો રસ મોળો છે અને તે પાકે છે ત્યારે કડવો થાય છે. એવી રીતે વનસ્પતિના રસો તેના મૂળ રસો કરતાં વિશેષ ભાવને પામે છે અથવા તો પરિપકવ દશામાં આવતાં તેના મૂળ રસમાં ફેરફાર થાય છે. આ તરફ આખી સૃષ્ટિમાં જુદા જુદા આકારની જુદી જુદી જાતની, જુદા જુદા રસવાળી, અઢાર ભાર વનસ્પિતિઓ ગણાયેલી છે. તેના જુદા જુદા રસો સમજવાને માટે પૂર્વાચાર્યોએ ખાસ ધ્યાન આપેલું છે; જેમકે મધુર, ખાટો ખારો, કડવો, તીખો અને કષાય, (૧) મધુર, ખાટો, ખારો કડવો, તીખો, (૨) મધુર, ખાટો, ખારો કડવો, (૩) મધુર, ખાટો, ખારો, (૪) મધુર, ખાટો. (૫) અને મધુર (૬) આ પ્રમાણે છ રસ પૈકીનો કોઈપણ રસ પ્રાધાન્યપણું ભોગવતો હોય તો પણ તેની સાથે બીજા રસો

ઓછાવધતા પ્રમાણમાં મળેલા તો હોય છેજ અને જો તે પ્રમાણે મળેલા ન હોય તો ઉપર કહી ગયા તેમ, એકલો એક રસ, વિષનું કામ કરી મનુષ્યના પ્રાણની હાનિ કરે છે.

જુદાં જુદાં દ્રવ્યોમાં જુદા જુદા રસો ગોઠવાયા છતાં આપણે તેને પ્રાધાન્ય રસનુંજ નામ આપીએ છીએ. પરંતુ તે દ્રવ્યમાં ગોઠવાયલા જુદા જુદા ગુણધર્મવાળા થઇને, જુદા સ્થાનમાં જુદી જુદી અસર ઉત્પન્ન કરે છે; દાખલા તરીકે સૂંઠ, મરી, પીપર એ ત્રણે દ્રવ્યોમાં તીખો રસ પ્રધાન હોવાથી આપણે તેને તીખા પદાર્થમાં ગણીએ છીએ. જો કોઇને આપણે પૂછીએ કે સૂંઠ, મરી અને પીપરનો સ્વાદ કેવો છે ? તો જવાબ મળશે કે તીખો છે. મનુષ્યપ્રકૃતિનો સ્વભાવ એવો છે કે એક વસ્તુ ચાખીને તીખી છે, વધારે તીખી છે, ઘણી તીખી છે, મોઢું બળી જાય એટલી તીખી છે, એ પ્રમાણે કહી શકશે; પરંતુ ઓછીવધતી તીખાશ કેટલા પ્રમાણમાં છે ? અને કયો રસ મળવાથી આ તીખાશમાં વધઘટ થઈ છે તે કહી શકશે નહિ. દાખલા તરીકે એક શેર દૂધમાં વીસ તોલા સાકર નાખીએ, પછી દરેક શેરમાં તોલો તોલો ઘટાડતા જઇએ ને દૂધને પા પા શેર વધારતા જઇએ અને તે દૂધ બીજા માણસને ચાખવાને આપીએ તો ચાખનારો માણસ દૂધ ગળ્યુ છે, એમ કહેશે પણ તેનાથી સાકરનું પ્રમાણ કહી શકાશે નહિ. તેવી રીતે સૂંઠ, મરી અને પીપરને ચાખનારો માણસ તીખા રસ સિવાય બીજા રસની કલ્પના કરી શકશે નહિ. પરંતુ સૂંઠ, મરી ને પીપરનાં જુદાં જુદાં પડીકાં વાળી, ચાખનાર માણસને અજાણમાં રાખી, રાત્રીને વખતે અંધારી ઓરડીમાં બેસાડી, એકેક પડીકામાંથી જુદો જુદો ભૂકો તેને ચાખવા આપીએ, તો તે પોતાની જીભ પર મૂકી સૂંઠ, મરી અને પીપરનો ભૂકો છે એમ જુદાં જુદાં નામો કહી બતાવશે. એ ઉપરથી સાબિત થાય છે કે સૂંઠ, મરી ને પીપર જો કે તીખાં છે તો પણ

તેની સાથે જુદા જુદા પ્રમાણમાં જુદા જુદા રસો મળેલા છે; જેથી દ્રવ્યના ગુણધર્મને જાણનારા વૈદ્યોએ તે તે રસોને ઓળખી, તેને જુદે જુદે સ્થાને કામે લગાડયા છે. કેમકે સૂંઠમાં તીખાશ સાથે ખારો રસ અને મધુર રસ મળેલો હોવાથી તે હોજરીમાં રહેલા દૂષિત મળને કાઢી, અગ્નિને પ્રદીપ્ત કરવાને શક્તિમાન થાય છે. તથા પીપરમાં તીખા રસ સાથે મધુર, ખારો અને કષાયરસ મળેલો હોવાથી તે પાનવાયુમાં જઇને કફનું ઉન્મૂલન કરે છે અને મરીમાં તીખો ગુણ પ્રાધાન્ય ભોગવતા છતાં તેની સાથે મધુર, ખાટો રસ, કષાયરસ મળેલો હોવાથી તે ઉદાનવાયુ એટલે હૃદયના ઉપલા ભાગના જ્ઞાનતંતુઓવાળી જ્ઞાનેંદ્રિયો અને મગજના સ્નાયુઓને નિરામય કરે છે. આ પ્રમાણે અઢાર ભાર વનસ્પતિમાં રહેલા ન્યૂનાધિકપણે જુદા જુદા રસોને ઓળખી, જુદી જુદી પ્રકૃતિના મનુષ્યોને દેખાતા એક જાતના પણ જુદા જુદા દોષથી ઉત્પન્ન થયેલા ઉપર યોજના કરનાર વૈદ્ય, રસૌષધર્માચાર્ય અથવા પ્રાણાચાર્યની પદવીને લાયક થઈ, જગતને મહાન ઉપકાર કરે છે.

આપણે અત્યાચાર સુધીમાં દ્રવ્યના રસ અને ગુણ સબંધી થોડો વિચાર કર્યો. હવે દ્રવ્યનાં વીર્ય, વિપાક અને શક્તિ તથા પ્રભાવનું વર્ણન કરીએ છીએ. જે દ્રવ્યોને પછી તે ફળના રૂપમાં હો અથવા પત્ર, છાલ કે મૂળ અથવા કંદના રૂપમાં હો, પણ તે શીતવીર્ય અને ઉષ્ણવીર્ય એ બે રૂપમાંજ વહેંચી શકાય છે; પરંતુ મનુષ્યપ્રકૃતિના જુદા જુદા સંમેલનથી પ્રકૃતિના ત્રેસઠ ભેદ પાડવામાં આવેલા છે. તે ત્રેસઠ ભેદના ઉપર વનસ્પતિઓ અથવા દ્રવ્યો, શીત અને ઉષ્ણ બે જાતના વીર્યની અસર કરે છે; એ તેનો સ્વાભાવિક પ્રભાવ છે. એ વીર્યની શક્તિ અસંખ્ય, અનંત અને અચિંત્ય છે. તેને શોધવા માટે પૂર્વાચાર્યોએ કેટલાક નિયમો બાંધેલા છે, પણ તે મનુષ્યોને પૂર્ણરૂપમાં વર્તમાનકાળમાં ઉપલબ્ધ થઇ શકતા

નથી; જેમકે જે વનસ્પતિના બીજ ખાંડી, વસ્ત્રગાળ કરતાં ઘણી મહેનત પડે અથવા જે બીજ કઠણ હોય અને તે મધુરરસપ્રાધાન્ય હોય તો તે વીર્યને વૃદ્ધિ કરી, શરીરને દઢ કરનારી શક્તિ ધરાવે છે. જે વનસ્પતિનાં ફળમાં સ્નેહગુણ હોઇને, પોચાપણું હોય છે, તે ફળોનાં બીજોમાં વિરેચન અથવા વમન કરાવવાની શક્તિ હોય છે. જે વૃક્ષના અંગમાંથી અથવા ફળમાંથી દૂધ ઉત્પન્ન થાય છે, તેની સાથે જો કષાય રસ મળેલો હોય તો તે દૂધમાં વમનવિરેચન કરવાની શક્તિ હોય છે, પરંતુ એવા વૃક્ષોના દૂધમાં જો મધુર રસ મળેલો હોય તો તે વૃક્ષો શરીરને પુષ્ટ કરી, ધાતુની વૃદ્ધિ કરનારા ગણાય છે. જે દ્રવ્યમાં કડવો રસ પ્રાધાન્ય ભોગવતો હોય એવાં ફળો જો ખાંડવામાં કઠણાશ બતાવે તો તે પણ શરીરને પોષણ કરનારાં, દઢ કરનારાં અને શક્તિ વધારનારાં ગણાય છે. એ પ્રમાણે જેમ જેમ કઠણતાવાળા દ્રવ્યના પરમાણુઓ ઘટ્ટ થઇ, ઘનપણાને પામેલા હોય છે, તે તે દ્રવ્યો, શીતવીર્ય એટલે પોષણ કરવાવાળી શક્તિવાળા હોય છે. અને જેમ જેમ દ્રવ્યોમાં પોચાશ વધતી જાય છે અને તેને ખાંડવામાં અથવા વાટવામાં ઓછો શ્રમ પડે છે, તેમ તેમ દ્રવ્યો ઉષ્ણવીર્ય ગણાઇ, શરીરના વિકારોનો હ્રાસ કરી, પોષણતત્ત્વોને તે સ્થાનમાં પ્રવેશ કરીને સ્થિર થવાની જગ્યા તૈયાર કરી આપે છે. એવી રીતે દરેક દરેક વનસ્પતિ ઉપર વિચાર કરી શકાય છે; પરંતુ ઉપર કહી ગયા તેમ વનસ્પતિના પ્રભાવનું વર્ણન તો સિદ્ધો અને યોગીઓજ જાણે છે; જેમ જ્વરના પ્રકરણમાં ઋષિઓનાં શાસ્ત્રો લંઘન, પાચન, શમન અને શોધન દ્રવ્યોની યોજના કરી, જ્વરને દૂર કરવા મનુષ્યને નિરામ બનાવે છે. પરંતુ વનસ્પતિના પ્રભાવને જાણનાર યોગી કાંટાસરિયાના મૂળને તલનો ધૂપ દઇ, હાથે બાંધે અથવા તાવ આવતાં પૂર્વે પ્રાતઃકાળમાં ખીજડાના ઝાડનું દાતણ કરાવે, તો

તેનો સંબંધ નહિ હોવાથી, એ તકરારમાં ઊતરવાનું અમે પસંદ કરતા નથી. પરંતુ પ્રકૃતિમય જગતમાંથી વિકૃતિરૂપ જગત કેવી રીતે ઉત્પન્ન થાય છે અને તે ક્રમવાર ગોઠવાયા પછી પ્રાણીશરીરની રચના કેવી યુક્તિથી રચાય છે, તે વિષયનું પ્રતિપાદન કરવાનું હોવાથી આપણે તે મુખ્ય વિષય તરફ વળવાની જરૂર પડે છે.

પ્રકૃતિરૂપ જગતને ઓળખવા આપણે વનસ્પતિના નાનામાં નાના બીજનો દાખલો લઇ શકીશું. વનસ્પતિ માત્રમાં જુદે જુદે રૂપે બીજ રહેલાં છે, પણ કેટલીક વનસ્પતિમાં તે બીજ પ્રત્યક્ષ દેખાતાં નથી અને કેટલીકમાં પ્રત્યક્ષ દેખાય છે. દાખલા તરીકે આપણે એક વડનું બીજ લઇએ. તે બીજને બારીક દૃષ્ટિથી અવલોકતાં અને તેને બુદ્ધિપૂર્વક તપાસી વિચાર કરતાં આપણને સમજણ પડે છે કે, આ બીજરૂપ દ્રવ્યમાં આખું વડવૃક્ષ સૂક્ષ્મરૂપે સમાયેલું છે અને આ બીજમાં તેના રસ, ગુણ, વીર્ય, વિપાક અને શક્તિઓ રહેલી છે અને તેથીજ આકાશમાં રહેલા સજાતીય દ્રવ્યનું આકર્ષણ કરી, પોતામાં રહેલી આકૃતિ પ્રમાણે તે મૂળને, છોડને, તેના ઝાડને, તેની છાલને, પાંદડાંને, ટીશીને, ફળને અને ફૂલને ધારણ કરીને વૃક્ષરૂપે શોભે છે. હવે આ સ્થળે કોઈ શંકા કરે કે જે બીજ જમીનમાં વવાયેલું છે, તે જમીનમાંના તત્ત્વો લઇને વૃક્ષનું રૂપ ધારણ કરે છે, પરંતુ આકાશમાંથી કાંઇ તત્ત્વને ગ્રહણ કરતું નથી. તેનું સમાધાન એવી રીતે થઈ શકે કે, જો પૃથ્વીમાંથી તમામ વૃક્ષો, પોતપોતાને જોઇતાં તત્ત્વો લઇ, વૃદ્ધિ પામી, પાછાં સુકાઇ, ઘસાઇ, બળી, સડી, પૃથ્વીમાં સમાઇ જાય તો પણ પૃથ્વીનું વજન વધવું ન જોઇએ; પરંતુ વિચાર કરતાં સમજાય છે કે, જેમ જેમ કાળ જતો જાય છે તેમ તેમ પૃથ્વીનું વજન વધતું જાય છે. તેનો પ્રત્યક્ષ દાખલો એ છે કે જ્યારે સૃષ્ટિના આદિ સર્જન પછી કાળની ગણના થઇ ત્યારે પૃથ્વી સૂર્યની આસપાસ ૩૬૦

દિવસમાં એક ફેરા ફરતી હતી. તે તેને હાલમાં સૂર્યની આસપાસ ફરતાં ૩૬૫ા દિવસ અને કંઈક ઘડી વધારે જેટલી વાર લાગે છે. અર્થાત્ સાર એ નીકળે છે કે, પૃથ્વી જેમ જેમ ભારે થતી જાય છે તેમ તેમ સૂર્યના આકર્ષણથી છૂટી થઇ દૂર જતી જાય છે. એટલે જેટલે દૂર તે ગયેલી હોય તે પ્રમાણમાં તેનો ફરવાનો માર્ગ લંબાય છે અને તેથીજ પૃથ્વીનું વજન વધ્યું છે એમ સાબિત થાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, બીજરૂપ વનસ્પતિ અથવા બીજરૂપ પ્રાણીમાત્ર પોતાને બીજમાં રહેલા કર્મ પ્રમાણે આકાશમાંથી પંચભૂતાત્મક દ્રવ્યોને આકર્ષી, પોતાને મળતા સજાતીય દ્રવ્યનું આકાશમાંથી આકર્ષણ કરી, પોતાનું સ્વરૂપ ખડું કરે છે. તે સ્વરૂપની રચના કેવે કેવે પ્રકારે થાય છે અને તે તે પ્રકારોને તે તે રૂપમાં ગોઠવાયા પછી તેને કયા નામથી ઓળખવામાં આવે છે, તેનું વર્ણન કરવું આ સ્થળે આવશ્યક છે.

જગતની ઉત્પત્તિના કારણભૂત જે પ્રકૃતિ છે, તે પ્રકૃતિ ઇચ્છામયી એટલે સત્ત્વ, રજ અને તમોગુણના સ્વભાવવાળી હોવાથી બુદ્ધિને ઉત્પન્ન કરે છે; અને બુદ્ધિથી અહંકાર ઉત્પન્ન થાય છે. તે અહંકાર રાજસ, તામસ અને સત્ત્વગુણના ભેદથી ત્રણ પ્રકારનો ગણાય છે. અર્થાત્ વિકારવાળો સત્ત્વગુણી, જ્યારે તેજસ એવા રજોગુણી અને ભૂતાદિરૂપમાં આવે છે ત્યારે તે તમોગુણી ગણાય છે. હવે જે પ્રકૃતિમાં સહાયક રજોગુણ હોય અને તમોગુણ તેમાં મિશ્રિત થયો હોય તે સાત્ત્વિક અહંકાર કહેવાય છે અને એ સાત્ત્વિક અહંકારથી કાન, ચામડી, આંખ, જીભ, નાક, પગ, હાથ, વાણી, લિંગ, ભગ, ગુદા અને મન એ ૧૧ ઇંદ્રિયો ઉત્પન્ન થાય છે. તેમાં પ્રથમની પાંચ ઇંદ્રિયોને બુદ્ધિનો આશ્રય હોવાથી, તે જ્ઞાનેંદ્રિયો કહેવાય છે અને બાકીની પાંચ ઇંદ્રિયોને કર્મનો (ક્રિયાનો) આશ્રય હોવાથી તે કર્મેંદ્રિયો કહેવાય છે. આ મન એ બુદ્ધિ અને કર્મના ભેગા વ્યવ-

હારનું ઉપાદાન કારણ હોવાથી, મનને ૧૧મી ઇંદ્રિય ગણેલી છે; અથવા રાજસ અહંકારથી ઇંદ્રિય, સાત્વિક અહંકારથી ઇંદ્રિયોના દેવતા અને મન એમને જુદાં જુદાં પાડીને તેનાથી ચાલતો વ્યવહાર તેને ઉત્પત્તિક્રમ કહે છે. હવે રાજસ અહંકાર જેનો સહાયક થાય છે અને સાત્વિક અહંકારનું મિશ્રણ થવાથી જે તામસ અહંકારનું રૂપ પકડે છે, તેને તન્માત્રાઓ કહેવામાં આવે છે. અને તે તન્માત્રાઓ જુદે જુદે સ્થળે રહી જુદાં જુદાં કાર્ય કરે છે, તેથી તેને પાંચ નામ આપવામાં આવ્યાં છે; જેવાં કે શબ્દતન્માત્રા, સ્પર્શતન્માત્રા, રૂપતન્માત્રા, રસતન્માત્રા અને ગંધતન્માત્રા. એ પ્રમાણે પાંચ તન્માત્રાઓનાં નામ આપી શકાય છે, પરંતુ તેના ખરા સ્વરૂપને યોગીઓજ જાણી શકે છે. એ પાંચ તન્માત્રાઓ જેમ જેમ સ્થૂલપણાને પામતી જાય છે અને તે સંપૂર્ણતાને પામે છે ત્યારે તે ભૂત એવા નામથી ઓળખાય છે. એવા પંચમહાભૂતોનાં નામ આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વીરૂપે મનુષ્યને પ્રત્યક્ષ દેખાય છે. શ્રોત્ર, ત્વક્, ચક્ષુ, જિહ્વા અને ઘ્રાણ, એ પાંચ બુદ્ધિઇંદ્રિય છે અને એના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ, એ પાંચ વિષય ક્રમપૂર્વક છે. જેમકે શ્રોત્રેન્દ્રિયનો વિષય શબ્દ છે, ત્વક્ઇંદ્રિયનો વિષય સ્પર્શ છે, ચક્ષુઇંદ્રિયનો વિષય રૂપ છે, જિહ્વાઇંદ્રિયનો વિષય રસ છે અને ઘ્રાણેન્દ્રિયનો વિષય ગંધ છે. તેવી રીતે વાણી, હાથ, પગ, ઉપસ્થ અને ગુદા એ કર્મેન્દ્રિયો છે અને તેના ભાષણ, આદાન, વિહાર, આનંદ અને ઉત્સર્ગ, એ પાંચ વિષય છે; જેમકે વાણીઇંદ્રિયનો વિષય ભાષણ, હસ્તેન્દ્રિયનો વિષય ગ્રહણ, પાદેન્દ્રિયનો વિષય વિહાર, ઉપસ્થઇંદ્રિયનો વિષય આનંદ અને ગુદાઇંદ્રિયનો વિષય ઉત્સર્ગ છે.

મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રા એ સાત ઇંદ્રિયો ઉત્પન્ન થવાનું કારણ છે, એટલે તે વિકાંતરૂપ કહેવાય છે. આ

સંપૂર્ણ જગતમાં દશ ઇંદ્રિયો, મન અને પંચમહાભૂત એ સોળ વિકાર સર્વત્ર વ્યાપક છે.

૧. અવ્યક્ત, ૨. મહાન, ૩. અહંકાર, ૪. શબ્દતન્માત્રા, ૫. સ્પર્શતન્માત્રા, ૬. રૂપતન્માત્રા, ૭. રસતન્માત્રા, ૮. ગંધતન્માત્રા, ૯. શ્રોત્રતન્માત્રા, (કાન) ૧૦. ત્વક્ (ચામડી), ૧૧. ચક્ષુ (નેત્ર), ૧૨. ઘ્રાણ (નાક), ૧૩. (રસના) જીભ, ૧૪. વાક (વાણી), ૧૫. હાથ, ૧૬. પગ, ૧૭. ઉપસ્થ (લિંગ અને યોનિ), ૧૮. પાયુ (ગુદા), ૧૯. મન, ૨૦. પૃથ્વી, ૨૧. પાણી, ૨૨. તેજ, ૨૩. વાયુ અને ૨૪. આકાશ. એ પ્રકારે ૨૪ તત્ત્વો થયાં. એમાંથી નિર્માણ થયેલા શરીરરૂપ ઘરમાં ૨૫મો પુરુષ એટલે આત્મા સર્વકાળે રહે છે. તેને જીવાત્મા કહે છે; મન તેનો દૂત છે. એ જીવાત્મા મહદાદિકૃત સૂક્ષ્મ લિંગશરીરમાં રહે છે, એટલા માટે તે દેહી કહેવાય છે અને તે પાપ, પુણ્ય તથા સુખદુઃખથી યુક્ત છે અને વર્તમાન કાર્યવાહી મનના યોગથી તે કર્મબંધનથી બંધાયેલો છે. તે મનના યોગે ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, પ્રાણ, અપાન, ઉન્મેષ, બુદ્ધિ, સંકલ્પ વિચાર, સ્મૃતિ, વિજ્ઞાન, અધ્યવસાય, વિષય, ઉપલબ્ધિ ઇત્યાદિ કર્મને કરવાવાળી સૂક્ષ્મ પ્રકૃતિથી બંધાયલો છે.

કામ, ક્રોધ, લોભ, મોહ, અહંકાર, દશ ઇંદ્રિય અને બુદ્ધિ એ જીવના બંધનરૂપ છે, તેનાં લક્ષણ નીચે પ્રમાણે કહેવામાં આવે છેઃ—

કામ—પુરુષોને સ્ત્રીઓમાં અને સ્ત્રીઓને પુરુષોમાં પરસ્પર પ્રીતિ કરાવે છે, જેથી ભોગ્ય અને ભોક્તાના હક્કો સ્થાપિત થાય, તેને કામ કહે છે.

ક્રોધ—એકી વખતે મનુષ્યશરીરના હૃદયમાંથી ગરમી ઉત્પન્ન થઇને, અન્ય મનુષ્યને દુઃખ ઉત્પન્ન કરવાવાળી વાણીથી ચિત્તને ક્લેશ ઉત્પન્ન કરે છે તેને ક્રોધ કહે છે.

લોભ–પારકું ધન, પારકો ભાગ કે પારકું સામર્થ્ય જોઇને અથવા સાંભળીને તેથી મનુષ્યના ચિત્તમાં જે તૃષ્ણા ઉત્પન્ન થાય છે, તેને લોભ કહે છે.

મોહ–અકલ્યાણકારી અથવા કલ્યાણકારી વિષયોમાં બુદ્ધિના ભ્રમથી જેને સંશય ઉત્પન્ન થાય છે અને જેને હિતકારી વસ્તુમાં અહિત દેખાય છે અને અહિતકારીમાં હિત દેખાય છે, તેને મોહ કહેવામાં આવે છે.

અહંકાર–જે પ્રાણી કાર્ય–કારણયુક્ત થઇને આ કાર્ય હુંજ કરું છું એવા અભિમાન સાથે કોઇ પણ ક્રિયામાં પ્રવેશ કરે છે, તેને અહંકાર કહે છે.

પ્રાણીમાત્ર અજ્ઞાનને લીધે ક્લેશાદિક બંધનને પ્રાપ્ત કરે છે અને જ્ઞાનરૂપ વિચારથી એ બંધનથી છૂટે છે. જે શરીર શરીરી કહેતાં જીવાત્માને જે દુઃખ ઉત્પન્ન કરે છે તે વ્યાધિ કહેવાય છે અને જે શરીર જીવાત્માને સુખ ઉત્પન્ન કરે છે તે આરોગ્ય કહેવાય છે. દુઃખ જીવાત્માને સ્વભાવથી પ્રતિકૂળ છે અને સુખ પ્રાણીમાત્રને સ્વભાવથી અનુકૂળ છે. પરંતુ મોહવશ અને વિષયની લોલુપતા તથા અજ્ઞાનને લીધે સુખની અભિલાષા છતાં, દુઃખરૂપ રોગને પોતે પોતાની મેળે ઉત્પન્ન કરી કરેલાં કર્મનાં ફળ ભોગવે છે.

હવે અહીંથી મનુષ્યના સ્થૂલ શરીરના બંધારણનું વિવેચન કરવામાં આવે છે.

મનુષ્યશરીરમાં રસાદિ ધાતુઓને રહેવાનાં જે સ્થાન છે તેની મર્યાદાભૂત એવી સાત કળા છે. તે કળાને રહેવાને માટે તેનાં સાત આશય એટલે સ્થાન છે. રસ, રુધિર, માંસ, મેદ, હાડકાં, મજ્જા અને શુક્ર. એ સાત ધાતુ છે તથા એ ધાતુઓના સાત મળ છે. ધાતુ-

ઓની સમીપમાં રહેનારા સાત ઉપધાતુ છે અને તે બધા વ્યાપારને ઢાંકી સુરક્ષિત ચાલવા માટે ચામડીનાં સાત પડ છે. વાયુ, પિત્ત અને કફ એ ત્રણ દોષ છે. મનુષ્યશરીરમાં દોરીની પેઠે અથવા વેલીની પેઠે ૯૦૦ બંધન છે, જેને સ્નાયુ કહે છે. આ શરીરમાં ૨૧૦ સાંધાઓ છે અને કેટલાક આચાર્યોના મત પ્રમાણે એનાથી અધિક પણ છે. શરીરને આધારભૂત અને બળને આપવાવાળાં ૩૦૦ હાડકાં છે. જીવનાં આધારભૂત ૧૦૭ મર્મસ્થાન છે. દોષ, ધાતુ તથા મળને વહેવાવાળી ૭૦૦ શિરા એટલે નસો છે. તેમાંથી રસને વહેવાવાળી ૨૪ ધમની એટલે નાડી છે. પુરુષ–શરીરમાં માંસપેશીઓ એટલે માંસના લાંબાટૂંકા ૫૦૦ કકડાઓ છે, તથા સ્ત્રીઓનાં શરીરમાં ૨૦ માંસપેશી અધિક છે. મોટા મોટા સ્નાયુઓ જેને કન્ડરા કહેવામાં આવે છે તે ૧૬ છે. પુરુષના શરીરમાં દશ રંધ્ર એટલે છિદ્ર છે અને સ્ત્રીઓનાં શરીરમાં ત્રણ છિદ્ર વધારે છે. એ પ્રમાણે મનુષ્યશરીરના જુદા જુદા ભાગોનું ટૂંકામાં વર્ણન કરવામાં આવ્યું, તેનો હવે વિસ્તારપૂર્વક ખુલાસો કરવામાં આવે છે.

કળા–પહેલી કળા માંસને ધારણ કરે છે તેથી તે માંસધરા કહેવાય છે. બીજી કળા રુધિરને ધારણ કરે છે તેથી તેને રક્તધરા કહે છે અને એવી રીતે મેદને ધારણ કરનારી મેદધરા કહેવાય છે. યકૃત અને પ્લીહાની ચોથી કળા છે, જે એ બેઉની મધ્યમાં રહે છે. એટલા માટે એને કફધરા કહે છે. આંતરડાંને ધારણ કરવાવાળી પાંચમી કળાને પુરીષધરા કહે છે. અગ્નિને ધારણ કરવાવાળી છઠ્ઠી કળાને પિત્તધરા કહે છે અને સાતમી કળાને શુક્રધરા કહે છે; એટલા માટે એનું નામ રેતોધરા આપવામાં આવ્યું છે.

આશય–વક્ષ:સ્થળમાં કફનું સ્થાન એટલે કફનો આશય છે. કફના સ્થાનની જરા નીચે આમાશય છે. નાભિની ઉપર ડાબી બાજુ તરફ અગ્નિનું સ્થાન છે તેને ગ્રહણી કહે છે. એ અગ્નિના

સ્થાનની ઉપર તિલ છે, તેને કલોમ કહે છે; અને તે તૃષાનું સ્થાન છે, એટલે તૃષા ત્યાંથી ઉત્પન્ન થાય છે. કેટલાક આચાર્યોનો એવો મત છે કે તિલની ઉપર જળ છે, અર્થાત્ અગ્નિની ઉપર પાણીનું સ્થાન છે અને પાણી ઉપર અન્નને રહેવાનું સ્થાન છે; અને અગ્નિની નીચે પવન સ્થિર રહીને અગ્નિને ફૂંકે છે. એવી રીતે વાયુએ પ્રદીપ્ત કરેલ અગ્નિ, ઉપરના જળને ગરમ કરે છે તેથી ઉષ્ણ જળને લીધે અન્નનો સારી રીતે પરિપાક થાય છે. અગ્નિના સ્થાનની નીચે જે પવનનું સ્થાન છે, તે પવનનું નામ સમાન વાયુ કહેવાય છે. તે પવનના સ્થાનની નીચે મળાશય એટલે મળનું સ્થાન છે અને તેનેજ પકવાશય કહે છે, જે ડાબા ભાગમાં રહે છે. લૌકિકભાષામાં તેને ઉંદુક કહે છે અને કેટલાક તેને પોટ્ટલક કહે છે. આ પોટ્ટલક–ઉંદુકથી પકવાશય જુદું છે; પરંતુ ચરકે પુરીષધરા એટલે અંત્ર શબ્દથી તેને ઉંદુક કહ્યો છે અને તેની પાસેજ જરાક નીચેથી ડાબી બાજુ પર ચામડાની થેલીના આકારનો મૂત્રાશય છે, જેને બસ્તી કહેવામાં આવે છે. જીવને ધારણ કરનારું જીવના જેવું રક્ત છે, તેનું સ્થાન ઉરમાં છે. એ સાત આશય એટલે સ્થાન જાણવાં; પરંતુ પુરુષોના કરતાં સ્ત્રીઓમાં ત્રણ આશય વધારે છે, એટલે, એક ગર્ભાશય અને બે સ્તન્યાશય. અર્થાત્ સ્તન સંબંધી દૂધ રહેવાનાં સ્થાન તે. ગર્ભાશય, પિત્ત અને પકવાશયની મધ્યમાં આવેલું છે એમ જાણવું.

રસ, રુધિર, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર એ સાત ધાતુઓ પિત્તના તેજથી પાચન થઇ ક્રમે ક્રમે એકથી એક ઉત્પન્ન થાય છે. જેમકે રસથી રુધિર, રુધિરથી માંસ, માંસથી મેદ, મેદથી અસ્થિ, અસ્થિથી મજ્જા અને મજ્જાથી શુક્ર ઉત્પન્ન થાય છે.

એ સાત ધાતુઓના સાત મળ છે જેમકે જીભનું જળ, નેત્રનું

જળ,કપાળનું જળ, એ રસધાતુના મળ જાણવા. રંજકપિત્ત એટલે રુધિરને રંગવાવાળું પિત્ત, રુધિરનો મળ છે. કાનનો મેલ એ માંસનો મળ છે. જીભ, દાંત, કાખ અને ઉપસ્થ ઇંદ્રિયનો મેલ તે મેદ ધાતુનો મળ છે. નખ, હાડકાંનો મળ છે. તેમ વાળ, અને રૂંવાડાં એ પણ હાડકાંના મળ છે. આંખનો મેલ, તથા મોઢા ઉપરની ચીકાશ એ મજ્જા ધાતુનો મળ છે; મુખ ઉપરની કાળી ફોલ્લીઓ તથા દાઢી, મૂછ અને ગુપ્ત ભાગના વાળ, એ શુક્ર ધાતુનો મળ છે.

સ્તનમાં ઉત્પન્ન થતું દૂધ રસધાતુની ઉપધાતુ છે અને રજ અર્થાત્ સ્ત્રીઓને માસિક રુધિર આવે છે તે રુધિર ધાતુની ઉપધાતુ છે. એ બેઉ ઉપધાતુ સ્ત્રીઓમાં કાળવિશેષે કરીને પ્રગટ થાય છે અને કાળવિશેષે નષ્ટ થાય છે. શુદ્ધ માંસથી ઉત્પન્ન થયેલી ઉપધાતુને વસા કહેતાં ચરબી કહે છે. મેદ ધાતુની ઉપધાતુ પરસેવો છે. અસ્થિ ધાતુની ઉપધાતુ, દાંત અને નખ છે; કેશ એ મજ્જા ધાતુની ઉપધાતુ છે અને ઓજસ એ શુક્ર ધાતુની ઉપધાતુ છે. એવી રીતે સાત ધાતુથી ઉત્પન્ન થયેલી સાત ઉપધાતુ જાણવી.

ચામડીનાં સાત પડ પૈકી પહેલા પડનું નામ અવભાષિની છે. તેમાં સિધ્મ નામનો કોઢ પેદા થાય છે. બીજા પડનું નામ લોહિતા છે તે તિલ અને કાળા કોઢની જન્મભૂમિ છે. ત્રીજા પડનું નામ શ્વેતા છે. તે ચર્મદળ નામના કુષ્ઠ રોગની જન્મભૂમિ છે. ચોથા પડનું નામ તામ્રા છે, તે પડમાં કિલાસ નામનો કુષ્ઠ ઉત્પન્ન થાય છે. પાંચમા પડનું નામ વેદિની છે, તે સંપૂર્ણ કુષ્ઠની જન્મભૂમિ છે. છઠ્ઠા પડનું નામ રોહિણી છે, તે ગાંઠ, ગંડમાળ, અપચો તથા અર્બુદરોગને પેદા થવાનું સ્થાન છે. સાતમા પડનું નામ સ્થૂલા છે તે વિદ્રધી, અર્શ, ભગંદર, આદિ રોગ થવાની જગ્યા છે. અને એ સાતે પડનું એકંદર માપ બે વ્રિહી જેટલું છે, એટલે કે તેની જાડાઈ ભાતનાં બે છાલાં જેટલી છે.

શરીરમાં વાયુ, પિત્ત અને કફ એ ત્રણ દોષ છે. જે રસાદિ ધાતુઓને દૂષિત કરે છે, એટલા માટે તેને દોષ કહે છે. એ દોષ સમાનભાવે વર્તતા હોય તો શરીરને ધારણ કરનારા હોવાથી તેમને ધાતુ નામ પણ આપવામાં આવ્યું છે. અને તે રસાદિ ધાતુઓને મલિન કરે છે. એટલા માટે એને મળસંજ્ઞા પણ આપવામાં આવી છે. એ દોષોને શરીરધારક હોવાથી એક એકને પાંચ પાંચ પ્રકારના કહ્યા છે. જેમકે પ્રસ્પન્દન, ઉદ્વહન, પૂરણ, વિવેચન અને ધારણ લક્ષણવાળો વાયુ પાંચ પ્રકારે કરીને શરીરને ધારણ કરે છે. એવી રીતે રાગ, પંક્તિ, ઓજસ, તેજાત્મક અને પિત્ત પાંચ વિભાગમાં બેસીને અગ્નિકર્મથી દેહનું પાલન કરે છે તથા વૃદ્ધિ, સિંધી, શ્લેશ્મણ, સ્નેહન, રોપણ, પ્રપૂર્ણાત્મક કફના પાંચ વિભાગોથી છૂટું પડીને, જળકર્મ કરીને દેહનું પાલનપોષણ કરે છે.

વાયુ, પિત્ત અને કફ એ ત્રણ દોષોમાં વાયુ બળવાન છે; અને મળાદિ દોષોના પૃથક્ પૃથક્ ભાગ કરવાથી અને પિત્ત તથા કફ એઓને જ્યાં ઇચ્છા હોય ત્યાં લઇ જવાની શક્તિ વાયુમાં છે, માટે વાયુનું પ્રાધાન્ય છે. એ વાયુમાં રજોગુણ અધિક છે; અને એનો સ્વભાવ શીતળ તથા દરેક છિદ્રમાં પ્રવેશ કરવાનો હોવાથી તે બહુ પાતળો છે. એ જાતે શીતળ અને લૂખો છે, તે હલકો અને ચંચળ છે, તેથી પાંચ સ્થાનોમાં ગમન કરી શકે છે, એટલા માટે તેને પાંચ પ્રકારનો કહ્યો છે. તે પાંચ પ્રકારમાં પ્રથમ મળાશય કે પકવાશયમાં જે વાયુ રહે છે, તેને અપાનવાયુ કહે છે. કોઠામાં અગ્નિનું સ્થાન છે. તે સ્થાનમાં જે વાયુ રહે છે તેને સમાનવાયુ કહે છે. હૃદયમાં રહેવાવાળા વાયુને પ્રાણવાયુ કહે છે. હૃદયની ઉપર અને મસ્તિષ્ક સુધી જે વાયુ રહેલો છે, તેને ઉદાનવાયુ કહે છે અને આખા શરીરમાં રહેલા વાયુને વ્યાનવાયુ કહે છે.

પિત્ત નામનો જે દોષ છે તે ઉષ્ણ અને પાતળો પદાર્થ છે.

તેનો રંગ પીળો છે, પણ તે દૂષિત થાય છે, ત્યારે તે નીલવર્ણો થઇ જાય છે. પિત્તમાં સત્ત્વગુણ અધિક છે તેમ શુદ્ધ પિત્તનો સ્વાદ તીખો અને કડવો છે. ઉષ્ણાદિ પદાર્થનો સંયોગ થવાથી પિત્ત વિદગ્ધ થઇ જાય છે, એટલે તેનો સ્વાદ ખાટો થઇ જાય છે. એ પિત્ત શરીરનાં પાંચ સ્થાનમાં રહે છે. કોઠામાં અગ્નિનું સ્થાન છે. તે સ્થાનમાં જે પિત્ત તે અગ્નિરૂપ થઇને એક તિલ બરાબર છે, તે પિત્ત પોતાના સ્થાનમાં રહીને ચાર પ્રકારના આહારને પચાવે છે. એટલા માટે તેને પાચકપિત્ત કહે છે. ચામડીમાં જે પિત્ત રહે છે તે પિત્ત શરીરમાં કાન્તિ ઉત્પન્ન કરે છે. ચંદનાદિનો લેપ, તેલાદિકનો અભ્યંગ અને સ્નાન કરેલા પાણીને પચાવે છે, એટલા માટે તેને ભ્રાજક પિત્ત કહે છે. તે પિત્ત ડાબી તરફ પ્લીહાના સ્થાનમાં રહીને જેમ રસમાંથી રુધિરને ઉત્પન્ન કરે છે, તેવીજ રીતે જમણી તરફ યકૃતના સ્થાનમાં રહીને પણ રસથી રુધિરને ઉત્પન્ન કરે છે અને તે પિત્ત દૃષ્ટિગોચર થાય છે તેથી તેને રંજકપિત્ત કહે છે. બે આંખોમાં જે પિત્ત રહે છે તે સફેદ, નીલ, પીળાં આદિ રૂપનાં દર્શન કરાવે છે; તેથી તેને આલોચક પિત્ત કહે છે. જે પિત્ત હૃદયમાં રહીને મેધારૂપ ને પ્રજ્ઞારૂપ બુદ્ધિ ઉત્પન્ન કરે છે, તેને સાધકપિત્ત કહે છે.

કફ નામનો જે દોષ છે તે ચીકણો, ભારે, સફેદ, પિચ્છિલ્લ અને શીતળ છે. કફમાં તમોગુણ અધિક છે અને તે મીઠો છે. તે વિકૃતિને પામે છે ત્યારે ખારો થઇ જાય છે. એજ કફ પાંચ સ્થાનમાં રહીને દેહની સ્થિરતા તથા પુષ્ટતાને કરે છે. આમાશયમાં જે કફ રહે છે, તેને ક્લેદન કફ કહે છે. તે આમાશયમાં રહીને ચાર પ્રકારના આહારને આધાર આપે છે તથા મધુર, પિચ્છિલ, પ્રક્લેદિત્વ હોવા છતાં પોતાની શક્તિએ કરીને સંપૂર્ણ કફનાં સ્થાનો પર તે તે સ્થાનોનાં કાર્યો કરીને ઉપકાર કરે છે. માથામાં રહેવાવાળા કફને સ્નેહન કફ કહે છે. એ તર્પણ આદિ દ્વારા ઇંદ્રિયોને

પોતપોતાના કાર્યમાં સમર્થયુક્ત કરે છે. કંઠમાં રહેલા કફને રસન કફ કહે છે. તે જીભની જડમાં સ્થિર રહીને કટુતિક્તાદિ રસોના જ્ઞાનનું કારણ થાય છે. હૃદયમાં રહેવાવાળા કફને અવલંબન કફ કહે છે, તે અવલંબનાદિ કર્મ દ્વારા હૃદયનું પોષણ કરે છે. શરીરના સાંધાઓમાં રહેવાવાળા કફને સંશ્લેષણ કહે છે. તે દરેક સાંધાને યથાસ્થિત રાખે છે. એ પ્રમાણે વાયુ, પિત્ત અને કફ, શરીરનાં એકંદરે પંદર સ્થાનમાં રહીને, શરીરનો કારભાર ચલાવે છે; પરંતુ તેમાં જો વાયુ વિક્રિયા પામે, તો જે જે સ્થાનમાં જેટલાં કફ તથા પિત્ત જોઇએ તે કરતાં ઓછાં પહોંચાડે છે અથવા તો વધારે પહોંચાડે છે તેથી શરીરને રોગરૂપે દેખાડી, આખા શરીરને છિન્નભિન્ન કરી નાખી આખરે પંચત્વ એટલે મૃત્યુને શરણ કરી દે છે. જેથી મનુષ્યની પ્રથમ ફરજ એ છે કે,વાયુને નિયમિત રાખવો.

સ્નાયુઓ જે છે તે માંસ, હાડકાં અને મેદ એના બંધનરૂપ છે. એટલે હાડકાં માંસ અને મેદને પાટો બાંધી ખેંચી રાખ્યાં હોય તેમ પકડી રાખે છે.

શરીરમાં હાથ, પગ આદિ અંગોના છેડા જે ઠેકાણે એકત્ર થાય છે તેના જોડાણને સાંધા કહે છે; અને તે સાંધાઓ કફ જેવા પદાર્થથી ભરેલા રહે છે.

શરીરમાં જે હાડકાં છે તે સારરૂપે એટલે બળરૂપે આધારભૂત છે અને તેની કપાળ, રુચક, વલય, તરુણ અને નકલ એવી પાંચ જાતો છે. હવે સ્નાયુઓને જેણે બંધનરૂપ આપ્યું છે, તે ૯૦૦ પ્રતાન એટલે ફેલાયેલી, વૃત્ત એટલે ગોળ અને ભીતરથી પોલી શાખાઓ છે. તેમાંથી હાથ, પગ આદિ શાખાઓમાં કમળનાળ તંતુની પેઠે ફેલાવાવાળા અને ગોળ મોટા ૬૦૦ સ્નાયુઓ છે. કોઠામાં ૨૩૦ સ્નાયુ મોટા તથા છિદ્રવાળા છે, તથા ગ્રીવામાં

૭૦ સ્નાયુઓ છે તે મોટા અને પીળા છે. એ પ્રકારે સઘળા મળીને ૯૦૦ સ્નાયુઓ થાય છે અને તેથી દેહનું બંધારણ થયેલું છે. એ સ્નાયુથી બંધાયલા સાંધાઓ બે પ્રકારના છે. એક ચળ અને બીજા અચળ. તેમાં ડોકી, કમ્મર, હાથ તથા પગમાંના અને નાડીના સાંધાઓ ચલાયમાન છે, બાકીના સર્વ સાંધાઓ અચળ છે. એવી રીતે બધા સાંધાઓ મળીને ૨૧૦ થાય છે. તેમાં કફના જેવો પદાર્થ ભરેલો છે. તેનું પ્રયોજન એવું છે કે, જેમ રથનાં ચક્રો તૈલાદિકના સંયોગથી નિર્વિઘ્ને ફરે છે, તેવી રીતે એ સાંધાઓ પદાર્થના સંયોગથી ચલાયમાન વિષયમાં સામર્થ્યવાળા થાય છે.

મનુષ્યશરીરમાં આત્માનાં આધારભૂત એવાં ૧૦૭ મર્મસ્થાન છે. એ મર્મસ્થાન પાંચ પ્રકારનાં છે. જેમકે માંસમર્મ ૧૧, શિરામર્મ ૪૧, સ્નાયુમર્મ ૨૭, અસ્થિમર્મ ૮ અને સંધિમર્મ ૨૦ એ પ્રકારે બધાં મળી ૧૦૭ મર્મસ્થાન છે. એ મર્મસ્થાનોમાં કેટલાંક તરત પ્રાણ હરનારાં છે, કેટલાંક કાળાંતરે પ્રાણ હરનારાં છે, કેટલાંક વૈકલ્ય કરનારાં છે અને કેટલાંક માત્ર પીડાકારી છે.

શિરાઓ એટલે કે નસો જે સાંધાઓને બાંધી રાખનારી છે અને વાતાદિદોષ અને રસાદિ ધાતુને વહેવાવાળી છે, તે સ્થૂલ અને સૂક્ષ્મ એમ બે પ્રકારની છે અને તેનાં મૂળ નાભિસ્થાનમાં છે. નાભિસ્થાનમાંથી તે શિરા ઉપર, નીચે અને તીરછી ગતિમાં ફેલાયલી છે, જેની સંખ્યા ૪૦ છે. તેમાં ૧૦ વાયુને વહન કરાવવાવાળી, ૧૦ પિત્તને, ૧૦ કફને વહન કરાવવાવાળી અને ૧૦ રુધિરને વહન કરાવવાવાળી છે. હવે વાયુને વહન કરાવવાવાળી જે ૧૦ શિરાઓ છે તેમાંથી ૧૭૫ બીજી શિરાઓ ફૂટેલી છે. એવીજ રીતે પિત્તને વહન કરવાવાળી, કફને વહન કરાવવાવાળી અને રક્તને વહન કરવાવાળી શિરાઓમાંથી એકસો પંચોતેર બીજી શિરાઓ નીકળેલી છે. એ સર્વને ગણતાં ૭૦૦ શિરાઓ થાય છે.

મનુષ્યશરીરમાં જે રસવાહિની નાડી છે તે પવનનું ધમન કરે છે, એટલા માટે તેને ધમની કહે છે. એ ધમની નાડી ૨૪ છે. એ પણ નાભિસ્થાનથી પ્રગટ થઇને ૧૦ નીચે ગઇ છે, કે જે વાયુ, મળમૂત્ર, શુક્ર, આર્તવ અને અન્ન અને જળરસને વહન કરાવે છે તથા ૧૦ ઊર્દ્ધ્વગામિની ધમનિ છે. તે શબ્દ, રૂપ, રસ ગંધ, શ્વાસોચ્છ્વાસ, બગાસાં, ક્ષુધા, હસવું, બોલવું, રડવું ઇત્યાદિને વહન કરાવી દેહને ધારણ કરે છે. અને તીરછીગતિમાં જવાવાળી ૪ ધમનિ છે. એ ૪ ધમનીમાંથી અસંખ્ય ધમનીઓ ઉત્પન્ન થયેલી છે, જેથી મનુષ્યશરીર જાળની પેઠે પરિવ્યાપ્ત એટલે વીંટળાઇને ગૂંથાયલું છે. તેનાં મુખ રોમકુપ્પીથી બંધાયલાં છે અને તે રસને સર્વત્ર પહોંચાડે છે, પસીનાને બહાર કાઢે તથા ઉંવટન સ્નાન અને લેપાદિકના વીર્યને ભીતર લઇ જાય છે. એ પ્રકારે ૨૪ ધમનીઓનું કાર્ય છે.

મનુષ્યશરીરમાં માંસની પેશીઓ ૫૦૦ છે અને સ્ત્રીઓમાં ૫૨૦ છે. તે મનુષ્યોનાં શરીરને સીધા ઊભા રાખવાનું કામ કરે છે. મનુષ્યશરીરમાં જે સોળ કન્ડરા છે, તે મોટા સ્નાયુઓ અને હાથપગાદિ અંગોને લાંબાંટૂંકાં કરવાના કામમાં આવે છે.

મનુષ્યશરીરમાં ૧૦ છિદ્રો છે. નાક, નેત્ર, કાન, એમાં બબ્બે છિદ્ર છે. લિંગ, ગુદા અને મુખ; એમાં એકેક છિદ્ર છે અને મસ્તકમાં એક છિદ્ર છે તેને બ્રહ્મરંધ્ર કહે છે. એ પ્રમાણે પુરુષમાં દશ છિદ્રો છે અને સ્ત્રીઓમાં સ્તન સંબંધી બે અને ત્રીજું ગર્ભાશયનું એ પ્રમાણે ત્રણ અધિક છે. તેજ પ્રમાણે પ્રાણીમાત્રની ચામડીમાં અનેક છિદ્રો છે, પરંતુ અત્યંત બારીક હોવાથી તે દેખી શકાતાં નથી. તેમજ પ્રાણ, જળ, રસ, રુધિર, માંસ મેદ, મૂત્ર, મળ, શુક્ર અને આર્તવને વહેવાવાળાં બીજાં છિદ્રો પણ છે.

હૃદયના ડાબા ભાગમાં રક્તથી ઉત્પન્ન થયેલી પ્લીહા કહેતાં બરોળ છે અને તેના ઉપર રુધિરના ભાગથી ઉત્પન્ન થયેલું ફેફસું હૃદયની નાડીને વળગી રહીને શ્વાસનું કાર્ય કરે છે, જે દ્વારા તમામ દેહની ચેષ્ટા થાય છે, જો કે એની ઉત્પત્તિ ડાબી તરફથી થયેલી છે, તો પણ જમણી બાજુ સુધી ફેલાયલી છે. હૃદયના દક્ષિણ ભાગમાં યકૃત એટલે કલેજું રહેલું છે, તેમાં ફેફસું, જે છે ઉદાન અર્થાત્ કંઠસ્થ વાયુનો આધાર છે અને જે પ્લીહા છે તે રુધિરને વહેવાવાળી શિરાઓનું મૂળ છે. એ પ્રમાણે યકૃત છે તે રંજકાપિત્ત અને રુધિરનું સ્થાન છે.

રુધિરની કીટીથી ઉત્પન્ન થયેલું અને જમણા ભાગમાં રહેલું જે કલેજું છે તેની પાસે તિલ નામનું એક સ્થાન છે, જેને કલોમ કહે છે. એ કલોમ જળને વહેવાવાળી નાડીઓનું મૂળ છે એટલા માટે તૃષાનું આચ્છાદાન કરે છે.

વૃક્ક રક્ત અને મેદના સારાંશથી ઉત્પન્ન થાય છે, જેને કુક્ષિ-ગોલક એટલે ગુરદા કહેવામાં આવે છે. તે પેટમાં રહેવાવાળા મેદને પુષ્ટ કરે છે; અર્થાત્ બીજા સ્થાને જે મેદ રહેલો છે તેને એ પુષ્ટિ આપી શકે તેમ નથી. માત્ર પેટના મેદનેજ એ પુષ્ટિ આપે છે.

માંસ, કફ અને મેદના સારાંશથી વૃષણ અર્થાત્ અંડકોશ ઉત્પન્ન થાય છે અને તે વીર્યવાહી નાડીઓનો આધાર છે એટલા માટે તે પુરુષાર્થ અર્થાત્ પુરુષબળને આપવાવાળા છે.

લિંગ કહેતાં ઉપસ્થ ઇંદ્રિય જેની સાથે વર્તમાન હૃદયને બંધન કરાવવાવાળી ચાર કંડરા રહેલી છે અને તેના અગ્ર ભાગથી આ લિંગ પેદા થાય છે, તે લિંગ વીર્ય દ્વારા ગર્ભને ઉત્પન્ન કરે છે અને એ વીર્ય તથા મૂત્રને બહાર કાઢવાનો માર્ગ છે.

રુધિરના સારથી પ્રગટ થયેલું હૃદય, કમળની કળીની પેઠે જરા

ખીલેલું, નીચા મુખવાળું ચૈતન્યનું સ્થાન થઇને, ઓજ એટલે સંપૂર્ણ ધાતુઓના તેજનો સાર છે. જો કે સામાન્ય રીતે સર્વ દેહજ ચૈતન્યનું સ્થાન છે, પરંતુ મુખ્યતઃ હૃદયજ ચૈતન્યનું સ્થાન છે.

નાભિના સ્થાનમાં રહેવાવાળી શિરા અને ધમનીઓ સંપૂર્ણ શરીરમાં વ્યાપ્ત થઇને, રાત્રિદિવસ વાયુનો સંયોગ પામીને, રસાદિ સર્વ ધાતુઓને સર્વ શરીરમાં લઇ જઇને શરીરનું પોષણ કરે છે. તે તરુણ પુરુષના શરીરને પુષ્ટ કરે છે અને વૃદ્ધ મનુષ્યના દેહનું પાલન કરે છે. કહ્યું છે કે, પવનના સંયોગથી એટલે પ્રાકૃત પવનની સહાયથી પોષણ કરે છે. અહીં કોઇ પ્રશ્ન કરે કે, આ શિરાઓ કઇ વસ્તુથી પોષણ કરે છે? એના જવાબમાં કહેવાનું કે સંપૂર્ણ રસાદિ ધાતુઓથી પોષણ કરે છે.

નાભિમાં રહેલો પ્રાણવાયુ કે જ્યાં પ્રાણ અગ્નિ અને સોમાહિકા નાભિમાં રહે છે, તે પ્રાણવાયુ હૃદયનો સ્પર્શ કરીને કંઠ દ્વારા બહાર નીકળીને, વિષ્ણુના પાદામૃતને પામીને, ત્યાંથી અમૃતનું પાન કરીને તેજ માર્ગે પાછો આવીને દેહને, જીવને તથા જઠરાગ્નિને પોષે છે. એ પ્રમાણે ગુણવિશિષ્ટ પ્રાણપવન હૃદયકમળના અભ્યંતરને સ્પર્શ કરીને એટલે પ્રફુલ્લિત કરીને કંઠનું ઉલ્લંઘન કરીને, વિષ્ણુપાદામૃત પીવાને પ્રાપ્ત થાય છે; ત્યાંથી અમૃત પીને જેવા વેગથી ઉપર જાય છે, તેવાજ વેગથી તે પાછો ફરીને પોતાના સ્થાનને પ્રાપ્ત થઇને સકળ જીવનું તથા શરીરનું પોષણ કરે છે, એવો પણ કેટલાક આચાર્યોનો મત છે.

અહીંથી ઉપર વર્ણન કરેલા શરીરની વૃદ્ધિ કરવા અને ટકાવી રાખવાના આધારભૂત જે આહાર છે તે ભોજન કર્યા પછી અન્નાશયમાં જઇને તેની વ્યવસ્થા કેવે પ્રકારે થાય છે, તેનું વર્ણન કરવામાં આવે છેઃ—

પંચભૌતિક અન્નાદિકના આહાર પ્રાણવાયુથી પ્રેરિત થઈને આમાશયમાં જાય છે. પછી તે છ રસવાળો આહાર મધુરભાવને તથા ફીણના રૂપને પ્રાપ્ત થાય છે; કારણ કે આમાશય કફનું સ્થાન છે અને કફનો મીઠો રસ છે. એટલા માટે એ સ્થાનમાં ગયેલા છ પ્રકારનાં રસવાળાં અન્નો મિષ્ટભાવને પામે છે અને એ મિષ્ટ અવસ્થાવાળા રસને આમાજીર્ણ કહેવામાં આવે છે. તે પછી તે આહાર, તેજ આમાશયમાં પાચકપિત્તના તેજથી પાકીને ખાટો પદાર્થ બને છે. તે પાચકપિત્ત પીળા રંગનો પાતળો પદાર્થ છે. જ્યારે તે પૂર્વે કહેલા મધુર આહારમાં મળે છે, ત્યારે તે મધુર પદાર્થને ખાટા બનાવી દે છે. તે પછી તે આમાશયના સમાનવાયુને લઈને ગૃહણી એટલે અગ્નિ સ્થાનમાં લઈ જાય છે. તે ગૃહણીસ્થાનમાં કોષ્ઠાગ્નિને લીધે તે આહારનો પાક થાય છે તે પાક કટુ કહેતાં તીખો થાય છે એટલે આહારની પ્રથમાવસ્થા મધુર, બીજી અવસ્થા ખાટી અને ત્રીજી અવસ્થા કટુ કહેતાં તીખી થાય છે. એ આહારનો ઉત્તમ પાક થયો હોય તો તેને રસ કહે છે અને કાચો પરિપાક થયો હોય તો તેને આમ કહે છે. પૂર્વે કહેલો રસ, અગ્નિના બળે કરીને મધુર ભાવ અને ચીકાશને પ્રાપ્ત થઈને સંપૂર્ણ રક્તાદિ ધાતુઓનું પોષણ કરે છે. એટલા માટે ઉત્તમ પ્રકારે પરિપક્વ થયેલો રસ અમૃતતુલ્ય કહેવાય છે અને તેજ રસ, મંદાગ્નિને લીધે વિદગ્ધ થઈને વિષભાવને પામે છે અર્થાત્ કટુ–અમ્લ થઈને પ્રાણનો નાશકર્તા થાય છે. કોઈ વખતે તે થોડો હોવાથી મોતનું કારણ થતું નથી, તો પણ દોષોને દૂષિત કરીને અનેક પ્રકારના લોહીવિકારો, જ્વર, ભગંદર અને કુષ્ઠાદિ રોગોને ઉત્પન્ન કરે છે. તે આહારના ઉત્તમ પરિપાકને સાર કહે છે અને તે સારથી ઊલટો જે નિઃસાર પદાર્થ છે તેને મળદ્રવ કહે છે. તે પૈકી જે દ્રવ પદાર્થ છે તે મૂત્રવાહિની શિરાઓ દ્વારા બસ્તીમાં આવીને

મૂત્ર થઇ જાય છે અને જે મળ બાકી રહ્યો તે કીટરૂપ ધારણ કરીને પકવાશયના એક દેશમાં જઈને મળ (વિષ્ઠા) બની જાય છે. તે મળ ગુદા સાથે સંબંધ ધરાવનારા અપાનવાયુથી અધઃપ્રેરિત થઇને ગુદાની આકૃતિ કે જે શંખની નાભિના આંટાના આકારની છે અને જે ત્રણ આંટામાં ગોઠવાયલી છે, તેના પહેલા આંટાનું નામ પ્રવાહિની, બીજાનું નામ સર્જની અને ત્રીજાનું નામ ગ્રાહિકા છે, જેના દ્વારા તે મળ બહાર નીકળી જાય છે. તથા આહારનો સાર જે રસ, તે સમાન વાયુએ પ્રેરિત થઇને, હૃદયમાં આવીને, પિત્તથી પચીને તથા રંજકપિત્તથી રંગાઇને રક્તપણાને પામે છે; તેને આપણે લોહી નામથી ઓળખીએ છીએ. તે સર્વ શરીરમાં રહેલા પંચભૌતિક રુધિર દેહનું મૂળ કારણ હોવાથી જીવનો ઉત્તમ આધાર છે અને તેનો ગુણ સ્નિગ્ધ, ગુરુ, ચંચળ અને સ્વાદુ છે. તે રુધિર વિદગ્ધ થવાથી પિત્તની પેઠે તીખું અને ખાટું થઈ જાય છે; એવી રીતે રસાદિક ધાતુઓ પિત્તના તાપથી પરિપકવ થઇને ક્રમે ક્રમે તેનું વીર્ય બને છે. તે વીર્ય બનવાનો કાળ એક માસનો કલ્પેલો છે અને તે પ્રમાણે સ્ત્રીઓને રજ પણ એક માસે તૈયાર થાય છે.

સૃષ્ટિની આદિથી એટલે પ્રકૃતિરૂપ જગતમાંથી વિકૃતિરૂપ જે આ દૃશ્યમાન જગત દેખાય છે. તે તમામ જડચેતનરૂપે શાસતું સર્વ જગત જડચેતનાત્મક પુરુષ અને પ્રકૃતિના યોગથી ઉત્પત્તિ, સ્થિતિ અને લયના રૂપમાં ગોઠવાયલું છે. એટલે એ જગત પ્રવાહરૂપે અનાદિ છે એમ માનીએ તો કોઇ પણ જાતનો દોષ આવતો નથી. પ્રકૃતિરૂપ જગતમાંથી વિકૃતિરૂપ પ્રત્યેક પ્રાણીને શરીર હોય છે અને તે શરીરરૂપ દેખાવાના કારણરૂપ જે પરમાણુઓ આત્મામાં રહેલા કર્મબીજ પ્રમાણે આકાશમાંથી ખેંચાઇને આત્માની આસપાસ ગોઠવાઇને શરીરરૂપે દેખાય છે. તેનો અને આત્માનો સ્થાયી સંબંધ નથી; પરંતુ તે તે પરમાણુઓમાં રહેલો અકેક આત્મા

આપણા આત્માની સાથે અનાદિ કાળથી મિત્રતા અને શત્રુતાના સંસ્કાર વડે કર્મબંધનથી બંધાયલો હોવાથી, કાળનું બળ પામીને યોગ્ય સમયે પોતાના સૂક્ષ્મ શરીરને સાથે લઇને, આપણા આત્મા સાથે જોડાય છે. જ્યારે જ્યારે તેના કર્મનો વિપાક પૂરો થાય છે ત્યારે ત્યારે તે સુખ કિંવા દુઃખનું ભાન કરાવી, શરીરમાંથી છૂટો પડી ચાલ્યો જાય છે; એટલે મનુષ્ય જન્મ પછી દરરોજ આત્મા પોતાના આકર્ષણબળથી અને ખાનપાનના યોગથી સાઠ ભાગ પરમાણુને નવાં આકર્ષે છે અને ચાળીસ ભાગ પરમાણુ પોતાનું કર્મ ભોગવીને તે આત્મા સાથેનું ઋણાનુબંધ સમાપ્ત કરીને ખરી જાય છે. જેને આપણે વૃદ્ધિનો કાળ ગણીએ છીએ, તે જ્યારે વીસ વર્ષની ઉમ્મર પૂરી થાય ત્યારથી પચાસ ભાગનું આકર્ષણ થાય છે અને પચાસ ભાગનો ક્ષય થાય છે. એટલે તેને સ્થિરાવસ્થા કહેવામાં આવે છે જેમાં મનુષ્યશરીર સ્થિર થઇ જાય છે. પરંતુ જો એ સ્થિરાવસ્થામાં મનુષ્ય પોતાના આહારવિહારની ચર્યા પાળવામાં ભૂલ કરે, તો આકર્ષણશક્તિ ઘટે છે અને પરમાણુની છૂટા પડવાની શક્તિ વધે છે, તેથી વૃદ્ધાવસ્થા જલદી આવી મોત પાસે આવે છે એટલે શરીર અને પ્રાણનો વિયોગ જલદી થાય છે. પરંતુ સ્થિરાવસ્થામાં રીતસર કોઇ પણ જાતની ભૂલ કર્યા સિવાયની ચર્યા પાળવામાં આવે, તો તે મનુષ્ય સો વર્ષ પર્યન્ત પોતાના જીવનને નિરામય સ્થિતિમાં ટકાવી રાખી શકે છે. જો પોતાના પ્રાણને સંયમમાં રાખી, તેના વહનને કબજામાં રાખવાની વિદ્યા જાણીને ચર્યા કરવામાં આવે, તો આ દેહ અને પ્રાણનો વિયોગ પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તેટલા કાળ સુધી ટકાવી શકાય છે. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે, મનુષ્યનું આયુષ્ય કેટલું છે અથવા મનુષ્ય કેટલા કાળપર્યંત જીવી શકે છે અથવા ક્યારે મરણ પામે છે, તેની નિયમિત હદ નથી; પણ મોડું કે

વહેલું મરણને આમંત્રણ કરવું તે મનુષ્યની પોતાની મરજી ઉપર છે.

વર્તમાન કાળમાં પૂર્વની વિદ્યા કરતાં પશ્ચિમની વિદ્યાના વિદ્વાનો લાંબું જીવન મેળવવા માટે ભગીરથ પ્રયત્નો કરી રહ્યા છે. પરંતુ તેઓ આત્મા, પરમાત્મા અને પ્રકૃતિનો સંબંધ યથાર્થરૂપે નહિ જાણી શકેલા હોવાથી તેનો ક્રમ ગોઠવી શકતા નથી. પરંતુ એ વિદ્યાને પૂર્વનાં શાસ્ત્રોમાંથી ગ્રહણ કરી વેદ, વેદાંગ, ઉપનિષદ અને ષટ્શાસ્ત્રોને સત્ય માની, તેમાં કહેલાં ગંભીર, ગૂઢ અને બારીક તત્ત્વોનું વિચાર દ્વારા અવલંબન કરી, ચાર વર્ણ અને ચાર આશ્રમના ધર્મને જાણી, પોતાની ચર્યાને ગોઠવે તો સંસારમાં આધિ, વ્યાધિ અને ઉપાધિ ત્રિવિધ તાપથી જે સુખદુઃખની અત્યંત નિવૃત્તિ મેળવી શકે અને જન્મમરણના ફેરાથી ટળી પોતાના જીવનનું સાર્થક કરે.

# ૫—ગર્ભોત્પત્તિ ને શરીરરચનાનો ક્રમ

આ સંસારનો સૃષ્ટિક્રમ તપાસતાં આપણને સ્પષ્ટ રીતે સમજાય છે કે, પ્રાણીમાત્રના ચારે વર્ગો જગતની ઉત્પત્તિમાં વૃદ્ધિ કરતા જાય છે, તથા કુદરતનો કાયદો પણ એવોજ જણાય છે કે, પ્રાણીમાત્રે પોતાની જાતનો વધારો કરવો, એ તેને ફરજ પાડવામાં આવી હોય, એમ જણાય છે. મનુષ્યાદિ સર્વ પ્રાણીને સ્વાભાવિક અંગજ્ઞાનથી વધારે કામ કરવાને લાયક બનાવવાં હોય, તો તેમને કેળવણી આપવાની જરૂર પડે છે; પરંતુ વંશવૃદ્ધિ કરવાનું કાર્ય અંગજ્ઞાનમાં ગણાઈ તેની સ્વાભાવિક પ્રેરણા થાય છે; તેથી વંશવૃદ્ધિના જ્ઞાનની કોઈ પણ જગ્યાએ કેળવણી મળતી નથી. શરીરના બાહ્ય અને અભ્યંતર અવયવો પરિપક્વ દશાને પામી સર્વ ઇંદ્રિયો પોતપોતાનું કામ પોતપોતાની મેળે કરવા માંડે છે,

તેમ વીર્યને પરિપક્વ દશામાં આવતાં અને રજની શુદ્ધિ થતાં, મેહનઈંદ્રિય સ્વાભાવિક રીતે ઉત્પત્તિક્રમમાં જોડાય છે. જો ક્ષેત્ર શુદ્ધ હોય અને બીજ પરિપક્વ હોય તો વૃક્ષ બળવાન, રસદાર અને કદાવર ઉત્પન્ન થાય છે; પણ જો ક્ષેત્ર અશુદ્ધ હોય અને બીજ પરિપક્વ થયેલું ન હોય તો વૃક્ષ સત્ત્વહીન, નાજુક અને રસવિનાનું ઉત્પન્ન થાય છે. સૃષ્ટિક્રમના નિયમ પ્રમાણે બીજ અને ક્ષેત્ર એ બે મળવાથી વૃક્ષ ઉત્પન્ન થવું એ સ્વાભાવિક છે; પરંતુ ચારે ખાણના જીવો પૈકી મનુષ્યપ્રાણીને અંગજ્ઞાન ઉપરાંત વસ્તુના ગુણધર્મ જાણવા માટે અને તે ધર્મ પ્રમાણે વર્તન રાખીને જગતની શોભામાં અને પોતાની સગવડમાં વધારો કરવા કર્માનુસારિણી બુદ્ધિ અને તમામ પ્રાણીમાત્ર કરતાં સંપૂર્ણ સગવડવાળી દશ ઈંદ્રિઓ હોવાથી તેણે પોતાના ધર્મ પ્રમાણે ચાલવુંજ જોઈએ.

आहारनिद्रा भयमैथुनं च । सामान्यमेतत्पशुभिर्नराणाम् ॥
धर्मो हि तेषांमधिको विशेषा । धर्मेण हीनाः पशुभिः समानाः ॥

આહાર, નિંદ્રા, ભય અને મૈથુન મનુષ્ય અને પશુમાં એકસરખી રીતે પ્રવર્તે છે; પરંતુ મનુષ્યમાં વિશેષે કરીને ધર્મ એ વધારે છે. અહીંયાં ધર્મ એટલે વસ્તુના ગુણધર્મને જાણીને, તે પ્રમાણે વર્તીને, પાછું અધોગતિમાં ન જવાય એવું વર્તન. આ ધર્મ મનુષ્યમાત્રને ફરજિયાત લાગુ પડે છે.

હવે જેમ ખેડૂતો બીજની વાવણી કરવા માટે પ્રથમ ક્ષેત્રની શુદ્ધિ કરે છે અને ક્ષેત્રની શુદ્ધિ થઈ રહ્યા પછીજ બીજની વાવણી કરે છે, તેમ મનુષ્યે પણ સ્ત્રીરૂપી ક્ષેત્રની શુદ્ધિ થવા માટે તેના તત્ત્વથી પોષાવાનો ભાગ પરિપૂર્ણ અવસ્થામાં આવવા દેવો. એ પરિપૂર્ણ અવસ્થામાં આવ્યો છે કે કેમ, તે જાણવા માટે વૈદ્ય કે ડૉક્ટરની પરીક્ષાની જરૂર નથી; પરંતુ સ્ત્રીને જ્યારે રજ ઉત્પન્ન

થઇને પ્રત્યક્ષ દેખાય, ત્યારે ગર્ભધારણના કાર્ય માટેના અવયવો પરિપક્વ દશાને પામ્યા છે, એમ સમજી લેવું. જો સ્ત્રીરૂપ ક્ષેત્રમાંથી કોદરા, બંટી, નાગલી, બાવટો અને સામો વગેરે ખડધાન્યરૂપી બાલકની ઉત્પત્તિ કરવી ન હોય, તો તે ક્ષેત્રને વધારે શુદ્ધ કરવાનો અને તે જમીનનું બળ વધારવાનો ઉદ્યોગ કરવો જોઈએ અને તે મનુષ્યના હાથમાં રહેલો છે. સ્ત્રીને રજોદર્શન પ્રાપ્ત થયાં પછી ૩૬ વાર રજોદર્શન આવી જાય ત્યારે જાણવું કે, આ સ્ત્રીરૂપ ક્ષેત્રમાં હવે ખડધાન્ય જેવી તુચ્છ પ્રજા ઉત્પન્ન થશે નહિ; પરંતુ અન્ન, ફળ અને ફૂલરૂપી ઉત્તમમાં ઉત્તમ મનુષ્યરત્નની ઉત્પત્તિને લાયક એ ક્ષેત્ર થયેલું છે. તે પછી પુરુષે પણ પોતાના બીજને કોઇ પણ જાતનો સડો લાગુ ન પડે અને તેમાંનું ઓજસ નાશ ન પામે, તેટલા માટે પોતામાં પરિપક્વ દશા ઉત્પન્ન થાય ત્યાં સુધી તે બીજનું વિધિપૂર્વક રક્ષણ કરી, પછી ક્ષેત્રમાં વાવવાના પ્રયત્નમાં જોડાવું. એની પણ ક્ષેત્રની પેઠેજ પરીક્ષા કરવાની છે. એટલે કે, જ્યાં સુધી દાઢી અને મૂછના વાળ ઊગી, તે ભરાઉ દશાને પામી સુશોભિત બને નહિ, ત્યાં સુધી વીર્ય પરિપક્વ અને શુદ્ધ બન્યું નથી એમ સમજી તેનું રક્ષણ કરવું અને એટલા માટે આયુર્વેદાચાર્યોએ કહ્યું છે કેઃ—

द्वात्रिंशतितमे वर्षे पुमान्नारि तु षोडशे ।
समत्वागतवियत्तौ, जानियात् कुपालेभिपक् ॥

બાવીશ વર્ષના પુરુષ અને સોળ વર્ષની કન્યામાં પરિપક્વ, શુદ્ધ અને ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરનારાં રજવીર્ય બને છે. હે વૈદ્ય! ઉત્તમ ફળની આશા રાખનારા ગૃહસ્થોને આ પ્રમાણે આયુર્વેદની આજ્ઞાનું શ્રવણ કરાવો. એવા પરિપક્વ દશામાં આવેલા બીજ અને ક્ષેત્રનાં ધારક મનુષ્યો તુરત સમાગમમાં આવે છે કે તેજ વખતે

ગર્ભની સ્થાપના થાય છે; પરંતુ તે ગર્ભમાં સ્ત્રીલિંગ કે પુલિંગ વા નપુંસક લિંગની સ્થાપના કરવી, એ મનુષ્યોના હાથમાં છે કે કુદરતના હાથમાં છે, એ બાબતમાં જુદા જુદા આચાર્યોનો જુદો જુદો મત પ્રવર્તે છે.

आधिक्ये रजसः कन्या पुत्रः शुक्राधिके भवेत् ।
नपुसकं समत्त्वेन यथेच्छा पारमेश्वरीः ॥

મેહનકાળ વખતે જ્યારે વીર્યસ્ખલિત થઈ રજમાં મળી ગર્ભશય્યામાં ગર્ભરૂપે સ્થિત થાય છે, ત્યારે જો રજનો ભાગ વિશેષ હોય, તો તે ગર્ભમાં કન્યા ઉત્પન્ન થાય છે અને જો વીર્યનો ભાગ અધિક હોય તો તે ગર્ભમાં પુત્ર ઉત્પન્ન થાય છે; પરંતુ રજ અને વીર્ય બે સરખાં હોય તો નપુંસક ઉત્પન્ન થાય છે. એ ત્રણે લિંગના ગર્ભને ઉત્પન્ન થવામાં ઈશ્વરેચ્છા પ્રબળ છે, તેમાં મનુષ્યનું કાંઈ ચાલતું નથી; આ પ્રમાણે મહર્ષિ શારંગધરાચાર્યનું કહેવું છે. પરંતુ મનુષ્યશરીરના સ્થૂલ, સૂક્ષ્મ અને કારણદેહનો વિચાર કરતાં, જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યાવસ્થાનું અવલોકન કરતાં તથા પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી વાણીનો ક્રમ તપાસતાં, એવું જણાઈ આવે છે કે, સ્વેદજ, ઉદ્ભિજ્જ, જરાયુજ અને અંડજ ખાણના જીવોનો પરમેશ્વરે પોતાની શક્તિથી જે ક્રમ ગોઠવેલો છે અથવા કુદરતના નિયમ પ્રમાણે જે ક્રમ ગોઠવાયલો છે, તેમાં અમુક કાળે અમુક ફેરફાર કરવા માટે ઈશ્વરને ઇચ્છા પ્રદર્શિત કરવી પડતી નથી; કેમકે ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, જ્ઞાન, સુખ, દુઃખ, એ આત્માનાં લિંગ છે. પરમેશ્વર તો નિર્વિકલ્પ, નિરાકાર, અખંડ અને સચ્ચિદાનંદ છે. તે વાતવાતમાં પોતાની ઇચ્છાને આધીન થાય એ અસંભવિત છે. જો ઈશ્વરની ઇચ્છા માનીએ તો દ્વેષ, પ્રયત્ન, સુખ અને દુઃખનું આરોપણ ઈશ્વરમાં કરવું પડે, તો

બદલાયા પછી શાસ્ત્ર પ્રમાણે વર્ણ અને વર્ણાશ્રમની અસલ મર્યાદા પર આવી શકાશે; પણ તેમ નહિ બનતાં તે શ્લોકમાં લખ્યા પ્રમાણેઃ—

अष्टवर्षा भवेत् गौरी नववर्षातु रोहिणी ।
दशवर्षा भवेत् कन्या अत उर्ध्वं रजस्वला ॥

આ શ્લોક ઉપરથી એવું ઠરાવવામાં આવ્યું અથવા રૂઢિમાં એવું દાખલ થઇ ગયું, કે દશ વર્ષ પછી સ્ત્રીને સ્ત્રીધર્મ દેખાય અથવા ન દેખાય તો પણ તેને રજસ્વલા ગણવી; અને જે માબાપો અથવા વાલીઓ એ પ્રમાણે નહિ માને તે નરકનાં અધિકારી થશે. તે ઉપરથી મોડામાં મોડું અગિયારમે વર્ષે કન્યાદાન આપવું જ જોઇએ એવું રૂઢિનું બંધન સખત બંધાઈ ગયું. પણ આપણે આયુર્વેદનું જ્યારે "શારીરશાસ્ત્ર" તપાસીએ છીએ ત્યારે તેમાં સ્ત્રીના ગર્ભસ્થાનની વ્યવસ્થાનું અને ગર્ભને ધારણ કરવા માટે વીર્યને આકર્ષનારી જે શિરાઓનું વર્ણન કરવામાં આવ્યું છે, તેનું અનુસરણ કરતો આ શ્લોક છે. એ શ્લોકના ચોથા ચરણને જરા તપાસીએ તો જણાશે કે, अतः ऊर्ध्वं रजस्वला। એટલે એ પછીનો કાળ રજસ્વલા થવા માટેનો છે. પણ એથી એવું સિદ્ધ થતું નથી કે દશ વર્ષ પૂરાં થયાં એટલે સ્ત્રીને રજસ્વલા ગણવીજ ! એ તો માત્ર ગર્ભાધાન સંસ્કારને માટે જે નાડીઓનું પ્રકટીકરણ થવું જોઇએ, તે નાડીઓના પ્રકટીકરણનો વિષય છે; જેમ—

मनोभवागारमुखेऽबलानां तिस्रो भवंति प्रमदासनानाम् ।
समीरणा चंद्रमुखी च गौरी विशेषमासामुपवर्णयामि ॥

અર્થાત્ કામગૃહના મુખને વિષે સ્ત્રીજનોને ત્રણ પ્રકારની નાડીઓ હોય છે, તેમાં એક સમીરણા, બીજી ચંદ્રમુખી અને ત્રીજી ગૌરી નામની છે; એના ભેદનું વર્ણન હવે હું કરું છું.

प्रधानभूता मदनातपत्रे समीरणानाम विशेष नाडीः ।
तस्यामुखे यत् पतितंतु वीर्यं, तन्निष्फलं स्यादिति चंद्रमौलीः ॥

અર્થાત્ મદનરૂપી છત્રમાં પ્રધાનભૂત એવી જે સમીરણા નામની વિશેષ નાડી છે, તેના મુખમાં જે વીર્ય પડે તે નિષ્ફળ થાય, એમ ચંદ્રમૌલિ નામનો આચાર્ય કહે છે.

या चापरा चंद्रमसीचि नाडी। कंदर्पगेहे भवति प्रधाना ॥
सा सुंदारी योषित मेव सूते । साध्या भवदल्प रतोत्सवेषु ॥

અર્થાત્ જ્યારે કારાગૃહમાં ચંદ્રમસી નામની નાડી પ્રધાનભૂત થયેલી હોય અને તેમાં જો વીર્ય પડે તો તે સ્ત્રીના ગર્ભમાં કન્યાજ ઉત્પન્ન થાય છે અને તે સંભોગના થોડા ઉત્સવમાં સિદ્ધ થઈ શકે છે.

गौरीति नाडी यदुपस्थ गर्भे । प्रधानभूता भवति स्वभावात् ॥
पुत्रं प्रसूते बहुप्राङ्गनासा। यप्टापमोग्यो सूरतो पविष्टा ॥

અર્થાત્ સ્ત્રીની ઉપસ્થ ઇંદ્રિયના ગર્ભસ્થાનમાં ગૌરી નામની નાડી જો પ્રધાનભૂત હોય અને તેના મુખમાં વીર્ય પડે, તો તે સ્ત્રી પુત્રને ઉત્પન્ન કરે છે અને તેનો સૂરતસમાગમનો વખત વધારે લાગે છે.

આ પ્રમાણે "શારીરશાસ્ત્ર"નો અભિપ્રાય જોતાં અને "શીઘ્રબોધ" માં લખેલો શ્લોક જોતાં સમજાય છે કે, સ્ત્રીને આઠમે વર્ષે ગૌરી નામની નાડીનો ઉદય થાય છે, તથા નવમે વર્ષે રોહિણી અર્થાત્ ચંદ્રમસી નાડીનો ઉદ્ભવ થાય છે અને તે પછી સમીરણા નાડી ઉત્પન્ન થાય છે. ત્રણે નાડીઓ પરિપકવપણાને પામે છે એટલે તે સ્ત્રીને ઋતુધર્મ દેખાય છે. તે ઋતુધર્મ દેખાયા પછી ૩૬ વાર રજોદર્શન દેખાય તે દરમિયાનમાં ગર્ભાધાન કરવામાં આવે તો વાજબી ન ગણાય. આપણે વિચાર કરવો જોઈએ કે બાળલ-

ગની રૂઢિ ઘણા જુલમી રાજ્યમાં આપણે બળાત્કારથી દાખલ કરવી પડી છે; × × × પરંતુ હવેના વખતમાં રૂઢિના બંધનથી છૂટીને આયુર્વેદના ધર્મસિદ્ધાંત પ્રમાણે આપણે આપણી મનુષ્ય-જાતિને પાશવવૃત્તિમાંથી બહાર કાઢી, મનુષ્યવૃત્તિ અથવા દેવવૃત્તિ-માં જોડવાનો પ્રયત્ન નહિ કરીએ તો આપણું દુર્ભાગ્યજ ગણાશે. આયુર્વેદે આપણને પોકારી પોકારીને કહ્યું છે કે, જો તમે બાળા સ્ત્રીમાં ગર્ભાધાન કરશો તો તમારી સ્થિતિ નીચે પ્રમાણે થશે.

जातोवान चिरंजीवेत् जीवेद्त्यंत दुर्बलः ।
तस्मात् अत्यंत बालायां गर्भाधानं न कारयेत् ॥

જો અત્યંત બાળા સ્ત્રીમાં ગર્ભાધાન કરવામાં આવે તો તે તે બાળક અત્યંત દુર્બળ ઉત્પન્ન થાય અથવા બિલકુલ ગર્ભ-ધારણ થઈ શકે નહિ. તેટલા માટે અત્યંત બાળા સ્ત્રીમાં ગર્ભાધાન કરવું નહિ, એવો સ્પષ્ટ ઉલ્લેખ છતાં ઋતુધર્મ પામીને છત્રીસ વાર રજોદર્શન આવી ગયા પછી, ગર્ભાધાન કરવાની વાત તો દૂર રહી પણ રજોદર્શનની વાટ જોયા વિના જે પુરુષો સ્ત્રીઓના સંબંધમાં આવે છે, તે ગર્ભસ્થાન તથા ગર્ભશય્યા કે જે સુકુમાર કોમળ અવસ્થામાં હોય છે તેને કેવું નુકસાન કરે છે! તથા એ અવયવો કેવા છિન્નભિન્ન કરી નાખે છે! અને એ અવયવો બગડયા પછી અથવા બગડવાથી સ્ત્રીને જુદી જુદી જાતના (વંધ્યાપણું, ગર્ભગલન, મૃતવત્સા, કાકવંધ્યા, પ્રદર, ક્ષય વગેરે) અસાધ્ય રોગોમાં ડૂબી જવું પડે છે! અને સ્ત્રીઓનાં જે ટૂંકી ઉમ્મરમાં અકાળ મૃત્યુ થાય છે તેનું મુખ્ય કારણ માત્ર ગર્ભાધાન કરવાની ઉતાવળ સિવાય બીજું કાંઈજ નથી.

આપણે આટલે સુધી જે વર્ણન કરતા આવ્યા તે શારંગધ-રાચાર્યના અભિપ્રાય પ્રમાણે 'यथेच्छा परमेश्वरी'ના નિયમ

પ્રમાણે પુત્ર કે કન્યા ઉત્પન્ન થવી એ ઈશ્વરી ઇચ્છાને આધીન છે તેને પુષ્ટિ આપવા ખરેખર કહેવાયું છે. પરંતુ હવેથી મનુષ્યો એ વિષયમાં કુદરતના નિયમનો પોતાના સંયમથી કેવી રીતે ફેરફાર કરી શકે છે અને પુત્ર કે કન્યા, પોતાની ઇચ્છા પ્રમાણે મનોનિગ્રહથી શી રીતે ઉત્પન્ન કરી શકે છે તેનું વર્ણન કરવામાં આવે છે.

युग्मासु पुत्रा जायंते स्त्रियोऽयुग्मासुरात्रिषु ।

અર્થાત્ સ્ત્રી અને પુરુષ પોતાનાં મન ઉપર અંકુશ રાખી ઋતુસ્નાત થયા પછી બેકી રાત્રિમાં એટલે ચોથી, છઠ્ઠી, આઠમી, દશમી, બારમી, ચૌદમી અને સોળમી રાત્રિમાં ગર્ભાધાન કરે છે તેને પુત્રરત્નની પ્રાપ્તિ થાય છે અને જે સ્ત્રીપુરુષોને કન્યારત્નની ઇચ્છા હોય તેમણે પાંચમી, સાતમી, નવમી, અગિયારમી, તેરમી કે પંદરમી રાત્રિએ ગર્ભાધાન કરવું. સોળ રાત્રિ પછી ગર્ભાધાન કરવામાં આવે તો ગર્ભ રહેવાનો સંભવ નથી. એટલે આવી રીતનું વર્તન રાખવાથી જ્યારે પુત્રપુત્રી ઉત્પન્ન કરી શકાય છે, તો તેમાં ઈશ્વરી ઇચ્છા માનવાનું કારણ નથી. હવે પ્રશ્ન એ થાય છે કે, જ્યારે આ પ્રમાણે થાય તો પછી ચંદ્રમૌલિ નામના આચાર્યે જે ચંદ્રસુખી, ગૌરી અને સમીરણા નામની નાડીમાં વીર્ય પડવાથી જે પુત્ર કે કન્યા ઉત્પન્ન થવાનું લખ્યું છે તેનું કેમ? એ પ્રશ્નના ખુલાસામાં આપણે યોગશાસ્ત્ર અંતર્ગત સ્વરશાસ્ત્રનો વિચાર તપાસવો પડશે. સ્વરશાસ્ત્રમાં ચોખ્ખા શબ્દોમાં લખવામાં આવ્યું છે કે, જે સમયમાં પુરુષની સૂર્ય નાડી એટલે જમણી નાસિકાનું વહન થતું હોય તે સમયમાં સુરતસમાગમમાં જોડાઇ ગર્ભાધાન કરવામાં આવે તો તે સ્ત્રીને પુત્રનો ગર્ભ રહે છે અને ચંદ્રનાડી એટલે ડાબી નાસિકામાં સ્વર ચાલતો હોય તે અવસ્થામાં ગર્ભ ધારણ કરવામાં આવે તો પુત્રી ઉત્પન્ન થાય છે; અને સુષુમ્ણા એટલે બેઉ નસકોરાંમાંથી વાયુ વહેતો હોય તો નપુંસક ગર્ભ ઉત્પન્ન થાય

છે. આ વાતને પુષ્ટિ આપનારી હકીકત અંગ્રેજી ભાષામાં લખાયેલા "એરિસ્ટોટલ" નામના પુસ્તકમાં એવી રીતે લખવામાં આવી છે કે, પુરુષના ડાબા અંડકોશને કાપી નાખી જમણા અંડકોશને બચાવી, પછી તે પુરુષથી જેટલા ગર્ભ ધારણ થયા તે સર્વમાં પુત્રજ ઉત્પન્ન થયા. તેવીજ રીતે ડાબા અંડકોશને બચાવી, જમણા અંડકોશને કાપી નાખી, પછીથી જે ગર્ભો ઉત્પન્ન થયા તે ગર્ભમાં કન્યાજ ઉત્પન્ન થઇ; એટલે આયુર્વેદમાં કહેવામાં આવ્યું છે કે, વૃષણો એટલે અંડકોશ, એ વીર્યનું આધારભૂત સ્થાન છે. અને વાસનાલિંગના બળથી વીર્યનું ચલન થઈ ઉપસ્થ ઇંદ્રિયમાં આવવાથી મેહન દ્વારા ગર્ભમાં તે વીર્ય પહોંચે છે. અનુભવસિદ્ધ બાબત એવી છે કે, જ્યારે સ્ત્રી અને પુરુષ એકજ સ્થળે મળે છે, ત્યારે જો પુરુષનો જમણો સ્વર ચાલતો હોય તો સ્ત્રીનો ડાબો સ્વર ચાલે છે અને પુરુષનો ડાબો સ્વર ચાલતો હોય તો સ્ત્રીનો જમણો સ્વરજ ચાલે છે. એટલે પુરુષનો જમણો સ્વર (સૂર્ય) ચાલતો હોય ત્યારે સ્ત્રીનો ડાબો સ્વર (ચંદ્ર) ચાલે, તે વખતમાં પુરુષના જમણા અંડકોશમાંથી વીર્ય ચલિત થઈ સ્ત્રીની ગૌરી નામની નાડીમાં સ્ખલિત થાય છે, જેથી પુત્રની ઉત્પત્તિ થાય છે; તેવીજ રીતે પુરુષની ચંદ્રનાડી (ડાબી) ચાલતી હોય અને સ્ત્રીની સૂર્યનાડી (જમણી) ચાલતી હોય, તો પુરુષના ડાબા અંડનું વીર્ય ચલિત થઇ પુત્રીના ગર્ભને ઉત્પન્ન કરે છે; પરંતુ પુરુષના બેઉ નાકમાંથી સ્વર વહેતો હોય તે વખતે સ્ત્રીનો પણ બેઉ નાકમાં વહે છે, જેથી પુરુષના બેઉ અંડકોશમાંથી વીર્ય ચલિત થઇ, સ્ત્રીની ચંદ્રમુખી અને ગૌરી બેઉ નાડીમાં પ્રવેશ કરી, ગર્ભશય્યામાં પહોંચવાથી નપુંસક ગર્ભની ઉત્પત્તિ થાય છે; તેમાં જો ચંદ્રમસી વધારે વીર્યને ખેંચે તો કન્યા નપુંસક ઉત્પન્ન થાય છે અને જો ગૌરી વધારે વીર્યને ખેંચી જાય તો પુત્ર નપુંસક ઉત્પન્ન થાય છે. આ વાતથી નિર્વિવાદ સિદ્ધ થાય

છે કે, ત્રણ લિંગ પૈકી કોઇ પણ લિંગનું મનુષ્ય પ્રાણી ઉત્પન્ન કરવું એ મનુષ્યના પોતાનાજ હાથમાં છે, એટલા માટે પતિપત્નીએ કે જેઓ ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવાની ઇચ્છા ધરાવતાં હોય, તેઓએ પોતાનાં શરીરનું, મનનું અને ઇંદ્રિયોનું આરોગ્ય સાચવી એકી અથવા બેકી તિથિઓને નક્કી કરી, ઋતુકાળના સમયમાં જ્યારે ઉલ્કાપાત વિનાનો, વિપ્લવ વિનાનો, ક્રાન્તિ વિનાનો, ઉપાધિ વિનાનો, શોક વિનાનો અને મનને આનંદદાયી દિવસ હોય, તે વખતે પ્રસન્ન મનથી કોઇ પણ જાતના ક્ષોભ વિના આનંદપૂર્વક સ્ત્રીસેવન કરવું. આવી રીતે એકજ વાર સ્ત્રીસેવન કર્યા પછી, એક માસ પર્યન્ત એટલે ફરી ઋતુધર્મ દેખાય નહિ ત્યાં સુધી બ્રહ્મચર્ય પાળવું. જો બ્રહ્મચર્ય પાળવામાં ન આવે તો ગર્ભના દ્વારનું મંથન થવાથી ગર્ભસ્રાવ થવાનો સંભવ છે. ગર્ભ રહ્યા પછી તજવા જેવી બાબતનો ત્યાગ કરવાના હેતુથી તે સ્ત્રીને તરત ગર્ભ રહ્યો છે એવું જાણવાને માટે વીર્ય અને રુધિરનો યોનિ દ્વારા સ્રાવ થાય નહિ, શરીરને થાક લાગ્યા જેવાં ચિહ્નો જણાય, સાથળનો ભાગ પાતળો દેખાય, તૃષા લાગે અને યોનિમાં સ્ફુરણ ઊપજે તો જાણવું કે ગર્ભ રહ્યો છે; ગર્ભ રહેતી વખત જેવો આહાર, જેવો આચાર અને જેવી ચેષ્ટાથી યુક્ત હોઇને સ્ત્રીપુરુષ સમાગમ કરે છે, તેવાજ આહાર, આચાર અને ચેષ્ટાવાળો ગર્ભ ઉત્પન્ન થાય છે. ગર્ભાશયમાં રહેલું વીર્ય, આર્ત્તવ, તેમાં પ્રકટ થયેલો જીવ, વિકારસહિત પ્રકૃતિ, એ સર્વને ગર્ભ એવી સંજ્ઞા આપી છે; એ ગર્ભ જ્યારે કાળે કરીને વૃદ્ધિ પામે છે, ત્યારે અંગ અને ઉપાંગથી સંયુક્ત થાય છે, તેને મુનિઓ શરીરી (શરીરવાળો) કહે છે. તે ગર્ભનાં અંગ તથા ઉપાંગ સુશ્રુતશાસ્ત્રમાંથી જાણીને પ્રથમ મસ્તકથી આરંભીને કહીએ છીએ. પ્રથમ અંગ માથું છે. તેનાં ઉપાંગ કેશ, માથામાં રહેલું મગજ, લલાટ, બન્ને ભ્રમર, બે નેત્ર, તેમાં બે કીકીઓ છે તે, બે દૃષ્ટિ, કૃષ્ણ

ગોલ, કૃષ્ણ ગોલની આસપાસના બે શ્વેત ભાગ, બે પોપચાં, બે પાંપણો, બે અપાંગ, બે લમણાં, બે કાન, કાનની બહારનાં બે પોલાણુની આસપાસને ભાગ, બન્ને કાનની પાળીઓ, બે ગાલ, નાસિકા, બન્ને હોઠ, બે ગલોફાં, મુખ, તાળવું, બન્ને જડબાં, દાંત, દાંતની આસપાસનું માંસ, વેષ્ટિત (અવાળુ) જીભ, હડપચી, ગળું, એટલાં ઉપાંગ માથાનાં ગણાય છે. બીજું અંગ ડોકું છે. જે વડે માથું ધારણ કરી શકાય છે. ત્રીજું અંગ બન્ને બાહુ (હાથ) છે. તેનાં ઉપાંગ, બન્ને બાહુ ઉપર ખભા છે, તેની નીચે બે બગલ, તેની નીચેનો ભાગ, કોણી, તથા બન્ને પ્રકોષ્ટ, બે મણિબંધ (કાંડાં) હાથની હાથેળી પછી હાથેળીનો પાછળનો ભાગ, બે હાથ, તેની દશ આંગળીઓ, તેના નખ, નખમાં પણ દશ સ્થાપ્ય (નહિ કાપવાના) તથા દશ છેદ્ય (કાપવાના) કહેલા છે.

ચોથું અંગ છાતી છે. તેનાં ઉપાંગ પુરુષ તથા સ્ત્રીને બે બે સ્તન છે. તે બંનેના સ્તનમાં ફેર એ છે કે સ્ત્રીને જુવાની આવે છે ત્યારે તેનાં સ્તન માંસ પૂરિત થાય છે તથા જ્યારે ગર્ભવતી હોય અને તે પ્રસૂતા થાય ત્યારે તે બે સ્તન દૂધથી ભરાય છે. છાતીની અંદર તે પાસે હૃદય છે. તે કમળ સરખું તથા નીચા મોઢાનું છે. મનુષ્ય જાગતો હોય ત્યારે તે ખીલેલું રહે છે અને ઊંઘે છે ત્યારે બિડાઈ જાય છે. તે હૃદય જીવનું સ્થાન છે માટે તે જ્યારે તમોગુણુથી વ્યાપ્ત થાય છે ત્યારે પ્રાણીઓ સૂઇ જાય છે. હૃદય ચેતનાનું સ્થાન છે એમ કહેવામાં એ અભિપ્રાય છે કે કેશ, લોમ, નખના અગ્રભાગ, મળ એ વિના બાકીનો ઇન્દ્રિયો સહિત દેહ અને મન એ ચેતનાનું સ્થાન છે અને એટલા માટે ચરકે આખું શરીર ચેતનાનું સ્થાન છે, એમ કહ્યું છે. પણ સર્વ કરતાં હૃદય વિશેષે કરીને ચેતનાનું સ્થાન છે એમ જાણવું. કાખ અને છાતીની વચ્ચેના સાંધાને જત્રુ કહે છે. તે બે જત્રુ અને બે જે કાખ કહેલી છે

તેના બે વંક્ષણ બનેલા છે. પાંચમું અંગ ઉદર (પેટ) છે, છઠ્ઠું અંગ બે પાસાં છે અને સાતમું અંગ બરડાની કરોડ સુધ્ધાં બરડો છે. તેનાં ઉપાંગ રુધિર થકી પ્લીહા ઉત્પન્ન થઈ છે, તે રક્ત વહેનારી શિરાઓનું મૂળ છે; હૃદયની નીચે ડાબે પાસે ફેફસું છે તે રુધિરના ફીણથી ઉત્પન્ન થયું છે. હૃદયની નીચે જમણી બાજુ યકૃત આવેલું છે, તે રુધિરથી ઉત્પન્ન થયેલું અને રંજકપિત્તનું સ્થાન છે. હૃદયની નીચે જમણે પાસે કલોમ આવેલું છે, તે જળ વહેનારી શિરાઓનું મૂળ છે, જેથી તૃષાનું આચ્છાદન થાય છે.

કલોમનું બીજું નામ તિલક છે અને તે વાયુ તથા રુધિરથી ઊપજેલું છે એમ વૃદ્ધ વાગ્ભટ્ટ કહે છે. તે વાયુ સાથે મળેલા રક્તથી કાળજું ઉત્પન્ન થયું છે. મેદ અને રુધિરના સારવડે બન્ને અંડકોશ બનેલા છે તથા તે જઠરમાં રહેલા મેદને પુષ્ટિ કરનારા છે. વિદ્વાન પુરુષોએ પુરુષનાં આંતરડાં સાડાત્રણ વામ લાંબાં કહેલાં છે. સ્ત્રીઓનાં આંતરડાં તે કરતાં અર્ધો વામ કમી (નાનાં) છે. ઉદુક, કટિ, ત્રિક (બરડાની કરોડનો છેડો), પેઢું, જાંઘના બન્ને સાંધા ને મોટા સ્નાયુના અંકુર તે વીર્ય અને મૂત્રનું સ્થાન છે. સ્ત્રીના ગર્ભાશયમાં ગર્ભનું આધાન પણ તેજ કરે છે. શંખની નાભિ સમાન યોનિ છે તથા તેને ત્રણ આવર્ત છે. તેના ત્રીજા આવર્તમાં ગર્ભને રહેવાનું સ્થાન છે. કફ, રુધિર અને મેદના તત્ત્વથી વૃષણ બનેલા છે, તે વીર્યને વહન કરનારી શિરાના આધારભૂત છે અને પુરુષત્વને આપનાર છે. સર્વ કોઈની ગુદાનું માપ સાડાચાર આંગળ છે તથા તેમાં શંખના આવર્ત સરખા ત્રણ આવર્ત છે. પંડિતોએ ગુદાનું મુખ અર્ધો આંગળ પ્રમાણનું માનેલું છે. મળનો ઉત્સર્ગ કરવાના માર્ગરૂપ આ ગુદાસ્થાન શરીરમાં નિર્માણ કરેલું છે. પુરુષનાં જે પ્રોથ એટલે ઢગરાં કહેવાય છે તેજ સ્ત્રીના નિતંબ કહેવાય છે. ઢગરાંની ઉપર તથા કરોડની નીચે બે બાજુએ જે ખાડા હોય છે, તે

નહિ. આ સઘળા નિયમો ઉત્તમ પ્રકારની સંતતિની ઇચ્છા રાખનારી માતાએ અવશ્ય ધ્યાન દઈને પાળવા.

વિશેષમાં કહેવાનું કે ઋતુસ્નાનના દિવસથી અથવા ગર્ભ રહ્યાના દિવસથી સ્ત્રીએ નીચે પ્રમાણે વર્તન રાખવું:—

હિંસા કરવી નહિ, બ્રહ્મચર્ય રાખવું, આંસુ પાડવાં નહિ, નખ કાપવા નહિ, તેલ ચોળવું નહિ, ચંદન ચોપડવું નહિ, આંખો આંજવી નહિ, દિવસે સૂવું નહિ, દોડવું નહિ, ઘણો મોટો શબ્દ સાંભળવો નહિ, ઘણું હસવું નહિ, ઘણું બોલવું નહિ, પ્રવાસ કરવો નહિ, ભૂમિ ખોદવી નહિ અને ઘણો વાયુ સેવવો નહિ.

અજ્ઞાનથી અથવા પ્રમાદથી અથવા લોભથી નિષિદ્ધ કરેલાં કર્મ કરે તો તે થકી જે દોષ થાય, તે દોષોને ગર્ભ પામે છે. ગર્ભવતી સ્ત્રીના રુદનથી ગર્ભ નેત્રના રોગવાળો થાય. નખ કાપવાથી નઠારા નખવાળો થાય, તેલ ચોળવાથી કુષ્ઠ રોગવાળો થાય. ચંદન આદિનો લેપ કરવાથી દુઃખયુક્ત આચરણવાળો થાય, અંજન આંજવાથી આંધળો થાય, દિવસે સૂવાથી ઘણી ઊંઘવાળો થાય. ઘણો ઊંચો શબ્દ સાંભળવાથી બહેરો થાય. ઘણું હસવાથી તાળવું, દાંત, હોઠ અને જીભ તપખીરિયા રંગ જેવાં થાય. બહુ બોલવાથી બહુ બકનારો થાય, પરિશ્રમ કરવાથી ઉન્મત્ત થાય, પૃથ્વી ખોદવાથી જ્યાં ત્યાં પડી જાય એવાં એવાં આચરણવાળો થાય અને ઘણો વાયુ સેવવાથી ઉન્મત્ત એટલે ગાંડો થાય.

ઉપરોક્ત બાબતોથી વાચકના ધ્યાનમાં આવશે કે, ગર્ભનું સ્થાપન કરવું, ગર્ભને કયા લિંગનો ઉત્પન્ન કરવો, ગર્ભનું લિંગ બંધાયા પછી તેને કેવો રૂપાળો, બળવાન, આયુષ્યમાન, ઐશ્વર્યવાન, બુદ્ધિમાન કે શ્રીમાન કરવો તે માબાપોના પોતાના હાથમાં રહેલી બાબત છે. અહીંયાં કોઇ શંકા કરશે કે જો

આટલી બધી બાબતો આપણા હાથમાં છે, તો પછી પૂર્વનાં કર્મો અને ઈશ્વરને નિયામક માનવાની જરૂર શી? એનું સમાધાન એવી રીતે થઇ શકે છે કે, આત્મા અનાદિ છે અને આત્માનાં કર્મો પ્રવાહથી અનાદિ છે. તે શુભાશુભ કર્મના યોગે શુભાશુભ ફળની ઉત્પત્તિ થાય છે; પરંતુ તેમાં પુરુષાર્થથી અશુભ કર્મનો ઉદય દબાવી દઈ, શુભ કર્મનો ઉદય કરી શકાય છે. જેમ કર્મના ઉદયથી પગમાં કાંટા વાગે એવા માર્ગે ચાલવાનો પ્રસંગ આવે, પરંતુ જો પુરુષાર્થ કરીને પગને અનુકૂળ પગરખાંનો ઉપયોગ કરવામાં આવે, તો કાંટા ભાગવારૂપ કર્મનો ઉદય દાબી શકાય છે; તેમ આત્મા અનાદિ કાળથી કર્મ બાંધતો અને ભોગવતો જન્મમરણના ચક્રમાં ભ્રમણ કર્યા કરે છે અને કર્મના શુભાશુભ ફળને ભોગવે છે, તેમાં જો શુભ પુરુષાર્થ કરવામાં આવે, તો તેનું ફળ ઉત્તમ નીપજી, તે કર્મનાં ફળને ઉદય થતું અટકાવી શકાય છે.

## ૬—માતાપિતાની કુચેષ્ટાથી ગર્ભમાં થતી વિક્રિયા

સૃષ્ટિક્રમનો નિયમ તપાસતાં સમજાય છે કે, જે બીજ પૃથ્વી પર રોપવામાં આવે છે, તે બીજની સાથેજ તેનો મહાપ્રાણ આત્મા તથા અલ્પ-પ્રાણ (જીવો) હોય છે અને જેમ જેમ કાળનું વહન થતું જાય છે તેમ તેમ તે વૃદ્ધિને પામી, પોતાનામાં રહેલા ગુણ પ્રમાણે પોતાની આકૃતિ બાંધે છે. તેવી રીતે મનુષ્યોના રજ-વીર્યના યોગથી જે વખતે ગર્ભાધાન થાય છે, તે વખતથીજ તેમાં આત્માના કર્મ પ્રમાણે વધારો થઇ તેની આકૃતિ બંધાવા માંડે છે; પણ જેમ વૃક્ષને ઊગતી વખતે અને વૃદ્ધિ પામવાની ક્રિયા

ચાલતી હોય ત્યારે ખેડૂતની ભૂલથી અથવા અજ્ઞાનથી તેની બરાબર સારવાર થાય નહિ, તો વાતાવરણ એટલે તડકો અને હિમથી તથા પવનના ઝપાટા અને હોજમ(છાંયા) થી તે બીજ વિક્રિયા પામી સંકોચાઇ જાય છે, જેથી તે સંપૂર્ણ અવયવાળું, રસવાળું અને ગુણવાળું ઉત્પન્ન નહિ થતાં, હીનત્વને પામી ખામીવાળું બને છે; તેમ માતાપિતાના યોગથી ગર્ભસ્થાનમાં જે ગર્ભનું ધારણ થયું હોય, તેને શારીરિક કે માનસિક ઉપદ્રવથી ક્ષોભ ઉત્પન્ન થાય અને મનના વિચાર, શોક, ભય, ક્રોધ, લજ્જા અથવા નિર્લજ્જપણાને લીધે તેનાં આંગોપાંગ ખીલવવામાં નહિ આવતાં, તે સંકોચને પામી તેમાં હીનત્વ ઉત્પન્ન થાય છે. જેથી તેની માનસિક વૃત્તિઓ ભલે ઈંદ્રિયો ઉપર હુકમ ચલાવે; પરંતુ તે ઈંદ્રિયો આજ્ઞા પ્રમાણે યથાસ્થિત કામ કરે નહિ, એટલે તેની ક્રિયા નિષ્ફળ થાય છે. તેટલા માટે ગર્ભરૂપ બીજનું સ્થાપન થયા પછી, તેને સૃષ્ટિના ખુલ્લા મેદાનમાં આવતાં સુધી, તેના ઉપર કોઈ પણ જાતની માઠી અસર થવા નહિ દેવી; એટલુંજ નહિ, પરંતુ માઠી અસર થવાના જે યોગો ઉત્પન્ન થાય, તેને પતિપત્નીએ ચતુરાઇથી, હિંમતથી અને શાંતિથી બુદ્ધિપૂર્વક વિચાર કરીને તેનું નિવારણ કરવું, જેથી ગર્ભ પોષાઇ યથેચ્છ બાળકરૂપ જન્મી, જગતને નમૂનારૂપ જણાય. પણ જો તે પ્રમાણે તેનું રક્ષણ કરવામાં ન આવે, તો તે ગર્ભમાં વૃદ્ધિ પામતું બાળક, પોતાની વાસનાલિંગની ક્રિયા કરીને પોતાની વૃદ્ધિ કરવા માટે જે પરમાણુને આકર્ષી પોતાનું શરીર રચે છે, તેમાં વાસનાલિંગ તથા જ્ઞાનતંતુઓને સેવ્યસેવક ભાવ ઉત્પન્ન કરી, શરીરયંત્રને ચલાવવા માટે તેના જે માર્ગો સરળતા ભરેલા થવા જોઇએ તેવા થઈ શકતા નથી. તે માટે ગર્ભમાં વીર્યનું સ્થાપન થયા પછી તે વીર્ય બાળકના રૂપમાં કેવી રીતે ફેરવાય છે તેનો થોડાક વિચાર કરવાની જરૂર છે.

ગર્ભાધાન સમયે, વીર્ય અને રજ ગર્ભાશયમાં જેવું પડયું હોય, તેવું ને તેવું દ્રવરૂપપણાથી પહેલા મહિનામાં રહે છે. એ ગર્ભાશયમાં રહેલા વાત, પિત્ત અને કફથી પાકતો વીર્ય અને રજમાં રહેલો પંચમહાભૂતનો સમુદાય બીજા મહિનામાં ઘાટો થાય છે. વાયુ અને કફથી પણ ગર્ભ પાકે છે, કારણ કે તેઓમાં પણ ગરમી રહેલી છે. ચરકમાં કહ્યું છે કે, પૃથ્વીની, જળની, તેજની, વાયુની અને આકાશની એવી રીતે પાંચ પ્રકારની ગરમીઓ છે. ત્રીજા મહિનામાં બે હાથના બે, બે પગના બે અને એક માથાનો એવી રીતે પાંચ પિંડ અને શરીરના સૂક્ષ્મ અવયવો સિદ્ધ થાય છે. ચોથા મહિનામાં સઘળાં અંગો તથા ઉપાંગો સ્પષ્ટ થાય છે. હૃદયની સ્પષ્ટતા થવાથી ચેતના પણ ચોથા મહિનામાં સ્પષ્ટ થાય છે, તેથી ગર્ભને ચોથા મહિનામાં અનેક વસ્તુઓની ઇચ્છા થાય છે. એક પોતાનું અને બીજું ગર્ભનું એવી રીતે તે સમયે સ્ત્રીના શરીરમાં બે હૃદય થાય છે, માટે ગર્ભિણી સ્ત્રી "દૌહૃદિની" કહેવાય છે. ગર્ભવાળી સ્ત્રીને જે ઇચ્છા થાય, તેમાં ખામી રાખવામાં આવે, તો તે સ્ત્રીને ખૂંધું, ઠૂંઠું, નપુંસક, ઠીંગણું, આંધળું, કાંણું કે ફાંગું સંતાન આવે છે. ગર્ભવાળી સ્ત્રીને જે ઇચ્છા (દોહદ) ઉત્પન્ન થાય અને તે પાર પાડવામાં આવે તો તે સ્ત્રીને પરાક્રમી અને લાંબા આયુષ્યવાળું સંતાન પ્રાપ્ત થાય છે; એટલા માટે તેને જે વસ્તુની ઇચ્છા થાય તે વસ્તુ આપવી જોઇએ. ગર્ભિણી સ્ત્રી જે જે વસ્તુ ભોગવવાની ઇચ્છા કરે, તે તે વસ્તુઓ ગર્ભિણીને હરકત થવાની બીકને લીધે વૈદ્ય પાસે મેળવાવીનેજ આપવી જોઇએ. જેની ઇચ્છા પૂરી પાડવામાં આવે તે સ્ત્રી ગુણવાન સંતતિ જણે છે અને જેની ઇચ્છા પૂરી ન પડે, તે સ્ત્રીને ગર્ભમાં અથવા પોતાના શરીરમાં હરકત ઉત્પન્ન થાય છે. ગર્ભિણી સ્ત્રીએ ઇચ્છેલી વસ્તુઓમાં જે જે ઇન્દ્રિયના વિષય સંબંધી તેની ઇચ્છા પૂરી

કરવામાં ન આવે, તો તે ઇંદ્રિયમાં ખોડખાંપણ આદિ વ્યથાવાળું બાળક અવતરે છે. ગર્ભવાળી સ્ત્રીને નોખા નોખા પદાર્થની ઇચ્છા થવાથી નોખાં નોખાં ફળ થાય છે. જે સ્ત્રીને રાજાનું દર્શન કરવાની ઇચ્છા થાય, તે સ્ત્રી ધનવાન અને અત્યંત પૂજ્ય પુત્ર જણે છે. જે સ્ત્રીને ઉત્તમ વસ્ત્રાભરણ વગેરેની ઇચ્છા થાય તે સ્ત્રી વરણાગિયો અને રૂપાળો દીકરો જણે છે. જે સ્ત્રી તપસ્વીઓના આશ્રમમાં જવાની અથવા પોતાના સદ્ગુરુના દર્શનની ઇચ્છા કરે તેને જિતેન્દ્રિય અને ધર્માત્મા સંતાન ઉત્પન્ન થાય છે. જે સ્ત્રીને સર્પની જાતિઓ જોવાની ઇચ્છા થાય તે સ્ત્રીને હિંસા કરવાના સ્વભાવવાળું બાળક થાય છે. જે સ્ત્રીને આમાં કહ્યા સિવાયની કોઈ વસ્તુની ઇચ્છા થાય તે સ્ત્રી શરીર, આચાર અને સ્વભાવથી ઇચ્છેલી વસ્તુના ગુણ–કર્મ–સ્વભાવ જેવી સંતતિ ઉત્પન્ન કરે છે. પાંચમે મહિને મન જાગૃત થાય છે અને છઠ્ઠે મહિને બુદ્ધિ જાગૃત થાય છે; સાતમે મહિને સઘળાં અંગો અને ઉપાંગો સારી પેઠે સ્પષ્ટ થાય છે. આઠમા મહિનામાં એજ અનુક્રમથી મન અને બુદ્ધિ, જરા વારમાં બાળકમાં અને જરાવારમાં માતામાં આવજા કરે છે. તેથી મા અને દીકરો વારંવાર ખેદ તથા હર્ષ પામ્યા કરે છે અને જે પુત્ર અવતરે છે તે જીવતો નથી. આઠમા મહિનામાં જન્મેલો પુત્ર જીવતો નથી, તેનું કારણ એજ છે કે, તે મહિનામાં ઓજસ સ્થિર રહેતું નથી. સ્ત્રી નવમે મહિને, દશમે મહિને, અગિયારમે મહિને અથવા બારમે મહિને પણ જણે છે; પરંતુ કાંઇ વિકાર હોય તો એથી ઉપરાંતના સમયમાં પણ જણે છે.

ગર્ભમાં જો પુત્ર–વીર્યનું સ્થાપન થયું હોય તો તે ગર્ભ બીજા મહિનામાં પિંડાકાર (ગોળ) માલૂમ પડે છે અને તે સ્ત્રીનું જમણું નેત્ર થોડું મોટું જણાય છે. પહેલાં જમણા સ્તનમાં દૂધ ઉત્પન્ન થાય છે. જમણી જાંઘ પુષ્ટ થાય છે. મુખનો રંગ શ્રેષ્ઠ અને પ્રસન્ન

જણાય છે. તે પુરુષ સંજ્ઞાવાળાં દ્રવ્યોની ઇચ્છાવાળી હોય છે. જેના ગર્ભમાં કન્યાના ગર્ભની સ્થાપના થયેલી હોય તેનો ગર્ભ બીજે માસે પેશી એટલે લાંબી ગાંઠ જેવો માલૂમ પડે છે અને તેમાં પુત્રગર્ભવાળી સ્ત્રી કરતાં ઊલટાં લક્ષણ માલૂમ પડે છે અને જે સ્ત્રીના ગર્ભમાં નપુંસક બાળક હોય છે, તે સ્ત્રીના ગર્ભનો આકાર અર્બુદાકાર એટલે ખાડાટેકરાવાળો પિંડ જણાય છે; બંને કૂખોમાં ગર્ભ ઊંચો જણાય છે અને આગળથી પેટ મોટું દેખાય છે. એ નપુંસક ગર્ભના જુદા જુદા ભેદો છે. તે પિતામાં રહેલા નપુંસકપણાથી અથવા પિતાને સંગતિદોષથી જે કુચેષ્ટાઓની ટેવ પડી ગઈ હોય, અથવા કોકશાસ્ત્ર જેવાં શાસ્ત્રોને વાંચી તેના રહસ્યને સમજ્યા વિના, તેને ઊલટા અર્થમાં ગોઠવી, પોતાની મનોવૃત્તિના તરંગને આધીન થઇ, જે કુચેષ્ટારૂપ ક્રિયાઓ કરે છે, તેવા ગુણવાળા, સ્વભાવવાળા અને ચેષ્ટાવાળા નપુંસક ઉત્પન્ન થાય છે. એ નપુંસક (૧) આસેક્ય,(૨) સુગંધી,(૩) કુંભિક અને (૪) ઈર્ષક એ ચાર જાતના નપુંસકો વીર્ય સહિત હોય છે અને પાંચમો પંઢ નામનો નપુંસક વીર્યરહિત હોવાથી અથવા વીર્યને વહન કરનારા તથા વીર્યને ગ્રહણ કરનારા સ્નાયુઓથી રહિત હોવાથી તે પંઢ (હીજડો) કહેવાય છે. માતપિતાનાં શુક્ર અને આર્તવ અલ્પ હોવાથી આસેક્ય નામનો નપુંસક થાય છે. તે નપુંસક જ્યારે અન્ય પુરુષના વીર્યનું ભક્ષણ કરે છે ત્યારે મદોન્મત થઇને મૈથુનની શક્તિવાળો થાય છે. એનું બીજું નામ મુખયોનિ છે. જે ગર્ભ દુર્ગન્ધવાળી યોનિમાં ઉત્પન્ન થાય છે, તેને સૌગંધિક નપુંસક કહે છે. જ્યારે તે લિંગ અને યોનીની ગંધ સૂંઘે છે ત્યારે પુરુષત્વને પ્રાપ્ત થઈ શકે છે. એનું બીજું નામ નાસાયોનિ છે. જે નપુંસક પ્રથમ પોતે ગુદામાં ભોગ કરાવીને સ્ત્રીમાં પુરુષની સમાન આચરણ કરે છે, તે કુંભિક નપુંસક કહેવાય છે. તેનું બીજું નામ ગુદયોનિ છે. જે મનુષ્ય

બીજા મનુષ્યને મૈથુન કરતાં દેખીને પછી મૈથુન કરવાને શક્તિમાન થાય છે, તેને ઇર્ષક નપુંસક કહે છે. તેનું બીજું નામ દૃષ્ટિયોનિ છે અને જે પુરુષ અજ્ઞાનથી મોહને વશ થઇને, સ્રીની પેઠે પોતે સૂઇને અને સ્રીને પોતાના ઉપર ચઢાવીને સમાગમ કરાવે, તેથી જો પુત્ર ઉત્પન્ન થાય, તો તે સ્રી જેવાં લક્ષણોવાળો થાય છે. અર્થાત્ તે દાઢીમૂછસહિત અને લિંગસહિત હોવા છતાં કાંઇ પણ કામ કરી શકતો નથી. તેને પંઢ કહે છે, તથા સ્રીના ઋતુકાળમાં સ્રી ઉપર ચઢે અને પુરુષને નીચે રાખીને ભોગ કરે, તેમાં જો કન્યા ઉત્પન્ન થાય તો તે પુરુષનાં લક્ષણવાળી થાય છે અને તે સદૈવ પુરુષની પેઠે સ્રીના ઉપર આરૂઢ થઇને, તેની યોનિ સાથે પોતાની યોનિને ઘસે છે તથા તેને દાઢીમૂછનાં કાંઇ કાંઇ ચિહ્નો માલૂમ પડે છે. બે સ્રીઓ કામને વશીભૂત થઇને પરસ્પર યોનિનું ઘર્ષણ કરે છે, જેથી પોતાના વીર્યથી અને પોતાના રજથી હાડકાં વિનાનો ગર્ભ ઉત્પન્ન કરે છે. કોઇ સ્રી ઋતુસ્નાત થયા પછી જો સ્વપ્નમાં પુરુષની સાથે મૈથુન કરે, તો આ ર્તવનેજ લઇને વાયુ કૂખમાં જો ગર્ભ ઉત્પન્ન કરેછે તો તે ગર્ભ માસે માસે ગર્ભના લક્ષણસહિત વધે છે અને જ્યારે પ્રકટ થાય છે, ત્યારે પિતાના ગુણથી વર્જિત, કેશ, દાઢી, મૂછ, રોમ, નખ, દાંત, નાડી આદિથી હીન હોય છે. આથી ગર્ભ સાપ, વીંછી કે કુષ્માંડની આકૃતિવાળો અથવા સ્રીઓના દોહદને પૂર્ણ નહિ કરવાના પુરુષના પાપને લીધે આગળ કહ્યું તેમ હીન ઇંદ્રિયો વાળો થાય છે. તેવીજ રીતે જેવો આહાર, જેવી ચેષ્ટા તથા જેવાં આચરણ સહિત સ્રીપુરુષો મૈથુન કરે છે, તેવા પ્રકારની ચેષ્ટાવાળો ગર્ભ ઉત્પન્ન થાય છે. સ્રીપુરુષના રજવીર્યને ગર્ભાધાન સમયે વાયુ પોતાના બળે કરીને બે ભાગમાં વહેંચી નાખે છે, જેથી ગર્ભમાં બે સંતાન ઉત્પન્ન થાય છે. તેમાં રજ અને વીર્યનો બરાબર વિભાગ થઈ જાય. તો બે પુત્રો

અથવા બે કન્યા ઉત્પન્ન થાય છે. પરંતુ વાયુ પોતાનું સમતોલપણું ગુમાવી, માતાના આહારને પરિપક્વ દશામાં આવતાં પહેલાં, રજ અને વીર્યના વિભાગ કરી નાખે તો તે ગર્ભમાં એક પુત્ર અને એક કન્યારૂપે બે સંતતિ ઉત્પન્ન થાય છે. આગળ વર્ણવી ગયા તેમ ગર્ભસ્થાપન થવાને માટે સોળ રાત્રિ પર્યન્તનો કાળ નિશ્ચિત કરવામાં આવ્યો છે, પરંતુ કેટલીક વાર એવું બને છે કે, ઋતુકાળ આવતાં પહેલાં એટલે ઋતુસ્નાત પછી એક માસ પૂર્ણ થવા અગાઉ જ્યારે સ્ત્રીને ખબર પડે છે કે હવે ઋતુ પ્રાપ્ત થશે અર્થાત્ પોતાના સ્તનમાં ભાર દેખાય છે, કમ્મરમાં દુઃખાવો થાય છે, પેઢામાં ઝીણાં ઝીણાં શૂળ મારે છે તથા યોનિદ્વારમાં દુર્ગંધી ઉત્પન્ન થાય છે એટલે સ્ત્રીઓ સમજી જાય છે કે, હવે એકબે દિવસમાં ઋતુ પ્રાપ્ત થશે. જે અરસામાં ગર્ભસ્થાનમાં રજ આવી ચૂકેલું હોય છે, તે સમયમાં સુરતસમાગમ કરવામાં આવે, તો ઘણેભાગે ગર્ભ રહેવાનો સંભવ છે અને જે રહે છે તેમાં કાં તો સ્ત્રી ગર્ભ રહ્યાનો માસ ગણતાં ભૂલી છે એમ કહેવામાં આવે છે અથવા ઉપર કહ્યું તેમ, વાયુથી વિભાગ પડી, બે ગર્ભ ધારણ થવાથી ત્રીજો ગર્ભ રહે છે, એટલે અપવાદ તરીકે સ્ત્રી બાળકને જન્મ આપે છે. આ ઠેકાણે કોઈ પ્રશ્ન કરે કે ગર્ભાશયના બે પડદા છે, તે સિવાય ગર્ભાશયમાં બાળકને રહેવાની જગ્યા નથી, તો પછી ત્રીજા અથવા તે કરતાં વધુ બાળકનો શી રીતે સમાવેશ થયો ? તેના જવાબમાં જણાવવાનું કે, એક સ્થાનમાં એક અથવા એકથી વધારે બાળક રહી શકે છે કારણ કે મનુષ્ય જરાયુજ ખાણનું પ્રાણી છે, એટલે બાળકની આસપાસ જરાયુનો એક પડદો બંધાય છે; તે પડદામાં બાળક અને બાળકની આસપાસ, પાંચ તત્ત્વથી મળેલો મસાલો પાણીરૂપે રહે છે; તે પાણી પ્રસૂતિ સમયે પહેલું વહી જાય છે અને તે પડદો (જરાયુ) ફાડીને બાળક બહાર આવે છે, જેથી બાળક

જન્મ્યા પછી તે પડદામાં રહેલો મસાલો ઓરના નામથી બહાર પડે છે. એટલે એક ગર્ભસ્થાનમાં ગમે તેટલા ગર્ભો ઉત્પન્ન થાય, પરંતુ તેની જરાયુ જુદી જુદી હોવાથી એકબીજાને સ્પર્શ કર્યા સિવાય અથવા અડચણ કર્યા સિવાય વૃદ્ધિ પામી બાળકરૂપે જન્મી શકે છે; અને તે જન્મ્યા પછી તેની જુદી જુદી ઓર પડે છે. પરંતુ એટલું તો નક્કી થાય છે કે, બે કરતાં વધુ બાળકોને રહેવાની જગ્યા નહિ હોવાથી, તેને વધવામાં સંકોચ થાય છે, જેથી તે બાળકો કદમાં ઘણાં નાનાં ઉત્પન્ન થાય છે. પરંતુ દૈવયોગે જરાયુનો પડદો અંદરથી ફાટી બે જરાયુ જોડાઈ જાય છે, તો તે બે ગર્ભ સાથે જોડાઇને ચોટેલી અવસ્થામાં જન્મે છે, જેથી તે ચાર પગવાળા, ચાર હાથવાળા અને બે માથાંવાળા દેખાય છે. આવાં જોડાયલાં બાળકો અમારી નજરે જોવામાં આવ્યાં નથી; પણ શ્રીયુત ડૉક્ટર સાહેબ ત્રિભોવનદાસ મોતીચંદ શાહે પોતાના "શરીર અને વૈદકશાસ્ત્ર" નામના પુસ્તકમાં એવા વિકૃત ગર્ભોનાં ચિત્રો આપેલાં છે, એટલે હાલની પશ્ચિમની વિદ્યા પણ, એ વાતને પુષ્ટિ આપે છે.

આપણે ઉપર જણાવી ગયા તેમ ગર્ભને પ્રસવ થવાનો કાળ વધુમાં વધુ બાર માસનો જણાય છે. પણ જો ગર્ભ વિક્રિયાને પામે તો અમર્યાદ કાળ સુધી તે ગર્ભમાં રહી શકે છે. કારણ કે દુષ્ટ પિતા અને પિતાના પક્ષનાં સંબંધીઓ, કુળમોટપના અભિમાનથી અથવા કોઇ બીજા કારણથી સ્ત્રી ઉપર જુલમ ગુજારે અને તે સ્ત્રી હંમેશા ભયમાં અથવા કલેશમાં રહે તો તે ગર્ભ અધૂરે પડી જવાનો અથવા ગર્ભવાસમાં મરણ પામવાનો વધારે સંભવ છે. કદાચ પ્રસવકાળ સુધી બચી જાય તો પ્રસવ્યા પછી પણ તે અલ્પાયુષી થાય છે. તેવી રીતે જો ગર્ભવાળી માતાને કામનો અથવા શોકનો અથવા ભયનો પ્રસંગ આવે; ... માતા

હંમેશાં ગ્લાનિવાળી અવસ્થામાં રહે, તો 'कामशोकभयाद्वायुः' એ વચન પ્રમાણે કામ, શોક અને ભયથી વાયુ ઉત્પન્ન થઇ, તે ગર્ભને સુકાવી નાખે છે, તેને આપણા લોકો "છોડ થઇ ગયું" એમ કહે છે. એ બાબતમાં સુશ્રુત, ચરક, વાગ્ભટ્ટ અને શારંગધર જેવા માન્ય ગ્રંથો તથા ભાવપ્રકાશ અને નિઘંટુરત્નાકર જેવા સંગ્રહગ્રંથો પણ વાયુથી શુષ્ક થયેલા ગર્ભને, ઉપવિષ્ટક નામથી ઓળખાવે છે અને તે અપરિમિતકાળ સુધી ગર્ભમાં રહી શકે છે. આ બાબતમાં પશ્ચિમની વિદ્યાને જાણનારા અને તે સિવાયના બીજા ચિકિત્સાશાસ્ત્રોને નહિ માનનારાઓનો એવો મત છે કે, ગર્ભમાં બાળક ૨૮૦ થી ૩૧૦ દિવસ કરતાં વધુ વાર રહેતુંજ નથી. પરંતુ એવા મતવાળાઓને જણાવવાનું કે, શુષ્ક થયેલા ગર્ભની ચિકિત્સામાં, આયુર્વેદના આચાર્યો પૌષ્ટિક, બળવર્ધક, અને વાયુને પરિહારક ઔષધિઓ તથા ખોરાક આપવાનું નિદાન કરે છે. તે ઉપરાંત અનેક ઠેકાણે, એવા શુષ્ક ગર્ભને પોષણ કરી, પ્રફુલ્લાવસ્થામાં લાવી, બાળકરૂપે જન્માવવા માટે માંસરસ આપવાની ભલામણ કરે છે. એ ઉપરથી સાબિત થાય છે કે, માંસાહારી પ્રજામાં માંસાહારને લીધે તેની ગરમીથી વાયુ કોપ પામી ગર્ભને સૂકવી શકતો નથી. પશ્ચિમનાં શાસ્ત્રોમાં એ વાતનું પ્રતિપાદન ન કરવામાં આવ્યું હોય, તો તેમાં કંઇ આશ્ચર્ય પામવા જેવું નથી; પરંતુ અમારા આયુર્વેદમાં આ વિષયને ટૂંકમાં પણ ખુલ્લા શબ્દોમાં ચર્ચવામાં આવ્યો છે. એવી રીતે બાળકને ગર્ભાશયમાં રહેવાની કાળમર્યાદા બાંધી શકાતી નથી. એ ઉપરાંત ગર્ભિણી માતા પોતાના મનોવિકારને તાબે થઇ, જેવા જેવા વિચારનું સેવન કરે છે, તેવા તેવા સ્વભાવવાળા પુત્રને ઉત્પન્ન કરે છે.

## ૭–उत्तम गुणकर्मवाळी अने रूपाळी संततिनो उपाय

આ દુનિયામાં કુદરતનો નિયમ એવો જણાય છે કે, દરેક પ્રાણીએ પોતાની જાતની ઉન્નતિ કરી સૃષ્ટિની શોભામાં વધારો કરવો તથા સૃષ્ટિમાં પ્રાણીની ઉત્પત્તિ કરવાનો ક્રમ ચાલુ રાખવો. જેઓ સૃષ્ટિની વૃદ્ધિ કરવાના કામમાં આડે આવે છે, તેઓ કુદરતના ગુનેગાર ગણાય. પરન્તુ જે કામ કરવાની જેને ફરજ પડી હોય, અથવા જે જેની ઇચ્છા હોય તેને, તે કામ કરવાનો અધિકાર જોઇએ. જો અધિકાર મેળવ્યા સિવાય કામ કરવા માંડે તો કામ યથાર્થ રીતે જેવું જોઇએ તેવું, પાર પડી શકે નહિ. કાત્યાયન સૂત્રના પ્રથમ સૂત્રમાં કહ્યું છે કે, अज्ञातः अधिकारः। એમ અધિકારીનું વર્ણન કર્યું છે. તે પ્રમાણે દરેક કામ કરવા માટે અધિકારી થવાની જરૂર છે. જ્યારથી આપણા દેશમાં કરેક કામ કરવાનો અધિકાર મેળવ્યા સિવાયના માણસને કામ સોંપવાનો રિવાજ પડયો, ત્યારથી દેશની પ્રગલ્ભ શોભાનો નાશ થવા માંડયો. જેમ બ્રાહ્મણને આજે પણ તે વેદ કે શાસ્ત્ર ભણેલો ન હોય તો પણ તેને દ્વિવેદી, ત્રિવેદી, ચતુર્વેદી, શાસ્ત્રી, જોશી અને વૈદ્યના નામથી ઓળખવામાં આવે છે, તેને તે કાર્ય કરવા બેસાડીએ તો તે કંઇ પણ કરી શકે નહિ; પણ ઉપરોક્ત પદનો જેણે અધિકાર મેળવ્યો હોય તેને તે તે કામ સોંપવામાં આવે, તો તે યથાર્થ રીતે કરી શકે છે. તેજ પ્રમાણે મનુષ્ય સંતતિ ઉત્પન્ન કરવાનું કામ અધિકાર મેળવ્યા સિવાય સોંપવામાં આવે, તો તે સૃષ્ટિમાં શોભારૂપ બાળક ઉત્પન્ન કરી શકે નહિ. એ ઉપરથી સાબિત થાય છે કે, સંસારમાં ઉત્તમ ગુણ-કર્મવાળી અને રૂપાળી સંતતિ ઉત્પન્ન કરવા માટે. તેનો ખાસ અધિકાર મેળવવાની જરૂર છે. સંતતિ ઉત્પન્ન કરવાના ક્રમમાંથી,

એ મુખ્ય પાત્ર છે અને પુરુષ તેનો સહાયકારી છે. જો પુરુષ ગમે તેવો વિદ્વાન, ડાહ્યો અને બુદ્ધિશાળી હોય પરંતુ તેને સ્ત્રી એવા ગુણવાળી ન મળી હોય તો તેની સંસારની શોભા વધારવાની ઇચ્છા નિષ્ફળ થાય છે. અર્થાત્ તે મરજી પ્રમાણેનાં બાળક ઉત્પન્ન કરી શકતો નથી. પણ જો ઉપર કહેલા પુરુષના જેવા ગુણવાળી સ્ત્રી હોય અને પુરુષ તેવો ન હોય, તો સ્ત્રી પોતાના અધિકાર પ્રમાણે ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરી શકે છે. માટે ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવા સારુ પ્રથમ સ્ત્રીને અધિકારિણી બનાવવાની ખાસ જરૂર છે અને પુરુષને તેના સહાયક થવા માટેનો અધિકાર મેળવવાની ખાસ જરૂર છે. જો સ્ત્રી અને પુરુષ સરખાં અધિકારી હોય, પછી ભલેને તે થોડું ભણેલાં, નિર્ધન કે કોઈ અવ્યવસ્થિત દશામાં મુકાયલાં હોય તોપણ તેઓ પોતાના અધિકારથી સારી સંતતિ ઉત્પન્ન કરી શકે છે.

અત્રે એ સવાલ થાય છે કે, સારી સંતતિ એટલે શું? શરીરે ગૌરવર્ણ, ભરાવદાર, બળવાન અને રૂપાળી સંતતિ સારી કહેવાય કે શરીર ભલે રૂપાળું ન હોય, પણ વિદ્વાન, ધીમાન અને ઐશ્વર્યવાન સંતતિ સારી કહેવાય? અથવા ઉપરોક્ત ગુણવાળી સંતતિ ઉત્પન્ન થયા છતાં, તેમાં આત્મબળની ખામી હોય તે ઉત્તમ ગણાય? આ પ્રશ્નનો ઉત્તર અમારી બુદ્ધિ પ્રમાણે, જેનું શરીર, જેનું અંતઃકરણ અને જેનો આત્મા સુશોભિત હોય તેજ ઉત્તમ સંતતિ ગણાય, નહિ તો એકલા શરીરની શોભાવાળો પુત્ર કાંઇ ઉત્તમ ગણાય નહિ. જેમકેઃ—

यौवनं धनसम्पत्तिः प्रभुत्वमविवेकिता ।
एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ॥

અર્થાત્ યૌવન, ધનસંપત્તિ અને પ્રભુતા તથા અવિવેક એ

ચારે પૈકી એક એક અનર્થને કરનારા નીવડે છે; તો જ્યાં ચારે ઐશ્વર્ય ભેગાં થયાં હોય, ત્યાં કેટલો અનર્થ કરશે? એટલા માટે અમારે કહેવું પડે છે કે શરીર, અંતઃકરણ અને આત્મા એ ત્રણે રૂપાળાં હોવાં જોઇએ અને તે ત્રણેને રૂપાળાં કરવા માટે સ્ત્રીને સંપૂર્ણ અધિકારિણી બનાવવી જોઇએ. એટલા માટે સ્ત્રીને પાંચ પ્રકારની પરીક્ષામાંથી પસાર થઈ, પાંચ પ્રકારના અધિકાર મેળવવાની ખાસ જરૂર છે. પહેલો અધિકાર સ્ત્રીને કન્યારૂપે પસાર કરવાનો છે, એટલે તે અવસ્થામાં માબાપને ઘેર રહી, લાડકોડથી મોટી થઈ, સ્વતંત્ર આચરણવાળી અને ઇચ્છા પ્રમાણે ઇચ્છિત વસ્તુને મેળવનારી વૃત્તિમાંથી છૂટીને, લગ્ન થયા પછી શ્વશુરપક્ષમાં કેવળ અજાણ્યા, કેવળ અપરિચિત અને કેવળ જેના ગુણકર્મ–સ્વભાવ જાણેલા નથી, એવા કુટુંબના સહવાસમાં જઇને પોતાના પિતાના ગૃહમાં મેળવેલી અને ભોગવેલી સ્વતંત્રતાને દબાવી, શ્વશુરગૃહનાં અપરિચિત માણસોના તાબામાં રહી, યશ અને કીર્તિ મેળવવા માટેનો ઉદ્યોગ કરવો, તે જો કન્યાવસ્થામાં કેળવણી લઇને કન્યાનો અધિકાર મેળવ્યો હોય તોજ સાસરામાં નિર્વાહ કરી બીજો અધિકાર વહુ તરીકેનો મેળવી શકે છે. એટલા માટે માબાપોએ પોતાની પુત્રીને વહુ તરીકેનો અધિકાર સાસરામાં જઇને મેળવે, એટલી કેળવણી આપવાની ખાસ જરૂર છે. બીજો અધિકાર વહુ તરીકેનો આવે છે; તે અધિકારમાં પોતાના પિતાના લાડકોડને ભૂલીને સસરાના ઘરનો તમામ ભાર વહન કરવાની શક્તિ હોય અને જુદી જુદી વૃત્તિના, જુદા જુદા સ્વભાવના મનુષ્યોના મનના ધારેલા વિચારને અનુકૂળ થવાના સ્વભાવની બુદ્ધિ ખીલેલી હોય, એટલે પોતાની મનોવાસનાને દાબી રાખી, પોતાની અનિચ્છા છતાં, મુખ પર હાસ્ય કાયમ રાખી, દુઃખનો, શોકનો, ઇર્ષાનો, દ્વેષનો કે અપૂર્ણતાનો ભાસ,

સામા માણસના જોવામાં ન આવે એવી રીતે મનથી, વચનથી અને શરીરથી વર્તન ચલાવી, પોતાનો વહુ તરીકેનો અધિકાર સ્થાપી, આખા કુટુંબના કાર્યનું વહન કરે, ત્યારે તે વહુ કહેવાય છે. તે પછી ત્રીજો અધિકાર ગૃહિણીનો આવે છે. ગૃહિણી શબ્દનો અર્થ એવો થાય છે કે, તે સ્ત્રીએ ગૃહના માલિક થઈ પડવું. એટલે એવું વર્તન ચલાવવું જોઇએ કે, શ્વશુરપક્ષમાં પોતાના સસરા, સાસુ, જેઠ, જેઠાણી, દિયર, દેરાણી, નણંદ અને તેનાં સંતાનો તથા ઘરમાં દાસદાસીઓ હોય, તે સર્વે તેને પૂછીને કામ કરે. અર્થાત્ એવી યુક્તિવાળું બોલવું કે જે સત્ય અને પ્રિય હોય, જેથી સર્વનો વિશ્વાસ સંપાદન કરી લેવાય; એટલે આ વહુ ઘણી બુદ્ધિશાળી છે, જેથી તેની સલાહ દરેક કામમાં લેવી જોઇએ, એવો વિચાર ઘરના વડીલોનાં મનમાં સ્થાપન કરવો; અને જ્યારે એટલો અધિકાર અથવા વિશ્વાસ સ્થાપન કરી શકાય, ત્યારેજ તે ગૃહિણી કહેવાઇ શકે છે. વળી તે ગૃહિણી—અવસ્થામાં રહીને તેને માતાનો અધિકાર મેળવવાની જરૂર છે. એટલા માટે-જ આપણા લોકોમાં સાધારણ રિવાજ પડી ગયો છે કે, પ્રથમ અવસ્થામાં માતાનો અધિકાર મેળવવાને લાયક જે સ્ત્રી થાય છે, તેને અગૃહિણી એટલે અઘરણી આવી છે એમ કહે છે. મતલબ એવી છે કે, એવી અવસ્થામાં જ્યારે ગર્ભવાળી સ્ત્રી, પોતાના ગર્ભના ભારથી અકળાતી હોય, ત્યારે શ્વશુરપક્ષના વડીલોએ તેનો પાંચમે મહિને સીમંતોન્નયન કે પુંસવન સંસ્કાર કરી, તેના મનનો ભાર ઓછો કરવા સારુ, તેને અગૃહિણીનું રૂપ આપી, પોતાના પિતાને ઘેર વિદાય કરવી, એવી રૂઢિ આજે પણ ચાલે છે. એ ગૃહિણી—અવસ્થામાં માતાનો અધિકાર મેળવ્યા પછી અને અગૃહિણીનું રૂપ ધારણ કર્યા પછી સાસુનો અધિકાર મેળવવાની જરૂર જણાય છે; એટલે માતા થયા પછી તેને સાસુનો અધિકાર

મેળવવો પડે છે. કેમકે ઉત્તમ સંતતિ ઉત્પન્ન કરવાવાળી ગૃહિણીમાં ગમે તેટલી સંપૂર્ણતા હોય તથાપિ સાસુ સ્વભાવે કર્કશા હોય, તો કોઇ પણ પ્રકારે ઈર્ષા અથવા દ્વેષથી અગર તો કુળમોટપ કે વડીલપણાના અભિમાનથી પોતાના ઘરમાં અધિકાર ભોગવતી ગૃહિણીને અગૃહિણી-અવસ્થામાં એવો ક્ષોભ ઉત્પન્ન કરે કે, જેથી ગૃહિણીના અધિકારવાળી માતાના અધિકારને પામતી ગર્ભિણી સ્ત્રી, ગર્ભના વૃદ્ધિકાળમાં, પોષણકાળમાં ગર્ભના વાસનાલિંગને તથા આત્માને સુસંસ્કાર આપવાના કાર્યથી ચ્યુત થઇ જાય; જેથી ધારેલા રૂપ, ગુણ અને આરોગ્યવાળા બાળકને બનાવવામાં ખામી આવે. એટલા માટે માતાએ કન્યા તથા વહુ થવાય એટલી કેળવણી આપવી; અને તે પછી સાસુએ ગૃહિણી, માતા અને સાસુનો અધિકાર પ્રાપ્ત થાય એટલી કેળવણી આપવી. સાસુના અધિકારમાં પાસ થયેલી સાસુ પોતાના પુત્રને સારી સંતતિ ઉત્પન્ન કરવાને સહાયભૂત અને ગૃહિણીને ઇચ્છા પ્રમાણેનાં બાળક ઉત્પન્ન કરવાને માર્ગદર્શિકા થાય. અંતે તે તે કાર્યમાં જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે, સાસુનો પુત્ર અને ગૃહિણીનો પતિ, તેને સહાયક થાય તોજ ઉત્તમ ગુણ-કર્મવાળી અને રૂપાળી સંતતિ ઉત્પન્ન કરી શકાય, અન્યથા નહિ.

આપણા આયુર્વેદમાં એટલું તો વર્ણન કરવામાં આવ્યું છે કે, ઋતુસ્નાત થયેલી સ્ત્રીએ ઋતુસ્નાત થયા પછી પોતાના સ્વામી સિવાય કોઇનું પણ મોઢું જોવું નહિ. તેજ વાતને લઇને તેના ઉપર કાંઇક અખતરા કરીને અથવા તેના ઉપર વધારે વિવેચના કરીને, પશ્ચિમના વિદ્વાનોએ એ બાબતમાં પુસ્તકો લખ્યાં છે; પરંતુ અમારામાં ચાલતી કહેવત પ્રમાણે 'બાપ તેવા બેટા' એટલે બાપના જેવો છોકરો ઉત્પન્ન થવો જોઇએ. પશ્ચિમના વિદ્વાનોએ લખેલાં પુસ્તકો વાંચતાં જણાય છે કે, તે લોકોએ માત્ર શરીર

રૂપાળું સુશોભિત અને આકર્ષક બનાવવાનાં સાધનો માટેજ લખ્યું છે; પરંતુ અમારા આયુર્વેદે પિતાનાં શરીર, અંતઃકરણ અને આત્માના જેવાં બાળક ઉત્પન્ન કરવાનું વિધાન કરેલું છે; પણ તે ઘણું સંક્ષિપ્તમાં હોવાથી વિદ્વાન વૈદ્યોએ અને વૃદ્ધ વડીલોએ તેના ઉપર વિચાર કરી, તે દિશાએ વહન કરવાનું છે.

જો એક માતા પોતે રૂપાળું બાળક ઉત્પન્ન કરવાની ઇચ્છા રાખતી હોય, તો તેણે અમુક માણસને પ્રથમથી મુકરર કરવો કે, આ મનુષ્યના જેવો મારે ત્યાં પુત્ર ઉત્પન્ન થાય. જો એમ કરવામાં નહિ આવે અને કોઈ અજાણી ભળતીજ છબી અથવા ચિત્રની પસંદગી કરી, તેના ઉપર તીવ્ર ધ્યાન અપાય તો ઘણે ભાગે તે ચિત્ર જેવી સંતતિ ઉત્પન્ન થાય; પરંતુ તેમાં જોઇતા ગુણો ઉત્પન્ન થઈ શકે નહિ. જો એક માતા પોતાના ઉદરથી રૂપ-ગુણસંપન્ન સંતતિ ઉત્પન્ન કરવાની ઇચ્છા ધરાવતી હોય, તો તેણે બનતાં સુધી પોતાના માનેલા દેવ-ગુરુની પ્રતિમા ઉપર ધ્યાન રાખવું, અથવા પોતાના વંશમાં કોઇ પ્રભાવશાળી, બુદ્ધિશાળી, બળવાન અથવા દેશોદ્ધારક પુરુષ ઉત્પન્ન થયો હોય, તો તેની છબી ઉપર પ્રેમથી અવલંબન કરી, તેના જેવું રૂપાળું મનુષ્ય દુનિયામાં બીજું છેજ નહિ, અથવા તેના જેવા ગુણવાળું મનુષ્ય બીજું નથી, એવો દૃઢ સંકલ્પ કરવો અને તે પછી ગર્ભ ધારણ કરવો. જો પ્રથમથી માતાના અંતઃકરણમાં મહાપુરુષની છબી ચિત્રાઇ ગઇ નહિ હોય, તો ગર્ભ રહ્યા પછી જ્યારે એક મહિના બાદ ખબર પડે કે મને ગર્ભ રહ્યો છે અને તે પછી બાળક કોના જેવું ઉત્પન્ન કરવું, તેની ચૂંટણી કરતાં ઘણા પુરુષો ઉપર ધ્યાન દોડાવવામાં આવે, તો કુદરતનો નિયમ એવો છે કે, જેમ ગર્ભમાંથી બાળક બહાર પડે કે તેજ વખતે સૂર્ય, ચંદ્ર અને ગ્રહોનાં કિરણો ઋતુ, અયન અને કાળના પ્રભાવો તેની ઉપર પડે છે, તેમ ગર્ભમાં વીર્યનું

પરંતુ એટલું તો બની શકે છે કે, ગર્ભવાળી અવસ્થામાં તેને ક્રોધ ઉત્પન્ન થવાથી ક્રોધી, ઇર્ષા ઉત્પન્ન થવાથી ઇર્ષાળુ, શોક ઉત્પન્ન થવાથી નિર્બળ, ભય ઉત્પન્ન થવાથી અંગહીન અને કામ ઉત્પન્ન થવાથી ઉન્માદાવસ્થાવાળો બાળક ઉત્પન્ન થાય છે. એક રજપૂત કુટુંબનો દાખલો આપીશું. ઊંચા કૂળમાં ગણાતા રજપૂતો કે જેઓ ગરાસિયા કહેવાય છે, તે લોકોમાં એક સાધારણ રિવાજ એવો છે કે, વહુ એટલે જાણે કે એક કનિષ્ઠ પ્રકારનો નોકર ન હોય! માત્ર તેનો એકજ હક વધારે ગણવામાં આવે છે કે, તેને સંતતિ ઉત્પન્ન કરવાના એક સાંચારૂપ ગણી શકાય છે. એ કરતાં વિશેષ અધિકાર, તેનો હોઈ શકતો નથી. અમે પ્રત્યક્ષ જોયું છે કે, ઘરનાં માણસો એટલે સાસુ, સસરા, દિયેર કે જેઠને માટે જે ઉત્તમ પ્રકારની રસોઇ બનાવવામાં આવે, તેમાં વહુનો ભાગ હોયજ નહિ; પરંતુ વહુને માટે તો બીજા નોકરો જે ખેતી વગેરેનું કામ કરવાને રાખેલા હોય, તેમને માટે જે હલકા પ્રકારની રસોઇ થાય, તેમાંથીજ તેને ભોજન મળે છે. વળી જેટલાં કડવાં વચન વહુને કહેવામાં આવે છે તેટલાં અને તેવાં વચન, જો ચાકરને કહેવામાં આવે તો તે નાસી જાય; એટલા માટે ચાકરને સમજાવીને વાત કરવામાં આવે, પણ વહુને તો ધિક્કારભરી રીતે, તોછડાઇથી જે શબ્દો કહેવામાં આવે છે, તે તો 'सेवाधर्मो परमगहनो योगिनामप्यगम्यः' એ સૂત્ર પ્રમાણે તેની વાત તો તેજ જાણે! આવી સ્થિતિમાં જે કુટુંબ હોય અને પછી બળવાન, ધૈર્યવાન, ઐશ્વર્યવાન, ધીમાન અને શ્રીમાન સંતતિની આશા રાખો એ શી રીતે બની શકે? આપણાં શાસ્ત્રોમાં કહેલું છે કે, 'यत्र भार्या सुपूज्यंते रमन्ते तत्र देवताः' અર્થાત્ જ્યાં ભાર્યાનું પૂજન એટલે સત્કાર થાય છે ત્યાંજ દેવતાઓ રમે છે. જ્યારથી આપણા દેશમાંથી સ્ત્રીઓની પૂજા (સત્કાર) બંધ થઇ ત્યારથી પ્રજા ઉત્તમ

ગુણથી વંચિત રહેતી થઈ; અને પરિણામે માંહોમાંહે વૈર, દ્વેષ, કલેશ, કૃતઘ્નતા, છળકપટ અને શત્રુનો આશ્રય લેવાથી દિન પર દિન હીનાવસ્થાને પામતી ગઈ.

પશ્ચિમના વિદ્વાનોએ આ બાબતમાં ઘણો વિચાર કરીને, ઘણા પ્રયોગો અજમાવી એવું સિદ્ધ કર્યું છે કે, સ્ત્રીના અંતઃકરણ ઉપર રૂપાળા કે કદરૂપા, ગમે તેવા મનુષ્યની છાપ પડે તેવાં પુત્રપુત્રી ઉત્પન્ન થાય. જેમ એક સ્ત્રીએ ગર્ભાવસ્થામાં લૂલો, પાંગળો, આંધળો, એક હાથવાળો, એક પગવાળો કે નાક-કાન વગરનો એક માણસ જેયો અને તેના મનમાં એવોજ ભાસ પડી, ભય ઉત્પન્ન થાય કે રખેને મારા ગર્ભમાં આવા દોષ આવી જાય. તેટલા માટે તે છબીને મનમાંથી દૂર કરવાને જેમ જેમ તે પ્રયત્ન કરતી જાય તેમ તેમ પેલી ખોડવાળી છબી, તે સ્ત્રીના અંતઃકરણમાં વધારે દઢીભૂત થાય, જેથી પરિણામે તે સ્ત્રીના પેટમાં રહેલો ગર્ભ તે તે અંગ વિનાનો જન્મે અને એવા જન્મેલા બાળકોના ઘણા દાખલા નોંધાયા છે. તેમ જે પતિ પોતાની સ્ત્રી ઉપર વિશ્વાસ રાખતો ન હોય અને પોતાની સ્ત્રીને શકની નજરે જેતો હોય, પરંતુ સ્ત્રી પતિવ્રતવાળી અને સદાચરણી હોય; છતાં તેનો પતિ પોતા ઉપર વિશ્વાસ નહિ રાખતો હોવાથી એવી આજ્ઞા કરે કે, ફલાણા વૈદ્ય, ફલાણા સાધુ, ફલાણા સગા કે ફલાણા મિત્ર તરફ જેવું નહિ, અથવા તેની સાથે કોઇ પણ જાતનો વ્યવહાર રાખવો નહિ. તે સ્ત્રી પતિની આજ્ઞાને માથે ચઢાવી ગર્ભાવસ્થામાં પોતાના મનમાં ભયને લીધે, રખેને મના કરેલા મનુષ્યનું મુખ જેવાઈ જાય તેથી હંમેશાં ડરતી રહેવા છતાં વિરોધાભાસથી તેનું ચિંતન સતત તે સ્ત્રીના મનમાં થયા કરે છે; અને તેથી મના કરેલા મનુષ્યની આકૃતિ પોતાના અંતઃકરણની સામે હરવખત તૈયાર રહે છે. જેથી એમ બને છે કે, ગર્ભમાં ઉત્પન્ન થયેલો બાળક, તે નિષેધ

ઉકાળો કરીને ગર્ભિણી સ્ત્રીને ઠંડા પાણીમાં બેસાડીને પાવાથી ગર્ભપાતનું નિવારણ થાય છે. અથવા કુંભારના હાથે ચોંટેલી માટી, બકરીના દૂધમાં મેળવીને જરા મધ નાખીને પાવાથી, ગર્ભ પડતો અટકી જાય છે. અથવા ધોળી ગરણીના મૂળને ઘસીને પાવાથી ગર્ભનું સ્તંભન થાય છે. અથવા કબૂતરની અઘાર પાનના રસમાં પાવાથી, ગર્ભમાંથી પડતા લોહીને અટકાવે છે. અથવા સાકર, કમળકાકડી અને તલ સમભાગે લઇને ચૂર્ણ કરી મધ સાથે ચટાડવું, જેથી ગર્ભપાતનો ભય રહે નહિ. અથવા અતિબલા (કાંસકી)નું મૂળ વિધિપૂર્વક લાવી, કુંવારી કન્યાને હાથે કાંતેલા સૂતરના સાત તારમાં બાંધી ગર્ભિણીની કમ્મરે બાંધવાથી ગર્ભપાત થતો અટકે છે.

'કુંઠિતગતિ' એવો વાયુ ગર્ભને આડો કરે છે. એટલે યોનિ તથા પેટમાં શૂળ ઉત્પન્ન કરે છે ને મૂત્રનો અવરોધ કરે છે. એ વાયુ વધુ જોરમાં વધવાથી ગર્ભ વિપરીત દશામાં અને આડો થઇને, અનેક પ્રકારથી યોનિદ્વારમાં આવે છે. તેના મુખ્ય આઠ પ્રકાર છે. ૧. કોઈ ગર્ભ માથાથી યોનિનું દ્વાર બંધ કરી આવે છે. ૨. કોઇ પેટથી યોનિદ્વાર બંધ કરીને આવે છે. ૩. કોઇ શરીર વાળીને કૂબડો થઈને આવે છે. ૪. કોઇ ગર્ભ એકજ હાથ બહાર કાઢીને આવે છે. ૫. કોઇ બેઉ હાથ પાછળ બહાર કાઢીને યોનિદ્વારમાં આવે છે. ૬. કોઇ પાસાભેર આડો આવે છે. ૭. કોઇ ગરદન ભાંગી ગઇ હોય તેમ લૂલે માથે આવે છે. ૮ કોઈ પાસાને ભાંગ્યા જેવા કારણથી લૂલો થઇને યોનિદ્વારમાં આવે છે. એ પ્રકારે 'મૂંઢગર્ભ'ની આઠ પ્રકારે ગણના કરેલી છે. બીજી રીતે જે ગર્ભ હાથપગ ઊંચા કરી, માથું પાછળ રાખી, યોનિદ્વારમાં આવી ખીલા જેવો દ્વારમાં અટકી રહે છે તેને 'સંકિલક' કહે છે. જે ગર્ભના હાથપગ પશુની ખરી જેવા બહાર દેખાય અને બાકીનો દેહ અટકી રહે તેને 'પ્રતિખૂર' કહે છે. જે ગર્ભ બે હાથ અને

માથું પાછળ રાખી અટકે છે તે 'બીજક' કહેવાય છે; અને જે ગર્ભ પરિઘ પ્રમાણે યોનિમાં અટકી રહે છે તે પરિઘ કહેવાય છે. જે ગર્ભિણી સ્ત્રીનો ઓચીનો કાંટો ઢીલો પડી જવાથી માથું સ્થિર રહી શકતું નથી, શરીર ઠંડું પડતું જાય અને લજ્જાનો નાશ થાય તથા તેની કૂખ ઉપર લીલી નસો તરી નીકળે, તે ગર્ભિણી તથા ગર્ભ, એકબીજાનો પ્રાણ લે છે. ગર્ભિણીને ગર્ભની હાલચાલ બંધ થયેલી જણાય, વેણો આવતી બંધ થાય, શરીર પીળું કે લીલાશ પડતું જણાય, શ્વાસોચ્છવાસમાં દુર્ગંધ આવે અને પેટ ફૂલી જાય તો જાણવું કે પેટમાં ગર્ભનું મરણ થયું છે. ગર્ભિણી સ્ત્રીને માનસિક તથા આગંતુક, એવાં દુઃખ ઉત્પન્ન થવાથી અથવા કોઇ મહાન વ્યાધિથી ગર્ભનું મરણ થાય છે. જે ગર્ભિણી સ્ત્રીનેવાયુના યોગથી યોનિનો સંકોચ થઈ, કૂખમાં ગર્ભ અટકી રહે અને તેની સાથે મક્કલશૂળ, આંકડી, ખાંસી, શ્વાસ આદિ ઉપદ્રવ હોય તે ગર્ભિણી જીવે નહિ. જો ગર્ભિણી વાતકારક અન્ન અને પાન, મૈથુન, જાગરણ એનું અતિ સેવન કરે, જેથી ગર્ભના યોનિમાર્ગનો વાયુ કોપીને યોનિદ્વારને બંધ કરે છે અને એ દ્વાર બંધ થયા પછી, યોનિગત વાયુ ગર્ભાશયના દ્વારને રોકે છે તથા ગર્ભાશયમાં પીડા ઉત્પન્ન કરે છે; તેથી ગર્ભનું મુખ-નાક બંધ થઇ શ્વાસોચ્છ્વાસ બંધ પડવાથી ગર્ભનો નાશ થાય છે. અથવા શ્વાસોચ્છ્વાસ બંધ થવાથી ગર્ભિણીનો પણ નાશ થાય છે. આ યમની પેઠે મારી નાખનારા રોગને 'યોનિસંવર્ણ' નામનો વ્યાધિ કહે છે. તેથી વૈદ્યે એની ચિકિત્સા કરવી નહિ. પ્રસૂતિકાળે વાયુથી ગર્ભનો સંકોચ થાય જેથી પ્રસૂતિ થઇ શકે નહિ, તે સ્ત્રીએ ખાંડણિયામાં થોડું ધાન્ય લઇને સાંબેલાથી ખાંડવું અને વિષમાસને (ઉભડક) બેસવું અથવા વિષમ વાહન પર બેસીને ફરવું, જેથી પ્રસવ થાય છે પ્રસવનો કાળ થયો હોય અને પ્રસૂતા કષ્ટાતી હોય તો, સાપની

કાંચળી અથવા તગરનો ધુમાડો યોનિદ્વારમાં આપવો. અથવા કૌવચનાં મૂળને દોરીથી બાંધી હાથે બાંધવાં. અથવા સૂરજમુખી કિંવા ઇંદ્રવારણાના મૂળને યોનિમાં ધારણ કરવું. અથવા પીપર અને ઘોડાવજ પાણીમાં ઘસીને, તેમાં થોડું દિવેલ મેળવીને યોનિમાં લેપ કરવો, જેથી સ્ત્રીને સુખરૂપ પ્રસવ થાય છે. અથવા બિજોરાનું મૂળ અને જેઠીમધનું ચૂર્ણ કરી, ઘીમાં મેળવી પાવું જેથી સ્ત્રીને સુખે પ્રસવ થાય છે. અથવા શેરડીનું ઉત્તર દિશાનું મૂળ લઇ ગર્ભિણીની લંબાઇ જેટલા સૂતરના સાત તાર લઇ તેમાં બાંધી, કમ્મરે બાંધવાથી આસાનીથી જલદી પ્રસવ થાય છે. તાડનું ઉત્તર દિશાનું મૂળ લઈ, ઉપર પ્રમાણેની વિધિથી કમ્મરે બાંધવાથી જલદી પ્રસવ થાય છે. અથવા અપામાર્ગ (અંઝેડા)નું મૂળ ઉપર પ્રમાણે કમ્મરે બાંધવાથી સુખરૂપ પ્રસવ થાય છે. જ્યારે સ્ત્રી કષ્ટાતી હોય, ત્યારે જે જે ક્રિયાથી પ્રસૂતિ જલદીથી થાય તે તે તમામ ક્રિયા, મૃતગર્ભ ઉપર પણ અજમાવવી.

જો ગર્ભાશયમાં ગર્ભ મરણ પામ્યો છે એમ ખાતરી થાય, તો ગર્ભિણીના બચાવને માટે, નિર્ભય, ચતુર અને શસ્ત્રવિદ્યામાં કુશળ વૈદ્યોએ, પોતાને હાથે ઘી ચોપડીને, તે હાથ યોનિમાં મૂકી, ગર્ભને કાપી કાઢવો; પરંતુ સજીવ ગર્ભને કદી પણ શસ્ત્રથી કાપીને કાઢવો નહિ. સજીવ ગર્ભ પર શસ્ત્રક્રિયા કરવાથી, તે ગર્ભ મરી જાય છે અને ગર્ભિણીને પણ મારી નાખે છે. તેમજ ગર્ભસ્થાનમાં ગર્ભ મરી ગયો છે એવું નક્કી થયા પછી એક ક્ષણમાત્ર પણ ઉપેક્ષા કરવામાં આવે તો, તે માતાને મારી નાખે છે. એટલા માટે મરણ પામેલા ગર્ભને જેમ બને તેમ તાકીદે, તેનું જે અંગ અથવા વિભાગ યોનિની સામે આવ્યો હોય તેને વૈદ્યે કાપીને કાઢવો; અને જેમ બને તેમ સ્ત્રીનું રક્ષણ કરવું. એ પ્રમાણે ગર્ભનું શલ્ય કાઢી નાખ્યા પછી તે સ્ત્રીને ઊંચા પ્રકારના તેલને

અભ્યંગ કરી ગરમ પાણીથી શેક કરવો અને તે પછી યોનિમાં સ્નેહ ધારણ કરાવવું, એટલે યોનિ કોમળ થશે અને તેનું શૂળ શાંત થશે. જો શસ્ત્રકર્મ કરનારનો જોગ ન હોય તો રાઇ અને હિંગનું ચૂર્ણ કરી, કાંજીમાં મેળવી પાવાથી ગર્ભસ્થાનમાં મરેલા ગર્ભનો પાત થાય છે. અથવા ફાલસાનાં મૂળનો લેપ, નાભિ, બસ્તિ અને યોનિમાં કરવાથી મૂંઢ ગર્ભનું આકર્ષણ કરે છે. જો પ્રસૂતા સ્ત્રીના પેટમાંથી ઓર બહાર ન પડે તો શૂળ, પેટ ચડવું અને અગ્નિમાંદ્યના ઉપદ્રવ થાય છે. એવો ઉપદ્રવ જણાય ત્યારે સાપની કાંચળી, કડવી દૂધી, નાગરમોથ અને સરસનાં બીજ, એનું ચૂર્ણ કરી સરસવના તેલમાં મેળવી યોનિમાં ધૂણી આપવી. જો ઓર રહી ગઇ હોય તો સુયાણીએ પોતાના નખ લેવડાવીને હાથે તેલ ચોપડીને તે હાથ યોનિમાં મૂકીને, ઓર કાઢી લેવી. જો યોનિમાં જખમ પડેલો જણાય તો ભૂરા કોળાનાં પાન અને લોધર એ સમભાગે લઇ બારીક વાટીને તેનો લેપ કરવો. જો યોનિભ્રંશ થયો હોય તો પલાસપાપડો અને ગુલ્લરનાં ફળ વાટી તલના તેલમાં મેળવીને યોનિમાં લેપ કરવાથી યોનિ ઘટ્ટ થાય છે. બાળકનો પ્રસવ થયા પછી યોનિમાં વાયુપ્રવેશ ન થાય એવા ઉપચાર કરી તેનું રક્ષણ કરવું. જો તેમ કરવામાં ન આવે તો વાયુ કોપીને બહાર નીકળતા રક્તને રોકી પ્રસૂતાને હૃદય, મસ્તક અને બસ્તિમાં શૂળ ઉત્પન્ન કરે છે, તેને ' મલ્લક ' ( મક્કલ ) રોગ કહે છે. જો મલ્લક થયો હોય તો જવખારનું ચૂર્ણ કરી તે ઊના પાણી સાથે અથવા ઘીની સાથે પાવાથી, મલ્લક શૂળ મટી જાય છે. અથવા સૂંઠ, મરી, પીપર, તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, ધાણા એનું ચૂર્ણ જૂના ગોળ સાથે ખાવાથી મક્કલ શૂળનો નાશ કરે છે. અથવા હિંગને શેકીને ઘીમાં મેળવી ચટાડવાથી મક્કલ શૂળનો નાશ થાય છે. કેટલીક વાર સ્ત્રીને પ્રસવ થયા પછી તેનો પેશાબ

બંધ થઇ જાય છે અને પછી તેને શૂળ ઉત્પન્ન થાય છે. અથવા ઉન્હું વાત (ઊનવા) પણ થાય છે. ત્યારે તેને જવખાર ઘીમાં ચટાડવાથી, અથવા તે ઊના પાણીમાં પાવાથી પેશાબની છુટ થાય છે.

કેટલીક સ્ત્રીને પ્રસવ થયા પછી પાણીની તરસ અને છાતીની ગભરામણ, એટલી બધી વધી પડે છે કે, તે વખતમાં જો યોગ્ય ઉપચાર ન થાય તો આંકડી (આક્ષેપક) થઇ જાય છે, અથવા તેનું મરણ થાય છે. તેવા વખતમાં ફુલાવેલી ઘાપાણુ આશરે વાલ એ બકરીના અથવા ગાયના દૂધમાં મેળવી પાવાથી તુરત ફાયદો થાય છે. આ ઉપાય અનુભવેલો છે.

ચાલુ પ્રકરણમાં ગર્ભપ્રદ અને ગર્ભનષ્ટનાથોડા પ્રયોગ લખી, આ નિબંધ સમાપ્ત કરીશું. **ગર્ભપ્રદ પ્રયોગોઃ**-દિવેલીની મીંજ અને બિજોરાંનાં બિયાં વાટીને ઘીમાં મેળવી પાવાથી ગર્ભ ઉત્પન્ન થાય છે. અથવા લક્ષ્મણાનું મૂળ ગળામાં બાંધવાથી અને તે ઘીમાં ઘસીને તેનો નાસ લેવાથી ગર્ભ ઉત્પન્ન થાય છે. અથવા એક બિજોરાનાં જેટલાં નીકળે એટલાં બિયાં દૂધમાં વાટીને ઋતુમતી સ્ત્રીને પાવાથી ગર્ભ રહે છે. અથવા આસનનો ઉકાળો મેળવીને દૂધ ઉકાળવું અને તેમાં ઘી મેળવીને ઋતુસ્નાત થયા પછી ત્રણ દિવસ પાવાથી તે સ્ત્રી ગર્ભ ધારણ કરે છે. અથવા પારસપીપળાનાં બીજ અને જીરું એ બેનું ચૂર્ણ કરી વાસી પાણી સાથે ફાકવાથી ગર્ભ ધારણ થાય છે. અથવા મીઠી દૂધીનું મૂળ અને કોઠાનો ગર્ભ, દૂધમાં મેળવીને પાવાથી, તે સ્ત્રીને પુત્ર ઉત્પન્ન થાય છે, કન્યા ઉત્પન્ન થતી થતી નથી. ધોળી ભોંયરીંગણીનાં મૂળ દૂધમાં ઘસીને પાવાથી ગર્ભ રહે છે. કેટલાક આચાર્યોનો એવો મત છે કે, આ મૂળને દૂધમાં ઘસીને જમણા નાકથી પીવામાં આવે તો પુત્ર ઉત્પન્ન થાય છે અને ડાબા નાકથી પીવામાં આવે તો પુત્રી ઉત્પન્ન થાય છે; ખરીખોટી વાત પરમેશ્વર જાણે.

## ગર્ભનિવારણ પ્રયોગ

જો પીપર, વાયવડિંગ અને ટંકણખાર; એનું સમભાગે ચૂર્ણ કરી ઋતુકાળે જે સ્ત્રી પીએ તેને ગર્ભ રહેતો નથી. અથવા જાસૂદનું ફૂલ કાંજીમાં વાટીને જે રજસ્વલા પીએ અને ઉપરથી ચાર તોલા ગોળ ખાય તો તે સ્ત્રીને કદી ગર્ભ ધારણ કરે નહિ. અથવા જે સ્ત્રી સિંધવનો કટકો તેલમાં બોળીને યોનિમાં ધારણ કર્યા પછી પુરુષથી રમે તેને કદી પણ ગર્ભ ધારણ થશે નહિ. અથવા જે સ્ત્રી તાંદળજાનાં મૂળને ચોખાના ધોવણમાં વાટી ઋતુસ્નાત થયા પછી ત્રણ દિવસ પીએ તે સ્ત્રી વંધ્યાપણાને પામે છે.

## સુવારોગનું નિદાન અને ચિકિત્સા

શરીર ભાંગે, તાવ આવે, કંપારી થાય, તરસ લાગે, અંગ સજજડ થાય, સોજા, શૂળ અને ઝાડા એવાં લક્ષણ જેને થાય તેને સુવારોગ થયો છે, એમ જાણવું. જે પ્રસૂતા સ્ત્રીને ભળતોજ ઉપચાર કરીને અથવા દુષ્ટાન્ન અથવા દુષ્ટ પાણીના સેવન કરવાથી અથવા વિષમાસન, અજીર્ણ અને ભોજન ઇત્યાદિને લીધે જે ભયંકર રોગ ઉત્પન્ન થાય છે તે આ પ્રમાણે છે. વાયુ કુપિત થઇને સ્વસ્થાનમાંથી છૂટેલા રુધિરનો અવરોધ કરીને પ્રસૂતાના મસ્તક, હૃદય અને બસ્તિમાં શૂળ ઉત્પન્ન કરે છે, જેને મક્કલ કહેવામાં આવે છે અને તાવ, ઝાડા, સોજા, પેટનું ફૂલવું, અશક્તિ, કફ, વાતજન્ય રોગથી ઉત્પન્ન થનારું આળસ, અન્નદ્વેષથી મોઢામાંથી પાણી છૂટવું એવા વિકાર થાય છે, તે સર્વની સુવારોગમાં ગણના કરવી અને તેમાં માંસ, બળ અને અગ્નિ એ ક્ષીણ થાય ત્યારે કષ્ટસાધ્ય જાણવાં. આ સુવારોગમાં એકાદ પ્રકાર પ્રાધાન્ય ભોગવી, બાકીના ઉપદ્રવરૂપે તેની સાથે રહે છે; એવું જણાય, ત્યારે ગળો, સૂંઠ, કૌવચબીજ, લજામણી, ઊંટકંટારો, પંચમૂળ, નાગરમોથ એનો

ઉકાળો કરીને ટાઢો પડયા પછી મધ નાખીને પાવાથી સુવારોગની શાંતિ થાય છે. અથવા દેવદાર, વજ, પાનની જડ, પીપર, સૂંઠ, કાયફળ, મોથ, કરિયાતુ, કડુ, ધાણા, હરડાં, ગજપીપર, રીંગણી, ગોખરુ, ધમાસો, અતિવિષ, ગળો, બીલી, અને શાહજીરું એનો ઉકાળો કરી તેમાં સિંધવ અને હિંગ મેળવીને પાવાથી શૂળ, ખાંસી, તાવ, શ્વાસ, મૂર્છા, કંપ, મસ્તકપીડ, લવારો, તૃષા, દાહ, તંદ્રા, અતિસાર અને ઓકારી એટલા ઉપદ્રવવાળા ત્રિદોષાત્મક સુવારોગનો નાશ થાય છે. સુવાવડ મટયા પછી સુવાવડીને પંચજીરક પાક ખવાડવો. તેની રીત આ પ્રમાણે છેઃ—જીરું, શાહજીરું, સુવા, વરિયાળી, અજમોદ, અજમો, ધાણા, મેથી, સૂંઠ, પીપર; પીપળીમૂળ, ચિત્રક, વાયવડિંગ, ભોંયકોળાનું ચૂર્ણ એ દરેક ચીજ ચાર ચાર તોલા લઇ તેમાં ચારસો તોલા ગોળ, એકસો અઠ્ઠાવીશ તોલા દૂધ અને સોળ તોલા ઘી મેળવીને તેનો પાકની વિધિ પ્રમાણે પાક કરવો. તે પાક તેને ખવડાવવાથી સુવારોગ મટે છે, એટલુંજ નહિ પણ પ્રસૂતાના યોનિરોગ, તાવ, ક્ષય, ખાંસી, દમ, કાર્શ્ય, (સુકાઈ જવું) પાંડુરોગ, અને વાયુના રોગનો પણ નાશ થાય છે.

**સૌભાગ્યસૂંઠી પાકઃ**—ઘી ૩૨ તોલા, દૂધ ૫૧૨ તોલા, સાકર ૨૦૦ તોલા, તેમાં સૂંઠનું ચૂર્ણ ૨૦૦ તોલા મેળવીને ગોળના પાક જેવી ચાસણી કરવી; તેમાં ધાણા તોલા ૧૨, વરિયાળી તોલા ૨૦, વાયવડિંગ તોલા ૪, સૂવા તોલા ૪, જીરું તોલા ૪, અને સૂંઠ, મરી, પીપર, મોથ, તમાલપત્ર, નાગકેશર, બીલીનો ગર્ભ-એ દરેકનું ચચ્ચાર તોલા ચૂર્ણ મેળવી, તેને પકાવવું. આ પાકને 'નાગરખંડ' પણ કહે છે. સ્રીને માંટે આ ઘણો ઉત્તમ પાક છે. જેથી તૃષા, ઊલટી, જ્વર, દાહ, શોષ, ખાંસી, પ્લીહા, કૃમિ અને મંદાગ્નિનો નાશ થાય છે. અથવા સૂંઠ ૩૨ તોલા, ઘી ૮૦ તોલા, દૂધ ૨૫૬ તોલા, સાકર ૨૦૦ તોલા અને શતાવરી, જીરું, સૂંઠ,

મરી, પીપર, તજ, એલચી, તમાલપત્ર, સૂવા, વરિયાળી, અજમોદ, અજમો, ચવ્વક, ચિત્રો અને મોથ એ દરેકના ચચ્ચાર તોલા ચૂર્ણ મેળવીને પકાવવું. તે ચાટવા જેવો થાય એટલે સિદ્ધ થયો સમજવો અને તેને ઘીના ચીકણા વાસણમાં અથવા કાચના વાસણમાં ભરીને રાખી મૂકવો. પ્રસૂતાના અગ્નિબળનો વિચાર કરીને આપવાથી સુવારોગને મટાડી, બળ, વર્ણ અને પુષ્ટિને આપે છે. આ પાક વયસ્થાપક, હૃદયને પ્રિય લાગે એવો, અગ્નિને વધારનારો અને આમવાત, મક્કલશૂળ અને સુવારોગનો નાશ કરનારો છે. એ પ્રમાણે પ્રસૂતા ઓની સુવાવડ અને સુવારોગમાં કહેલી વિધિ પ્રમાણે વર્તન ચલાવી, જે વૈદ્ય પ્રસૂતાનું આરોગ્ય વધારવાને શક્તિવાન થાય છે, તેમજ પ્રસૂતા તથા પ્રસૂતાના પતિ અને વડીલો પ્રસૂતાને તંદુરસ્ત રાખવામાં સહાયભૂત થાય છે, તો તે પ્રસૂતા (વર્તમાનકાળમાં ટૂંકા આવરદાવાળી, રોગી અને નિર્બળ થઇ, કાળના મુખ તરફ દોરાઇ જાય છે તેમાંથી બચી) આરોગ્ય, સુખ અને વૈભવનો લાભ મેળવી, લાંબા કાળ સુધી આયુષ્ય ભોગવી, સંસારસુખમાં આદર્શરૂપ થઇ, બળવાન, બુદ્ધિવાન, ઐશ્વર્યવાન, સંતતિને મૂકી સ્વર્ગનું સુખ ભોગવે છે.

## ૯-પ્રસવ અને પ્રસૂતાની સારવાર

આપણે પાછલા નિબંધોમાં જણાવી ગયા છીએ કે, સૃષ્ટિના શણગારરૂપ અને સૃષ્ટિની વૃદ્ધિ કરવા માટે, રૂપાળી, ગુણવાળી અને બળવાળી સંતતિ ઉત્પન્ન કરવાની કુદરતે આપણને ફરજ પાડેલી છે; અને તે ફરજ પાડવા સાથે કુદરતી નિયમો આપણને બાંધી આપ્યા છે. તે પ્રમાણે નહિ વર્તનાર માણસ પાપ કરે છે. તે પાપના ફળરૂપ, જે દેશનાં મનુષ્યો એ નિયમને તોડી, મન-

સ્રીપણે વર્તનારા થાય છે તે દેશ પતિત થઇ, પડતો પડતો છેલ્લે ગુલામગીરીમાં સપડાય છે. તે પાપમાંથી મુક્ત થવા માટે કુદરતના નિયમને અનુસરીને વર્તન રાખવું, એનું નામ 'ધર્મ' ગણીને, તે પ્રમાણે વર્તનાર મનુષ્યો ધાર્મિક વૃત્તિના ગણાય છે; અને જે દેશ એ પ્રમાણે વર્તતો હોય, તે દેશ તે ધર્મના પ્રભાવથી ઉન્નતિને પામી, સર્વનો શિરોમણિ, બળવાન, ધનવાન અને વિદ્વાનમાં ગણાઇ, ઈતર દેશો પર આધિપત્ય ભોગવવાવાળો થાય છે. એટલા માટે આપણે સારી સંતતિ ઉત્પન્ન કરવા માટેના કુદરતના નિયમને તાબે થઇ જે ગર્ભને ઉત્પન્ન કર્યો છે, તે ગર્ભને પ્રસવ કરાવી ગર્ભવતીની પ્રસૂતાવસ્થામાં તેની સારવાર કેમ કરવી, તે આ નિબંધ લખવાનો ઉદ્દેશ છે.

જે સ્રી નવમે, દશમે, અગિયારમે કે બારમે અથવા વિકાર પામી ગમે તેટલા માસે કે વર્ષે પ્રસૂતા થવાને લાયક જણાય તે વખતે, તે સ્રીને માટે આઠ હાથ લાંબું, ચાર હાથ પહોળું, પૂર્વાભિમુખ અથવા ઉત્તરાભિમુખનું સુશોભિત હવા અને ઉજાસને સમાનભાગે પ્રવેશ કરાવે એવું, ભેજ વગરનું, સ્વચ્છતાવાળું એક સ્થાન તૈયાર કરાવવું; અને જ્યારે પ્રસૂતાવસ્થાના પૂર્વચિહ્નરૂપ પેટ પોચું પડી જાય, હૃદયના બંધ મોકળા થઈ જાય, પેઢામાં શૂળ મારવા માંડે તથા કેડમાં અને પીઠમાં પીડા થાય, ઝાડો તથા પેશાબ વારંવાર કરવો પડે એવું દેખાય, ત્યારે તેનો પ્રસૂતિકાળ પાસે આવ્યો છે એમ જાણી, પ્રસૂતિગૃહનું જે સ્થાન મુકરર કર્યું છે તે સ્થાનમાં પ્રવેશ કરાવવો. તે પછી તે સ્રી પ્રસૂતા થવાને તૈયાર થાય ત્યારે તેના ગાત્રોમાં તેલનો અભ્યંગ કરી, તેને ઊના પાણીથી નવરાવીને, જેમાં વજનસર ઘી નાખેલું હોય એવી ગોળ, અસાળિયો, સૂંઠ, તજ, અક્કલગરો અને તેજબળના મસાલાવાળી, ગોળના પાણીમાં ઉકાળેલી રાબ પાવી અને જ્યારે પીડા વધે

ત્યારે તે સ્ત્રીને પોચા ઓશિકાવાળી પથારી ઉપર પગ મૂકીને ઉભડક બેસાડવી. તે વખતે તે સ્ત્રીની સારવાર કરનારી અથવા પ્રસૂતિ કરાવનારી, જેના ઉપર કોઇ પણ જાતનો વહેમ ન હોય એવી, પ્રસૂતિની ક્રિયામાં કુશળ, જેના નખ સારી રીતે ઉતરાવી નાખ્યા હોય અને જે પ્રસૂતાનું પ્રસન્ન ચિત્તથી હિત કરનારી હોય, એવી કુશળ, અનુભવી ચાર સ્ત્રીઓને તે કામમાં રોકવી. છોકરું અવતરવાના માર્ગને ચારે કોર તેલ ચોપડયા પછી, તેઓમાંથી એક સુયાણીએ તે કષ્ટાતી સ્ત્રીને કહેવું કે, "બાઇ, જો તને બરાબર પીડ ન આવતી હોય તો જોર કરીશ નહિ, પણ જો બરાબર પીડ આવતી હોય તો જોર કરજે. પ્રથમ ધીરે ધીરે થોડું જોર કરજે અને પછી વધારે જોર કરજે. તારો ગર્ભ યોનિના દ્વારમાં આવે ત્યારે ત્યાંથી નીકળીને ઓર સહિત ધરતી પર પડતાં સુધી બહુ-જ જોર કરજે." જો સમય વગર જોર કરવામાં આવે તો પ્રસવ થતું બાળક, મૂંગું, બહેરું, ખૂંધું શ્વાસના રોગવાળું, ઉધરસવાળું, ક્ષયવાળું કે શિથિલ શરીરવાળું આવે છે.

હવે આ વિષય ઉપર થોડુંક વિવેચન કરવાની જરૂર છે. તે એવી રીતે કે, હાલમાં ચાલતા રિવાજ પ્રમાણે, પ્રસૂતાને પ્રસૂતિ-ગૃહમાં એક એવી શય્યા ઉપર સુવાડવામાં આવે છે કે, તે સુવા-ડનાર માણસને તે શય્યા ઉપર ચાર રાત્રિ સૂવાનો હુકમ કર્યો હોય તો તે જરૂર મરી જાય અથવા મરવા પડે. તો આવી તદ્દન શિથિલ થઇ ગયેલી પ્રકૃતિવાળી, શ્રમ અને થાકથી કંટાળી ગયેલી, જેને આરામની ઘણી જરૂર છે એવી સ્ત્રીને તેના મનને આનંદ આપ-વાની ફરજને ભૂલી જઇ, એક દોરીથી ભરેલો ખાટલો અને તે ખાટલા પર કામળ અથવા ટાટના ફાટેલા, ગંધાતા કકડા પાથ-રેલા હોય છે! જેમાંથી ગંધ અને જંતુનો ઉદ્ભવ થાય એવા બિછાના ઉપર દશ દિવસ ગાળવાની ફરજ પાડવામાં આવે છે;

પરંતુ તે સ્ત્રીના મનને શાંતિ આપવાની એટલી બધી જરૂર છે કે, જે સ્ત્રીને સંતતિ ઉત્પન્ન થયેલી છે, તેના ભવિષ્યનું બંધારણ બંધાવવાને માટે છઠ્ઠીનો દિવસ નિર્માણ થયેલો છે. તે છઠ્ઠીને દિવસે વિધાત્રી લેખ લખવા આવે છે એવી દંતકથા આપણામાં ચાલુ છે. અને તેના દાખલા તરીકે છઠ્ઠીને દિવસે રાત્રે એક દીવો પ્રકટાવી, બાળકની પાસે એક બાજઠ ઉપર મૂકી, કોઈ વૃદ્ધ પુરુષના વાપરેલા જૂના કપડાનો કટકો પાથરી, ત્યાં આગળ કંકુ અને કલમ કરવાનું બરુ ગોઠવી, એવું ધારે છે કે, આજ રાત્રે વિધાત્રી આવીને કંકુના અક્ષરે એના લેખ લખી જશે; જેથી બાળક ભાગ્યશાળી નીવડશે. પણ જો વિધાત્રી કંકુના અક્ષરને બદલે કાળા અક્ષરથી લેખ લખી જશે, તો તે બાળક ભાગ્યહીન થશે. એટલા માટે વિધાત્રીને લેખ લખવા સારુ કંકુ, કાગળ અને કલમ ગોઠવવામાં આવે છે; અને અંધારામાં ભૂલ ન થઈ જાય એટલા માટે ત્યાં દીવો અખંડ રાખવામાં આવે છે; પરંતુ આ ચાલતી રૂઢિનું રહસ્ય એવું છે કે, મનુષ્યપ્રકૃતિના આહારનું ખરું વીર્ય બનવાને, ખાધેલા ખોરાક પછી, પાંચ અહોરાત્ર અને અગિયાર ઘટિકા જેટલો કાળ જાય છે. એટલા માટે પ્રસૂતિ થયા પછી પ્રથમ દિવસે ખાધેલા આહારનું વીર્ય છઠ્ઠે દિવસે બને છે અને તે ખાધેલા આહારને રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ અને મજ્જાના રૂપમાં બદલાતાં છ દિવસ લાગે છે. તે આહારના અભિસરણથી ઉત્તરોત્તર રૂપાંતર થતાં, તેની સાથે માતાના મનોવેગ અથવા આચારવિચારથી ઉત્પન્ન થતા માનસિક પ્રવાહનો વેગ મળીને, બાળકની-સાત ધાતુ અને સાત ઉપધાતુ, પાંચ તત્ત્વો, પાંચ તન્માત્રાઓ અને ચાર અંતઃકરણ સાથે ઓતપ્રોત થઈ, શરીરના તમામ અવયવોમાં પોષાઈને, બાળકની આખી જિંદગી શુભ કે અશુભ પ્રવૃત્તિના બીજરૂપે, એ પ્રથમના છ દિવસ મુકરર કરેલા

છે અને તેથીજ છઠ્ઠીને દિવસે વિધાત્રી નહિ, પણ વિધાતા એટલે પરમાત્મા અથવા કુદરતથી નિર્માણ થાય છે, તેને "છઠ્ઠીના લેખ" એવું નામ આપવામાં આવ્યું છે. હવે વિચાર કરો કે, પ્રસૂતિ થવાથી નિર્બળ થયેલી અને પ્રસૂતિકાળમાં શરીરની અશુચિ અને પાણી આદિથી ભેજવાળી અને અંધારામાં આચ્છાદિત થયેલી, હવા અને ઉજાસરહિત સ્થાનમાં અકડાયલી પ્રસૂતાના મન પર કેવી જાતની અસર થશે, તેનો વિચાર કર્યા વિના, તેને તૂટેલી, ફાટેલી, ગંધાતી, મેલી અને નહિ વપરાયલી અવાવરુ ગોદડીઓમાં સુવાડી, તેની ઉપર જુલમ ગુજારવામાં આવે છે, તો પછી તે સ્ત્રી આનંદના અને નીતિના વિચારોનું સેવન શી રીતે કરી શકે? અર્થાત્ એવું સમજાય છે કે, જો સુવાવડી સ્ત્રીને અંધારામાં અને અશુચિમાં રાખ્યા પછી કાંઈ રોગ ઉત્પન્ન થાય, તો તેની સારવાર માટે વૈદ્યો અને ડોકટરોની ફી તથા દવાના બિલના સેંકડો રૂપિયા ખર્ચાય પણ એક સુવાવડી સ્ત્રીને સુખ, આરામ અને આરોગ્ય આપવા માટે, જૂજ રકમના બિછાનાની કસર કરવામાં આવે એ કેટલું બધું ખેદકારક અને શોચનીય છે?

ઉપર જણાવી ગયા તેમ પ્રસૂતિગૃહ ઉત્તરાભિમુખ અથવા પૂર્વાભિમુખનું રાખવું, તેનું કારણ એવું છે કે, જો દક્ષિણાભિમુખનું દ્વાર કરવામાં આવે, તો પ્રસૂતાને ઉત્તર દિશાએ માથું રાખવાનો પ્રસંગ આવે; અને ઉત્તર દિશાએ લોહચુંબકનો પહાડ આવવાથી તથા તે લોહચુંબક, લોખંડને આકર્ષણ કરનાર હોવાથી, પ્રસૂત થયેલી સ્ત્રીના શરીરમાં પૌષ્ટિક તત્ત્વ એટલે જે લોહનો ભાગ છે, તેના ઉપર આકર્ષણનું જોર વધવાથી, તેના શરીરના બળને ઘટવાનો અને મગજના જ્ઞાનતંતુને ખેંચવાનો સંભવ હોવાથી, તે પ્રસૂતાને આંકડી, લકવો અથવા એવોજ મહાન વાતવ્યાધિ ઉત્પન્ન થવાનો સંભવ છે. તેવીજ રીતે પશ્ચિમાભિમુખનું

દ્વાર રાખવામાં આવે તો, તે સ્ત્રીને પૂર્વ દિશાએ માથું રાખવાની જરૂર પડે છે. તેથી સૂર્યના ઉદયથી અસ્ત લગીમાં, તેના શરીર ઉપર સીધાં કિરણો પડવાથી પ્રસૂતાના શરીરમાં અત્યંત લોહીનો ઉકાળો થાય અને તેથી, તેના હૃદયનાં ફેફસાં, યકૃત અને પ્લીહા જેવા લોહીના બનાવનારા, લોહીને સુધારનારા અને લોહીને રંગનારા અવયવો ઉપર ભારે અસર થતાં લોહીની ગતિમાં મોટો ફેરફાર થાય છે. તેથી તે સ્ત્રીનું દૂધ વિકારવાળું થાય છે અને તેથી, તે દૂધ ધાવનાર બાળકને વૃદ્ધિ પામતું અટકાવી રોગી અવસ્થામાં લાવી નાખે છે. કદાચ કોઈ એવો વિચાર કરે કે, પશ્ચિમાભિમુખ અથવા દક્ષિણાભિમુખનું દ્વાર રાખીશું, તથાપિ તે સ્ત્રીને ઉત્તરાભિમુખ કે પૂર્વાભિમુખ સુવાડીશું નહિ, જેથી ઉપર લખ્યા મુજબની અસરમાંથી બચાવી શકીશું; પરંતુ તેમ બનવામાં ઘણી અડચણો છે. કારણ કે દક્ષિણ દિશાએથી આવતો પવન ગરમીથી ભરેલો અને ઝેરી હોય છે અને એટલાજ માટે 'દક્ષિણે યમાલય' કલ્પેલું છે. તે તરફનું દ્વાર ખુલ્લું રહેવાથી એ ઝેરી પવનની અસર પ્રસૂતા ઉપર થાય છે, જેથી તેને વ્યાધિગ્રસ્ત થવાનો વિશેષ સંભવ છે. તેવીજ રીતે પશ્ચિમાભિમુખનું દ્વાર હોય તો પશ્ચિમ સમુદ્રમાંથી પાણી ભરેલો પવન પ્રસૂતિગૃહમાં આવવાથી પ્રસૂતાને નિર્બલાવસ્થામાં શરદી ઉત્પન્ન કરી, તેના લોહીમાં પાણીનો ભાગ વધારી, તેને મંદાગ્નિ, સોજા વગેરે દરદો ઉત્પન્ન કરવાને સહાયભૂત થાય છે. એટલુંજ નહિ પણ ચાર હાથ પહોળી જગ્યામાં આડો ખાટલો રાખવાથી પ્રસૂતાની સારવાર કરનાર પરિચારિકાઓને તે જગ્યા સાફસૂફ કરતાં, બાળકને લેતાંમૂકતાં, પ્રસૂતાના મળમૂત્રને દૂર કરતાં અને ઉત્તરના તથા પૂર્વના પવનને રોકતાં તેમજ સૂર્ય અને ચંદ્રના આકર્ષણને પ્રતિબંધ કરતાં મોટી અગવડો વેઠવી પડે છે. એટલા માટે આયુર્વેદાચાર્યોએ પ્રસૂતિગૃહ, પૂર્વાભિમુખ કે ઉત્તરાભિમુખ રાખવાનું નિર્માણ કરેલું છે.

ઉપર જણાવવામાં આવ્યું છે કે, પ્રસૂતિગૃહ કરાવનારી સુયાણી હોશિયાર, ધીરજવાળી અને હસમુખી તથા પ્રીતિથી કામ કરનારી અને વિશ્વાસપાત્ર હોવી જોઈએ. વળી તેના નખ લેવડાવેલા હોવા જોઈએ, તેનું કારણ એ કે, સ્ત્રીને પ્રસવ વખતે આમરણાન્ત દુઃખ ઉત્પન્ન થાય છે, તેવા સમયમાં જે સુયાણી ગભરાઈ જાય એવી, ચલિત મનની અને અનુભવ વગરની હોય, તો પોતાના મનની સ્થિતિ સાચવી નહિ શકવાથી, તે કર્કશ તથા ભયભરેલાં વચનો બોલી જાય, તેથી ગર્ભિણીના મન ઉપર એવી ખરાબ અસર થાય કે, જેથી તેને પ્રાણ જવા સુધીનો સંભવ આવી જાય. નખ લેવડાવવાનું કારણ એ છે કે, ગર્ભસ્થાનમાં આંગળી મૂકવી પડે અથવા હાથ મૂકવો પડે અને નખ વધેલા હોય, તો ગર્ભસ્થાનના કોઈ ભાગને અથવા ગર્ભના કુમળા શરીરને નખનો જખમ લાગી જાય, તો નખના જખમને બીજા જખમો કરતાં રુઝવવાનું કામ ઘણું મુશ્કેલ થઈ પડે છે. એ ઉપરાંત સુયાણી સિવાય બીજી બેથી ચાર વૃદ્ધ સ્ત્રીઓ જેઓ એ કામની અનુભવી હોય, તેઓને હાજર રાખવાનું કારણ એ છે કે, તેઓ પોતાના અનુભવથી પ્રસૂતાને શાંતિ આપે, તેઓ તેની સંબંધી હોવાથી, પ્રસૂતાને શાંતિ અને વિશ્વાસ સાથે હિંમત રહે. તેઓના અનુભવથી પ્રસૂતાની પ્રકૃતિમાં કાંઈ ફેરફાર થતો હોય તો તે લક્ષમાં રાખી, તેના સત્વર ઇલાજ કરે અને પ્રસૂતાની યોનિમાં તેલ ચોપડયા પછી તેને ઉભડક બેસાડીને જોર કરવાનું કહેવામાં આવે, અને તે પ્રમાણે જોર કરવાથી બાળક ગર્ભશય્યામાંથી ખસી, યોનિદ્વારમાં આવે, એટલે સ્ત્રીને ચત્તા સુવડાવવાની જરૂર પડે છે. તે અરસામાં દુઃખ તથા ભયને લીધે, સ્ત્રીના ગર્ભસ્થાનના સ્નાયુઓ સંકોચાવાથી ગર્ભ પાછો ઊંચે ચડી જઈ, કાળજાની સાથે જોડાઈ જવાનો સંભવ હોવાથી, એક વૃદ્ધ સ્ત્રી તેના પેટને એવી

રીતે પકડી રાખે કે, ગર્ભ પાછો ઉપર ચડી શકે નહિ. એ ક્રિયાને "કલ્લો દેવો" એવું લૌકિક નામ આપવામાં આવ્યું છે. બીજી સ્ત્રીએ પ્રસૂતાના પગને રીતસર પકડી રાખવા કે જેથી ગર્ભની સાથે આવતી વેણુની પીડાને લીધે ઉત્પન્ન થતી શૂળને લીધે, પ્રસૂતા પોતાના પગને પછાડી, પ્રસૂતિ થતા બાળકને હાનિ પહોંચાડી શકે નહિ. એવી રીતે કુશળતાથી કાર્ય કરવામાં આવે એટલે સુખરૂપ પ્રસવ થાય. જે વખતે મૂળ સુયાણી, બાળકને હાથમાં ઝીલી લઇ તે બાળકની સારવારમાં એટલે તેનું માથું ગોળ કરવામાં, તેના શરીર પર ચોંટેલી ઓરને દૂર કરવામાં, બાળકની ઉપર એક ઠંડા પાણીનો લોટો રેડવામાં રોકાયલી હોય, તેવે પ્રસંગે બાકીની સ્ત્રીઓ સ્ત્રીના ગર્ભસ્થાનને યથાસ્થિત સ્થિતિમાં ગોઠવવામાં અને સ્ત્રીના પેટ ઉપર મજબૂત પાટો બાંધવાના કાર્યમાં રોકાય છે. જો એવી રીતે કુશળતાથી કાર્ય કરવામાં ન આવે, તો સ્ત્રીના ગર્ભસ્થાનમાં એવો કોઇ જાતનો રોગ ઉત્પન્ન થાય, કે જેનો ઉપાય મળેજ નહિ અને તે સ્ત્રી જિંદગીપર્યંત તે દુઃખ ભોગવતી રહે છે. આટલું વર્ણન કર્યા પછી, આપણે બાળકની સારવાર કેમ કરવી, એ વિષયને બાજુએ રાખી, પ્રસૂતાની સારવાર કેમ કરવી, એ વિષયને માટે વિવેચન કરીશું.

બાળકનો જન્મ થયા પછી તેની ઓર અથવા મેલીને નામે ઓળખાતી અશુચિ, જે બાળકની આસપાસ વીંટળાઈ રહીને બાળકને પોપવાનું કામ કરતી હતી; જેને આયુર્વેદાચાર્યોએ 'જરાયુ' એવું નામ આપેલું છે, તે ગર્ભસ્થાપન થતી વખતથી ગર્ભની આસપાસ, સ્ત્રીના શરીરથી અલગ રહીને, જેમ જેમ ગર્ભ વધતો જાય તેમ તેમ તે વધીને સ્ત્રીના મળ-મૂત્રથી બચાવવાનું કામ કરે છે. તે ફૂટીને પાણીરૂપે તેમાંનું પ્રવાહી વહી જઇને, ગર્ભસ્થાનથી છૂટી પડીને ઓર અથવા મેલીના નામથી ઓળખા-

ઇને, એની મેળે બહાર પડે છે. જો એ મેલીનો થોડો ભાગ પણ ગર્ભસ્થાનમાં રહી જાય તો પ્રસૂતાને સુવાવડમાં કેડ પાકે છે, અથવા તેમાંથી યોનિકંડ, મક્કલ અથવા યોનિમાર્ગનો દીર્ઘ વરમ કે સોજો અને સુવારોગનો જ્વર ઉત્પન્ન થાય છે. એટલા માટે મેલી પડવાની ઘણી આતુરતાથી વાટ જોવામાં આવે છે; અને તે મેલી પડી ગયા પછી, પ્રસવની વેદનાથી અથવા પ્રસવ થતાં યોનિના થયેલા વિકાસથી અથવા પ્રસવ થતાં યોનિને પહોંચેલા જોરથી, યોનિમાં ક્ષત, ફાટ કે સોજો આવ્યો હોય, તે મટાડવા માટે પેટ ઉપર પાટો બાંધ્યો કે તુરત યોનિમાં ગોળ, મીઠું અને સૂકી હળધર ભરી દેવામાં આવે છે. તેથી ઉપર લખેલી પીડાની શાંતિ થવા ઉપરાંત મેલીનો કોઇ પણ ભાગ રહી ગયો હોય, તે આ ઉપચારથી ગળીને બહાર નીકળી જઈ; યોનિ સ્વચ્છ થાય છે. એ પછી જણનારી સ્ત્રીએ પોતાને હિતકારી હોય તે આહારવિહાર કરવા, પરિશ્રમ કરવો નહિ, મૈથુનનો ત્યાગ કરવો, ક્રોધ કરવો નહિ અને ઠંડા પદાર્થનું સેવન કરવું નહિ. જો સુવાવડી સ્ત્રીથી આહારવિહારમાં ભૂલ થાય અને તેને પરિણામે જે વ્યાધિ થાય છે, તે ઘણે પ્રયત્ને મટે છે અથવા મટતોજ નથી, એટલા માટે તેણે પથ્યનુંજ સેવન કરવું જોઇએ. સુવાવડી સ્ત્રીનું સઘળું ખરાબ લોહી નીકળી ગયા પછી પણ તેણે સાવધાન રહી એક માસપર્યન્ત નિત્ય પથ્ય અને ઘીવાળું થોડું થોડું જમવું, શેક લેવો અને તેલનો અભ્યંગ કરાવવો. પ્રસૂતિ પછી દોઢ મહિનો થઈ જાય, અથવા ફરીથી અટકાવ આવે, ત્યારે સુવાવડી કહેવાતી મટે, એવો ધન્વંતરિનો મત છે. એકંદરે એવું છે કે, સ્ત્રીને ઉપદ્રવરહિત અને ચોખ્ખી થયેલી જણાયા પછી પણ સુવાવડને ચાર માસ વીત્યા પછી તે નિયમો છોડવા. આ ઉપરથી સમજાય છે કે, સ્ત્રીને પ્રસૂતિકાળ આવ્યા પહેલાં ગર્ભથી પાંચમે અથવા સાતમે માસે, પોતાના

પિતૃગૃહે મોકલવાનો અને પ્રસૂતિ થયા પછી પાંચમે યા સાતમે મહિને પતિગૃહે આવવાનો જે રિવાજ પડેલો છે, તે ઘણો વિચારપૂર્વક ઘડાયેલો અને સ્તુતિપાત્ર છે. કારણ કે તેથી ગર્ભિણીના અને સુવાવડીના નિયમો બરાબર પાળી શકાય છે. આજકાલ આપણા દેશમાં સ્ત્રીઓમાં સુવારોગ, સંગ્રહણી અને ક્ષયનાં દર્દો વધી પડવાથી જે મરણનું પ્રમાણ વધી પડ્યું છે અને ઘણીખરી સ્ત્રીઓ એક યા બીજી સુવાવડે, સુવાવસ્થાનો કાળ હોવા છતાં અકાળે મૃત્યુને વશ થઈ પોતાનો જન્મ હારી જાય છે, તેનું મુખ્ય કારણ આ રૂઢિ અથવા નિયમનો ભંગજ છે. આજકાલ વગર કેળવાયલી અને અર્ધજંગલીના નામથી ઓળખાતી પ્રજા કરતાં, કેળવાયલી અને ઉચ્ચ પંક્તિનું અભિમાન ધરાવનારી પ્રજામાં એવો એક ચાલ પડી ગયો છે કે, પતિને બહારગામ નોકરી કે વેપાર હોવાથી તે સ્ત્રીથી લાંબા સમય સુધી પતિગૃહથી દૂર થવાનો નિયમ પાળી શકાતો નથી, તેમ પ્રસૂતિ કરવા માટે તેના પિતાને ઘેર ન છૂટકે મોકલી હોય ત્યાં પણ ચાળીસમું નાહવાની રૂઢિનો ભંગ કરી, હાલમાં અઠ્ઠાવીશ દિવસે અથવા બત્રીશ દિવસે, સૂતિકાસ્નાન કરાવી, તે પછીના બેત્રણ દિવસમાંજ પોતાની સ્ત્રીને પોતાની સગવડ સાચવવા સારુ પોતાની પાસે બોલાવી લે છે; તેથી તે કાચી સુવાવડી સ્ત્રી વૈદકશાસ્ત્રના અને ધર્મશાસ્ત્રના બંધનને છોડી, તેનો પતિ તે બંધનને તોડી, તેની સાથે સમાગમમાં આવે છે; અને રસોઇપાણી વગેરે સાંસારિક ખટપટમાં પડવાથી, તેને જીર્ણજ્વર કે ઝાડાનો રોગ લાગુ પડી જઇ, તે સ્ત્રી મરણના મુખ તરફ ખેંચાતી જાય છે; પરંતુ તે સ્ત્રીને સુવારોગમાં સપડાયા પછી, જ્યારે તે પથારીવશ થાય છે ત્યારે તે પતિ તેની સારવારમાં રોકાઈ, વખત અને પૈસાનો ભોગ આપી, આખરે તેને મરણ પામતી જોવાને રાજી થાય છે; પણ પ્રસૂતિ થતાં પહેલાના ચાર માસ,

અને પ્રસૂતિ થયા પછી છ માસની ધીરજ રાખી શકતો નથી, એટલીજ દિલગીરીની વાત છે. માટે આયુર્વેદાચાર્યોએ બળવાન, બુદ્ધિમાન અને આરોગ્ય તથા ઐશ્વર્યવાન સંતતિ ઉત્પન્ન કરવા માટે જે દિવસથી ગર્ભ સ્થાપન થાય તે ગર્ભ વધી તેનો પ્રસવ થયા પછી, બાળક ધાવવાનું બંધ કરી અન્ન ખાતું થાય, ત્યાં સુધી પતિપત્નીને બ્રહ્મચર્ય પાળવું એવો સિદ્ધાંત સ્થાપેલો છે. એ સિદ્ધાંતને તોડીને મોહવશ થઈને, જેટલા પ્રમાણમાં ઊલટે માર્ગે ચાલવામાં આવે, તેટલા પ્રમાણમાં તે અધર્મી ગણાય અને તે અધર્મને લીધે થયેલા પાપના ફળ તરીકે ઉપર કહેલા ગુણથી ઊલટા ગુણ-કર્મ-સ્વભાવવાળી અને અલ્પાયુષી તથા રોગી સંતતિ ઉત્પન્ન થાય તેમાં કાંઈ પણ આશ્ચર્ય નથી.

હવે પ્રસૂતા સ્ત્રીને ત્રણ દિવસ અથવા પાંચ દિવસ સુધી ચત્તી ને ચત્તી સુવાડવી અને તેને સંભાળપૂર્વક સાચવવી. જો તેમ કરવામાં નહિ આવે ને કાંઈક પરિશ્રમનું કામ કરવામાં આવે, તો તે સ્ત્રીનું ગર્ભસ્થાન ( કાયા ) નીચેના ભાગમાં ધસી આવે છે; અને જો સ્ત્રી વધારે વાર બેસી રહે, તો ગર્ભસ્થાન પર બોજો પડવાથી ગર્ભસ્થાન પાકે છે, જેને કેડ પાકી છે એમ કહેવામાં આવે છે. જો કે તે પ્રયત્નથી સારું થાય છે, પણ તેની કમ્મરમાં થયેલો દુખાવો તેની જિંદગીપર્યન્ત રહી જાય છે, તે મટતો નથી. એટલા માટે સ્ત્રીને ચત્તી સુવાડી મૂકવાની ખાસ જરૂર છે. એ પ્રમાણે ત્રણ કે પાંચ વાસા વીત્યા બાદ સ્ત્રીને દરરોજ તેલ ચોળી, ગરમ પાણીથી સ્નાન કરાવવું; અને તેને સ્વચ્છ કપડાં તથા સ્વચ્છ બિછાનું આપવું; તેની સાથે હલકો પણ ઘીવાળો ખોરાક આપવો; પરંતુ ચાલતા જમાનાના **રિવાજ પ્રમાણે દૂધ અથવા ચા તો બિલકુલ આપવાંજ** નહિ વર્તમાનકાળમાં સ્ત્રીઓને બાળકના પેટ પૂરતું પણ દૂધ ઊતરતું નથી તેનું ખરેખરું કારણ ગર્ભાવસ્થામાં અથવા પ્રસૂતાવ-

સ્થામાં દૂધ અને ચા છે. જે પ્રજામાં દૂધ અને ચા આપવામાં આવતાં નથી, તે પ્રજામાં બાળકને ધાવવા ઉપરાંત, દૂધનો એટલો મોટો પાનો ચડતો જોવામાં આવે છે કે, એક તરફ બાળક ધાવતું હોય તો બીજી તરફના સ્તનમાંથી દૂધ વહી જતું દેખાય છે. આ બાબતનો અનુભવ આ જમાનાની સુધરેલી અને ફેન્સી સુવાવડી કરતાં; આજથી પચાશ વર્ષ ઉપરની પ્રસૂતા સ્ત્રીને પૂછવાથી, તે પોતાની હકીકત આ વાતને પુષ્ટિ આપનારી જણાવશે.

પ્રસૂતા સ્ત્રીને બીજા વાસાથી સવારમાં પ્રથમ સુવા તોલા બે, અને મેથી તોલા બેને, એક શેર પાણી મૂકી, ઉકાળી, નવટાંક પાણી રહે ત્યારે કપડે ગાળી લઇ, તેમાં બે રૂપિયાભાર ચોખ્ખું મધ નાખી પાવું; અને તે પછી ઓછામાં ઓછો પા તોલો બોળ, ભૂકો કરીને ગળાવવો. બોળને માટે એવો વહેમ છે કે, બોળ ગળનારી સ્ત્રી જો બોળને પોતાના દાંતને અડકાડે તો દાંત પડી જાય છે, પણ એ વાત તદ્દન ખોટી છે. હેતુ એવો છે કે, બોળ દાંતમાં ભરાઇ જવાથી તેની કડવાશ અને ગંધથી મોઢું ઘણા વખત સુધી બગડેલું રહે છે, જેથી બીજો ખોરાક ખાવામાં અરુચિ ઉત્પન્ન થાય છે, એટલા માટે બોળને દાંતે નહિ અડકાડતાં ગળી જવાની ભલામણ કરવામાં આવે છે. બોળને ગળ્યા પછી બેઆનીભાર હિંગળો લેવો અને તે હિંગળાની આસપાસ રૂ લપેટવું, તે રૂને સળગાવી બાળી મૂકવું એટલે હિંગળો ફૂલી જશે. તેની ભૂકી કરીને ફાકી મરાવવી. તે પછી હવળાઇ તૈયાર કરેલી હોય તે મધમાં ચટાડવી. તે હવળાઈ નીચે પ્રમાણે બનાવવીઃ-

સૂંઠ, મરી, પીપર, પીપરીમૂળ, અક્કલગરો, પાનની જડ, તજ, લવંગ, જાયફળ, જાવંત્રી, એલચી અને તેજબળ એને સમભાગે લઇ, ખાંડી, વસ્ત્રગાળ ચૂર્ણ કરી રાખવું. કેટલાક લોકો એમાં હિંગળો મેળવે છે અને કેટલાક નથી મેળવતા.

ઉપલી હવળાઇ ચટાડ્યા પછી થોડી વારે ભૂખ લાગે ત્યારે ઘઉંની રોટલી, સુંવાળી, સાતપડી કે દશમી અથવા ભાવે તો ઘઉંના લોટનો ગોળમાં બનાવેલો શીરો ખાવા આપવો. રોટલી સાથે ગળપણ તરીકે મધ આપવું. એવી રીતે પાંચ દિવસ ચલાવવું. તે પછી સુવા–મેથીનો ઉકાળો બંધ કરી, બાકીની ક્રિયા કાયમ રાખી, સુવા–મેથીના ઉકાળાને ઠેકાણે **દશમૂળનો** ઉકાળો આપવો. તે દશમૂળ આજકાલ ખરાં મળતાં નહિ હોવાથી અમારી કલ્પના પ્રમાણે નીચે પ્રમાણેની દશમૂળની પડી મેળવાવવીઃ—

**દશમૂળની પડીઃ**—આકડાંનું મૂળ, દિવેલાનું મૂળ, અરણિનું મૂળ, કાચકીનું મૂળ, ભારંગમૂળ, પહાડમૂળ, ચિત્રામૂળ, લીંબછાલ સૂકી, ગળો, ભોંયરીંગણી પંચાંગ, સૂંઠ, સુવા, વાયવડિંગ, એટલાં વસાણાં લાવી, સ્વચ્છ કરી, તેનો ઉકાળો કરી, તે ઉકાળાનું ચાર તોલા પાણી, એક તોલો સ્વચ્છ મધ નાખીને પાવું. જો આ અમારી કલ્પિત પણ અનુભવેલી પડી ઉપર ધ્યાન ન પહોંચે તો શારંગધર સંહિતામાં લખેલો '**દેવદર્વ્યાદિ ક્વાથ**' પાવો તે કવાથ નીચે પ્રમાણે મેળવવોઃ—

દેવદાર, વજ, વજકાવળી, પીપર, સૂંઠ, કાયફળ, મોથ, કરિયાતું, કડુ, ધાણા, મોટી હરડે, ગજપીપર, ધમાસો, ગોખરુ, ભોંયરીંગણી, અતિવિષ, ગળો, કાકડાશિંગ અને શાહજીરું, એ સર્વને સમભાગે એકેક તોલો લઈ, પાણી શેર બે મૂકી, એક અષ્ટમાંશ પાણી બાકી રહે, ત્યારે એક તોલો ચોખ્ખું મધ નાખીને પાવું. એટલે પ્રથમ ઉકાળો પાવો, પછી બોળ ગળાવવો, પછી હિંગળો ગળાવવો, પછી હવળાઇ ચટાડવી; અને તે પછી સૂંઠ તોલો ૧, કોપરું તોલો ૧, ગોળ તોલો ૧ અને ઘી તોલો ૧, એકઠું કરી ચોળીને એક ટંકે ખવડાવવું. આટલો વિધિ સવારમાં કર્યા પછી રાત્રે વાળુ કર્યા બાદ પ્રથમ હવળાઇ ચટાડવી, પછી હિંગળો ગળા-

વવો; પછી ઉકાળો પાવો અને જો એટલું કરવા છતાં વાયુનું જોર વધારે જણાય, તો પાકાં પાન (ચેવલી) નંગ ૫, આદુ તોલા ૨, ફુદીને તોલા. ૪, એને વાટીને રસ કાઢી તેમાં મધ તોલો ૧ નાખી, જરા ગરમ કરી પાવું; જેથી ખાટા ઓડકાર, પેટનું ચડવું, પેટની અકળામણ વગેરે મટી જઈ, ખોરાક સારી રીતે પચે છે. ઉપર પ્રસૂતિસમયમાં જે ગૅાળ, મીઠું હળદર (યોનિમાં) લેવાનું કહ્યું છે, તે ત્રણ દિવસ લીધા પછી બંધ કરી દેવું અને તે પછી વાયવડિંગ, વાકુંભા, સુવા, મેથી, આંબાહળદર, સાજી અને લોધર, ખાંડી ભૂકો કરી તેમાં થોડું મધ મેળવી તેની પોટલી કરી, યોનિમાં વાપરવા આપવી. એ પ્રમાણે ૧૦ વાસા એટલે બાળાબળિયા પૂજતાં સુધી, અથવા દશ ઉઠણુ સ્નાન કરતાં સુધી, ઉપર જણાવેલો ક્રમ ચાલુ રાખવો. એ ક્રમ ચાલુ હોય છતાં કોઈ પ્રસૂતાને પાણીની અત્યંત તૃષા લાગે, તો તેને સોનાનો વરખ નંગ એક મધમાં ચટાડવો. એ ચટાડવાથી તરસ મને મોંમાં અગી આવશે. જો પ્રસૂતિ થયા પછી શરીરે કળતર થતી હોય, પગની જાંઘોની અને પેઢાંની નસો ખેંચાતી હોય, તો શરીર ઉપર દારૂ ચોળાવવો અને તે પછી તેલ ચોળીને સ્નાન કરાવવું. પરંતુ સ્નાન કર્યા પછી પણ દારૂ ચોળવાની હરકત નથી. કેટલાક લોકમાં પ્રસવ થાય કે તુરત ગર્ભસ્થાનમાં દારૂ રેડવાનો ચાલ છે, કેટલાક લોકોમાં ફટકડીના કકડા લેવડાવવાનો ચાલ છે અને કેટલાકમાં આખી સુવાવડમાં કોઇ પણ પદાર્થ લેવડાવવાનો બિલકુલ ચાલ નથી; પરંતુ અમારા વિચાર પ્રમાણે એ ત્રણે રીત સારી નથી. કારણ કે દારૂ રેડવાથી તેનાં આલ્કોહોલ (નશા) વાળાં તત્ત્વો મગજે ચડી જવાથી ઘણી વાર હિસ્ટીરિયા જેવા ભયંકર રોગોનો ઉપદ્રવ થાય છે; તેમ ફટકડી આપવાથી નસો ખેંચાઇ, વખતે યોનિશૂળ કે ફૂલરોગ થવાનો સંભવ છે અને કંઇ પણ પદાર્થ નહિ લેવડાવ-

વાથી ઘણી વાર પ્રસૂતિનો દોષ બાકી રહી જાય છે, તેથી પ્રદર (લિકોરિયા) થવાનો સંભવ છે. પ્રદરના દર્દી વર્તમાનકાળમાં કોઇ પણ પ્રકારની દવા નહિ વાપરનારી કોમોમાં તથા આપણામાં સુધરેલી ઢબે સુવાવડની સારવાર થયેલી પ્રસૂતામાં સેંકડે ૯૦ ટકા દેખાય છે. એ બાર વાસા દરમિયાન માત્ર ઘઉં, ઘી અને મધ ખાવાનું લખવામાં આવ્યું છે; પરંતુ મઠ, મગ, એ બે કઠોળ અને પાણી નાખ્યા વગરનું સૂરણનું શાક, તેલ, મરી અને ગરમ મસાલા સાથે ખાય તો હરકત નથી. આજકાલના સર્વ લોકો સુવાવડીને ઝામેલું પાણી પાય છે, પરંતુ તે એક ફારસ જેવું છે. કારણ કે એક ઇંટનો કકડો લાલચોળ તપાવી અથવા એક લોખંડનો કકડો લાલચોળ તપાવી તે ઉપર પાંચસાત દાણા લવિંગના મૂકી તે ગરમ કકડા પાણીમાં છમકારે છે અને તે પાણી પ્રસૂતાને પીવા આપે છે. પરંતુ પ્રસૂતાને પ્રથમ દશ વાસામાં અષ્ટાવશેષ અથવા દ્વિપાદશેષ પાણી બનાવીને પીવા માટે આપ્યું હોય, તો ઘણા પ્રકારના વ્યાધિનો નાશ કરે છે અને પછી બાર વાસા બાદ ત્રિપાદશેષ એટલે ઊકળતાં ત્રણ ભાગનું પાણી બાકી રહે, તે પાણીને ગાળીને થંડું પડયા પછી ચાળીસ વાસા લગી પાવામાં આવે તો ઘણું ઉત્તમ છે. કારણ કે એક ભાગ બળેલું પાણી પિત્તની શાંતિ કરે છે, બે ભાગ બળેલું પાણી કફની શાંતિ કરે છે અને આઠ ભાગ બળેલું પાણી વાયુની શાંતિ કરે છે. એટલા માટે ઝામેલા કરતાં ઉકાળેલું પાણી વધારે ફાયદાકારક છે. પ્રસૂતા સ્રીને ઝામેલું કે ઉકાળેલું પાણી પાતાં એટલી સાવધાની રાખવાની છે કે, દિવસ ઊગ્યા પછી તૈયાર કરેલું પાણી, દિવસ આથમ્યા પછી પાવું નહિ; અને દિવસ આથમ્યા પછી તૈયાર કરેલું પાણી દિવસ ઊગ્યા પછી પાવું નહિ. કારણ કે એટલો કાળ વીત્યા પછી તે પાણી દુર્જર અથવા ભારે થઇ જાય છે. કેટલાક લોકોમાં એવો રિવાજ છે કે,

ની દાળ એટલું કઠોળ ખાવું. કઠોળ શાક તરીકે ખાવાની રજા અપાયેલી છે; પણ તેથી સમજવાનું નથી કે ચણાની દાળનાં ખમણઢોકળાં, ચણાના લોટની ખાણુમી, મગ, મઠ, ચણા ઘઉંને ભરડીને તેનું બનાવેલું ડંગેલું અને કપૂરિયાં તથા મૂઠિયાં, ઢોકળાં કે ઢોકળી ખાવાની રજા મળી છે; પરંતુ એવા વિદાહી ખોરાકને ખાવાની ખાસ મના કરવામાં આવી છે. એ પ્રમાણે પચ્ચીસ વાસા લગી આ ક્રિયા ચાલુ રાખવી. તે પછી ચાળીસમું નાહતાં લગીના વાસામાં જો જરૂર જણાય અને પ્રસૂતાથી ન રહી શકાય તો એક વાર થોડો ભાત, મોળી દાળ અથવા મોળા દહીંની આદુ અને કુદીનો નાખીને કઢી આપવી. તેમાં વિવેક એ કરવાનો છે, કે જો પ્રસૂતાને બંધકોશ હોય, તો ભાત સાથે દાળ આપવી અને જો બંધકોશ ન હોય તો કઢી આપવી. પરંતુ જો બની શકે અને રહી શકાય તો ચાળીસમું નાહતાં સુધી તેને ભાત, કઢી કે નરમ દાળ આપવી નહિ. હવે બાર વાસા પછી, પ્રસૂતાને ગર્ભસ્થાન સુધારવાને સુરતના ગાંધીઓને ત્યાં નિછાળવાના કટકા અથવા ભૂકો અને બંધારાનાં મૂળિયાં મળે છે; તે બારથી વીસ વાસા સુધી નિછાળવાનો ભૂકો લઈ તેમાં જરા મધ મૂકી તે પોટલી તેલમાં બોળી લેવડાવવી અને તે પછીના દશ દિવસ બંધારામાં મૂઠિયાંને રૂ વીંટાળી લેવડાવવાં. એક માસ પછી કોઈ પણ જાતની દવા યોનિમાં લેવાની જરૂર નથી; પણ જો નિછાળવા તથા બંધારાનાં મૂઠિયાં ન મળે તેવે ઠેકાણે દશ ઉઠણુ નાહ્યા પછી, વીશ વાસા સુધી વાયવડિંગ તોલા ૪, વાકુંભા તોલા ૪, આંબાહળદર તોલા ૨, એને ખાંડી, બારીક કરી તેના ચૂર્ણમાં મધ મેળવી તેની પોટલી લેવડાવવી. અથવા ઘી તોલા ૨, મધ તોલા ૨ નો પાયો કરી તેમાં વાયવડિંગવાળો ભૂકો સમાય એટલો નાખી, રૂના પૂમડામાં લપેટી તેની અર્ધા રૂપિયાભારની ગોળી કરવી અને જો યોનિમાર્ગ અધોભાર-

ની ગોળી લઈ શકે એટલો પહોળો ન રહ્યો હોય તો ગોળી નાની કરવી અને તે પછી તે લેવડાવવી. વીશ વાસા પછી ચાળીશમું નાહતાં સુધી અંધારાને માટે લોધર, ફટકડી, માયું, વાયવડિંગ, વાકુંભા, આંબાહળદર, કસીલો અને કાળીજીરીને ખાંડી, વસ્ત્રગાળ કરી વેંગણના પાતરાંના રસમાં ગોળી વાળી, છાંયે સૂકવી, તેની ચણીબોર જેવડી ગોળી લેવડાવવી એટલે યોનિસંકોચન થશે. અથવા અજમો તોલો ૧, લોધર તોલો ૧, વાયવડિંગ તોલો ૧, વાંકુભા તોલો ૧, માયું તોલો ૧, ભાંગ તોલા ૨, અને રાતી કરેણનાં સૂકવેલાં ફૂલ તોલા ૨ એને વાટીને શિલારસમાં તેની ચણીબોર જેવડી ગોળી વાળવી અને તે ગોળી લેવડાવવાથી પ્રસૂતાવસ્થામાં અથવા પ્રસૂતા ન હોય એવી અવસ્થામાં યોનિભ્રંશ થયો હોય, યોનિશૂળ થયું હોય, યોનિમાર્ગનો દીર્ઘ વરમ થયો હોય, યોનિમાંથી દુર્ગંધભર્યો સ્રાવ થતો હોય, તો તેને આ ગોળીઓ લેવડાવવાથી ફાયદો થશે. જો આહારવિહારનો નિયમ નહિ સચવાવાથી અથવા ભાર ઊંચકવાથી, યોનિ ધસી આવી હોય તો, અરડૂસાનાં પાંતરાં, અરણિનાં પાતરાં, ચેવલી પાન અને નગોડનાં પાતરાં સરખે ભાગે લીલાં ને લીલા લઇને એક વાસણમાં ભરી, તે વાસણ પર ઢાંકણું ઢાંકી, નીચે તાપ કરીને, તે પાતરાંને બાળી રાખોડી કરવી. એ રાખોડીમાં થોડું મધ મેળવી તેની પોટલી લેવડાવવાથી યોનિનો સંકોચ થાય છે. ધસેલી ઇન્દ્રિય પોતાને સ્થાને જાય છે અને યોનિસ્રાવ બંધ થાય છે. એ પ્રમાણે સામાન્ય સુવાવડનો વિધિ લખવામાં આવ્યો. હવેથી સુવાવડમાં થતા ઉપદ્રવની શાંતિ અને પ્રસૂતાના શરીરનું રક્ષણ કેમ કરવું, એ વિષે આપણે વિચારીએ.

કદાચ કોઇ પ્રસૂતાના મુખમાં અત્યંત ગરમી હોય અને તીખી વસ્તુ ખાઈ શકતી ન હોય, તો તેને હવળાઈ આપવી બંધ કરી, બે રતીને આસરે કાચો હિંગળોક અને એક સોનાનો

વરખ પ્રસૂતિ થયા પછી દસ વાસા સુધી મધમાં ચટાડવો. દશ વાસા પછી તેજાનાની રાબડી, ગરમીને લીધે ન પી શકે તો, તેને બદામ, પિસ્તાં, ચારોળી, એલચી, અખરોડ, ચીલગોઝા, કાકડી, ચીભડી, તડબૂચ અને દૂધીનો મગજ તોલો તોલો લઇ, તેમાં સફેદ મરી તોલો એક નાખી, પાણીમાં ગોળ અગર સાકર સાથે રાબડી બનાવીને પાવી. સાકરને બદલે ગોળ વાપરવો એ અતિ ઉત્તમ છે; કારણ કે ગોળના પાણીથી મગજની ગરમી અને પેસાબની ગરમી, તેના ઇંદ્રિય જુલાબના ગુણને લીધે ધોવાઇ જાય છે; તેમજ હૃદય, કોઠો અને બસ્તિની શુદ્ધિ થાય છે. સાકર ઘણી સ્વાદવાળી તથા રૂપાળી છે, પણ આવો ગુણ તે ધરાવતી નથી. ઘણી પ્રસૂતાને સુવાવડમાં પાછલી અરજ (અભાવો) પડે છે. તે અરજને લીધે તેનાથી કશું ખવાતું નથી. તેવા વખતમાં ખાટાં લીંબુને ચીરી, તેને માટીના વાસણમાં મૂકી, નીચે તાપ કરી, બાળીને કોયલા કરવા. તે કોયલાની રાખોડી વાલ બે અને એલચી નંગ ચારને છોડાં સાથે વાટી, તેને પાણીમાં મેળવી તે પાણી દિવસમાં ત્રણ વાર પાવું, જેથી અભાવ મટી જશે અને અન્ન ઉપર રુચિ થશે. કેટલીક પ્રસૂતાને અભાવ પડતો નથી પરંતુ ખાધા પછી તુરત ઊલટી થાય છે અને તે ઊલટીથી તેના ગર્ભસ્થાનની વ્યવસ્થા બગડે છે. તેવા વખતમાં કંપૂરકાચલી બારીક વાટી પાણીમાં મેળવી તેની વટાણા જેવડી ગોળીઓ બનાવવી અને તે છર્દિરિપુની ગોળી કલાક કલાક અથવા બબ્બે કલાકે પાણી સાથે ગળાવવી, જેથી ઊલટી બંધ થઇ જશે. આ ગોળીથી નાનાં બાળકને કે મોટાં માણસને કોઇ પણ પ્રકારની ઊલટી થતી હોય તો તે ઊલટી બંધ થઇ જાય છે,એવો અનુભવ છે.

કોઇ પણ પ્રસૂતાને પ્રસૂતાવસ્થામાં તાવ લાગુ પડી જાય તો તેને માટે અતિવિષની કળીનું ચૂર્ણ વાલ એક મધમાં ચટાડવું.

અથવા વાયવડિંગ, ઇંદ્રજવ, અતિવિષ, અન્નીસુ; કાગ્રકાની મીજ અને કર્માણી અજમો—એને વાંટીને વસ્ત્રગાળ કરીને, તેની મધમાં વટાણા જેવડી ગોળી કરીને દિવસમાં ત્રણવાર બબ્બે અથવા ત્રણ ત્રણ ગોળી પાણી સાથે ગળાવવી. જો તેને **ખાંસી લાગુ** પડી ગઈ હોય તો, ખેરસાર, લવિંગ, શેકેલું જીરું, જેઠીમધનું મૂળ, અજમો અને સિંધવક્ષારનું બારીક ચૂર્ણ કરી મધમાં ચટાડવું અથવા તે ચૂર્ણને પાનમાં મૂકી તેની બીડી મોંમાં રાખી તેનો રસ ગળાવવો. જો પ્રસૂતાવસ્થામાં **ઝાડા વિશેષ થતા** હોય તો અતિવિષ, જાયફળ, જાવંત્રી, વાયવડિંગ, અન્નિસ, કડાછાલ અને મોચરસ સમભાગે લઇ તેનું ચૂર્ણ કરી, તે ચૂર્ણમાંથી ૦ા તોલો ચૂર્ણ લઇ, તેને પાણીમાં વાટી ચાર તોલા પાણી કરી, તેમાં ઘડાની પાતળી ઠીંકરી અગ્નિમાં લાલચોળ તપાવી, પેલા પાણીમાં છમકારીને દિવસમાં ત્રણવાર પાવું એટલે ઝાડા બંધ થશે. એવીજ રીતે પ્રસૂતાને **મરડો થયો** હોય એટલે પેટમાં દુઃખીને આમ, જળસ, તથા લોહીવાળો થોડો થોડો ઝાડો થતો હોય તો, મરડાની ગોળી હીમજી-હરડે તોલા ૮, આમળાં તોલા ૬, વરિયાળી તોલા ૨, કડછાલ તોલા ૨, અતિવિષ તોલા ૨, પીપરીમૂળ તોલા ૨, અજમોદ તોલા ૨, કાકડાસિંગ તોલા ૨, ઇંદ્રજવ તોલા ૨, વાળો તોલા ૨, ચિત્રામૂળ તોલા ૨ અને સૂંઠ તોલા ૨, એ સર્વને લઇને ખાડી વસ્ત્રગાળ કરી, તેને દિવેલના મૂળના ઉકાળામાં વાટી ચણા જેવડી ગોળીઓ વાળવી, તેમાંથી બબ્બે ગોળી દિવસમાં ત્રણવાર જો લોહી પડતું હોય તો સુખડના પાણીસાથે અને જો લોહી ન પડતું હોય અને એકલો મરડો હોય તો ફક્ત પાણી સાથે આપવાથી આમજળસ અને લોહીવાળા ઝાડા બંધ થાય છે. એ ગોળી સુવાવડ ન હોય તો પણ સ્ત્રી-પુરુષ અને બાળકોને આપી શકાય છે. ઘણી વખત સુવાવડમાં ઉષ્ણવાયુ એટલે ઊનવા બળે છે અને બબ્બે ટીપાં પેસાબ ઊતરી, પેઢામાં ફાટ

થાય છે. તેવે વખતે સુખડ ઘસીને તેના પાણીમાં જરાક સાકર નાખીને પાવાથી અથવા અઘાડાની રાખોડી તોલા બેને આશરે પાણી શેર ૦। માં રાત્રે પલાળી મૂકી, તે પાણી સવારે કપડાથી ગાળીને પાવાથી ઊનવા મટે છે. ઘણી વાર સુવાવડી સ્ત્રીને યોનિકંડુ એટલે યોનિનાં હોઠ ઉપર અને બાજુમાં પુષ્કળ ખૂજલી થાય છે. તેવા વખતમાં તે ખૂજલી ઉપર તેલ ચોપડવું અથવા અઘાડાની રાખોડી ઘસવાથી તે મટે છે. કેટલીક સ્ત્રીઓને ગર્ભાવસ્થામાં શરીરે સોજા આવે છે અને તે સોજા ઘણી વાર બાળકનો પ્રસવ થયા પછી એની મેળે ઊતરી જાય છે, પરંતુ ઘણીવાર એવું બને છે કે, એ સોજા બાળકના જન્મ્યા પછી પણ ઊતરતા નથી અને સુવાવડી સ્ત્રીની ઘણી ભયંકર અવસ્થા થઈ પડે છે. તેવે વખતે સોજાની ચિકિત્સામાં ગોમૂત્ર અને લોહભસ્મ અથવા 'પુનરનવાદિ કવાથ' એ રોગ પર અકસીર ગણાય છે. પરંતુ પ્રસૂતાવસ્થામાં એ ઉપચાર સગવડભર્યો અને ફતેહમંદ નીવડતો નથી. પરંતુ એવી અવસ્થામાં જો 'પંચામૃત પર્પટી' નાં અર્ધા અર્ધા વાલના ત્રણ પડીકાં મધ સાથે આપીને તેને ઘી ખાવાનું બંધ કરાવીને એ પર્પટી ચાલુ રાખી હોય તો ઝાડાઉલટીનો કાંઇ પણ ઉપદ્રવ નહિ થતાં, સોજા એની મેળે ઊતરી જાય છે એવો અમારો ખાસ અનુભવ છે.

પંચામૃત પર્પટી બનાવવાની રીત એવી છે કે, પારો તો. ૨, ગંધક તો. ૨, તામ્રભસ્મ તો. ૧, લોહભસ્મ તો. ૧, અભ્રકભસ્મ તો. ૧, એ સર્વને વાટી કાજળી કરી લોખંડની કઢાઈમાં ઘી ચોપડી તેમાં તે કાજળી નાખી, ધીમે તાપે એ સઘળું પિગળાવવું. એ પીગળીને દ્રવરૂપ થાય એટલે ગાયના છાણ ઉપર કેળનું પાતરું પાથરી તે ઉપર કઢાઈમાંનો દ્રવરૂપ પદાર્થ નાખી પાથરી દેવો અને તરત તે ઉપર બીજું કેળનું પાતરું ઢાંકીને તે પાતરા ઉપર બીજું ગાયનું છાણું ઢાંકવું; અને તે ઠંડું પડ્યા પછી, કેળના પાતરાની વચમાંથી પર્પટી

રસને કાઢી લઈ, તેને ખરલમાં ઘણો ઝીણો વાટી શીશીમાં ભરી લેવો. આ પર્પટીરસથી સોજા, તાવ, સંગ્રહણી, અતિસાર પ્રસૂતાની ખાંસી અને અમૂંઝણ મટી જાય છે અને શક્તિ પણ આવે છે: પ્રસૂતા સ્ત્રીને ઘણી વાર તાવ આવ્યા પછી આહારવિહારની ખામીને લીધે તે તાવ વિષમજ્વરના રૂપમાં ફેરવાઈ જાય છે; એટલે તાવ ઘણો આવે છે, પણ હાથપગ ઠંડા રહે છે. તે તાવનો ઉપચાર કરતાં ભૂલ થાય અથવા કુપથ્યનું સેવન કરવામાં આવે, તો તેમાંથી જીર્ણજ્વર અથવા ખાંસી સાથેનો જીર્ણજ્વર થઈને ક્ષયના રૂપમાં ફેરવાઈ જાય છે; અને તે તાવ, પ્રસૂતિજ્વરના નામથી ઓળખાય છે. તેવી અવસ્થામાં જો એકલો જીર્ણજ્વર હોય તો, લઘુવસંતમાલતિ, મધ-પીપરના અનુપાન સાથે આપવી; પણ જો ખાંસી સાથેનો જ્વર હોય કે જેમાં ક્ષય થવાનો સંભવ છે, તેવા તાવમાં સુવર્ણવસંતમાલતિ ઘણું સારું કામ કરે છે. **લઘુવસંતમાલતિ** બનાવવાની રીતઃ-ખાપરિયાની ખાપ તોલા આઠ, કાળાંમરી તોલા ચાર, હિંગળોક તોલા ૨ એને ખૂબ ઝીણાં વાટીને તેમાં ત્રણ તોલા માખણ નાખીને ખરલ કરવું; એ ખરલ થઈ રહ્યા પછી તેમાં ખાટા લીંબુનો રસ જ્યાં સુધી માખણની ચીકાશ દૂર થઈ જાય ત્યાં સુધી નાખતા જવું અને ઘૂંટતા જવું. જ્યારે સંપૂર્ણ માખણ મરી જાય, ત્યારે તેની અધો અધો વાલની ગોળીઓ બનાવી, તેમાંથી બબ્બે ગોળી, દિવસમાં ત્રણ વાર મધ-પીપર સાથે આપવી. અથવા એકલા મધ સાથે આપવી; અથવા ફક્ત પાણી સાથે આપવાથી પણ સ્ત્રી અને પુરુષના જીર્ણજ્વરને માટાડે છે, **સુવર્ણવસંતમાલતિ** બનાવવી હોય તો. સોનાનો વરખ તોલો એક વગર વીંધેલાં ઝીણાં મોતી તોલા ૨, હિંગળોક તોલા ૪, કાળાં મરી તોલા ૮ અને ખાપરિયાની ખાપ તોલા ૧૬ લઈ, ઝીણાં વાટી લઘુવસંતમાલતિની, રીત પ્રમાણે, માખણ તથા લીંબુના રસમાં

જણાવવું જોઈએ કે, આ પ્રમાણેની વિધિસહિત સુવાવડ કરનારની સારવારમાં જે પ્રસૂતા આવેલી હોય તે ભાગ્યેજ કોઈ ભયંકર રોગના પંજામાં સપડાય છે. પરંતુ દરેક બાબતમાં દેશ કાળ,વય, વહ્નિ અને અગ્નિબળનો વિચાર કરી, પોતાની પ્રકૃતિને અનુકૂળ આહારવિહાર તથા આચારવિચાર પાળવો એ જરૂરનું છે; પણ આટલું તો નક્કી છે કે, જે પ્રસૂતા અન્નને ઠેકાણે કઠોળ, શાક અને વિદાહી પદાર્થો પોતાની જીભના સ્વાદને લીધે, પોતાનો કોઠો પૂરી ક્ષુધાને શાંત કરે છે અને પ્રસૂતા થયા પછી, સુવાવડમાંથી પરવારી જેમ બને તેમ જલદી ગૃહકાર્યમાં પ્રવેશ કરી, પુરુષના સમાગમમાં જેટલી જલદી આવે છે તેટલી રોગગ્રસ્ત થઇ, મરણને આમંત્રણ કરી, સંસારસુખથી વંચિત થઇ, દુનિયાનો ત્યાગ કરી, પોતાની ઉતાવળને લીધે થયેલા પાપનો ન્યાય ચુકાવવા, પરમકૃપાળુ પરમાત્માની સમીપ જઈ પહોંચે છે. એટલા માટે દુનિયામાં રહી, તંદુરસ્તીથી અને આનંદથી સંસારનો લહાવો લેવા ઇચ્છનારાં સ્ત્રીપુરુષોએ અમારી આ છેલ્લી શિખામણને મુદ્રાલેખ ગણી, તે પ્રમાણે વર્તવું એજ ખરા મનુષ્યનું કર્તવ્ય છે.

## १०–बाळकनी सारवार अने तेना रोगोनी चिकित्सा

કુદરતનો નિયમ અને ધર્મશાસ્ત્રનો સિદ્ધાંત આપણને શીખવે છે કે, પૂર્વજન્મના કૃતકર્મથી બદ્ધ થઇને આત્મા વાસનાલિંગરૂપ સૂક્ષ્મ શરીર સાથે નવો જન્મ ધારણ કરે છે અને તે જ્યારથી ગર્ભરૂપે માતાના ગર્ભમાં આવે છે, ત્યારથી ખરેખરું જોતાં તેને બાળક નામ આપી શકાય છે. ગર્ભમાં રહેલા બાળકની સારવાર કેમ કરવી, તે વિષય પરોક્ષ રીતે કંઈક કહેવાયો છે; આજે હવે

તે પ્રત્યક્ષ રીતે કહેવાનો સમય આવી લાગ્યો છે. જ્યાંસુધી આર્યાવર્તમાં આયુર્વેદાચાર્યો અને વૈદિક ધર્માચાર્યોના બાંધેલા પ્રબંધ પ્રમાણે વર્તવામાં આવતું હતું, ત્યાં સુધીના મિથ્યા આહાર અને મિથ્યા વિહારથી થતા ઉપદ્રવોથી ગર્ભિણી સ્ત્રીને, ગર્ભસ્થિત બાળકને અને પ્રસવ થયા પછીના બાળકને જે રોગો થતા હતા, તેની ચિકિત્સા આયુર્વેદાચાર્યો લખી ગયા છે; પરંતુ જ્યારથી વૈદકશાસ્ત્ર અને ધર્મશાસ્ત્રનાં બાંધેલાં બંધન તોડીને, વર્ણાશ્રમધર્મ ત્યજીને, મનુષ્યો સ્વચ્છંદાચારી થયા અને તે સ્વચ્છંદને લીધે બાળકના શરીરમાં વિક્રિયા થઇ, બાળક જન્મ્યા પછી તે વિક્રિયાને લીધે રોગી બની, જે રોગનાં સ્વરૂપ પ્રગટ દેખાડે છે તેનું વર્ણન કરવાનું તે પછીના વિદ્વાનોને માથે આવી પડયું છે. પરંતુ તે બાબતમાં આયુર્વેદના ઉપાસકો વધારે શોધખોળ કરી તેની ચિકિત્સા અને કારણનો નિર્ણય કરવાને, કેટલાંક ચોક્કસ કારણોને લીધે પાછળ પડેલા છે. માટે આપણે તે સંબંધી કાંઇક તર્કથી, કાંઈક અનુભવથી અને કાંઇક આયુર્વેદના આધારથી, બાળકના રોગો અને તેની સારવાર કરવાના વિચાર, પ્રજા સંમુખ રજૂ કરવા જોઇએ, એવા વિચારથી આ નિબંધ લખવા દોરાઇએ છીએ. અમે માનીએ છીએ કે તે અપ્રાસંગિક ગણાશે નહિ.

"માતાપિતાની કુચેષ્ટાથી ગર્ભ પર થતી અસર" ના નિબંધમાં આપણે ઘણું જોઈ ગયા છીએ; પરંતુ બાળક પર જેની પ્રત્યક્ષ અસર થાય, એવા દાખલા સંપૂર્ણ રીતે આપી શકયા નથી. આપણા શાસ્ત્રકારોએ "પુંસવન સંસ્કાર" કર્યો પછી સ્ત્રીને અગૃહિણી ગણી, તેના પિતાને ત્યાં વિદાય કરવાનો જે પ્રબંધ રચેલો, તે પ્રબંધને તોડીને આપણે પશુવૃત્તિ ધારણ કરી, ગર્ભવાળી સ્ત્રીની સાથે પ્રસવના પૂરા માસ થતાં સુધી, સંસારસુખ ભોગવવાનું ચાલુ રાખીએ છીએ. પણ આપણને વારેવારે પરોક્ષ રીતે ઘરની

કે બહારની, આપણી પ્રજાની હિતચિંતક ડોશીઓ, આપણી ગૃહિણીને સૂચના આપતી રહે છે કે, "જો તું તારા પતિની સોબત જેટલી વધારે કરશે તેટલું તારા બાળકનું તાળવું પોચું થઇ જશે." વિદ્યાથી રહિત પણ અનુભવી ડોશીઓ, એટલુંજ કહીને અટકે છે, પરંતુ આપણે ઊંડા ઊતરી વિચાર કરીએ છીએ, તો આપણાં ધર્મશાસ્ત્રો અને પશ્ચિમના વિદ્વાનોએ તેને સુધારીને પ્રગટ કરેલાં "મસ્તિષ્કશાસ્ત્રો" આ બાબતથી થતી હાનિનો ખ્યાલ પૂરેપૂરો આપે છે. માનવશાસ્ત્રમાં માથાની વિદ્યાનું સંપૂર્ણ વર્ણન કરવામાં આવ્યું છે અને આખા માથામાં મગજમાં રહેલી જુદી જુદી ૪૩ માંસપેશીઓ, જુદા જુદા ગુણ ધરાવે છે. જે ગુણવડે મનુષ્યો સાંસારિક અને પારલૌકિક અર્થને સાધે છે; તેમાં સ્પષ્ટ રીતે જણાવવામાં આવ્યું છે કે, આપણાં શાસ્ત્રોમાં દશમું દ્વાર જેને બ્રહ્મરંધ્ર કહેવામાં આવે છે અને જ્યાં ચંદનપુષ્પ ચઢાવવામાં આવે છે, તે સ્થળને તાળવું કહે છે. તે સ્થળ અથવા તેની આસપાસના માથાની શિખાની હદ સુધીના ઊપસેલા મગજમાં, મનુષ્યને ઉપકાર કરનારા અને જગતનો ઉદ્ધાર કરનારા વિચારોનાં સ્થાનો આવેલાં છે. એટલે દયા, ક્ષમા, તિતિક્ષા, પરોપકાર, વિદ્યા, યાદદાસ્ત, ઉદારતા, સમતા, પરગજુપણું, શીલ, શાંતિ અને પરદુઃખભંજનપણાની માંસપેશીઓ ગોઠવાયલી છે; અને કાનની આસપાસ આંખના છેડા સુધી, એનાથી ઊલટી એટલે હિંસા, ચોરી, વ્યભિચાર, એકલપેટાપણું, ઇર્ષા, મિત્રદ્રોહ. રાજદ્રોહ કૃતઘ્નીપણું વગેરે જેને આપણે દુર્ગુણમાં ગણીએ છીએ તેની પેશીઓ ગોઠવાયલી છે; તે આજકાલના પશ્ચિમના મેન્થોલૉજી (મસ્તિષ્કશાસ્ત્ર) જાણનારા માણસનું માથું તપાસીને તેમાં કયા કયા ગુણો છે તેનું વર્ણન કરી બતાવે છે, અને તે વર્ણન કરનાર જેટલો ઊંડો ઊતરેલો અનુભવી હોય, તેટલું તેનું કથન સત્ય પડે છે.

હવે વિચાર કરવો જોઈએ કે જે બાળકને પ્રસવ થયા પછી તેનું તાળવું પોચું પડી જાય છે, જેને આપણે 'ગળું પડયું છે' અથવા તાળવું પડયું છે એમ કહીએ છીએ, તેના ઉપાય તરીકે, તે બાળક જે જમીન પર પેશાબ કરે તે પેશાબવાળી છાણથી લીંપેલી જમીનની માટી ઉખેડી, તેને તાળવાના ખાડા ઉપર મૂકી, તે ઉપર દિવેલ ચોપડી પોચા પડેલા માથાનું આઘાતથી રક્ષણ કરવા માટે તે પોપડાને સુકાવા દઇએ છીએ, જેથી બાળકનું માથું કઠણ થાય છે. પરંતુ બ્રહ્મરંધ્રમાં અને તેની આસપાસ બ્રહ્મવિદ્યાને જાણી, સદાચારથી વર્તી, આદર્શરૂપ બની, જગતને ઉપકાર કરવાની વૃત્તિનાં જે સ્થાનો છે તે દબાઈ જવાથી અને જગતને નુકસાન પહોંચાડનારાં સ્થાનો બળવાન થવાથી જે અનર્થો ઉત્પન્ન થાય છે, તેવાં બાળકો ઉત્પન્ન કરવામાં પશુવૃત્તિવાળાં માબાપો, ધર્મશાસ્ત્રના બંધનને તોડીને કેવા અનર્થોનાં ભોક્તા થાય છે, તેને માટે વર્ણન કરવાની અમારામાં શક્તિ નથી. જે કહેવા માગીએ છીએ તેને ઉપલક દૃષ્ટિથી અવલોકન કરનારા વિદ્વાનો, અતિશયોક્તિ ભરેલું ગણી કાઢશે એવી અમારી ખાતરી છે. છતાં અમે કહી શકીએ છીએ કે, જ્યારથી આ ધર્મશાસ્ત્રની રૂઢિનો ભંગ કરી, સ્ત્રીને અગૃહિણી (અધરણી) થયા પછી, પિતાને ઘેર વિદાય નહિ કરવાનો ચાલ વધતો ગયો, ત્યારથી આપણા દેશમાં હીનભાગ્યશાળી, સ્વાર્થવૃત્તિવાળી અને બીજાને નુકસાન પહોંચાડી પોતાનો સ્વાર્થ સાધવાવાળી પ્રજા ઉત્પન્ન થતી ગઇ. જેમ જેમ વીર્યનો વપરાશ વધતો ગયો તેમ તેમ મનુષ્યના માથાની ખોપરી સંકોચાતી ગઇ, જેથી સદ્‌ગુણોને રહેવાનાં સ્થાનોનો સંકોચ થવાથી, સદ્‌ગુણની વૃત્તિ ખીલવવાનાં સાધનોનો નાશ થતો ગયો, એટલે દુર્ગુણનો વધારો થયો. એટલું કહ્યા પછી, એવી સ્થિતિમાં જન્મેલા બાળકનું ગળું પડે છે તેને લીધે તે બાળકનાં હાડકાં પોષાતાં નથી, શરીર પર

માંસ વધતું નથી, તેને મોઢાનાં અને આંખના રોગો ઉત્પન્ન થાય છે અને તે બાળવયથી પોષકતત્ત્વોને ગ્રહણ કરવા અશક્ત હોવાને લીધે નબળા બાંધાવાળો, કાયર, ભીરુ, સાહસિક, રિસાળવો, ચીડિયો, દુર્વ્યસની અને સ્વેચ્છાચારી થાય છે; માટે આ રોગ બાળકમાં પ્રકટ ન થાય એવી સંભાળ રાખવાની ખાસ જરૂર છે.

આગળ લખવામાં આવ્યું છે કે, બ્રહ્મચર્યનો નાશ થવાથી માથું સંકોચાઈ જાય છે. આ વાત એવી છે કે, હાડકાંની બનેલી ખોપરી એક વાર પરિપક્વ થયા પછી, તે સંકોચાય શી રીતે? કારણ કે હાડકું વધ્યા પછી ટૂંકું થાય, એ વાત ધ્યાનમાં આવતી નથી; પરંતુ આ વાત સત્ય છે અને અમારા અનુભવથી સિદ્ધ કરેલી છે. જેણે અજમાયશ કરવી હોય તેણે એક ત્રણ હાથ લાંબી દોરી લેવી, તે દોરીને ગરદન ઉપરથી નાખીને તેના બેઉ છેડા, સ્તનની ડીટી સુધી લાવીને પકડી રાખવા. તે પછી તે પકડેલી દોરી કાયમ પકડી રાખી, કાનની ઉપરથી, ગરદનની પાછળથી બેઉ છેડા કપાળ તરફ લાવવા. જો તે પુરુષ બ્રહ્મચારી નહિ હોય અને તેનો કોઈ પણ જાતના ઘસારાથી વીર્યપાત થતો હશે, તો તે દોરીના છેડા, કપાળ માથું અને ગરદનના પરિઘ કરતાં વધી પડશે; અને જો અખંડ બ્રહ્મચારી હશે, તો તે દોરી ટૂંકી પડશે. એવું જોવામાં આવ્યું છે કે, જેમ જેમ જે પુરુષનું વીર્ય વધારે ગયું હશે, તેમ તેમ તેનું માથું, પેલી દોરીના માપ કરતાં વધારે નાનું જણાશે. જેને આ વાત અજમાવવાની ઇચ્છા હોય તેણે ત્રણ વર્ષની ઉપરના અને પંદર વર્ષની નીચેના બાળકને માપી જોવું અને પછી સ્ત્રીના સમાગમમાં આવેલા કોઈ પણ પુરુષને માપી જોવો, જેથી પ્રત્યક્ષ થશે કે, જેમ જેમ વીર્ય ગુમાવતા જઈએ છીએ તેમ તેમ માથાનો સંકોચ થતો જાય છે. આપણે જ્યારથી વીર્યની કિંમત ભૂલી જઈ, તેનો ગેરઉપયોગ કરી, ઓજસ ગુમાવ્યું છે, ત્યારથી આપણે દીન-

હીનદશાને પામતા આવ્યા છીએ. જો આ પ્રમાણેજ ચાલુ રહેશે, તો પરિણામે આપણા દેશમાં, કેટલી નિર્બળ, ભીરુ, રોગગ્રસ્ત અને અલ્પાયુષી પ્રજા ઉત્પન્ન થશે તેનું અનુમાન કરી શકાતું નથી.

બાળકને ત્રણ વર્ષની ઉંમર થતાં પહેલાં, એટલે તે જ્યાં સુધી ધાવણ ઉપર જીવે છે, તે દરમિયાનમાં તેને એક એવો રોગ થાય છે કે, બાળક સુકાઇને માત્ર હાડપિંજર બની જાય છે. જેનું નિદાન આયુર્વેદના ગ્રંથોમાં જોવામાં આવતું નથી. હાલના કેટલાક વૈદ્યો તેને '**બાળશોષ**' એવું નામ આપે છે, પરંતુ અમારા ગુજરાતમાં તેનું નામ 'સુકતાન' તથા 'રેવાસણ' કહે છે. સુકતાનનું લક્ષણ એવું છે કે, તેને થોડો તાવ હોય કિંવા ન હોય, પણ પાતળા ઝાડા આમજળસ સાથે થયા કરે અને બાળક સુકાઈને કેવળ અસ્થિરૂપ થઈ જાય. રેવાસણનું લક્ષણ એવું છે કે, બાળકને ઝાડા થાય નહિ પરંતુ ઝીણો તાવ લાગુ પડી જાય; જેથી બાળક સુકાઇને હાડપિંજર જેવું બની જાય. આ રોગ પણ આપણા ધર્મશાસ્ત્રની પ્રાચીન પદ્ધતિનું ઉલ્લંઘન કરવાનું ફળ છે. એની ઉત્પત્તિ એવી છે કે, સ્ત્રીને નાનું છોકરું ધાવણું હોય, તે છોકરું ખોયા અગર પથારીમાં સૂનેલું હોય અને તે વખતે સ્ત્રીપુરુષનો સંયોગ થાય, તે અરસામાં પેલું છોકરું જાગી ઊઠે અને રડવા માંડે, જેથી તેને લઇ છાનું રાખવા માટે ધવડાવવાની જરૂર પડે. અથવા ન ધવડાવે તો પણ પોતાના હાથમાં તથા ખોળામાં કે પાસામાં દાબી દે ને છાનું રાખવાની જરૂર પડે, તેથી આ રોગ થાય છે. કારણ એવું છે કે સુરતસમાગમથી સ્ત્રીનું અંગ શ્રમિત થઇ તૃપ્ત થાય છે અને તેથી હાથ અને પગમાંથી જે ઓરા (વીજળનો પ્રવાહ) વહે છે, તેની સાથે ગરમી અશુદ્ધ થઈ બાળકના શરીરમાં પ્રવેશ કરે છે; અને તે સમયમાં માતાના સ્તનનું દૂધ જાડું, પીળું, ખાટું કે વિરસ થઇ જાય છે, તેથી બાળકને દૂધ પચતું નથી; એટલે તેને ઝાડાનો

રોગ થઇ, તે સુકાઇ જાય છે. જો ધવડાવવામાં ન આવે, પણ માત્ર હાથે સ્પર્શ કરવામાં આવે તો હાથની ગરમી તેના શરીરમાં પ્રવેશ કરી તાવ ઉત્પન્ન કરે છે, જેથી તેને ' રેવાસણ ' નામનો રોગ થાય છે. જેમ જેમ જમાનો સુધરતો જાય છે, તેમ તેમ આ સુકતાન તથા રેવાસણના રોગો વધુ પ્રમાણમાં જોવામાં આવે છે. તેના ઉપાયમાં એ બાળકને પુષ્ટિ આપી, પેશી, માંસ અને રુધિરથી પરિપૂર્ણ કરવા માટે, એક ઉપાય પરંપરાથી ચાલતી રૂઢિનો છે કે, સ્ત્રી રાત્રે જે ચણિયો પહેરીને સૂતી હોય તે ચણિયો બીજે દિવસે સવારે બદલી, બાળકને સવારમાં તેલ ચોળીને નવડાવી, તેની આંખમાં જરા મેસ આંજી, પેલા ચણિયામાં લપેટી, ઘોડિયામાં અથવા પારણામાં સુવાડી દેવું, જેથી માતાના લોહીની શુદ્ધ વિદ્યુતથી પોસાઇ, બાળક પુષ્ટ અને બળવાન બને છે. પણ એટલું યાદ રાખવું કે, ઉપર જણાવેલો ચણિયો રાત્રે પહેરેલો, વગર ધોયેલો અને વાશીજ હોવો જોઇએ, પણ બીજો ધોયેલો સ્વચ્છ ચણિયો દરરોજ પહેરવો જોઇએ. આટલી બધી સંભાળ લેવા છતાં માતાની ભૂલથી બાળકને સુકતાન કે રેવાસણ થાય, તો તેની દવા નીચે બતાવી છે તે પ્રમાણે કરવી:—

ખાપરિયાની ખાપ (ઠીકરાં) જે રાતી પકાવેલી બજારમાં મળે છે, તે શેર એક લાવી, તેને ખાંડી, તેમાં લીંબુનો રસ શેર એક નાખી, પેણીમાં ભરી, દેવતા ઉપર મૂકી, રસ બળી જાય અને ખાપરિયાની ખાપ કોરી પડી જાય ત્યાં સુધી તપાવવું. પછી તેમાં એક શેર મોટી હરડેનું દળ અધો શેર એલચી છોડા સાથે મેળવીને પેલી ખાપ, હરડેનું દળ તથા એલચીને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી શીશીમાં ભરી રાખવું. તેમાંથી એક રતીથી માંડી એક વાલ સુધી, બાળકની વય અને વહ્નિનો વિચાર કરી, જો ઝાડાવાળું સુકતાન થયું હોય તો પ્રથમ સાત દિવસ ચોખાના

મેળવણ સાથે, બીજા સાત દિવસ છાસની પરાછ (છાસ ઉપરનું ઠરેલું પાણી) સાથે અને તે પછીના સાત દિવસ મધમાં ચટાડવું. અને પછી જ્યાં સુધી જરૂર જણાય ત્યાં સુધી મધમાં અથવા માત્ર પાણી સાથે અથવા માતાના દૂધ સાથે આપ્યા કરવું. જો તાવવાળું રેવાસણ હોય તો ઉપર પ્રમાણેના વજનથી એ ચૂર્ણ કે જેનું નામ અમે 'માલતિચૂર્ણ' રાખેલું છે, તે માત્ર મધ સાથે અથવા પાણી સાથે એક માસપર્યંત આપવામાં આવે, તો બાળક રોગમુક્ત થઇ પુષ્ટ બને છે. આ માલતિચૂર્ણની એક વાલ માત્રા દિવસમાં ત્રણ વખત પકાવેલી, ઘાપણુ એક વાલ મેળવી સુવાવડથી લાગુ પડેલા જીર્ણજ્વરથી કૃશ થઇ ગયેલા એટલે સુકાઇ ગયેલા શરીરવાળી સ્ત્રીને આપવામાં આવે તો તેને પણ પુષ્ટિ આપી, જીર્ણજ્વરથી મુક્ત કરે છે. સુવાડવની નબળાઇથી નબળી પડેલી સ્ત્રીને સુવારોગમાં સપડાવવાનું કારણ પહેલે નંબરે પ્રસૂતિ સમયની વિક્રિયા, બીજે નંબરે પથ્યાપથ્યની ખામી અને ત્રીજે નંબરે પતિની કામવાસના છે, જેને પત્નીએ અનિચ્છાએ પણ તાબે થવું પડે છે. માટે પતિપત્નીએ તેનો વિચાર કરી, પત્નીએ પોતાના બાળકના સુખને માટે અને પતિએ પત્નીની તંદુરસ્તીને માટે ખાસ કાળજી રાખવાની જરૂર છે. અને એટલાજ માટે જ્યાં સુધી બાળક ધાવે છે ત્યાં સુધી પતિપત્નીએ બ્રહ્મચર્ય પાળવા માટે જુદા રહેવાની ફરમાશ આયુર્વેદે કરેલી છે. માતાએ સંતાનને દૂધ કેમ પાવું તે આગળ લખાશે, પરંતુ આટલી સૂચના કરવામાં આવે છે કે, બાળકને દૂધ પાતી વખતે કોઇની દૃષ્ટિ ન પડે એવા એકાંત સ્થાનમાં બેસીને પાવું અથવા ધવડાવવું. અને જો તેવું સ્થાન ન હોય, તો ખોળામાં લઇને ખોળામાંથી છોકરું ન દેખાય તેવી રીતે પોતાનું લૂગડું ઓઢાડીને તેને સ્તનપાન કરાવવું. સવારે અથવા સાંજે તે બાળકના માથા ઉપર રાઇ અને મીઠું દરરોજ ઉતારીને દેવતામાં નાખવાં. હાલના

સુધરેલા જમાના પ્રમાણે આ ક્રિયા વહેમી લાગશે. પરંતુ નાના બાળકને દૂધ સિવાય બીજાં દ્રવ્યો આપવાનો નિષેધ છે અને તેના વખતમાં ઘણી જરૂર જણાય તો, તે દ્રવ્યો માતાને ખવડાવી તેના દૂધમાં જોઇતો ગુણ ઉત્પન્ન કરી, તે દૂધ બાળકને ધવડાવી રોગમુક્ત કરવું, અથવા બાળકની આસપાસના વાતાવરણને ઔષધિમય કરી, બાળકના શ્વાસોચ્છ્વાસ દ્વારા તે દ્રવ્યોનાં તત્ત્વો બાળકના શરીરમાં દાખલ કરવા માટેની આ રૂઢિ દાખલ થયેલી છે. જેમાં રાઇ–મીઠું બાળવું, કુલડી કરવી, નજર બાંધવી, ઘડૂલો કરવો, સૂપડાના પાણીએ નવડાવવું વગેરે જૂના રિવાજો, વાતાવરણની શુદ્ધિ અને બાળકના શરીરમાં ઉપયોગી દ્રવ્યો દાખલ કરવાના નિમિત્તે યોજવામાં આવેલાં છે, તે હસી કાઢવા જેવાં નથી. જ્યારથી એવા પ્રયોગોને હસી કાઢી તેનો અનાદર કરવામાં આવ્યો છે, ત્યારથી પંદર વાસાના બાળકથી માંડીને દૂધ ધાવે ત્યાં સુધીના બાળકને, વૈદ્યો અને ડૉકટરોને ત્યાં લઇ જઇ, દવા પાવાની એક ફૅશન પડી ગઈ છે. પણ જો ઉપરના વહેમી ગણાતા ઇલાજ કરવામાં આવે અને બાળકને જ્યાં સુધી ધાવે છે અને તેને પાણી પાતા નથી ત્યાં સુધી, વડું ઓસડ, વહાણવટી ગોટલી અને ઝેરી કોપરું એ ત્રણ ચીજ એકેક વાર ઘસી, તેમાં જરા સિંધવ કે મધ નાખી, બાળકની માતા દરરોજ ઓછામાં ઓછું એક વાર પીએ અને બાળકને જ્યારથી પાણી આપવા માંડે ત્યારથી વડું ઓસડ, મોટી હરડે, કરિયાતું, અતિવિષની કળી, સિંધવ, સંચળ અને બાળવજ એનો ઘસારો કરી પાયા કરે, તો તે બાળકને વૈદ્ય–ડૉકટરનાં ઘર જોવાં પડે નહિ. જો બાળકને વિશેષ આડા થતા હોય, તો આંબાની ગોટલી, જાંબુના ઠળિયા, મોચરસ અને વાળો સરખે ભાગે લઇ, બારીક વાટી, તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, તે ચૂર્ણ જો એક શેર હોય તો કાચો હિંગળોક તોલો એક લઇ, પ્રથમ તેને બહુ જ બારીક,

ચાટી, તેમાં પેલું ચૂર્ણ થોડું થોડું મેળવતા જઇ, ખરલમાં વાટતા જવું, એટલે ગુલાબી રંગનો ભૂકો થશે, એનું નામ અમારા દવાખાનામાં 'ગુલાબી' રાખેલું છે. એ ચૂર્ણમાંથી એક રતીથી એક વાલ સુધી, બાળકની ઉમ્મરના પ્રમાણમાં પાણી સાથે આપવાથી, બાળકના ઝાડા, અતિસાર અને મરડો બંધ થઇ જાય છે. આ ઉપાયમાં આંબાની ગોટલી અને જાંબુના ઠળિયા, તેની મોસમમાં સંગ્રહી રાખવા જોઇએ. પણ ખરી વાત એ છે કે, એ ચૂર્ણ એ મોસમમાંજ તૈયાર કરવું જોઇએ. કારણ કે વાસી થયા પછી એટલે ચોમાસું ગયા પછી, આંબાની ગોટલી કાળી પડી જાય છે અને જાંબુના ઠળિયા સડી જાય છે, એટલા માટે એની મોસમમાંજ એ ચૂર્ણ તૈયાર કરી રાખવું. આ ચૂર્ણમાં હિંગળોક નાખાવાનું કારણ એવું છે કે, જો હિંગળોક ન નાખીએ તો થોડા વખતમાં એ આખું ચૂર્ણ સડી તેમાં જાળાં બંધાઈ, જંતુ પડી જાય છે, એટલે ચૂર્ણને ફેંકી દેવું પડે છે. હિંગળોક મેળવીએ છીએ, એટલે તે સડીને જીવડા પડવાના ભયમાંથી મુક્ત થાય છે. હિંગળોક આ ચૂર્ણ સાથે મળવાથી બાળકને કોઇ પણ જાતની વિક્રિયા થતી નથી, પણ ઊલટું ઝાડો બંધાઇ, તે સશક્ત બને છે. બાળકને દશ વાસાની અંદર મોઢામાં 'થૂલિયું' એટલે એક જાતની ગરમી આવી જાય છે. તેમાં એવું જોવામાં આવ્યું છે કે, જે માતાએ ગર્ભાવસ્થામાં અતિ ખાટું, અતિ તીખું અને અતિ ઊનું ખાધું હોય, તેના બાળકને જીભ ઉપર ગરમી આવી જાય છે, જેને થૂલિયું કહે છે. એને થૂલિયું કહેવાનું કારણ એવું છે કે, જીભ ઉપર ઘઉંના થૂલાની માફક ફોલ્લીઓ થાય છે. એ પ્રમાણે થયું હોય તો રાતા રેશમી પટોળાના કપડાના કટકાને બાળી તેની રાખ તે બાળકના મોંમાં ભભરાવવી અથવા મધ મેળવીને જીભ પર ચોપડવી; અથવા ફૂલિયું નામની વનસ્પતિ, જેના છોડ એક ફૂટ કરતાં ઊંચા થતા નથી, તેનાં પાતરાં

તુલસીના આકારનાં થાય છે, પણ તેમાં તુલસી જેવી તીખાશ કે સોડમ નથી. તેનાં પાતરાંના દાંડા આગળ ભાતની ધાણી જેવા આકારનાં ફૂલ થાય છે, તેને બારીક વાટી મોંમાં ભભરાવવાથી ઘણી ઝડપથી થૂલિયું મટી જાય છે. જો દશ વાસા પછી બાળકનું મોં પાકી જાય, તો તેમાં પણ આ ઉપાય કામ લાગે છે; પરંતુ દશ વાસા પહેલાં જેટલી ઝડપથી એ કામ કરે છે, તેટલી ઝડપથી તે પછીના દિવસોમાં કરતું નથી. દશ વાસા પછી બાળકનું મુખ આવી જાય તો, પદ્મકનું લાકડું લાવી, પાણીમાં ઘસી, મોઢામાં ચોપડી, થોડી વાર બાળકને ઊંધું સુવાડવાથી ગરમી ઝરી જાય છે અને મોઢું સારું થાય છે દશ વાસા પછી અને દોઢ વર્ષનું બાળક થાય તેની વચમાં તે બાળકને '**મધપાક**' નામનો મુખનો રોગ થાય છે. તેનું કારણ એવું છે કે, તેની માતાને ગર્ભ ધારણ કરતાં પહેલાં ગરમીનો રોગ હોય અથવા જન્મથી આગરુનો રોગ હોય, તો તે બાળકને મધપાક થાય છે. તેની નિશાની એવી છે કે, તે બાળકની જીભના ટેરવા ઉપર અથવા જીભના મધ્ય ભાગમાં અને તાળવામાં ચણાની અથવા વાલની દાળ જેવડી, ધોળી છારીવાળી ચાંદી પડે છે. જો એ ચાંદી એની મેળે મટી જાય, તો તે પેટમાં ઊતરી ગઈ છે એમ જાણવું. તેથી બાળકનું તરત મરણ થાય છે. પરંતુ એ મધપાકને માટે હીમજીહરડે (હીમજ) એક આખી લઈ ચંદન ઘસીએ એટલી જાડી પાણીમાં ઘસી નાખવી. તે ઘસેલી હીમજમાં બેઆનીભાર ચોખ્ખું મધ મેળવવું અને તેમાં એક વાલ ફુલાવેલી ફટકડી મેળવી, ત્રણેને કાલવી કાચની પ્યાલીમાં ભરી રાખવું. તેમાંથી આંગળી ઉપર લઈને મધપાકવાળા બાળકની જીભ ઉપર દિવસમાં ત્રણચાર વખત ચોપડી તેને ઊંધું સુવાડવું. ઊંધું ન સૂએ અને એ ઓસડ પેટમાં ઊતરે તો પણ હરકત નથી; પરંતુ આ ઓસડથી ગમે તેવો મધપાક હોય તે ઘણા થોડા દિવસમાં

મટી જાય છે. જ્યારે બાળકને મધપાક થયો હોય ત્યારે તેની માતાને, હિંગ, આદુ, ચણા અને ખાંડવાળો ખોરાક આપવો નહિ. ઘણી વાર એવું બને છે કે, બાળક ત્રણ મહિનાનું થયા પછી તે ધાવે છે કે તરત ઊલટી થાય છે. તેમાં જો તે બાળકને ઊલટીમાં દૂધજ નીકળે, તો ઘરડાં માણસો તેને 'ભળે છે,' એવું નામ આપે છે. એટલે એથી છોકરું વધે છે પણ એ કાંઈ રોગ નથી. પરંતુ બાળક ધાવીને દહીં જેવું ઓકે, તો જાણવું કે તેની છાતીમાં પિત્ત થયું છે. એવી દહીં જેવી ઊલટી થતી હોય, તો કપૂરકાચલી એક રતીભારનો અસરે દૂધમાં ઘસીને પાવી એટલે ઊલટી બંધ થઈ જશે. ઘણી વાર બાળકની માતાના કુપથ્યથી બાળકને **વરાધ, વાવળી,** તથા **સસણી થાય છે.** તે વરાધમાં દુંદ વરાધ, ચૂંકિયા વરાધ અને વરાધ એવા ત્રણ પ્રકાર છે. આ રોગ આયુર્વેદમાં ખાંસી અને શ્વાસના નામ સિવાય વધારે વર્ણવેલો જણાતો નથી, પણ હાલમાં એ રોગ ઠામઠામ જોવામાં આવે છે. તેમાં પ્રથમ **વરાધનું લક્ષણ** એવું છે કે, બાળકને ઝાડો કે ઊલટી થાય નહિ, પેટ ચડે અને શ્વાસ ચાલે તેને દુંદ વરાધ કહે છે. જે વરાધમાં પેટ ચડે, ઝાડા પાતળા થાય તાવ સખત હોય અને હાંફ ચાલતી હોય તથા પેટમાં ચૂંક આવતી હોય, તેને ચૂકિંયા વરાધ કહે છે; અને જેને ઝાડા, ઊલટી કે ચૂંક અને તાવ ન હોય, પણ માત્ર પેટ ચડી હાંફ ચાલતી હોય, તેને વરાધ કહે છે. તેવી રીતે **વાવળીનું લક્ષણ** એવું છે કે, બાળકને તાવ આવે, ઝાડા પાતળા, કુચાપાણી જેવા અને લીલા રંગના થાય અને તેની સાથે શ્વાસ ચાલતો હોય. **સસણીનું લક્ષણ** એવું છે કે, તાવ થોડો હોય, ઝાડો ઊતરતો ન હોય, પેટ ચડેલું ન હોય, પણ છાતીમાં કફ અવાજ સાથે બોલતો હોય અને શ્વાસ તથા ખાંસી હોય; એ પ્રમાણે બાળકોને આ ત્રણ પ્રકારના રોગ ઘણી વાર આણ-

ઘાતક નીવડે છે. કોઈ પણ પ્રકારનો એ રોગ ઉત્પન્ન થયો હોય કે તુરત તેની માતાને તેલ, ઘી, મરચું અને ગળપણવાળો ખોરાક બંધ કરાવવો. સસણી હોય તો દૂધ ખાવાની છૂટ આપવી, પણ વરાધ કે વાવળીમાં દૂધ પણ બંધ કરાવવું; અને જો બાળક ધાવે તો તેને ધાવવા દેવું. પણ બાળક બે દહાડાનું ભૂખ્યું છે અને આહાર વિના કરમાઇ જશે એમ ધારી તેને કોઇ પણ જાતનું દૂધ પાવું નહિ; કારણ કે બાળકના પેટમાં ભૂખ લાગી હશે, તો તે ધાવ્યા વિના રહેવાનું નથી. અને આપણી અક્કલ પ્રમાણે ભૂખ લાગી હશે એમ ધારી તેને દૂધ પાઈએ, તો દૂધ નહિ પચવાથી અજીર્ણ થઇ તેના પેટમાં દૂધિયા કરમ ઉત્પન્ન થશે. એવી અવસ્થામાં નીચે લખેલા ઉપાયો કરવાથી બાળક જલદી સારાં થાય છે.

**શીતભંજી રસઃ**-પારો, ગંધક, પારાગંધકમાં મારેલું તાંબું, વછનાગ, સૂંઠ, મરી, પીપર ફુલાવેલો ટંકણખાર એ સર્વને સમભાગે લઇ, વાટી, વસ્ત્રગાળ કરી, ચિત્રાના ઉકાળાના ત્રણ પટ આપવા. પછી આદુના રસના સાત પટ આપવા અને પછી પાનના રસના ત્રણ પટ આપવા. પટ આપની રીત એવી છે કે, રસ એટલો નાખવો કે મસાલો દૂધપાક જેવો નરમ થાય. પછી ખરલમાં ઘૂંટીને તેને ગોળી વળે એવો બનાવવો. અને તે પછી બીજા પટને માટે બીજો રસ કે ઉકાળો નાખવો. એવી રીતે પટ આપીને તેની મરીના દાણા જેવડી ગોળી વળી, તડકે સૂકવી, શીશીમાં ભરી રાખવી. એ શીતભંજી રસ ઘણા કામમાં આવે છે.

**માણેકરસાદિ ગુટિકાઃ**-એળિયો ૪, બોળ ૨, હિંગળોક ૪, માણેકરસ ૪, કેશર ૧, પીપર ૪, મરી ૨, સૂંઠ ૨, જાયફળ ૧, જાવંત્રી ૧, અકકલકરો ૨, એલચી ૧, તમાલપત્ર ૧, સિંધવ ૪, સંચળ ૪, જવખાર ૨, ફુલાવેલો ટંકણ ૨, અજમો ૨, વાયવડિંગ ૨,

ઇંદ્રજવ ૪, રેવંચીનો શીરો ૧, ગરણીનાં બી ૪ અને મનસીલ ૨ ભાગ લઇને સર્વેને ઝીણાં વાટવાં. તેમાં હિંગળોક, મનસીલ, માણેકરસ અને કેશરને જુદાં ત્રણ દિવસ લગી ખરલમાં વાટવાં. પછી તેમાં બાકીનાં ઓસડ વસ્ત્રગાળ કરીને થોડાં થોડાં ઉમેરતા જવું અને ખરલ કરતા જવું. એવી રીતે ખરલ થઇ રહ્યા પછી પાકાં ચેવલી પાનના રસમાં ત્રણ દિવસ ઘૂંટી મગ જેવડી ગોળી વાળવી. એનું નામ 'માણેકરસાદિ ગુટિકા' અમે પાડ્યું છે, કારણ કે એ પાઠ શાસ્ત્રનો નથી પણ અમારો ગોઠવેલો છે.

**ઓંખલી**—કાળા તંબાકુના દાંડા લઇને તેને સાફ વીણી કાઢી તેની સાથે જો તંબાકુના ઝાડના થડનો ભાગ આવેલો હોય તો તે કાઢી નાખી, માત્ર જાડી નસોના એકેક ઇંચના કકડા કરી, તેને ઠીંકરાના વાસણમાં મૂકી તેના ઉપર ઢાંકણું ઢાંકી નીચે તાપ કરી એવી રીતે બાળવા કે તેના કોયલા બની જાય, પણ રાખોડી બને નહિ, એ વાત ધ્યાનમાં રાખવી. તે એવી રીતે કે, ધુમાડો નીકળતો બંધ થાય કે તુરત, તેને બીજા વાસણમાં ઠાલવી લઇ, તેના ઉપર ઢાંકણુ ઢાંકવું, એટલે બહારની હવા બંધ થવાથી તેના કોયલા બની જશે. તે કોયલાને જુદા રાખી જેટલા વજનના દાંડા લીધા હોય તેટલા વજનનો સિંધવક્ષાર લઇ, તે સાથે ભેગો ખાંડી વસ્ત્રગાળ કરી, શીશીમાં ભરી, મજબૂત બૂચ મારી મૂકવો. આ દવા બનાવતાં એટલી વાત ધ્યાનમાં રાખવાની છે કે, કોયલા બનાવવા, ખાર મેળવીને ખાંડવું અને તેને ચાળીને શીશીમાં ભરતાં સુધીની ક્રિયા એકજ દિવસમાં પૂરી કરવી. જો કોયલાં વાસી રહેશે તો બહારની હવાથી તે નરમ થઇ જશે, એટલે એ ઓસડમાં ધારેલો ગુણ રહી શકશે નહિ. માટે સાવધાની રાખી દવા બનાવવી. આ પ્રયોગ અમારો ગોઠવેલો છે, એટલે શાસ્ત્રમાં નથી.

કૃમિકુઠારઃ–કડા છાલ. ૧, ત્રાયમાણુ ૧, અજમોદ ૧, વાયવડિંગ ૧, કેશર ૧, કાકડાશિંગ ૧, ઘોડાવજ ૧, સિંધવ ૧, સંચળ ૧, હરડેદળ ૧, ખોરાસાની અજમો ૧, કરમાણી અજમો ૧, હિંગકુલાવેલી ૧, કાથો હિંગળોક ૧, વછનાગ ૧, અને કંપીલો ૪ ભાગ લઇ, સર્વેની બરોબર આરતી કપૂર લેવું. એ સર્વેને વાટીને ભાંગરાના રસનો એક પટ આપવો; પછી ઊંદર કાનીના રસનો એક પટ આપવો. પછી લીલી ભરમી (બ્રાહ્મી) ના રસનો એક પટ આપવો અને તે પછી તેની સરસવના દાણા જેવડી ગોળી વાળવી. આ ગોળી નિઘંટુ રત્નાકરના પાઠ પ્રમાણે તેમાં અમારી બુદ્ધિ પ્રમાણે સુધારો–વધારો કરી, તૈયાર કરેલી છે અને તે બાળકના કૃમિ પર અકસીર નીવડેલી છે.

જ્યારે ઉપરનાં લક્ષણવાળી વરાધ, દુંદવરાધ કે ચૂંકિયા વરાધ થઇ હોય ત્યારે તે બાળકને ઘણા વૈદ્યો જુલાબ આપે છે. જુલાબ આપવાથી શરીરમાંનું પિત્ત દ્રવરૂપ થઈને નીકળી જાય છે અને કફ વધી પડે છે તથા કફના સ્થાનમાં વાયુ પ્રવેશ કરી, કફ વધવાથી હાંફણને વધારે છે અને પિત્તના સ્થાનમાં વાયુ આવવાથી પેટ ચઢે છે એટલા માટે જુલાબ આપવો નહિ. પરંતુ ઉપર લખેલી ' શીતભંજી રસ ' ની ગોળી નંગ એક અથવા અધી પાણીમાં ઘસી ને પાવી. એ ગોળી દિવસમાં ત્રણ વાર પાવાથી ત્રણે પ્રકારની વરાધ, કબજામાં આવી જાય છે અને બે–ત્રણ દિવસમાં બાળક રોગમુક્ત થાય છે.

કોઇ બાળકને ઉપર કહેલાં લક્ષણવાળી વાવળી થઇ હોય તો, ઉપર લખેલી ' માણેકરસાદિ ગુટિકા ' નંગ એક લઇ, નાગરવેલના પાનના રસમાં આપવાથી વાવળીની હાંફને તુરત બેસારે છે અને ઝાડાનો રંગ બદલી તાવને તુરત ઉતારે છે. જો કોઇ બાળકને સસણી થઇ હોય તો એક પાકું પાન તથા અજમો વાલ અધો

અથવા તેથી ઓછો, એ બેને સાથે વાટી પાણી મૂકી રસ કાઢવો; અને તે રસને જરા ગરમ કરી તેમાં ઉપર લખેલી ' ખાંખલી ' ની દવામાંથી એક રતીથી એક વાલ સુધીનું પડીકું મેળવીને દિવસમાં ત્રણ વાર પાવું, જેથી ખાંસી અને સસણી (શ્વાસ) મટી જાય છે.એ પ્રમાણે વરાધ,વાવળી તથા સસણીની જાતો પારખી તેના ઉપચારમાં આ ત્રણ પ્રકારની દવા આપવાથી ઘણોજ ફાયદો થાય છે અને હજારો બાળકો સારાં થાય છે. પરંતુ વરાધ અને વાવળીવાળા બાળકની માતાને ચીકટ તથા દૂધ ખાવા દેવું નહિ. પણ સસણીવાળું બાળક હોય તો તેની માતાને ચીકટ બંધ કરી દૂધ ખાવાની રજા આપવી. જો એકથી ત્રણ વર્ષના બાળકને કૃમિ થયા છે એમ માલૂમ પડે એટલે તે બાળકને ઊલટી થાય, મોઢું ગંધાય, તાવ આવે પણ હાથ પગ ઠંડા રહે, આંખોનાં ચક્કર ફેરવે, ચમકે આંકડી આવે અથવા કંપે તો જાણવું કે, એ બાળકને કૃમિ થયા છે. તેવી અવસ્થામાં ઉપર બતાવેલા **કૃમિકુઠાર રસ-ની** ગોળી, બાળકની ઉમ્મરના પ્રમાણમાં દર વખતે એકથી ત્રણ સુધી દિવસમાં ત્રણ વાર માત્ર પાણી સાથે આપવાથી અને દશ વાસા ઉપરનું તથા છ માસની અંદરનું બાળક હોય તો માત્ર એક ગોળી દૂધ સાથે મેળવીને આપવાથી કૃમિનો નાશ થાય છે. તે એવી રીતે કે કેટલાક બાળકને કૃમિ પડી જાય છે ને નવા ઉત્પન્ન થતા નથી; કેટલાકના સમાઈ જાય છે. આ ગોળીમાં એવો ચમત્કાર છે કે, જેમ 'સેન્ટોનાઇન' એકલું અથવા ખાંડમાં મેળવેલી તેની બનાવટો બાળકને ખવડાવવામાં આવે છે, પણ તેની પાછળ દિવેલનો જુલાબ આપવો પડે છે અને જો દિવેલનો જુલાબ આપવામાં ન આવે, તો તે બાળક પીળું પડી જાય છે; તેમ આ ગોળી ખવડાવ્યા પછી દિવેલનો કે બીજા કોઇનો જુલાબ આપ-

વાની જરૂર પડતી નથી અને બાળક પીળું પણ પડતું નથી; તેમજ કૃમિ પોતાની મેળે બહાર નીકળી જાય છે. અમારા આયુર્વેદાચાર્યો પેટમાં થતા અઢાર જાતના કૃમિ અને બહાર થતા બે જાતના કૃમિ, જેને જૂ અને ચામજૂના નામથી ઓળખાવે છે, તથા એક ચામડીમાં થતો કૃમિ કે જેને વાળો (નાળુ) કહે છે, એ પ્રમાણે એકવીશ જાતના કૃમિ ગણેલા છે. તે પૈકી અંદરના ભાગમાં થતા અઢાર જાતના કૃમિને માટે આ કૃમિકુઠારરસ એક અકસીર ઇલાજ છે. કેટલાંક બાળકોને દશવાસાની અંદર શરીર ઉપર દાઝેલા જેવા ફોલ્લા નીકળે છે, જેને ઘરડાં માણસો 'વઘારિયાં' કહે છે. તેની ઉત્પત્તિ એવી છે કે, જે ઘરમાં પ્રસૂતા સ્ત્રી સૂતી હોય અને તે ઘરમાં રસોઇખાનામાં તેલ, હિંગ, રાઇ અને મરચાંનો, શાકમાં કે દાળમાં વઘાર કરવામાં આવે અને તેની ગંધ આખા ઘરમાં ફેલાય, જેથી બાળકના શરીરને તે લાગવાથી દાઝેલા જેવા ફોલ્લા થાય છે. પણ તે ફોલ્લાથી માબાપોએ અકળાવું નહિ. કેમકે એ એની મેળેજ મટી જાય છે. પણ જો તેનો ઉપાય કરવો હોય તો, તેના પર અબિલ છાંટવું. કેટલાક બાળકને 'રતવા' (વિસર્પ) થાય છે. તે એક પહાડિયો એટલે પહાડ (કઠણ અને દુઃખતો સોજો) ઘાલે છે. બીજો 'દાઝિયો' એટલે દાઝેલા જેવા ફોલ્લા થાય છે અને ત્રીજો 'ચેપિયો' એટલે મોતીના દાણા જેવા એક સ્થાનમાં જથાબંધ ફોલ્લા થઇ, તે ફૂટી, જ્યાં જ્યાં તેનો ચેપ લાગે ત્યાં ત્યાં ફોલ્લા થાય છે. એ ચેપ માતાપિતાને લાગે તો તેને પણ ફોલ્લા થાય છે. આ રતવાનો રોગ ઘણે ભાગે બાળકનો જીવ લે છે. કવચિતજ કોઇ બાળક એમાંથી બચી જાય છે. એટલું છતાં ત્રણે જાતના રતવાની ચિકિત્સા નીચે પ્રમાણે કરવાથી વખતે બાળક બચી જાય છે. પ્રથમ બાળકની માતાને ચીકટ તથા ગળપણવાળું ખાવાનું બિલકુલ બંધ કરી દેવું. બાળકને પણ ચીકટ અડકે

નહિ, એવી સંભાળ રાખવી. બાળકની માતાને લૂખો રોટલો અને મીઠું નાખીને બાફેલી ચોલાઇની ભાજીનું શાક ખાવા આપવું. બાળકના ત્રણે પ્રકારના રતવા ઉપર 'રતવેલીઓ' નામનો વેલો જે કાઠિયાવાડમાં પ્રસિદ્ધ છે, તેને ઘસીને બાળકને પાવો, તથા શરીર ઉપર ગુલેઅરમાની અને ગુલાબજળ ચોપડયા કરવું. એથી પહાડ ઓગળી જાય છે અને ચાંદાં સુકાઇ જાય છે ને વખતે બાળક બચી પણ જાય છે. અથવા સફેદ કાથો, સંખજીરું, કલઇ, સફેતો અને સોનાગેરુ સમભાગે લઈ તેને વસ્ત્રગાળ ચૂર્ણ કરી, ગુલાબજળ અથવા પાણી સાથે ચોપડયા કરવાથી, ત્રણે પ્રકારના રતવા મટી જાય છે. આ રતવાનો રોગ, ઘણે ભાગે સ્ત્રીના ગર્ભસ્થાનની ગરમીને લીધે થાય છે અને લૌકિકમાં 'તે સ્ત્રીને કોઠે રતવા છે' એમ કહેવાય છે; અને બને છે પણ એમ કે, જે સ્ત્રીને કોઠે રતવા હોય તેના દરેક બાળકને એકજ જાતનો અને અમુક માસનું બાળક થયા પછી, તેજ માસમાં રતવા નીકળી બાળક મરણ પામે છે. એ પ્રમાણે જેટલાં બાળક થાય તે સર્વને તેજ પ્રમાણે રતવા નીકળે છે અને મરણ પામે છે. આવા ભયંકર રોગને માટે માતાના કોઠામાંથી રતવાની જડને ઉખેડી નાખવા માટે અમારો ખાસ અનુભવેલો અને સેંકડો સ્ત્રીઓના કોઠાના રતવાને મટાડી, બાળકને જન્મ્યા પછી રતવા થાય નહિ તેવો, તેમજ કેટલીક સ્ત્રીઓને ગર્ભસ્થાનમાંથીજ રતવાવાળું, સડેલું, લીલું થઇ ગયેલું બાળક જન્મે છે, તેને પણ અસરકારક રીતે આરોગ્ય આપનારો ઈલાજ નીચે લખીએ છીએઃ—

**ગુલેબનફશા** શેર ૦। લઇને તેમાંથી કચરો તથા માટી વીણી કાઢી, તેને દશ શેર પાણીમાં નાખી ઉકાળવો અને જ્યારે ત્રણ શેરને આશરે પાણી બાકી રહે ત્યારે તેમાં પોણાબશેર સાકર નાખી ચાસણી કરી શરબત બનાવવું એટલે એક બાટલી શરબત થશે.

તે શરબત, જેને કોઠે રતવા હોય તે સ્ત્રી જ્યારે ગર્ભ ધરે અને ત્રીજો મહિનો બેસે ત્યારે સવારસાંજ એકેક તોલો, પાણીમાં મેળવી પાવું. એટલે એક મહિનામાં એક બાટલી ખલાસ કરવી. તે પછી પાંચમે મહિને એક બાટલી શરબત ઉપર પ્રમાણે પાવું. તે પછી સાતમે મહિને ઉપર પ્રમાણે પાવું. તે પછી છોકરું જન્મે અને માતા ચાળીસમું નાહી સુવાવડમાંથી ઊઠે, તે પછી એક બાટલી પાવું. આ પ્રમાણે ચાર બાટલી શરબત જે સ્ત્રીને પાવામાં આવે છે, તે સ્ત્રીના કોઠામાં રતવાની અસર બિલકુલ રહેતી નથી અને તેના બાળકને કોઈ પણ વખતે રતવાનો રોગ થતો નથી. વિશેષમાં જણાવવાનું કે, જે સ્ત્રીના કોઠામાં રતવા હોય, તેને દરેક ગર્ભ વખતે આ શરબત પાવાની જરૂર નથી, પરંતુ એકજ ગર્ભ વખતે પાવાથી, આખી જિંદગી સુધી પણ ગમે તેટલાં બાળક થાય તો પણ તેને રતવા થતો નથી. પરંતુ અમારે ખુલાસો કરવો જોઈએ કે, જ્યારે જ્યારે આ શરબત પાવાનો વખત આવે, ત્યારે ત્યારે તે શરબત તાજું તાજું બનાવીને પાવું. જો પૈસાના લોભથી અને વારેવારે બનાવવાના આળસથી, સામટા શીશા બનાવી મૂકશે તો શરબત સડી જશે, અને તેને ફેંકી દેવું પડશે. એ શરબત પીતી વખતે, તે સ્ત્રીને કોઈ પણ જાતનું વિશેષ પથ્ય પાળવાની જરૂર નથી.

ઘણીક માતાઓ પોતાને દૂધ ઓછું આવવાથી બાળકને મધ અને ઘીનું ચાટણ કરાવે છે. અને તે બાળક થોડી પણ ખાવાની ઇચ્છા ધરાવતું જણાય તો તેને ખોરાક આપવાની ઉતાવળ કરે છે. અને તેમાં ઘણી માતાઓ એમ સમજતી જણાય છે, કે, જેમ જેમ ઘીવાળો, સાકરવાળો, બદામવાળો—ખોરાક બાળકને અપાય, તેમ તેમ બાળક ઉતાવળે મોટું થઈ બળવાન થાય. પરંતુ કુદરતનો કાયદો એવો છે કે, જ્યાં સુધી બાળકને સંપૂર્ણ દાંત ફૂટી રહે નહિ, ત્યાં સુધી તેને ઘી આપવું નહિ. કારણ કે ઘી કંઇ આહારની વસ્તુ

નથી પણ તે અન્નને સ્નેહાળ બનાવી, અન્ન પચે એવા કોઠાવાળાને પુષ્ટ બનાવવા માટેનું એક સ્નેહન દ્રવ્ય છે. માટે અન્ન ખાવાને સારુ જ્યારે કુદરત દાંત આપે, ત્યારેજ તેને અન્ન સાથે ઘી આપવું. તે દરમિયાનમાં માતાના દૂધથી બાળકનું પેટ ન ભરાય, તો ગાયનું, બકરીનું અને છેવટે તે જો નજ મળે તો ભેંશનું દૂધ લાવી, તેમાં અધું પાણી ઉમેરી, તેમાં પાંચદશ દાણા વાયવડિંગના જરા ખોખરા કરીને નાખી, તેને ધીમે તાપે ઉકાળી, માત્ર પાણી બળી જાય અને દૂધ બાકી રહે ત્યારે નીચે ઉતારી, ઠંડું પાડી કપડાથી ગાળી લઈ શીશીમાં ભરી મૂકવું અને તે દૂધ બાળકને પાવું. પણ એટલું તો યાદ રાખવું કે, એક વાર ઉકાળેલા દૂધને ફરીથી ઊનું કરવું નહિ. સવારના ઉકાળેલા દૂધને સૂર્યાસ્ત પછી પાવું નહિ ને રાતને માટે ફરીથી બીજું દૂધ બનાવી લેવું અને તે દૂધ સૂર્યોદય થયા પછી પાવું નહિ. અને " આ દૂધ મારા બાળક માટે લાવ્યો છું, મારું બાળક આટલું બધું દૂધ પીએ છે " એવું કોઈને મોઢે કહેવું નહિ. તેમ જ્યારે જ્યારે દૂધ પાવાનું હોય ત્યારે ત્યારે એકાંતમાં કોઈની નજર ન પડે તેવે સ્થળે બેસીને પાવું. પણ જો કોઈને મોઢે "મારું બાળક આટલું દૂધ પીએ છે" એમ કહ્યું અને સાંભળનાર માણસ આશ્ચર્યથી એટલોજ શબ્દ બોલશે કે, " અહો! આટલું બધું દૂધ પીએ છે!" એટલું કહેવાથીજ, તેજ દિવસથી તે બાળક દૂધ પીતું અટકી જશે. એટલા માટે ફરીફરીથી કહેવામાં આવે છે કે બાળકના દૂધની વાત કોઈને કરવી નહિ, તેમ બાળકને સ્તનપાન કે દૂધપાન પણ કોઈના દેખતાં કરાવવું નહિજ. જો બાળકને દાંત આવતા પહેલાં ઘી આપવામાં આવશે, તો તેને વાવળી કે સસણીનો રોગ જલદી લાગુ પડી જશે, તેમજ જ્યારે બાળકના દાંત ફૂટવાનો વખત થશે, ત્યારે તે બાળકને પાતળા ઝાડા થશે અને શરીર એટલું બધું લથડી જશે કે માતાપિતા ફિકરમાં પડી જશે. અને

જે બાળકને દાંત આવતા પહેલાં અન્ન ખવડાવવાની ટેવ પાડશે તો તે બાળકને પાતળા ઝાડા, મરડો અને ઝીણો તાવ લાગુ પડી જશે, જેથી તે બાળકને ‘ હાથ-પગ દોરડી અને પેટ ગાગરડી ’ કહેવત લાગુ પડશે. પછી તેમાંથી મળારખી તથા નાળકોટ જેવાં ભયંકર દરદોનો જન્મ થશે. જે બાળકને અન્ન પચે નહિ, ઝાડો નહિ અને થોડે ભાગે કૃમિ ઉત્પન્ન થાય. જેથી હાથ, પગ અને મોં ઉપર ચામડીના રંગ જેવો થોડો થોડો સોજો આવે. તેની ડૂંટી (નાભિ) ઉલટાઇ (ઉથલાઇ) જાય ત્યારે જાણવું કે એને "મળારખી" થઇ છે. અને જે બાળકને અન્ન પચે નહિ, ઝાડો થાય નહિ, તથા ચામડીનો રંગ, આંખના ડોળા અને જીભ પીળી થાય; હાથ, પગ, પેટ, પેડુ અને મોં ઉપર સોજા હોય તેને " નાળકોટ " કહે છે.

"નળબંધ"—કમોણી અજમો, કાચકો, કાળીજીરી, કોલમ, કડુ, દિકામાળી, સિંધવ, સંચળ, ઇંદ્રજવ, વાયવડિંગ, પડ્કચૂરો, કાકડાસિંગ, લીંબોળી, કાળાં મરી એ સર્વે સમભાગે લઇ, તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. એ ચૂર્ણનું નામ અમે **નળબંધ પાડ્યું** છે. એ ચૂર્ણ અધો વાલથી બે વાલ સુધી નાના બાળકને કે મોટા માણસને દિવસમાં ત્રણ વાર આપવાથી તાવ, કૃમિ, ઉલટી, ઝાડા, પેટનો દુખાવો અને બંધકોશને મટાડે છે. જો મળારખી થઇ હોય તો આ ચૂર્ણમાંથી વાલ એક તથા ફુલાવેલી ફટકડી જેનું નામ સૌરાષ્ટ્રિ આપ્યું છે તે વાલ અર્ધો મેળવી, પાણીમાં વાટી પાવાથી મળારખી મટી જાય છે તથા સોજા ઉતરી જાય છે. જો નાળકોટ થયો હોય તો કાચી ફટકડી તોલા આઠ અને બાવળનો કોલસો તોલો એક વાટી તેનું ચૂર્ણ કરી રાખવું. પછી ગાયના મૂત્રને એકવીશ વખત ગાળીને તેમાં રોગીની ઉંમરના પ્રમાણમાં બાળકને અધો વાલથી બે વાલ

સુધી અને મોટા માણસને આઠ વાલ સુધી, ગાળેલા ગાયના મૂત્રમાં આપવું. મળારખી તથા નાળકોટવાળાને ઘી અથવા તેલ બિલકુલ આપવું નહિ. બનતાં સુધી મોળું દૂધ અને ભાત આપવો. ભાત ન ખાઈ શકે તો એકલા દૂધ ઉપર રાખવો, પણ મીઠું મરચું કે મસાલો કાંઈજ આપવું નહિ. મોટા માણસથી ન રહેવાય તો જુવારની ધાણી અને શેકેલા ચણા ખાવાને આપવા પણ તેથી એમ ન સમજવું કે પૌંઆ ને દૂધ ભેગું કરી ખાઇ શકાશે. પરેજી કાળજીપૂર્વક પાળવામાં આવશે તો દર્દી જરૂર સારો થશે; પણ એટલી વાત ખૂબ યાદ રાખવી કે, જે બાળક અથવા બાળકીને, મરદ અથવા સ્ત્રીને નાળકોટ થયો હોય અને તેની ઇંદ્રિય ઉપર પાણીથી ભરેલો ચળકતો સોજો જણાય તો તેનું ઓસડ વૈદ્યે કરવું નહિ; કારણ કે ઇંદ્રિય ઉપર સોજો આવ્યા પછી તેને પરમેશ્વર સિવાય બીજો કોઇ બચાવી શકે તેમ નથી.

હાલમાં કેટલાંક માબાપો છોકરાંની માતાને ધાવણ નહિ આવવાથી અથવા ધાવણ ઓછું આવવાથી અથવા ધાવણ આવતું હોય છતાં, છોકરું ધાવે તો તેની માતાનો બાંધો ચુસાઇ જવાના ભયથી અથવા સ્તન તૂટી જવાના ભયથી તેઓ બાળકને ધવડાવતાં નથી; પણ તેને દૂધ અને ચા પાવાની ટેવ પાડે છે. જો કે તેથી બાળકને સંતોષ તો વળે છે, પરંતુ પોષણ મળતું નથી. જેથી બાળકનાં હાડકાં બિલકુલ પોષાયા વિનાનાં સૂકાં રહી જાય છે અને બાળક બાંધા વગરનું પાતળું અને નિર્માલ્ય થઇ જાય છે. જેથી જુવાનીમાં ક્ષય જેવા વ્યાધિને શરણે થઇ મરણ પામે છે; અને કદાચ ક્ષય ન થાય તો અલ્પવીર્ય અથવા વીર્યહીન અથવા નપુંસક જેવો ચીડિયા સ્વભાવનો, મગજની શક્તિ વિનાનો, કામ કરવામાં કાયર અને કોઇ પણ જાતના ચીકણા રોગને ભોગવતો જોવામાં આવે છે. માટે અમે ભલામણ કરીએ છીએ કે, આખી

જિંદગીપર્યંત ચા ન પીવી એતો આ ફૅશનેબલ અને ચાલુ રૂઢિના જમાનામાં અમારાથી કહી શકાતું નથી, પણ બાળકની દયા ખાતર, તેની જિંદગીના ભલા ખાતર, તેને પાંચ વર્ષની ઉંમર થયા પછી ભલે વધારે દૂધવાળી થોડી ચા પાવી, પણ એટલું યાદ રાખવું કે જ્યાં સુધી વીર્ય પરિપકવ થયું નથી અને બાળકને દાઢીમૂછ ફૂટી યુવવાસ્થા પ્રાપ્ત થઇ નથી, ત્યાં સુધી ચા ન અપાય તો અતિ ઉત્તમ છે.

સાત મહિનાના બાળકથી તે દસ વર્ષ બાળકને એક વાર એક જાતની નઠારી ઉધરસ થાય છે અને તે ઉધરસ એવી ચેપી છે કે, ઘરમાં કે મહોલ્લામાં તે છોકરાં સાથે રમતાં, તેનું ખાધેલું ખાતાં, તેનું પીધેલું પીતાં બીજાં છોકરાંને તે ઉધરસ લાગુ પડે છે. અને તેઓ પણ ઉધરસના ભોગ થઇ પડે છે. એ ઉધરસનું સ્વરૂપ એવું છે કે, ઉધરસ ખીકૂ ખીકૂ ખીકૂ ખીકૂ ખીકૂ ખીકૂ ખીકૂ એવી રીતે પાંચ મિનિટ કે દશ મિનિટ સુધી ચાલુ રહે, વચમાં વચમાં છીંક આવતી જાય, ચહેરો લાલ થઇ જાય, ઉધરસની સાથે બાળકને ઝાડો અને પેશાબ થઇ જાય, તથા એવી અસહ્ય વેદના થાય કે તે બાળકોજ ખમી શકે છે. એવી રીતે એક વળ નરમ પડયો કે પાંચદશ મિનિટે અથવા કલાક બે કલાકે બીજો વળ ચડે છે. તે જોઇને માબાપો ઘણાં અકળાય છે પણ કાંઇ ઇલાજ નહિ ચાલવાથી નિરાશ થઇ જાય છે. માત્ર એકજ ઉપાય ઘણાખરા લોકો જાણે છે કે, જે વખતે ઉધરસનો વળ ચડે છે તે વખતે તે બાળકની બેઉ હાથની નાડી એટલે અંગૂઠા નીચેની નસ, જોરથી દબાવે છે, તેથી કાંઇક વળ ઓછો આવે છે. એ ઉધરસ નઠારી ઉધરસ, ખોંખલી, ઉટાંટિયું, હડળી, ભૂંડી અને મોટી ઉધરસના નામથી ઓળખાય છે અને અંગ્રેજીમાં એને 'હૂપિંગ કૅાફ' કહે છે. એને માટે લોકોમાં ચાલુ ઉપાય એવા છે કે, કોઇ બાળકને અણબોલ્યા લઇ જઇને

'નનામા ઝાડ' (ચોર આમળો) ને સૂર્ય ઊગતાં પહેલાં ભેટાડે છે; કોઇ ઊંટની ગાંઠ સુંઘાડે છે, કોઈ ઓખલી (કોહલી) નું દર સુંઘાડે છે તો કોઈ મોચીની કે ખાલપાની કૂંડીનું પાણી પાય છે. કોઇ કસાઇને ઓટલે તેને બેસાડે છે. કોઇ ગળામાં કોડી અને અજમાની પોટલી બાંધે છે. કોઇ છોકરાની માતાનાં નવાં લૂગડાં ઉપર પોળું થીગડું મારે છે. કોઇ નકટી નામની હોડીના ઘાટની બે ખાનાવાળી એક વનસ્પતિ ગાંધીને ત્યાં મળે છે તે ડોકે બાંધે છે. કોઈ બાવળના ઝાડ ઉપર કાંટાનું બખ્તર બનાવી તેની અંદર એક છીવડો રહે છે, જેને ગામડાના લોકો કાંટાની ડોશીને નામે ઓળખે છે તે લાવી, તેને ગળામાં બાંધે છે. એમ કરતાં કરતાં જ્યારે ઉધરસ નરમ પડતી નથી ત્યારે 'એ તો એની મુદતે જશે' એમ માની સંતોષ પકડે છે. પણ એ બાબતમાં અમારો અનુભવ એવો છે કે, 'વરાધવાવળી'ના પ્રકરણમાં બતાવેલી '**ખોંખલી**' નામની દવા અર્ધા વાલથી એક વાલ સુધી પાન એક પાકું તથા એલચી નંગ બે છોડાં સાથે, જરા પાણી મૂકી, ખૂબ ઝીણું વાટી તેનો રસ કાઢી તે રસને જરા ગરમ કરી, તે પછી તેમાં પેલું ઓસડ નાખી દિવસમાં બે અથવા ત્રણ વખત પાવાથી તે બાળકને ઘણો ફાયદો કરે છે. એ નઠારી ઉધરસ ઘણા જોરમાં આવતી હોય તેને આ ખોંખલી નામના ઓસડથી જલદી ફાયદો થાય છે અને ઉધરસ ધીમી ગતિવાળી હોય તો તેનાથી ધીમે ધીમે ફાયદો જણાય છે. આ ખોંખલી નામની દવા સાધારણ લૂખી ઉધરસવાળાને મધમાં ચટાડવાથી સારો ફાયદો કરે છે. માટે આ દવા બનાવીને વાપરવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

નાનાં બાળકની ઘણી વાર આંખો દુખવા આવે છે, આંખમાં ખીલ થાય છે, આંખે ચીપડા વળે છે, આંખ ચોંટી જાય છે, બાળક આંખ ઉઘાડી શકતું નથી અને આંખમાં કાંકરો ખૂંચવાથી દિવસ

અને રાત, બેચેન રહી રહ્યા કરે છે. અને વખતે એવું બને છે કે, આંખનો ખીલ વધીને ઉપલાં પોપચાંમાં એક લીંબુ જેવડો પાતળી ચામડીવાળો ચળકતો સોજો ઉત્પન્ન કરે છે. જેથી બાળકની આંખ કોઇ પણ પ્રકારે ઊઘડી શકતી નથી. તે જોઇ તેનાં માતાપિતાને એવો ભય રહે છે કે, રખેને બાળક આંધળું થાય. એવા સોજાથી બાળક આંધળું તો થતું નથી, પણ વખતે આંખમાં ફૂલું પડી આવે છે. આવી રીતે આંખનાં દર્દોમાં નીચે પ્રમાણે ઉપાય કરવાઃ—

સુરોખાર તોલો ૧, ધોળાં મરી તોલા ૨, ઊંચા પ્રકારનું સિંદૂર તોલા ૮, એને એવું ઝીણું વાટવું કે ચપટી ભરીને હાથેળીમાં મૂકી ઉપર આંગળી ફેરવીએ તો પણ કાંકરી જણાય નહિ. એવું વાટીને શીશીમાં ભરી રાખવું. એનું નામ અમે '**રાતો સુરમો**' પાડેલું છે; તથા લોધર તોલો ૧, ફટકડી તોલો ૧ અને અફીણ તોલો ૦ા એ ત્રણેને બારીક વાટી પાણીમાં મેળવી તેની ચણા જેવડી ગોળીઓ વાળી સુકાવી રાખવી. એ ગોળીનું નામ '**આંખે ચોપડવાની ગોળી**' એવું રાખ્યું છે. તથા બાવળની લીલી પાલી શેર એક લાવી, તેમાંના કાંટા વગેરે વીણી કાઢી, તેને દશ શેર પાણીમાં ઉકાળવી. પાણી ગરમ થાય એટલે તેમાં સંચોરો નવટાંક તથા સિંધવખાર નવટાંક નાખી ઊકળવા દેવું. જ્યારે ચાર શેરને આશરે પાણી બાકી રહે, ત્યારે તેને ગાળી લઇ કૂચા નિચોવી ફેંકી દેવા. તે ગાળેલા પાણીને તપેલામાં પાછું ચૂલે ચઢાવી, તેમાં ચોખ્ખું મધ શેર એક નાખી, ધીમે ઉકાળી, તેની મધ જેવી ચાસણી કરવી. જો ચાસણી કરતાં ભૂલ થશે અને ચાસણી નરમ રહેશે, તો તેના ઉપર ફૂગ આવશે, એટલે તે ઓસડ ફેંકી દેવું પડશે. અને જો ચાસણી ખરી થઇ જશે તો, તે ઓસડ આંખમાં આંજવાને લાયક રહેશે નહિ, કારણ કે આંખમાં આંજતાં ગુંદરની પેઠે, સળી સાથે તે વળગી રહેશે અને આંખમાં પસરશે નહિ એટલે

ઓસડ નકામું થઇ જશે. માટે બનાવનારે તે ચાસણી ઠંડી પડયા પછી, મધ જેવી જાડી રહે છે કે નહિ તેની તપાસ કરી બુદ્ધિપૂર્વક ચાસણી બનાવવી. આ ઉપાય શારંગધર સંહિતામાં 'બબ્બુલાદિ સ્વરસ' એ નામથી લખેલો છે. માત્ર તેમાં અમે સંચેરો અને સિંધવ ઉમેરીને, તે દવા બનાવીએ છીએ અને તેથી ઘણોજ ફાયદો થતો જોવામાં આવે છે. જો બાળક એક માસ કરતાં પણ નાનું હોય અને તેની આંખો દુખવા આવે, તો આ 'બબ્બુલાદિ સ્વરસ' સળીથી ઘણુજ થોડા પ્રમાણમાં આંજવો. એ બબ્બુલાદિ સ્વરસ નાના બાળકથી માંડીને, મોટા માણસ સુધી, દરેકની આંખમાં આંજી શકાય છે. એ સ્વરસ આંજવાથી આંખ દુખવા આવી હોય, આંખે ચીપડા વળતા હોય, આંખ ચોંટી જતી હોય, આંખમાંથી પાણી ગળતું હોય, આંખમાં કાંકરા ખૂંચતા હોય, આંખમાં અગન બળતી હોય, આંખમાં ખીલ વધ્યા હોય, વગેરે [ આંખના મોતિયા, કાચબિંદુ, પરવાળાં (બેવડા વાળ ઊગે છે તે) અને ડેરો; એટલા રોગ સિવાયના ] તમામ રોગો ઘણીજ સરસ રીતે મટે છે. જો કોઇ બાળકને ઉપર લખ્યા પ્રમાણે ખીલ પર લીંબુ જેવડો મોટો સોજો આવી જાય તો ઉપર લખેલા સ્વરસમાં સળી બોળી તે સ્વરસવાળી સળી ઉપર લખેલા લાલ સુરમામાં બોળી, તે બાળકની આંખમાં આંજવાથી બે કે ત્રણ દિવસમાં તદ્દન આરામ થઇ જાય છે. સોજો ક્યાં અને કેવી રીતે જતો રહે છે, તેની ખબર પણ પડતી નથી. જો કોઇની આંખમાં ફૂલાં પડયાં હોય, તો પણ ઉપર પ્રમાણે સ્વરસમાં સળી બોળી, તે સળી લાલ સુરમામાં બોળી આંજવાથી, ફૂલાં પણ મટી જાય છે. આંખમાં સાધારણ ખીલ પડયા હોય અને આંખ વચરમાઇ ગઇ હોય એટલે આંખ દુખવા આવી ઝાંખ મારી ગઇ હોય, ત્યારે એકલો સ્વરસ આંખમાં આંજી, આંખની પાંપણ અને પોપચાં પર 'આંખે ચોપડ-

વાની ગોળી' ઠંડા પાણીમાં ઘસીને ચોપડવી. કેટલીક વાર તો એવું જોવામાં આવ્યું છે કે, આંખના કાળા ડોળા અને સફેદ ડોળાના સાંધા પર, અથવા સફેદ ડોળા પર મગની દાળ જેવડી ફોલ્લી થાય છે અને આખો ડોળો લાલ બની જાય છે. તે પછી પેલી ફોલ્લી ફૂટી જઇ આંખના ડોળામાં મગની દાળ જેવડો ખાડો પડે છે અને તે ખાડામાંથી પરુ વહે છે. તેવી આંખમાં જો કોઇ દવા નાખીએ અને પેલા ખાડામાંથી આંખની ભીતરના કાચમાં ઊતરી જાય તો, તેને આંધળો થવાનો સંભવ છે. તેવી આંખમાં માત્ર 'બબ્બુલાદિ સ્વરસ' આંજવાથી અજાયબ જેવો ફાયદો થાય છે. કેટલીક વાર આંખની નાક તરફની બાજુથી મસાનું પડ વધીને કાળા ડોળા તરફ આવે છે અને આંખની બીજી બાજુથી બીજુ મસાનું પડ કાળા ડોળા તરફ વધતું આવે છે. જો તેને અટકાવવામાં ન આવે તો આખી આંખ, મસાના પડથી ઢંકાઈ જાય છે. એવી અવસ્થામાં બબ્બુલાદિ સ્વરસવાળી સળી રાતા સુરમામાં બોળીને દિવસમાં એક વાર સવારે અથવા રાત્રે આંજવાથી મસો વધતો અટકી જઇ, આંખ સારી થઇ જાય છે.

જો કોઇ સ્ત્રીને એક બાળક ધાવણું હોય અને તેવી અવસ્થામાં બીજો ગર્ભ રહે ત્યારે જો તે છોકરું તે માતાને ધાવે, તો તે બાળક દૂબળું, તેજ વિનાનું અને પીળું થતું જાય છે, હાથપગ કંતાય છે અને પેટ મોટું થાય છે. કેટલાકને ઝાડા થાય છે અને કેટલાકનો ઝાડો બિલકુલ બંધ થઇ જાય છે, જેને લૌકિકમાં 'પાલુરો લાગ્યો છે' એમ કહેવામાં આવે છે. તેવા રોગોમાં તે બાળકને આગળ કહેલા 'બાલતિચૂર્ણ' નો ઉપયોગ કરવાથી ઘણો ફાયદો થાય છે. પરંતુ એવી અવસ્થામાં તે બાળકને તેની માતાનું દૂધ ધાવતું બંધ કરી દેવું જોઇએ અથવા બીજી ધાવને આપવું કે આગળ કહી ગયા તે પ્રમાણે દૂધ બનાવીને તે દૂધ પીતાં શીખ-

વવું. જ્યારે પાલુરો લાગે છે અથવા સ્ત્રીને દૂધ આવતું નથી, ત્યારે ઘણે ભાગે બાળકને માટે ધાવ રાખવામાં આવે છે, પરંતુ ધાવનું દૂધ ભાગ્યેજ કોઈ બાળકને માફક આવે છે. કારણ કે બાળક જેટલા મહિનાનું હોય તેટલા મહિનાની સુવાવડી ધાવ મળવી મુશ્કેલ છે. અને જો ધાવ બાળકના કરતાં વધારે માસની સુવાવડી હોય, તો તે બાળકને તેનું દૂધ પચતું નથી. બીજું કારણ એવું છે કે, જે માતાના પેટમાં બાળક ઉત્પન્ન થયું હોય તે માતાની પ્રકૃતિ પ્રમાણે બાળકના શરીરનું બંધારણ થયું હોય છે. અને તે કરતાં પણ વધારે વખતની અને જુદી માતાના જુદા ખાનપાથી અને જુદી પ્રકૃતિથી, દૂધમાં વિરુદ્ધ ગુણ ઉત્પન્ન થવાથી તે દૂધ, બાળકને માફક આવતું નથી. તેમાં જો આપણી જાતિ કરતાં હીનજાતિની ધાવ મળી આવે, તો બાળકના શરીરને નુકસાન કરે, એટલુંજ નહિ પણ તેના માનસિક વિચારને પણ નુકસાન કરે છે. એટલા માટે નીચ જાતિની ધાવ રાખવા કરતાં, ગાય-બકરી કે ભેંસનું દૂધ ઘણું ઉત્તમ ગણ્યું છે અને જો ધાવ રાખવાની ઇચ્છા હોય તો, પોતાની જાતવાળી, મધ્ય અવસ્થાવાળી સારા સ્વભાવવાળી, સર્વદા આનંદમાં રહેનારી, ઘણા અને સાફ દૂધવાળી, પુત્ર ઉપર બહુ પ્રેમ રાખનારી, પોતાને આધીન રહેનારી, થોડું મળવાથી સંતોષ પામનારી, કપટ વગરની અને બાળકને પેટના પુત્ર સમાન ગણનારી ધાવ રાખવી. પણ જે સ્ત્રી શોકથી વ્યાકુળ, ભોગથી પીડાયેલી, થાકેલી, સર્વદા વ્યાધિવાળી, બહુ ઊંચી, બહુ નીચી, બહુ જાડી, બહુ પાતળી, ગર્ભવાળી, તાવવાળી, લાંબા તથા ઊંચાં સ્તનવાળી, અજીર્ણ રહ્યા છતાં જમનારી, પથ્ય વગરની, ક્ષુદ્ર કામમાં આસક્ત, દુઃખથી પીડાયેલી કે ચંચળ વૃત્તિની હોય, તેને ધાવ તરીકે રાખવાથી બાળક રોગી થાય છે. પાકા આહારથી થયેલા રસનો મધુર સાર સઘળા દેહમાંથી સ્તનમાં આવતાં તે સાર

ધાવણરૂપે થાય છે, અને જણ્યાને ત્રણ રાત અથવા ચાર રાત પછી, હૃદયમાં રહેલી ધમનીઓ ખુલી પડીને, ધાવણની પ્રવૃત્તિ કરે છે.

સ્ત્રીને પુત્રના સ્પર્શથી, દર્શનથી સ્મરણથી અને તેણે સ્તન પકડવાથી, વીર્યની પેઠે ધાવણ છૂટે છે. પુત્ર ઉપર નિરંતર રહેતો સ્નેહજ, ધાવણનો પ્રવાહ થવામાં કારણભૂત છે. પુત્ર ઉપર પ્રેમ નહિ રાખવાથી, ભયથી, શોકથી ક્રોધથી ભૂખ્યા રહેવાથી અથવા બીજો ગર્ભ રહેવાથી, સ્ત્રીઓનું દૂધ ઓછું થઈ જાય છે. માતાએ ભારે આહાર કરવાથી અયોગ્ય વિહાર કરવાથી, તેના શરીરમાં દોષોનો પ્રકોપ થાય છે. જેથી ધાવણ ખરાબ થાય છે. અયોગ્ય આહાર અને અયોગ્ય વિહાર કરનારી સ્ત્રીના વાયુ, પિત્ત અને કફ, ધાવણને બગાડી નાખે છે અને તેથી બાળકના શરીરમાં રોગ ઉત્પન્ન થાય છે. જો ધાવણ પાણીમાં નાખતાં, પાણી ઉપર તર્યા કરે અને સ્વાદમાં કષાય હોય તો તેને વાયુથી ખરાબ થયેલું જાણવું. જો પાણીમાં નાખતાં જેની પીળી પીળી કણીઓ થઈ જાય અને સ્વાદમાં ખાટું તથા તીખું હોય તો તેને પિત્તથી ખરાબ થયેલું જાણવું. અને જો પાણીમાં નાખતાં બૂડી જાય અને ચીકણું હોય, તો ધાવણ કફથી ખરાબ થયેલું જાણવું. જેમાં બે નિશાનીઓ મળતી આવે, તે બે દોષથી અને ત્રણે નિશાની મળતી આવે તે ત્રણે દોષથી બગડેલું જાણવું. એવા બગડેલા ધાવણને સુધારવા માટે બાળકની માતાએ મગનું ઓસામણ પીવું. અથવા ભારંગી, દેવદાર, વજ, અતિવિષ, એને વાટીને પીવાં અથવા કાળી પહાડ, પીલુડી, મોથ, કરિયાતું, દેવદાર, સૂંઠ, ઇંદ્રિજવ, ઉપલેટ અને કડુ એનો કવાથ પીવાથી પણ ધાવણ સાફ થાય છે. જે ધાવણ પાણીની સાથે મળી જાય, જેનો રંગ બદલાયો ન હોય, તાંતણાવાળું ન હોય અને ધોળું, પાતળું તથા ટાઢું હોય તે ધાવણ સાફ છે એમ જાણવું. બાળકને માતાએ અથવા આયાએ,

પોતાનાં અંગ સ્વચ્છ કરી, સારાં કપડાં પહેરી, પૂર્વ દિશામાં મુખ રાખી, આસન પર બેસી, પછી જમણા સ્તનને પાણીથી સારી પેઠે ધોઇ, જરા દૂધ કાઢી નાખી, બાળકનું મોઢું ઉત્તરદિશામાં રહે તેવી રીતે ધીરેથી ખોળામાં લઇ ધવડાવવું. સ્તનમાંથી થોડું દૂધ કાઢી નાખ્યા વિના તે દૂધને જો બાળક ધાવે છે, તો બાળકને વમન, ઉધરસ અને શ્વાસની પીડા થાય છે. બાળકને દૂધ ધવડાવતી વખતે, માતાએ પોતાના મનમાં એવા વિચાર કરવા કે, મારા સ્તનમાં ક્ષીરસાગર દૂધની વૃદ્ધિ કરજો, મારું બાળક સર્વદા કલ્યાણને પામનાર અને બળવાન થજો. જેમ દેવતાઓ અમૃત પીને લાંબું આયુષ્ય ભોગવે છે, તેમ મારો પુત્ર મારું અમૃતરસ જેવું દૂધ પીને, લાંબા આયુષ્યવાળો થજો. આવો વિચાર કરી બાળકને દૂધ ધવડાવવું. જો બાળકને દૂધની તાણ પડતી હોય તો સતાવરી તોલો અધો દૂધમાં ઘસીને તેમાં બીજું દૂધ પાશેરને આશરે મેળવીને તે દૂધ માતાને પાતા રહેવું જેથી દૂધ વધે છે. અથવા ખજૂરીના ઝાડના થડમાં જથાબંધ લીલાં મૂળિયાં ઊગે છે અને તે તમામ ઝાડને નહિ, પણ કેટલીક ખજૂરીનાં ઝાડને ખાસ ઊગે છે તે મૂળિયાં લાવી, તેમાંથી બે મૂળિયાં ચોખાના ધોવણમાં ઘસી, આ રવિવારથી પેલા રવિવાર લગી આઠ દિવસ પાય, તો જરૂર દૂધ વધુ ઊતરે છે. આ મૂળિયાંથી આગળની બેત્રણ સુવાવડમાં બિલકુલ દૂધ નહિ ઊતરેલી સ્ત્રીને પાંચ રવિવાર સુધી પાવાથી તેને દૂધ ઊતરેલું જણાય છે. આગળ કહેવામાં આવ્યું છે કે, માતાએ સ્વસ્થતાપૂર્વક ઉગમણે મોઢે બેસીને જમણા સ્તનને ધોઇને, થોડુંક દૂધ કાઢી નાખીને, બાળકને ઉત્તર દિશા તરફ સુવાડીને ધવરાવવું. આ વિચાર હસવા સરખો અને માતાને અગવડભર્યો લાગશે અને કોઇ શંકા કરશે કે, પૂર્વ દિશા તરફ બેસવાથી જમણું સ્તન દક્ષિણ દિશામાં જાય છે અને બાળકનું મુખ ઉત્તર દિશામાં

રાખવું એ કેટલું બધું અગવડભરેલું છે! તેમ સ્વાભાવિક રીતે જીવતા માણસને ઉત્તર દિશામાં માથું કરીને સુવાડવું એ વહેમ ભરેલું મનાય છે. એના સમાધાનમાં જણાવવાનું કે, માતા જો બાળકને પોતાના ખોળામાં ગાદી રાખીને ધવડાવે તો બાળકનું અર્ધું શરીર માતાની જાંઘ ઉપર સમાઇ રહે અને પગ જમીન પર લટકતા રહે, જેથી બાળક મળમૂત્ર કરે અને મળમૂત્ર માતાના શરીરે લાગે, જેથી સ્વાભાવિક રીતે માતાના મનમાં ક્ષોભ ઉત્પન્ન થાય અને બાળકને ધવડાવતી વખતે જરા પણ ક્ષોભ થાય તો દૂધને વહેવાવાળી કેશવાહિનીઓમાં દૂધ આવતું અટકી જાય. અને પોતાના સ્થાનેથી છૂટું પડેલું દૂધ, કેશવાહિનીઓમાં અટકી રહેવાથી, સ્તનમાં એક જાતનો દુખાવો ઉત્પન્ન કરે અને તે દુખાવાવાળું દૂધ બાળકના ધાવવામાં આવે તો, બાળકની પ્રકૃતિને બગાડે; એટલા માટે બાળકનું માથું ઉત્તર દિશામાં રાખવાનું વાજબી ગણેલું છે. બીજું કારણ એવું છે કે, જે માતા પોતાના બાળકને ખોળામાં લઈને ધવડાવે છે, તે બાળક ચત્તું ખોળામાં સૂઇને ધાવે તેથી વાંસો કમાનની પેઠે ગોળ થાય છે. અને અન્નાશયનો ભાગ, પકવાશયની ઉપર દબાણ કરે છે તેથી ધાવેલું દૂધ પચતું નથી અને ઊલટી થઇ બહાર નીકળી જાય છે. એટલા માટે બાળકને જમણી જાંઘ પર સુવાડવું એ ઘણું સગવડવાળું છે. હવે ઉત્તર દિશાએ માથું રાખવા બાબતમાં શંકા બાકી રહી; તેનું સમાધાન એવું છે કે, યોગીઓ અને સિદ્ધ પુરુષોને હંમેશાં ઉત્તર દિશાનું મસ્તક રાખીને સૂવાની પ્રથા છે, કારણ કે તેઓ મનુષ્યના જેટલી વિષયવાસના અને ષટ્રસ ભોજન લેતા નથી. જેથી ઉત્તર દિશાના લોહચુંબકનું આકર્ષણ તેમને લાગતું નથી. તેજ પ્રમાણે બાળક જે દૂધ પીતી પ્રથમાવસ્થામાં ષટ્ઊર્મિના વેગથી રહિત હોય છે અને ષટ્રસ લઈ શકતો નથી તેથી તેનું ઉત્તરદિશામાં મુખ રાખવામાં

હરકત નથી. પરંતુ એથી ઊલટું દક્ષિણ દિશામાં માથું રાખીને દૂધપાન કરાવવાથી દક્ષિણ દિશાનો આગ્નેયવાયુ જે ઝેરી ગણાય છે, તે બાળકના કોમળ મસ્તકમાં પ્રવેશ કરી, વખતે ભયંકર રોગને ઉત્પન્ન કરે છે. એટલા માટે બાળકનું માથું ઉત્તર દિશામાં રાખવાનું આયુર્વેદે ફરમાવ્યું છે. એ નિયમનો ભંગ કરી આજે બાળકોને ગમે તે રીતે ધવડાવવામાં આવે છે, તેથી ઘણી સ્ત્રીઓનાં સ્તનને બાળકનું માથું અડકી જાય છે, અથવા માથું સ્તન સાથે અફળાય છે, જેથી સ્તનમાં રહેલી કેશવાહિનીઓમાં અવ્યવસ્થા થવાથી સ્તનમાં ગાંઠ ઘાલે છે અને તેમાં અસહ્ય દુખાવો થાય છે; એટલુંજ નહિ પણ ઘણી વાર સ્તન પાકે છે. તેથી સ્ત્રીની તથા બાળકની પ્રકૃતિમાં ઘણો ભારે બગાડ થાય છે; એટલા માટે બાળકનું માથું પોતાના સ્તનને ન અડકે એવી સંભાળ માતાએ જરૂર રાખવી. કદાચ દૈવયોગે સ્તનમાં પહાડ ઘાલે અને દુખાવો થાય તો કેટલીક વૃદ્ધ સ્ત્રીઓ તે સ્તન ઉપર કાળી માટી અને મીઠું ચોપડાવે છે; પરંતુ તેથી ઘણી વાર સ્ત્રીને દૂધ આવતું અટકી જાય છે. એટલા માટે કાળી માટી ચોપડવી નહિ, પણ રાતી માટી એટલે સોનાગેરુ અથવા ગુલેહરમાની પાણીમાં મેળવી કઢી જેવી કરી વારંવાર ચોપડવી, જેથી ગાંઠ પીગળી જાય છે અને દૂધ વહેતું રહે છે.

ઉપર કહ્યું તેમ, માતાએ પોતાના સ્તનને, બાળકને ધવડાવતાં પહેલાં ધોવું જોઇએ. તે મુજબ જે સ્ત્રી પોતાના સ્તનને ધોતી નથી, તે સ્ત્રીને સ્તનની ડીંટડીની આસપાસ મેલના પોપડા વળે છે અને જ્યારે બાળક ધાવે, ત્યારે તે પોપડા ઊખડી જઈ, તે જગ્યાએ પાક થાય છે, જેથી બાળકને ધવડાવતાં તેની માતાને અસહ્ય દુખાવો થાય છે. એટલુંજ નહિ પણ તે ફાટમાંથી નીકળતું પરુ, બાળકના પેટમાં જાય છે અને બાળકને ધાવતાં જે દુખાવો થાય છે તેથી પૂરું દૂધ તે ધવડાવી શકતી નથી; એટલે પાનો ચડેલું દૂધ સ્તન-

માં આવી, મહાપીડા ઉત્પન્ન કરે છે. જ્યારે એવી પીડાથી સ્તનમાં સોજો આવ્યો હોય, ગાંઠ વધતી જતી હોય, સ્તન પાક પર ચડવા માંડયું હોય, ત્યારે ઘણાક ચિકિત્સકો એ સ્તનને પકવવા માટે આળસીનો કે ઘઉંના થૂલાનો શેક કરાવે છે; અને પછી પાકતા સ્તનવાળી સ્ત્રીની પીડા ઓછી કરવા માટે તેના સ્તનને શસ્ત્રક્રિયાથી ચીરી, અંદરનું પરુ કાઢી નાખે છે. અત્રે ચિકિત્સકને બે વાત સંભાળવાની હોય છે. એક તો કાચું ચીરેલું હોવાથી તેને પકવવા માટે, પોલ્ટિસ જારી રાખવું પડે છે અને પરુ નીકળવા માટે જખમનું મોં ખુલ્લું રાખવું પડે છે. એવી રીતે ચિકિત્સા કરવાથી સ્ત્રીના સુખનો અને બાળકના દૂધનો નાશ થાય છે. પરંતુ સ્તન પાકતું જાય, બાળક ધાવતું જાય અને સ્તન સારું થાય, એવી ચિકિત્સા કરવી હોય, તો સ્ત્રીના સ્તન ઉપર કોઇ પણ જાતનો શેક કરવો નહિ તથા નસ્તર લગાડવું નહિ; પણ જો જરૂર પડે તો અને તેને પકાવવાની ઉતાવળ કરવી હોય તો તેને કાળી દ્રાક્ષના ઠળિયા કાઢી નાખી, ખૂબ બારીક વાટી, પાણી છાંટયા વિના તેની પટ્ટી બનાવી, સ્તન ઉપર લગાડવી. એથી ઓગળવાનો ભાગ ઓગળી જશે અને પાકવાનો ભાગ જલદી પાકીને પરુ ઉપર આવી જશે. દરદ એની મેળે ફૂટી જશે અને જો એજ પટ્ટી ચાલુ રાખવામાં આવશે તો દરદ અંદરથી રુઝાતું આવી તેના મોઢામાં રબરની ટયૂબ કે બત્તી દાખલ કર્યા સિવાય, અથવા જખમમાં રેપા પૂર્યા સિવાય, જખમ નીચેથી રુઝાતો આવશે અને જખમનું મોં બંધ થશે નહિ. જો એ સ્તનપાકમાં પિત્તનું પ્રાધાન્ય હશે, તો એકલી દ્રાક્ષનો પ્રયોગ બસ થશે. પણ કફની પ્રધાનતાવાળું સ્તન (દાહક ગુણ વિનાનું) હશે તો તેને બેરજાના મલમની જરૂર પડશે. માટે તે મલમ નીચે પ્રમાણે બનાવવોઃ—

તલનું ચોખ્ખું તેલ શેર એક તથા ઊંચા પ્રકારનું સિંદૂર અર્ધો

શેર લઇ, પાંચ શેર ચોખા ચડે એવડું વાસણ લઇ, તેમાં પ્રથમ તેલ નાખી, ગરમ કરી, તેમાંથી ધુમાડા નીકળવા માંડે, ત્યારે તેમાં સિંદૂર નાખી લોખંડના તવેથાથી હલાવવું. જેને તવેથો પકડતાં નહિ આવડતું હોય, તે છાંટા ઊડવાથી દાઝશે અને હાથપગને સમાલવા જશે તો મલમ ઊભરાઇને ચૂલામાં પડશે, તેથી મોટો ભડકો થઇ મલમ બનાવનારનું ઘર બળી જશે. માટે આ ચાસણી સંભાળપૂર્વક કરવાની છે. જ્યારે તેલ ને સિંદૂર કાળું બની જાય, ત્યારે તવેથા વતી તેમાંનો મલમ લઇ, પાણીના પાત્રમાં બેચાર ટીપાં પાડવાં અને પછી તપાસી જોવો કે ગોળી વળે એવો થયો છે કે નહિ. જો ચાસણી તપાસવામાં નહિ આવે અને મલમ ખરો થઈ જશે, તો તેની પટ્ટી થશે નહિ અને જો મલમ કાચો રહી જશે તો બાંધો પકડશે નહિ. એટલા માટે ચાસણી ઉપર ખૂબ ધ્યાન રાખવું. તેની રીત એવી છે કે, ઠંડા પાણીમાં મલમનું ટીપું નાખવાથી પાણીમાં છૂટું દેખાય તો જાણવું કે ચાસણી કાચી છે અને જો પાણીમાં ટીપું નાખ્યું કે ડૂબી જાય, તો જાણવું કે ચાસણી ખરી થઇ ગઇ છે, એટલે મલમ ફેંકી દેવાનો થયો છે. એવી રીતે બરાબર ચાસણી થયેલો મલમ તૈયાર કરીને, તે એક શેર તેલનો મલમ હોય તેને પાછો ધીમા તાપ ઉપર મૂકીને, ખદખદે નહિ એવો ગરમ કરવો, એટલે તે પાતળો થશે ત્યારે તેમાં બેરજો શેર ચાર, થોડે થોડે નાખતા જવો અને હલાવવો. એવી રીતે ચાર શેર બેરજો ઓગળી જાય એટલે નીચે ઉતારીને ઠંડું પડવા દેવું. આવી રીતે બેરજાનો મલમ તૈયાર કરી તેની પટ્ટી બનાવી, સ્ત્રીના કફપ્રધાન પાકતા સ્તન પર મારવી, જેથી સ્તન જલદી પાકી પરુ નીકળી જશે અને સ્તન રુઝાઇ જશે, તથા તેમાંનું દૂધ જીવતું રહેશે. જો સ્તનમાં દૂધ વધારે ભરાઇ આવે તો તેને કોઈ સારી બાઇ માણસે ધાવીને થૂંકી નાખવું જોઇએ, અથવા વિલાયતી કાચ અને

રબરનો કુક્કો (યંત્ર) આવે છે, તે વડે સહેલાઇથી દૂધ ખેંચી લેવાય છે; તે પછી બાળકને ધવડાવવામાં આવે તેથી બાળકને કોઈ પણ પ્રકારનો રોગ થતો નથી; કારણ કે દૂધને વહેવાવાળી નસો બગડી હોય તો, ડીંટડીમાંથી દૂધ આવતું હોય તો ધાવવાને હરકત નથી.

કેટલીક વાર નાના બાળકને સખત તાવ આવે છે અને તે તાવ આવવાનું કારણ જેમ મોટા માણસને મિથ્યા આહાર અને મિથ્યાવિહારે કરીને આમાશયમાં રહેલો જે દોષ, તે રસને અનુગામી થઈને કોઠામાં આવવાથી, શરીર તપે છે તેને તાવ કહે છે; તેમ બાળકને માતાના મિથ્યા આહાર અને વિહારે કરીને તાવ આવે છે. મોટા માણસને જેટલા પ્રકારના તાવ આવે છે તેટલા પ્રકારના તાવ, નાના બાળકને પણ આવે છે. પણ જેટલા પ્રકારના ઔષધોપચાર મોટા માણસને કરવામાં આવે છે, તેટલા પ્રકારના ઔષધોપચાર નાના બાળકને કરી શકાતા નથી. જેમ મોટા માણસને લંઘન કરાવવાની જરૂર છે, તેમ બાળકને પણ લંઘનની જરૂર છે. પરંતુ બાળકને દૂધ આપવાનું બંધ નહિ કરતાં, તેની માતાનો ગુરુવોજ્ઞ અને વિદાહી આહાર બંધ કરવાથી બાળકને લંઘન થઈ શકે છે. જો એક માસની અંદરનું બાળક હોય અને તેને તાવ આવતો હોય, તો તેની માતાને ઓસડ ખવડાવવાથી, તે બાળકનો તાવ જાય છે. પણ ત્રણ માસ ઉપરનું બાળક થાય અને તેને તાવ આવે, તો તે બાળકને ઓસડ આપવાની જરૂર છે અને તેની માતાને પથ્ય પળાવવાની જરૂર છે. માટે શરદઋતુ ઊતર્યા પછી, હેમંતઋતુના અરસામાં જુવાર, બાજરી કે કપાસના ખેતરમાં "કડવી નાઈ" ને નામે ઓળખાતો એક છોડ ઊગે છે. તે છોડ નવ આંગળ ઊંચો, લાંબાં અને સાંકડાં પાતરાંવાળો, પીળાં, ભૂરાં અને ધોળાં ફૂલવાળો, સ્વાદમાં બહુજ કડવો થાય છે. તેને ઉખેડી લાવી, છાંયામાં સૂકવી, સુકાયા પછી જેટલું વજન

થાય તેમાં ચોથે ભાગે કાળાં મરી મેળવી, ઘણુંજ બારીક વસ્ત્ર-ગાળ ચૂર્ણ કરી રાખવું. એ ચૂર્ણનું નામ અમે **"રાસ્ના"** પાડેલું છે. એ ચૂર્ણની માત્રા એક રતીથી એક વાલ સુધી નાના બાળકને અને બે વાલ સુધી મોટા માણસને પાણી સાથે દિવસમાં ત્રણ વખત આપવાથી તાવ જાય છે. આ ચૂર્ણથી સુદર્શન ચૂર્ણ કરતાં પણ વધારે ફાયદો જણાયો છે. જો બાળકને તાવની સાથે પાતળા ઝાડા થતા હોય તો ફટકડીને ફુલાવીને તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરીને એક શીશામાં ભરી રાખવું. જે બાળકને આપવું હોય તેને "રાસ્નાનું ચૂર્ણ" અને ફુલાવેલી ફટકડી ઉર્ફે **"સૌરાષ્ટિ"** તે અર્ધા ભાગે લઇ, બેને મેળવી પાણી સાથે આપવાથી તાવ સાથે પાતળા ઝાડા થતા હોય તે મટે છે. ઉપર બતાવી ગયા તેમ વરાધ–વાવળી કે સસણીની સાથે જે બાળકને તાવ આવતો હોય, તે તાવનો કાંઇ પણ ઉપાય કરવો નહિ. કારણ કે સસણી વરાધ કે વાવળીમાં તાવ એજ બાળકનું જીવન છે. જો તાવનો ઉપાય કરતાં તાવ જતો રહ્યો અને હાંફણ બાકી રહી ગઇ તો એ હાંફણ મટતી નથી. પણ હાંફણનો ઉપાય કરવાથી એ હાંફણ નરમ પડી કે, તાવ પોતાની મેળેજ ચાલ્યો જાય છે. માતાના અતિ કુપથ્યથી અન્નનો રસ દગ્ધ થઈ દૂધ દ્વારા બાળકના શરીરના પિત્ત અને કફમાં અવ્યવસ્થા ઉત્પન્ન કરી તાવ લાવે છે જેથી બાળકના હાથપગ ઠંડા થઇ, માથું ગરમ થઇ જાય છે. હાથપગ અને માથું ગરમ થાય છે અને બાકીનું શરીર ઠંડુ પડી જાય છે. એવા 'વિષમજ્વરમાં' બાળકના માથા ઉપર ઠંડા પાણીનાં પોતાં મુકાવવાં, જેથી હાથપગ ગરમ થશે અને **'રાસ્ના સાથે સૌરાષ્ટિ'** આપવાથી તાવ જશે. પણ હાથ-પગ ગરમ અને શરીર ઠંડું થઇ જાય, એવા તાવવાળાં બાળક ભાગ્યેજ જીવે છે. તો પણ તેમાં આગળ બતાવેલું 'નળબંધ' નામનું ચૂર્ણ વધારે કામ કરે છે. જો બાળકને કૃમિની સાથે તાવ આવતો

હોય, તો તે બાળકને નળબંધ સાથે સૌરાષ્ટિ મેળવીને આપવાથી તાવ જાય છે. આયુર્વેદાચાર્યોએ એવું લખ્યું છે કે, મોટા માણસને જે ઓસડ આપી શકાય છે, તે નાના બાળકને પણ આપી શકાય છે; કારણ કે વયમાં નાનાંમોટાં છે કાંઇ રોગ નાનોમોટો નથી. માટે વયના પ્રમાણમાં જેટલા પ્રમાણમાં મોટા માણસને દવા અપાય તેવી દવા, નાના પ્રમાણમાં બાળકને પણ આપી શકાય. પરંતુ અમારો અનુભવ એવો છે કે, નાના બાળકને રસાયણી પ્રયોગના કોઇપણ ઉપચાર કરવા એ ભયભરેલું છે. નાના બાળકને ઊલટી સાથે તાવ હોય તો, રાસ્ના તથા સૌરાષ્ટિની સાથે એકેક ગોળી આગળ બતાવેલી **છર્દિરિપુની**, પાણીમાં વાટી આપવાથી ઊલટીને બંધ કરી તાવને મટાડે છે. નાના બાળકને દરરોજ ચાલુ અન્યેદ્યુષ્ક, તૃતીયક, ચતુર્થક નામના તાવ પણ આવે છે. એ તાવમાં એકલી સૌરાષ્ટિ આપવાથી ઘણું સારું કામ થાય છે. પરંતુ એ તાવમાં સતત અને સંતત એ અવધિયા તાવ છે એટલે તે સાત દિવસે અથવા ચૌદ દિવસે, નવ દિવસે અથવા અઢાર દિવસે, અગિયાર દિવસે અથવા બાવીશ દિવસે ઊતરે છે; અને અવધ પહેલાં એ તાવને કાઢવાનો પ્રયત્ન કરવામાં આવે તો દર્દીને સન્નિપાત થઇ, વખતે તેનું મરણ નિપજાવે છે. એટલા માટે એવા અવધિયા તાવમાં ૭, ૯ કે ૧૧ દિવસ પછી સૌરાષ્ટિનો ઉપયોગ કરવો; અને તે પહેલાં પાચક દવા તરીકે, અતિવિષ, કાકડાસિંગ, વાયવડિંગ, સિંધવ એનું ચૂર્ણ કરી, તે ચૂર્ણમાંથી એક વાલ ચૂર્ણ લઈ, તેને એક કાચના પ્યાલામાં મૂકી તેના ઉપર બાળકને પાઇ શકાય એટલું ખખળતું ઊનું પાણી રેડી ઢાંકી દેવું. ટાઢું થયા પછી તે પાણીને કપડાથી નિચોવ્યા કે દાબ્યા સિવાય ગાળી લેવું. એ પાણી દિવસમાં બેત્રણ વાર આપવું, એટલે બાળકનો આમ પાચન થઇ જશે અને પછી જો સૌરાષ્ટિ આપવામાં આવે તો તાવ જતો રહેશે.

જો બાળક એકથી ત્રણ માસનું હોય અને તેને તાવ આવે તો રાઈ, સરસવ, મીઠું, ગૂગળ, લોબાન-શેરીલોબાન, ઘોડાવજ, વાયવડિંગ, લીમડાનાં પાતરાં એનું ચૂર્ણ કરી બાળક સૂતું હોય ત્યાંથી થોડે છેટે, એ ચૂર્ણનો ધૂપ કરવો. જેથી તે ધૂપની ગંધ બાળકના શ્વાસોચ્છવાસ દ્વારા, બાળકના શરીરમાં પ્રવેશ કરી, તાવને અટકાવે છે અથવા ઉતારે પણ છે. આ ધૂપના ચૂર્ણનું નામ અમે 'માહેશ્ધૂપ' રાખેલું છે. જો બાળકને તાવની સાથે ખેંચ આવતી હોય, જેને લોકો 'ઝળક આવી છે' એમ કહે છે, અને જેના કારણમાં કૃમિ પ્રાધાન્ય ભોગવે છે, તેવા તાવમાં આગળ બતાવેલી કૃમિકુઠાર રસની ગોળીઓ અદ્ભુત કામ બજાવે છે. આટલી વાત ધ્યાનમાં રાખવાની છે કે, જ્યાં સુધી બાળકને તાવ આવે ત્યાં સુધી તેને નવડાવવું નહિ, શરીરે તેલ કે ઘી ચોપડવું નહિ, હવા અને અજવાળાનો લાભ આપવો, પણ તેના હાથ કે પગ ઉઘાડા રાખવા નહિ. હાથપગ ઉઘાડા રાખેલા હોય અને બાળકને સતતજ્વર આવતો હોય તેવા અરસામાં, બાળકના હાથ કે પગ ઉપર પવનનો ઝપાટો લાગે તો, તેથી જ્ઞાનતંતુને નુકસાન પહોંચી, તે બાળકના હાથ કે પગ જૂઠા પડી જાય છે, જે જીવતાં સુધી મટતા નથી. માટે બાળકના હાથપગને સંભાળથી ઢાંકી રાખવા. આ ફેન્સી જમાનામાં, બાળકને કાળા કાટવાનું ઝભલું પહેરાવવાનો રિવાજ, જંગલી અને અસભ્ય લાગે છે. પણ ગળીથી રંગેલા કાળા કપડાના ઝભલાથી બાળક કે જે દુનિયામાં પ્રથમ શિયાળો, ઉનાળો કે ચોમાસું ભોગવે છે, તેના વાતાવરણની અસરથી બાળકની ચામડીનો અને તેના શરીરનો બચાવ કરવા માટે, કાળાં કાટવાનાં ઝભલાં પહેરાવવાનો રિવાજ આપણા ઘરડાઓએ પાડેલો હતો. હવે તો તે રિવાજ ગયો અને તેથી, જે બાળકનું પેટ હંમેશા ઢાંકેલું રહેતું હતું તે પેટ ઉઘાડું રહેવા

માંડયું. જેથી બાળકની ડૂંટી દ્વારા પવન નાભિમાં પ્રવેશ કરી, પેટમાં એક જાતની શૂળ ઉત્પન્ન કરે છે. નાભિના સ્થાનમાંથી રસને વહેવાવાળી અને લોહીને વહેવાવાળી શિરાઓ પ્રકટ થયેલી તથા પવનને ધમવાવાળી ધમનીઓ પ્રકટ થયેલી છે. તે શિરાઓ અને ધમનીઓમાં બહારના વાયુનો પ્રવેશ થવાથી, બાળકને નાનાપ્રકારના રોગો ઉત્પન્ન થવાનો સંભવ છે. એટલા માટે બાળકનું રક્ષણ કરનારાઓએ બાળકનું પેટ કોઇ પણ અવસ્થામાં, ભૂલેચૂકે પણ ઉઘાડું ન રહી જાય, તેની સંપૂર્ણ કાળજી રાખવી જોઈએ. કેટલીક માતાઓમાં પોતાના બાળકને રખેને શરદી લાગી જશે એવા ભયથી નાના બાળકને ઊનનાં કપડાં પહેરાવવાનો શોખ થાય છે. તેમાં ખાસ કરીને ઊનનાં મોજાં અને ઊનના બોચલા (કાનઢાંકણી ટોપી જેવું) પહેરાવવાનો રિવાજ પડી ગયો છે. ઘણી વાર તો એવું જોવામાં આવે છે કે, માથાના બોચલા બાળકથી ન ઊંચકાય એટલા વજનના મોટા મોટા ફૂમતાવાળા, ઝાલરોવાળા પહેરાવે છે. તે માતાઓનાં મનને જાણે છોકરું એટલે એક લાકડાનું પૂતળુંજ હોય, એમ લાગતું હોવું જોઈએ; જો એમ ન લાગતું હોય તો એવો મોટો બોચલો પહેરાવી 'બાળકનું માથું અને કાન ઢાંકી દઇ તેના ગળામાં કસ બાંધી, બાળકને ગભરાવી નાખનારી ક્રિયા કરતાં પહેલાં તેને વિચાર આવવો જોઇએ કે, આવો ભારી વજનનો બોચલો પહેરાવવાથી બાળકને કેટલો પરિતાપ થશે ! પણ ફેશનની ફિસિયારી આગળ વિચાર અને સામાની લાગણી તપાસી શકાતી નથી. બાળકના શરીર ઉપર ઊનનું કાપડ પછી તે ફ્લાલિન હો, બનાત હો કે ઊનનું ગૂંથેલું કપડું હો, પરંતુ તેની ગરમીથી પસીનો થાય છે, અને તે ઊનનું કાપડ દરરોજ ધોવામાં ન આવવાથી, તેમાં ઝીણાં જંતુ ઉત્પન્ન થઇ બાળકની ચામડીનાં છિદ્રો દ્વારા તેના

લોહીમાં પ્રવેશ કરી, બાળકનાં ફેફસાં અને હૃદયને નબળાં પાડી નાખે છે. જે વખતે બાળકની છાતીને ખુલ્લી રાખી હવાનો સ્પર્શ થવાની જરૂર છે, તે વખતમાં હૃદય ઉપર ગરમ કપડું રહેવાથી, હવા નીકળી શકતી નથી અને પ્રવેશ પણ કરી શકતી નથી; એટલે ઘણા રોગો ઉત્પન્ન થવાનો સંભવ છે. હૃદય ઉપર ખુલ્લી હવા લાગવાથી હૃદયને પુષ્ટિ મળે છે એવા હેતુથી, પશ્ચિમના વિદ્વાનો 'હાર્ટડિઝીઝ' એટલે હૃદયની શૂળવાળા દરદીને છાતી ઉપર મારવા માટે 'બેલેડોના પ્લાસ્ટર' ની પટ્ટી આપે છે. તે પટ્ટીને પણ પ્રમાણસર જાળી જેવાં કાણાં પાડે છે. તેનો હેતુ છાતીમાં હવાનો પ્રવેશ કરાવવા સારુ અને છાતીનો પસીનો બહાર કાઢવા સારુ તે કાણાં પાડેલાં છે. તો પછી આપણા લોકો છાતી ઉપર ગરમ કપડું રાખી, શો ફાયદો ઉઠાવતા હશે, તે સમજી શકાતું નથી. કેટલાક મોટા માણસો પણ, ઉનાળાની ઋતુ હોવા છતાં, ગરમ ગંજીફરાક પહેરી રાખે છે, અને એવી બડાઇ મારે છે કે, આ ગરમ ગંજીફરાક પહેરવાથી પસીનો વળે છે પણ તેથી શરીરમાં તેની ભીનાશને લાધે ઠંડક રહે છે. પરંતુ અમે ઘણા પુરુષો કે જે ગરમ ગંજીફરાક પહેરનારા છે, તેઓને છાતીના દુખાવાની ફરિયાદ કરતા સાંભળ્યા છે. છાતીમાં દુખાવાની ફરિયાદ કરનારાને અમે પ્રથમ એજ પ્રશ્ન પૂછીએ છીએ કે, તમે ગરમ ગંજીફરાક પહેરો છો? તેના જવાબમાં તે જો હા કહે તો ગરમ ગંજીફરાક નહિ વાપરવાની તેને સખત ભલામણ કરીએ છીએ. જેથી કોઇ પણ જાતની ઔષધિ આપ્યા સિવાય, થોડા દિવસમાં તેનો દુખાવો મટી જાય છે. પરંતુ જેને ગરમ ગંજીફરાક પહેરવાની ટેવ પડી હોય છે તેને તે પહેર્યા વિના ચાલતું નથી. તો અમે તેને શરીર ઉપર સુતરાઉ ગંજીફરાક પહેરી, તેના ઉપર ગરમ ગંજીફરાક પહેરવાની છૂટ આપીએ છીએ.

આખી દુનિયાનાં બાળકોને 'શીતળા'ના નામથી ઓળખાતો અને આયુર્વેદે 'મસુરિકા'ના નામથી વર્ણવેલો તથા આપણા દેશમાં શીતળા, સૈયડકાકા, માતા, દેવકાકા વગેરે નામથી પ્રખ્યાતિ પામેલો એક ભયંકર રોગ ચાલુ છે. આપણા લોકો તેને દેવનો પ્રકોપ માનીને કોઇ પણ ઉપચાર નહિ કરતાં, તેની બાધાઆખડી રાખે છે. આપણા દેશના મુસલમાન લોકો પૈકી જેઓ હિંદુના મુસલમાન થયેલા છે, તેઓમાંના કેટલાક બાધા–આખડી રાખે છે, પણ તેઓ પૂજવા જતા નથી. છતાં કોઇ હિંદુને હાથે બાધા ચઢાવી દે છે; અને બાકીના મુસલમાનો બિલકુલ બાધા રાખતા નથી. તે પ્રમાણે પશ્ચિમના વિદ્વાનો કે ખ્રિસ્તી પ્રજા બાધા રાખતી નથી; પરંતુ "વેકિસનેશન" નામે એક રીત શોધી કાઢી છે, જે શીતળા નીકળેલા ફોલ્લામાંથી ચેપ લઇ બીજા બાળકના શરીરમાં શીતળા નીકળતા પહેલાં દાખલ કરે છે, જેને "શીતળા કઢાવ્યા" એમ કહેવામાં આવે છે. એ ચેપ લગાડયા પછી, તે ઠેકાણે શીતળાના ફોલ્લા નીકળે છે, અને તેની બાધા–આખડી રાખવામાં આવે છે, તેથી શીતળાથી આખું શરીર બગડતું નથી. અને જેને શીતળા કઢાવવામાં ન આવ્યા હોય તેને ભયંકર શીતળા નીકળી ઘણાને ખોડખાંપણવાળા બનાવી ઘણાનું મોત નિપજાવે છે. શીતળામાં, શીતળા, અછબડા, અને ગોબરુ એ ત્રણ જાત જોવામાં આવે છે, અને એ ત્રણે જાત લોહીગત, માંસગત, મેદગત અને અસ્થિગત હોય છે; એટલે લોહી, માંસ, મેદ અને હાડકાં સુધી તે પહોંચેલી હોય છે. તેનું વર્ણન કરતાં અમારે જણાવવું જોઇએ કે, એ શીતળા માતાપિતાના વીર્યરજના દોષથી ઉત્પન્ન થતા હોવાને લીધે, બાળકને આખી જિંદગીમાં એક વાર નીકળવાના તો ખરાજ; પણ બાધાઆખડીથી તે અટકાવાના કે મટવાના નથી. જેમકે જે શીતળા, અછબડા કે ગોબરુ લોહીમાંથી આવેલું હોય અને તેની

સુખડી ગમે તેટલી વધારે અથવા ભયંકર હોય, છતાં તેને બાધા-આખડી રાખવામાં ન આવે તો પણ, તે શીતળા સુકાઇ ગયા પછી, તે બાળકને શીતળા આવી ગયા છે તેની કાંઇ પણ નિશાની દેખાતી નથી; પણ ઊલટું ચામડીનું રૂપ વધે છે. તેવી રીતે જો માંસમાંથી શીતળા આવ્યા હોય તો તે શીતળા મટયા પછી, તે બાળકની ચામડીમાં ખાડા પડવાનાજ. જેને આપણે શીતળાના ત્રણના નામથી ઓળખીએ છીએ. જે શીતળા મેદમાંથી આવેલા હોય તેને માટે માતા-પિતા ગમે તેટલી ખર્ચાળુ અને ગમે તેવી મુશ્કેલી ભરેલી બાધા-આખડી રાખે તો પણ, શીતળાદેવી તેની બાધા-આખડીનો કાંઇ પણ સ્વીકાર કર્યા સિવાય, તે બાળકનો પ્રાણ લે છે. અથવા જો કોઇ બાળક બચી ગયું, તો તેને આંખે, કાને અથવા હાથેપગે, જીવતાં સુધી કાયમ રહે એવી, ખોડ રહે છે. જે શીતળા અસ્થિ એટલે હાડકાંમાંથી આવેલા હોય, તે શીતળામાં ગમે તેટલી અઘરી બાધા રાખવામાં આવે, તો પણ તે બાળક બચતું નથી. આ સ્થાનો ત્રણે જાતના શીતળાને માટે છે. તેમાં માંસગત શીતળા ખોડ મૂકી જાય છે પણ માંસગત અછબડા અને ગોબરુ તો પ્રાણ લઇને જાય છે. એટલું તો ખરું કે આ શીતળા નામના રોગમાં કોઇ પણ જાતનો ઔષધોપચાર કારગત થતો નથી. તેથી ભોળા લોકોને શીતળાદેવી પર શ્રદ્ધા હોવાથી તેની બાધાઆખડી રાખે છે અને જેમજેમ ઉપદ્રવ વધતો જણાય, તેમ તેમ વધારે બાધા રાખવામાં આવે છે. જ્યારે ઘરમાં શીતળા આવ્યા હોય ત્યારે ઘરમાં શીતળા સિવાય બીજા કોઇ દેવનું પૂજન થતું નથી. ઘરમાં કોઇ પણ મિત્ર કે અતિથિ આવ્યા હોય, તેને આદરમાન આપી શકાતું નથી, ઘરના પુરુષવર્ગથી હજામત કરાવાતી નથી તેમ કપડાં ધોવાતાં નથી કે ધોવા અપાતાં નથી. ઘરમાં તે બાળકની માતા સિવાય કોઇ રજસ્વલા થાય તો તેનો પડછાયો શીતળા ઉપર પાડી શકાતો

નથી, અને એકંદરે કહીએ તો શીતળા આવેલા હોય તે ઘરમાં, અનાજ ખાવું અને પાણી પીવા સિવાયનો બધો વ્યવહાર બંધ કરવો પડે છે. છતાં સાધારણ બાધા–આખડી ઉપરાંત ઉપદ્રવની બાધા જુદી રાખવી પડે છે; જેમકે ખાંસી ઊપડે તો ખેળ ચઢાવવાની બાધા માને છે, આંકડી ઉપડે તો રૂપાની આંકડી ચડાવે છે, હાથ-પગ રહી જાય તો સંમડીના લાકડાના હાથ–પગ ચઢાવે છે; આંખો ઊઘડતી ન હોય તો, રૂપાની કે કાચની આંખ ચડાવવાની બાધા માને છે. એટલી એટલી માનતા લેવા છતાં પણ, શીતળા દેવી પ્રસન્ન ન થાય તો માથા ઉપર બળતી સગડી, લીમડાની ડાળી અને આખરે નરક ભરેલું ખાસડું મોંમાં ઘાલીને શીતળા દેવીની પૂજા કરવાની બાધા રાખે છે. આ ઉપરથી આપણા દેશમાં પોતાના પુત્રો ઉપર માતાનો વાત્સલ્યપ્રેમ કેટલો છે તેની પરાકાષ્ઠા જણાય છે ! પુત્રરત્નને માટે બીજા દેશોમાં પણ વાત્સલ્ય પ્રેમ હોય છે, પરંતુ આર્યાવર્તે તો તેની હદ કરી છે ! ખરી રીતે જોતાં શીતળા એક પ્રકારનો 'રોગ' છે અને તેના સામાન્ય ઉપચાર કરવાથી સાધ્ય હોઈ તે સુખરૂપ મટે છે; કષ્ટસાધ્ય દુઃખરૂપ નીવડે છે અને અસાધ્ય હોય તે પ્રાણ લે છે, છતાં આપણે સંભાળ રાખવાની ખાસ જરૂર છે. શીતળા માતપિતાના રજ–વીર્ય સાથે સબંધ ધરાવતા હોવાથી, આસપાસના વાતાવરણની અને ખબર લેવા આવનારા લોકોના વિચારની તેના ઉપર જલદી અસર થાય છે. તેથી જે લોકોનાં મન બળવાન હોતાં નથી તેને આલંબનરૂપે બાધા–આખડી રાખી શીતળાદેવીના ઉપર વિશ્વાસ રાખી તેનું ધ્યાન ધરવાથી મનને સંતોષ રહે છે અને એટલા માટેજ જેને શીતળા આવેલા હોય તેની પાસે બ્રાહ્મણ અથવા ગોર દ્વારા 'શીતળાષ્ટક' નો નિત્ય પાઠ કરાવવામાં આવે છે. આપણા લોકોમાં એવો રિવાજ છે કે, શીતળાની મોસમ ચાલતી હોય તે અર-

સામાં બાળકને તાવ આવે તો ઘણાં માણસો તથા વૈદ્યો જાણી શકે છે કે આ તાવ શીતળાનો છે, જેથી તેનો કાંઇજ ઉપચાર કરતા નથી, એ કાર્ય ઘણું વાજબી છે; અને શીતળા આવ્યા પછી લીમડાનાં તોરણ બાંધવાં, દર્દીની આસપાસ લીમડો રાખવો, લીમડાની ડાળીથીજ તેને પવન નાખવો તથા ઘણાં માણસો ભેગાં થઇ વાતાવરણને બગાડી ન નાખે એવા હેતુથી કોઇને આદર-માન નહિ આપવું તથા ઘણી સ્ત્રીઓ એકઠી થઈ, આખા ગામની કુથલી અને નિંદા કરે છે, તેની ખરાબ અસર શીતળાવાળા બાળકને થાય નહિ તેટલા માટે 'શીતળાને વચકું પડી જશે' એવી માન્યતા ઠરાવેલી છે તે યોગ્ય છે. એ સિવાયની બીજી ગરબડો નકામી છે એમ અમારું માનવું છે. પરંતુ જેના મનમાં શીતળા-નો ભય લાગતો હોય, તેને માટે ગમે તેમ કરવાની છૂટ છે.

જ્યારે ગામ કે મહોલ્લામાં શીતળાનો ઉપદ્રવ શરૂ થાય, ત્યારે દરેક માબાપે પોતાનાં બાળકોને દિવસમાં એક વાર બપોર-ના વખતે સુખડ ઘસીને તેમાં જરા સાકર નાખીને પાવી અને સુખડ ઘસીને તેનું પાણી બનાવીને આખે શરીરે ચોપડવું; જેથી શીતળા આવતા અટકી જશે અને કદાચ આવશે તો તે લોહી અથવા માંસમાંથીજ આવશે એ વાત નક્કી છે. જે બાળકને શીતળા આવે તેને શરૂઆતમાં ગોળ અને ચણા ખવાડવામાં આવે તો શીતળા જલદી બહાર નીકળી જઇ દાણા ઘણા સારા ભરાય છે, એટલુંજ નહિ પણ તેમાં ઉપદ્રવ ઓછા થાય છે. જ્યારે નવ દિવસે નીર ભરાઇ રહે એટલે દાણા ખીલી રહે ત્યારે નવમા દિવસની પાછલી રાત્રે તેને રક્ષા ચઢાવવામાં આવે છે. તે દિવસથી અડાયા-ની રાખોડી બનાવી તેને જાડે કપડે ચાળી તે આખે શરીર ઘસવી. ઘણા લોકો શીતળાની ચામડી ખેંચાતી હોવાના ભયથી તેને ઘી લગાડી ઉપર રાખોડી દાબે છે, તેથી ચામડી નરમ બની વેદના ઓછી

થાય છે ખરી, પણ ઘી અને રાખોડીનો યોગ થવાથી ચામડીનો રંગ કાળો પડી જાય છે, તે જીવતાં સુધી બદલાતો નથી. માટે ઘી સાથે રાખોડી લગાડવી નહિ. પણ જો જરૂર જણાય તો રાખોડીને ચાળ્યા પછી પાણીમાં પલાળી રાખી, બે દિવસ વાસી થયા પછી તે રાખોડી ચોપડવાથી રસી ઝરતાં ખાડા પડી ગયેલા અને પાક પર ચડેલા તથા ખેંચાતી ચામડીવાળા શીતળાને ઘણો ફાયદો થાય છે. જેમ જેમ વધારે દિવસ અને વધારે વખત અડાયાની રાખોડી ચોળવામાં આવે તેમ તેમ ચામડીનો રંગ ગોરવર્ણો બની ચહેરો તેજસ્વી થાય છે. જ્યારે શીતળાના દાળ–છોડાં ઊખડી જાય ત્યારે આપણાં લોકો શીતળા દેવીના સ્થાનક ઉપર બાળકને તેડી જઈ તેની બાધા ચઢાવે છે. પરંતુ તેની ખરી બાધા અને પૂજા જેના શરીરમાં શીતળા આવેલા છે, જેને આપણે દેવ તરીકે માનીએ છીએ, તો તે બાધા અને પૂજા, તે શીતળા આવેલા બાળકને જ ચડાવવી જોઈએ. જે બાળકને હાથેપગે ખોડ આવવા જેવો સંભવ હોય, તે બાળકને માટે સમડીના લાકડાના હાથ–પગ શીતળાને ચઢાવ્યા કરતાં, તેના લાકડાંને ઘસીને તેના હાથેપગે ચોપડવાથી, હાથ–પગ સારા થાય છે અને ગાંઠો પીગળી જાય છે. તેવીજ રીતે રદિયાં–ફદિયાં એટલે ઘઉંના લોટનાં ઘીમાં તળેલાં નાનાં બિસ્કિટ જેવાં ગોળ ચકતાં ચડાવે છે, તે એમ સૂચવે છે કે એ ખોરાક શીતળાવાળા બાળકને ખવડાવવાથી તેને નડતો નથી અને શક્તિ આપે છે; તથા ખાસ કરીને ચોલાઈની ભાજી, લીંબડાનાં પાતરાં, ટાઢકિયાં એટલે ધાણા, વરિયાળી, એલચી, સાકર અને લીંબોળીનાં પડીકાં, ચડાવવામાં આવે છે. તેનો હેતુ એવો છે કે, શીતળાની ગરમી બહુ વધી ગઈ હોય અને બાળકને ઝાડા પાતળા થતા હોય, મોં આવી ગયું હોય, આંખ પર ઝાંખ લાગતી હોય તો એક પાતરું લીંબડાનું, સાત પાતરાં ચોલા-

ઈની ભાજીનાં, એક વાલ વરિયાળી, બે વાલ ધાણા, બે દાણા એલચીના અને એક લીંબોળી, એને વાટીને તેનું પાણી બનાવી કપડે ગાળી લઇ, તેમાં થોડી સાકર મેળવી દિવસમાં બે વખત પાવાથી, ગરમી શાંત થઇ જાય છે. આ પ્રયોગ શીતળા આવ્યા પછી જેટલે દિવસે શીતળા પૂજાય, તે પૂજાયા પછી તેટલા દિવસ પાવાથી, તમામ ગરમી નીકળી જઇ, શરીર તંદુરસ્ત બને છે. શીતળાની શરૂઆતથી શીતળા ગળામાં અને મોઢામાં ભરાઈ ગયા હોય તેવા વખતમાં, તે બાળકને થોડું દૂધ અને ઘી ગરમ કરીને પાયા કરવું, ને તેથી પણ વધારે ભયંકર રૂપ પકડયું હોય તો એકલું ઘી તેના મોંમાં, રૂના પૂમડા વડે મૂકયા કરવું. જો ખાંસીહાંફ જોર મારતાં હોય તો જેઠીમધનું છોડું પાણીમાં ઘસી, દિવસમાં બેત્રણ વાર પાવાથી ખાંસી વગેરે મટી જાય છે. આ જમાનાની નવી શોધ પ્રમાણે પશ્ચિમના વિદ્વાનો 'ક્રોમોપથી' ના કાયદા પ્રમાણે શીતળાની આસપાસ રાતા પડદા બાંધવાનું ફરમાવે છે. પરંતુ તે આપણા દેશને બંધબેસતું નથી, ભલે તે દેશમાં ફાયદો કરતું હોય. આપણા દેશમાં તો શીતળાની આસપાસ બારીબારણે લીલા પડદા બાંધવા, દર્દીની ઉમ્મર મોટી હોય તો તેને **લીલાં કપડાં પહેરવા-ઓઢવા** આપવાથી વધારે ફાયદો થાય છે. અને એટલા માટેજ અમારા પૂર્વજોએ ઠંડકને આપનારો, પિત્તની શાંતિ કરનારો, શીતળાની મોસમમાં નવપલ્લવ થનારો, કોઈ પણ ઉપદ્રવ નહિ કરતાં મનને ગમનારો, લીંબડો પસંદ કરી તેને પ્રાધાન્ય આપ્યું છે.

સરકાર તરફથી પણ શીતળાના રોગ માટે એક જુદું ખાતું ખોલી ડૉકટરી ઉપચારો કરાય છે અને તેથી કેટલોક ફાયદો પણ થયો છે. પરંતુ તેનાથી એક ઉપાધિ વધી પડી કે જે બાળકને શીતળા આવ્યા હોય તે બાળકનો ચેપ લઇ બીજા બાળકમાં મૂકવામાં આવે, તેથી સાધારણ રીતે કોઈ પણ જાતનું નુકસાન દેખાતું નથી. પરંતુ જે

છોકરાનો ચેપ લીધો હોય, તે છોકરાના વંશમાં, કાયિક એટલે પેઢીધર ઊતરતા રોગો, જેના શરીરમાં ચેપ મૂકયો હોય તે બાળકના શરીરમાં પ્રવેશ કરી, તેનાવંશમાં દાખલ થઇ જાય છે. દાખલા તરીકે એક પિતાને પ્રમેહ અથવા ટાંકીનો રોગ થયો હોય અને તે રોગ સારો થઇ ગયા પછી, તેના વીર્યથી બાળક ઉત્પન્ન થાય, તો તે બાળકને પિતાના પ્રમેહને લીધે, પેશાબની સાથે ધાતુ પડવાનો અથવા જે જગ્યાએ પેશાબ કરેલો હોય તે જગ્યાએ સફેદ ડાઘો પડવાનો, અથવા તેના પેશાબમાં પથરી બંધાવાનો, કે પેશાબમાં રેતી પડવાનો રોગ થવાનોજ. અને જો ટાંકી (ફિરંગ રોગ) થઇ ગયા પછી તે સારી થઇ ગઇ હોય અને તે પછી બાળક ઉત્પન્ન થાય, તો તેને બહ અથવા સંધિવાયુ (પાંગળાપણું) કંપવાયુ કે અર્ધાંગવાયુ થવાનો. એવા બાળકના પિતાની તપાસ કરતાં તેને પ્રમેહ કે ટાંકીનો રોગ થયો નથી એમ સાબિત થાય તો પછી તેની માતાએ બીજાના વીર્યથી એ બાળક ઉત્પન્ન કરેલું છે એમ કહી શકાય. પરંતુ તેની તપાસમાં પણ તે સ્ત્રી પતિવ્રતા નીવડે, તો તે રોગ કયાંથી આવ્યો, એની તપાસ કરવાની સ્વાભાવિક રીતે ફરજ પડે. તે તપાસને અંતે સાબિત થયું કે, જે બાળકનો ચેપ લઈ આ બાળકને શીતળા કઢાવેલા, તે બાળકનાં માતાપિતાને આ રોગ થયેલો અને તેના ચેપ દ્વારા આ છોકરાના શરીરમાં આવિર્ભાવ થયેલો. એ બાબતને માટે અમે ભૂલતા ન હોઇએ તો, ઘણાં વર્ષ ઉપર એક ઇંગ્લેંડના છાપામાં છપાયલી બાબત, ગુજરાતના છાપામાં છપાયલી અમારા વાંચવામાં આવેલી. તેમાં જણાવેલું કે, ઇંગ્લેંડમાં એક લિબરલ સ્ત્રી પોતાના બાળકને શીતળા કઢાવવા ગઇ. તેના બાળકના શરીરમાં એ કૉન્ઝરવેટિવ બાળકનો ચેપ મૂકવાનો ડૉકટરે વિચાર કર્યો. તે વખતે તે માતાએ વાંધો ઉઠાવ્યો કે મારા છોકરાના શરીરમાં હું કૉન્ઝરવેટિવનું લોહી

દાખલ કરવા દઈશ નહિ. તે ઉપરથી અમારા અનુમાનને વધારે પુષ્ટિ મળી કે, અમારા દેશમાં દિન પર દિન ઉચ્ચવર્ણમાં ગણાતી કોમમાં આહાર, વિહાર અને સ્વભાવ, અનાયાસે નીચવર્ણના જેવા થતા જાય છે અને પ્રજાનું આત્મબળ તથા ધર્મબળ અને શ્રદ્ધાબળ ઘટતું જાય છે, તેનું ખરું કારણ આ શીતળાનો ચેપ છે. કારણ કે કોઈ પણ બાળકને ઉંચવર્ણના બાળકનો ચેપ લઈ બીજા બાળકને મૂકવા દેવાને ઉચવર્ણના લોકો રાજી હોતા નથી. તેથી વેક્સિનેટરો નીચ વર્ણના બાળકની માતાને અમુક પૈસા આપી અથવા કાંઈ પણ નહિ આપતાં તેઓના બાળક પૈકી જે બાળક સશક્ત અને ઉપરથી નીરોગી જણાતું હોય તેનો ચેપ લઈ, ઊંચવર્ણના બાળકમાં મૂકતા હતા; તેનું પરિણામ એવું આવતુ હતું કે, તે સશક્ત જણાતા બાળકના શરીરમાં પેઠીધર ઊતરતા એટલે હરસ કુષ્ટ, ક્ષય, દમ, ગુલ્મ, પ્રમેહ, ટાંકી વગેરે રોગો દાખલ થઈ જતા અને જો તેવા રોગવાળું બાળક ન હોય તો પણ તેના શરીરમાં વંશપરંપરાથી ઊતરી આવેલાં દુર્વ્યસનો, અભક્ષ્યાભક્ષ્ય કરવાની ટેવ અને અધર્મની વૃત્તિ, એ તો જરૂર દાખલ થતાંજ, જેનો પ્રત્યક્ષ પુરાવો વર્તમાનકાળની પ્રજાનું વર્તન છે! પરંતુ જ્યારે સરકારના મનમાં આ વાત બરાબર ઊતરી કે તુરત, શીતળા આવેલા બાળકનો ચેપ લઇ બીજા બાળકના શરીરમાં મૂકવાનો રિવાજ બંધ કરવામાં આવ્યો; અને ખર્ચનો મોટો બોજો ઉઠાવીને પણ, દર વર્ષે લાખો બાળકોને માટે, ગૌશીતળાનો ચેપ કાચની ટયૂબમાં ભરીને વેક્સિનેટરોને જોઇતા પ્રમાણમાં પૂરો પાડવાનું ભગીરથ કાર્ય પોતાને માથે લઇ, બાળકોમાં થતું રોગનું સંકરત્વ તથા વર્ણનું સંકરત્વ અટકાવ્યું.

આયુર્વેદે મસુરિકા નામથી લખેલા અને પ્રજાએ શીતળાના નામથી ઓળખેલા આ ભયંકર રોગનો વિષય પૂરો કરતાં, અમે

ભલામણ કરીએ છીએ કે, જેમ બને તેમ શીતળાને માટેના વહેમો ઓછા કરી, શીતળાને*માટે પૂજનવિધિ માટે ઠરાવેલાં દ્રવ્યો ભલે શીતળાને ચડાવી આવો, પણ ખરી રીતે શીતળાથી પીડાતા અને શીતળાની ગરમી જે બાળકના શરીરમાં અવશેષ રહી ગયેલી હોય તે બાળકને, તે પૂજાપામાં આવતાં વસાણાં તથા વસ્તુઓ પાવાથી ઘણોજ ફાયદો થશે; અને તેથી વધારે ફાયદો મેળવવો હોય તો સરકારે એક વાર શીતળા કઢાવ્યા પછી પાંચ વર્ષે, દશ વર્ષે કે પંદર વર્ષે ફરીથી શીતળા કાઢવાનું કામ આરંભ્યું છે તેનો લાભ લઇ, પોતાના બાળકને ફરીથી શીતળા કઢાવવા તત્પર રહેવું, એવી અમારી ખાસ વિજ્ઞાપના છે. કારણ કે શીતળા કઢાવવાથી માતપિતાના રજવીર્યથી ઉત્પન્ન થયેલી ગરમી નાશ પામે છે. એટલુંજ નહિ પણ ફરીથી શીતળા કઢાવવામાં આવે, તો અમારા વિચાર પ્રમાણે, બાળકના શરીર ઉપર ચામડીનાં થતાં તમામ દર્દોનો નાશ થાય છે એટલા માટે ફરીથી સૂચના કરીએ

*આ રોગ ચેપી છે તેથી ઘરનાં માણસોએ દર્દીથી અળગા રહેવું, એટલે કે જરૂર સિવાય વધારે માણસોએ દર્દીના સંબંધમાં આવવું નહિ. શીતળા, ઓરી, અછબડા અને મોટા બળિયા વગેરે દર્દોને પડદામાં રાખવામાં આવે છે, તેમ બીજા માણસોનો છાંયો બંધ કરવામાં આવે છે, તે રિવાજ ઘણોજ ઉત્તમ છે. આ પ્રમાણે આ રોગ ચેપી હોવાથી દર્દીની સૂવાની જગા સ્વચ્છ રાખવી, સ્વચ્છ પવન આવવા દેવો. અગરબત્તી, સુગંધી ધૂપો સળગાવવાં. શીતળા ઓરી, અછબડા અને બળિયા એ માતાનાં દર્દો છે એમ લોકોનું માનવું છે, અને માતાજી મટાડશે એમ કહે છે. પણ નીચેના ઉપાયો માતાજીની આજ્ઞા સમજીને કરવા આવશ્યક છે.

**અનુભવી ઉપાયો:**—શીતળાના સાધારણ હુમલામાં બહુ ચિંતા રાખવાનું કારણ નથી અને કોઇ પણ ઉપાય વગર સારું થઇ જાય છે; પણ સખ્ત હુમલાથી બાળકો અને મોટી ઉંમરનાં

છીએ કે, વીશ વર્ષની નીચેનાં અને જરૂર હોય તો એથી મોટી ઉમ્મરનાં માણસોએ પણ ગૌશીતળા ખુશીથી કઢાવવા. એટલું કહીને અમે આ શીતળાનો વિષય પૂરો કરીએ છીએ, જેમાં કોઈપણ જાતની ખામી રહી ગઈ હોય, તો શરીરવિદ્યાના જાણનાર તથા પ્રકૃતિશાસ્ત્રના જાણનાર અને સાયન્સના જાણનારા વિદ્વાન ગૃહસ્થોએ સુધારો કરી, પ્રજા ઉપર ઉપકાર કરવો.

ઘણાંખરાં નાનાં બાળકોને ગુદાને સ્થાને અને બાળકીઓને ગુદા તથા પેશાબને સ્થાને ગરમી જણાઈ તે જગ્યા રાતા રંગની અને જરા જરા પાકતી, દુખતી અને અગન બળતી જણાય છે. તેને લોકભાષામાં "આગરુ" થયું છે એમ કહેવામાં આવે છે. તેના મુખ્ય કારણમાં માતાના લોહીનો બગાડ તથા ધોવાની ખામી છે. એવું દર્દ દેખાય ત્યારે સોનાગેરુ, કલઈસફેદો, સફેદ કાથો અને શંખજીરું સરખે ભાગે લઈ, તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, જો રસી

માણસો બચાંય બચી શકતાં નથી. સખ્ત હુમલામાં આખું શરીર બળિયાથી ઊભરાઈ ગંધાઈ ઊઠે છે, અને તે વખતે દર્દીને આરામ મળે, ચેપ ઓછો થાય અને જખમ ઊંડા ન જાય તેવા ઉપાયો કરવા. (૧) ઝાડો કબજ રહેતો હોય તો હરડેનું ચૂર્ણ દરરોજ ઉંમરના પ્રમાણમાં આપવું. અગર એરંડિયું (દિવેલ) આપવું. (૨) વાદળી લિન્ટનું કપડું અગર રૂ પાણીમાં બોળીને વારંવાર બળિયાના પોપડા ઉપર રાખવું. (૩) આંખો મીંચાઈ ગઈ હોય તો ત્રિફળાં (હરડાં, બહેડાં અને આમળાં) ના અથવા મહુડાંના અથવા સાદા ગરમ પાણીથી આંખો ધોવી તથા શેક કરવો. (૪) ગળામાં સોજો આવ્યો હોય તો અંદરના વ્રણ સારા કરવા માટે મહુડાં તથા આંબળાં સરખા વજને પાણીમાં ઉકાળીને તે ગરમ પાણીના કોગળા કરાવવા; અગર તે પાણીમાં મધ નાખીને પાવું. (૫) આંખોમાં વ્રણને લીધે બળતરા તથા ચળ આવતી હોય તો દરરોજ દિવેલનું ટીપું નાખવું. (૬) શરીર પર ભીંગડાં સખત હોય અને વાસ મારતી હોય તો આખા શરીર પર હૂંસેકા પાણીનો વાદળીથી

ઝરતી હોય તો તેના પર કોરું દાબવું અને રસી ઝરતી ન હોય, તો ધોયેલા ઘીમાં મેળવી ચોપડવું. ઘી ઓછામાં ઓછું ૨૧ વાર ધોયેલું હોવું જોઇએ. જેમ જેમ ઘીને વધારે પાણીથી ધોવામાં આવે, તેમ તેમ તેમાં રુઝાવવાની શક્તિ વધારે આવે છે. બીજો એક મલમ બનાવી લગાડવાથી પણ જલદી આરામ થાય છે. તેનું નામ અમે **"ધોળો મલમ" "પાણીનો મલમ"** રાખ્યું છે. તલનું તેલ તોલા સોળ લઇ તપેલીમાં મૂકી, સગડી ઉપર કોલસાના તાપમાં મૂકવું. તેમાંથી ધુમાડા નીકળવા માંડે, એટલે તેમાં રાળ તોલા ચારનું ચૂર્ણ કરી, તેલમાં નાખી નીચે ઉતારવું એટલે રાળ તેલમાં પીગળી જશે. તેને કપડાથી ગાળી લઇ એક થાળીમાં નાખી

---

કે સુંવાળા કપડાથી શેક કર્યા પછી તેના ઉપર ગાયનું ઘી, દિવેલ, લીંબોળીનું તેલ અથવા વેસેલાઇન લગાડવું. (૭) દાણા બહાર નીકળી અંદર સમાતા જણાય તો કાંચનારના ઝાડની છાલનો કવાથ કરી તેમાં થોડું મધ નાખી પાવાથી દાણા બહાર પાછા આવે છે. (૮) આમાં તાવનું જોર વધારે રહે છે, માટે લીમડાની અંતરછાલ, ખડસલિયો, પટોળ, વાળો, કાલીપાટ, સુખડ, રતાંદળી, કડુ, આંબળાં અને અરડૂસીનો કવાથ સરખા વજને ઉંમરના પ્રમાણમાં કરી તેમાં સાકર નાખી પાવો. (૯) ગુલકંદ, ગુલાબપાક અથવા લીંબડાની અંતરછાલનું હિમ સાકર નાખીને આપવાથી શીતળા તથા ઓરી શાંત પડે છે. (૧૦) દાણા ફૂટીને તેમાંથી રસી વહે છે ત્યારે દુર્ગંધ છૂટે છે. તે વખતે પ્રથમ બતાવેલા પાણીથી ધોઇ નાખી જસત (કસાંજળ) અથવા શંખજીરાનો ભૂકો દબાવવો. (૧૧) કેટલીક વખતે ગરમીને લીધે ઝાડા બહુ થાય છે; માટે ધાણા, અતિવિષની કળી, વરિયાળી અને ખસખસનું સાકરમાં શરબત કરી પાવું. (૧૨) અશક્તિ જણાય તો દ્રાક્ષાસવ ઉંમરના પ્રમાણમાં આપવો.

(લેખકઃ-વૈદશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર-" વૈદક સંબંધી વિચારો-ભાગ ૧ લો માંથી ")

ઠંડું પડવા દેવું. તે ઠંડું પડયા પછી તેમાં થોડું થોડું મીઠું પાણી ઉમેરતા જવું અને ફીણુતા જવું. જેમ જેમ ફીણુતા જઇએ, તેમ તેમ તે રાળ અને તેલ ફૂલતું જશે અને માખણ જેવો રંગ તથા આકાર પકડતું જશે. જ્યારે ભેંસના માખણ જેટલી કઠણાશ તથા સફેદી આવે, ત્યારે એ મલમ તૈયાર થયો એમ જાણવું. એ મલમ તૈયાર થયા પછી. તેને એક કાચના પાત્રમાં રાખી, તેના ઉપર પાણી રેડી મૂકવું. જ્યાં સુધી તે પાણીમાં ડુબેલો રહેશે ત્યાં સુધી તે બગડશે નહિ. થોડે થોડા દિવસે તે પાણી બદલતાં જવું. જો પાણી બદલશો નહિ તો તે પાણી કાળું પડી જશે અને મલમમાં ઉપર પોપડો વળશે. પણ જો પાણી બિલકુલ નાખવામાં નહિ આવે, તો વાતાવરણની ગરમીથી જેમ જેમ પાણી સુકાતું જશે, તેમ તેમ મલમ ચીકણો થતો જશે. એટલે ચોપડવાના કામમાં આવશે નહિ પણ ફેંકી દેવો પડશે. માટે એ મલમને પાણીમાંજ રાખી મૂકવો. એ મલમ ચોપડવાથી આગરુ, ચાંદાં, સડતા ફોલ્લા અને દાઝેલા ઉપર ઘણોજ ફાયદો થાય છે, એવો અમારો અનુભવ છે.

મોટા માણસની માફક નાનાં બાળકો બોલીને પોતાને થતાં દુઃખની હકીકત કહી શકતાં નથી; તેથી ઘણી વખતે માતપિતા તથા વૈદ્યો તેની ચિકિત્સામાં ભૂલ કરે છે. તેટલા માટે નીચે પ્રમાણેની સંજ્ઞાઓ ધ્યાનમાં રાખી હોય તો, રોગને પારખવામાં ઘણી સહાયભૂત થઇ શકે છે. બાળકના રડવા ઉપર તેને ઓછી કે વધતી પીડા થાય છે તે સમજાય છે. તે બાળક વારંવાર જે ઠેકાણે હાથ અડકાડે છે અને જે ઠેકાણે આપણો હાથ અડકાડતાં વધારે રડે છે અથવા સમજણું હોય તો આપણો હાથ ખસેડી નાખે છે, તે ઠેકાણે કોઇ પણ જાતનું દુઃખ છે એમ સમજવું. જો બાળક આંખ મીંચીને રડતું હોય તો, તેનું માથું દુખે છે એમ જાણવું. ઝાડાનું બંધ થવું, ઓકારીનું આવવું, માતાના સ્તનને કરડવું, પેટમાં ગડ-

ગડાટ થવો, પેટ ચડવું અને પેટ ઊછળવું, એ લક્ષણથી બાળકના કોઠામાં પીડા છે એમ જાણવું. મળમૂત્રમાં ગંધ આવવી, ચારે તરફ આંખ ફાડીને જોવું એ લક્ષણ હોય તો, તેની ગુદામાં અથવા પેશાબમાં કોઇ પ્રકારની પીડા છે એમ જાણવું. વૈદ્યોએ બાળકનું નાક, મોઢું, કાન, હાથ, પગ અને બીજા અવયવો તથા સાંધાઓને વારંવાર તપાસતા રહેવું, જેથી નહિ બોલી શકતા બાળકનો ગુપ્ત રોગ ધ્યાનમાં આવી જશે; અને તે પ્રમાણે ચિકિત્સા કરવાથી બાળકને જલદી આરામ થશે.

એક "કુકૂણક"નામનો રોગ દૂધના દોષથી બાળકનેજ થાય છે. તેનું લક્ષણ એવું છે કે, બાળકની આંખમાં ચળ આવે છે, આંખ ગળે છે અને તે બાળક કપાળ, આંખ અને નાકને ચોળે છે, તથા તે તડકા સામું જોઇ શકતું નથી અને આંખ ઉઘાડતું નથી. એવો રોગ થયો હોય તો હરડાં, બેડાં, આમળાં, લોધર, સાટોડી, આદુ, રીંગણીમૂળ અને દોડકીનું મૂળ, એને વાટીને એક ગોળો બનાવી મૂકવો. પછી તે ગોળાને ઘસીને જરા ઊનો કરીને બાળકથી ખમાય તેવો કપાળે ચોપડવો જેથી એ રોગ મટે છે.

બાળકને **લોહીવાળા ઝાડા** થતા હોય તો મોચરસ, લજામણી, ધાવડીનાં ફૂલ અને કમળનું કેશર એના ચૂર્ણને પાણીમાં ઉકાળી પાવાથી રક્તાતિસાર બંધ થાય છે. જો બાળકને **પ્રવાહિકા (મરડો)** થયો હોય તો લોધર, ઇંદ્રજવ, ધાણા, આમળાં, વાળો અને મોથ; એનું ચૂર્ણ કરી મધમાં ચટાડવાથી તાવ અને પ્રવાહિકાનો નાશ થાય છે. ઘણી વાર બાળકને ભસ્માજીર્ણ થાય છે, તેમાં બાળક પુષ્કળ ખાય છે અને ભૂખ્યું ને ભૂખ્યું જણાય છે. તેવા રોગમાં 'લઘુવસંત માલતિ' ઘણો ફાયદો કરે છે. જો બાળકને હિક્કા (હેડકી) થઇ હોય તો, એક ચોખાપૂર માણેકરસ લઈ, તેને થોડા ગોળના પાણીમાં મેળવી પાવાથી, હેડકી બંધ થઇ જાય છે. જો

બાળકને પેશાબ ઘણી વારે થતો હોય, **પેશાબ કરતાં રડતો હોય** તો ગળોનું સત્ત્વ અર્ધો વાલ સુધી દિવસમાં ત્રણ વખત મધ સાથે ચટાડવું અથવા દૂધમાં કે પાણીમાં મેળવીને પાવું. જો બાળકને **મૂત્ર ટપકયા કરતું હોય** તો એલચી નંગ એક છોડાં સાથે પાણી મૂકી ઝીણી વાટી દિવસમાં ત્રણ વખત પાવી, જેથી પેશાબ ટપકતો બંધ થઇ જાય છે. જો બાળકની **નસકોરી** ફૂટતી હોય એટલે નાકથી લોહી પડતું હોય, તો દાડમના ફૂલનો રસ નાકમાં મૂકવો. જો બાળકના **કાનમાં ચસકા મારતા હોય** તો એકબે ટીપાં સરસિયા તેલનાં મૂકવાથી ચસકા મટે છે. પણ જો **પરુ વહેતું હોય** તો કાગળની ભૂંગળી બનાવી સમુદ્રફીણનું ચૂર્ણ અથવા ફુલાવેલી ફટકડીનું ચૂર્ણ, અથવા અબિલ ફૂંકવાથી કાન પાકતો મટી જાય છે. અથવા આવળનાં ફૂલને છાંયે સૂકવી તેનું બારીક ચૂર્ણ કરી, સળી ઉપર રૂ લપેટી તેનાથી પરુ લૂછી કાઢી તેમાં તે ફૂલનો ભૂકો ફૂંકવાથી આરામ થાય છે. જો કાનમાં **નાસુર પડી** ગયું હોય અને પરુ વહ્યા કરતું હોય, તો વડનાં પાકાં પાન, કરંજનાં પાન, ગૂંદીનાં પાન અને કાળિયાં સરસનાં પાન ભેગાં વાટીને તેની વડી બનાવી તેલમાં તળી કાઢી, તે તેલને ગાળી શીશીમાં ભરી મૂકવું. એ તેલ કાનમાં મૂકવાથી, કાન રુઝાઇ જાય છે. જો બાળકને **અછબડા** થયા હોય એટલે હાથના કાંડાંથી હથેલીનો પાછલો ભાગ, પગના કાંડાંથી પગની પાટલી સુધી મગના દાણા જેવડા, રાતી લોંયવાળા સંખ્યાબંધ ફોલ્લા થાય છે અને બે મટે છે, ચાર સુકાય છે અને આઠ નવા નીકળે છે. એવું જો થયું હોય તો, તેનો ઉપાય રવિવાર, મંગળવાર કે ગુરુવારને દિવસે એક ડાળી પીપળાની, કે જેના ઉપર સાત પાંદડા હોય તે મંગાવી, તેના દરેક પાંદડા ઉપર નીચેનો શ્લોક લખવોઃ—

समुद्रस्य परे पारे लंकानाम महापुरीम् ।
वायुना पुत्र गच्छंति यत्र राजा विभीषणः ॥

ત્યારબાદ તે ડાળીને તેલનો ધૂપ દઇ, તે બાળકના ઘરના રાંધવાના ચૂલા ઉપર લટકાવવાં. એ પ્રમાણે રવિવારે પીપળાંના પાન ઉપર, મંગળવારે આકડાના પાન ઉપર અને ગુરુવારે નાગરવેલના પાન ઉપર લખીને બંધાવવાથી, ઓછાનાં ચાંદાં સુકાઇ જાય છે. આ પ્રયોગમાં શું ચમત્કાર છે અથવા શી યુક્તિ છે, તે સમજાતું નથી; પણ સેંકડો બાળકના ઓછા સારા થઈ ગયા છે, માટે અમે તો એને પ્રભાવિક ગુણવાળો પ્રયોગ માનીએ છીએ.

બાળકોને બીજા ઘણી જાતના રોગો થાય છે અને તે રોગોની ચિકિત્સા મોટાં માણસ પ્રમાણેજ કરવામાં આવે છે; જેના પ્રયોગો ચાલુ હોવાને લીધે અમે વધારે લંબાણ કરતા નથી. બાળકને માટે નિઘંટુ રત્નાકર, ભાવપ્રકાશ, રસરત્નસમુચ્ચય, વગેરે ગ્રંથોમાં ઘણા રોગોના ઘણા ઉપાયો લખેલા છે; પરંતુ તે અનુભવેલા નહિ હોવાથી અમે તેના ઉતારા કરી ટિપ્પણ વધાર્યું નથી. પણ નિઘંટુ રત્નાકરમાં 'માતૃકાઓની પીડા' અને જ્યોતિષશાસ્ત્રના માનેલા નવ ગ્રહો સિવાયના બીજા નૈગમેયાદિ ગ્રહોના નડવાથી બાળકોના જુદા જુદા રોગોનું વર્ણન કરેલું છે. તેમાં તે માતૃકાઓ અને ગ્રહો બાળકને શા કારણથી નડે છે, તે નહિ સમજાવાથી અને તે શબ્દોમાં શા અલંકાર રહેલા છે તે અક્કલમાં નહિ ઊતરવાથી તેનું વર્ણન કર્યું નથી. જો કોઇ મહાન તર્કવાદી એ ગ્રહોને જે અલંકારમાં ગોઠવેલા છે તેની શોધ કરી, પ્રયોગ સિદ્ધ કરે, તો બાળકો ઉપર ઘણો ઉપકાર થાય એમ છે, એટલુંજ કહીને આ વિષયને સંપૂર્ણ કરીએ છીએ.






॥ मंगलाचरण ॥

અનુષ્ટુપ છંદ

વંદું જગત્પતિ સ્વામી વિભુ કલ્યાણકારક;
વંદું સર્વજ્ઞ સર્વાત્મા પ્રભુ જગદુદ્ધારક. ૧

શાર્દૂલવિક્રીડિત છંદ

વંદું વિશ્વપતિ દિયો શુભ મતિ રૂડી ગતિ જ્ઞાનમાં,
દીસે સાર અપાર અદ્ભુત કળા વ્યોમાદિ સંસ્થાનમાં;
આકાશે અતિ શોભતા ગૃહગણો તેજસ્વી તેજે ભર્યા,
ચાલે નિમ ધરી સહુ નિજ પંથે ભારે નિયમો કર્યા. ૨
વૃક્ષો નોતમ જાતનાં અવનિમાં ઊંચાં દીસે ઓપતાં,
પુષ્પો છોડલતા તથા તરુવરો નાના વિધિ શોભતાં;
સંખ્યા સર્વની કેમ હું કહું કથી વિચારતાં વિસરું,
તારી શક્તિ અપાર પાર ન લહું દાસત્વથી કરગરું. ૩

અને અસાધ્ય છે, પણ શીતપૂર્વક જ્વર સાધ્ય છે. એ પ્રમાણે વિષમજ્વર નિદાનશાસ્ત્રકારે કહ્યા છે. પરંતુ અમારા જોવામાં એક એવો વિષમજ્વર આવ્યો છે કે, રોગી ખોરાક ખાતો જાય, ઘરનું કામકાજ કરતો જાય, જરૂર પડે તો થોડુંઘણું ચાલતો જાય, પરંતુ બે, ચાર, પાંચ, સાત કે દશ દિવસમાં ગમે તે દિવસે અથવા ગમે તે વખતે તેને ટાઢ ચડે અને પુષ્કળ ઓઢવા છતાં શરીર ધ્રૂજે. એ પ્રમાણે ઓછામાં ઓછો એક કલાક અને વધુમાં વધુ ચાર કલાક ટાઢ વાયા પછી તેને પસીનો થાય અને ટાઢ સમાઈ જાય; પણ વિષમજ્વરમાં કહ્યા પ્રમાણે દાહ થાય નહિ, તેમ શરીર ઊનું પણ થાય નહિ. આવા તાવવાળાને આગળ કહેલા શીતભંજી રસની બે બે ગોળી દિવસમાં ત્રણ વાર પાણી સાથે આપવાથી તાવ ગયો એમ અમને જણાયું, ત્યારે મહિનામાં એક વાર અથવા બે મહિને એક વાર તાવ આવવા માંડયો. પછી તેને ટાઢ વાઈ હોય તે અરસામાં ચાર દિવસ સુધી શીતભંજી રસ આપીને આગળ કહેલી મહાજ્વરાંકુશની ગોળી લાગટ ચાર મહિના સુધી દિવસમાં ત્રણ વખત ત્રણ ત્રણ ગોળી આપવાથી તે તાવ ગયો. એ પ્રમાણે વિષમજ્વરમાં ચિકિત્સકે બુદ્ધિપૂર્વક કોઈ સારા રસની યોજના કરવી અને રોગીએ ધીરજ રાખી વૈદ્યની પાસે ઉતાવળ કરાવી દવા બદલાવવા આગ્રહ કરવો નહિ, પણ શાંતિથી એકજ દવાનો ઉપયોગ કરવો.આમ કરશે તોજ વિષમજ્વર જશે. પણ વિષમજ્વર ચાલતો હોય તેવામાં ભારે ખોરાક ખાય અથવા ઘણો શ્રમ કરે અથવા માનસિક વ્યાપારમાં કામ, ક્રોધ, લોભ અને ઈર્ષા વગેરેનું વધારે સેવન કરે, તો તે વિષમજ્વર ફરીથી આવે છે અને તે જીવતાં સુધી જતો નથી એ વાત નિર્વિવાદ છે.

વર્ષાઋતુ, શરદઋતુ અને વસંતઋતુમાં વાયુ આદિના અતિયોગથી ક્રમાનુસાર જે તાવ આવે છે, તે પ્રાકૃતજ્વર કહેવાય છે,

તેમાં વર્ષાઋતુમાં આવનાર તાવ વાતજ્વર, શરદઋતુમાં પિત્તજ્વર અને વસંતઋતુમાં કફજ્વર આવે છે. આ સિવાયના બીજા તાવો તે "વિકૃતજ્વર" કહેવાય છે. જેમ વર્ષાઋતુમાં પિત્તજ્વર, શરદઋતુમાં કફજ્વર અને વસંતઋતુમાં વાતજ્વર હોય, તો તે વિકૃતજ્વર અસાધ્ય એટલે મટે નહિ તેવા છે. આ ઉપરથી સમજી શકાશે કે, જે ઋતુમાં જે દોષોનો સંચય, કોપ કે શાંતિ થવાં જોઈએ, તેમ જે ઋતુમાં વાત્તિક, પૈત્તિક કે કફકારી ખોરાક ખાવો જોઇએ, તે નહિ ખાતાં પરંપરાના ચાલતા રિવાજ પ્રમાણે ખોરાક ખાય, તો ઋતુના હીન, મિથ્યા અને અતિયોગથી વિકૃતજ્વર આવે છે, જેથી ઘણા મનુષ્યો પટકાઈ પડે છે. દાખલા તરીકે શરદઋતુમાં શ્રાદ્ધપક્ષ અને નવરાત્ર તથા દિવાળીના દિવસો આવે છે; એટલે શ્રાદ્ધપક્ષમાં પોતાના પૂર્વજોના નિમિત્તે મિષ્ટાન્ન ભોજનો લેવાનો ચાલ છે. પણ એ શરદઋતુમાં તુલા અને વૃશ્ચિક સંક્રાંતિમાં ઉત્તરા, હસ્ત અને ચિત્રા નક્ષત્રમાં સૂર્યનો તાપ વિશેષ પડતો હોય તો મનુષ્યશરીરમાં અને વનસ્પતિઓમાં ખાટો, તીખો અને કડવો રસ ઉત્પન્ન થવાથી શ્રાદ્ધ, નવરાત્ર અને દિવાળીના દિવસોમાં ખાધેલો મધુરરસ પચી જાય છે. પણ જો એ ઋતુમાં તાપ નહિ પડતાં વરસાદ ચાલુ રહે, તો વનસ્પતિમાં તથા મનુષ્યશરીરમાં મધુરરસનો વધારો થઇ વાતજ્વરનો ઉપદ્રવ થાય છે. અથવા વરસાદ ન આવે અને ટાઢ વધી પડે, જેથી તાપ ઓછો પડવાથી, મનુષ્યને કફજ્વરનો ઉપદ્રવ થાય છે. એટલા માટે આપણી મોજશોખની જીભના સ્વાદની પડેલી ટેવને લીધે, પરંપરાથી જે રૂઢિ ચાલતી હોય, તે પ્રમાણેનો ખોરાક નહિ ખાતાં, ઋતુના હીનયોગ, મિથ્યાયોગ કે અતિયોગનો વિચાર કરી, તે ઋતુઓને અનુકૂળ ખોરાક ખાવો, જેથી વિકૃતજ્વરના ભયથી આપણો બચાવ થાય.

ઘણાં પ્રબળ કારણોથી જે તાવ આવે છે અને જેમાં ઘણા

ઉપદ્રવો હોય છે, તેમજ જે તાવ આવતાંજ કર્ણ, ચક્ષુ આદિ એકાદ ઇન્દ્રિયને નષ્ટ કરે છે, તે તાવ અસાધ્ય છે. જે તાવમાં શરીર સુકાઇ જાય છે અથવા સોજા ચડે છે તે તાવ અસાધ્ય છે. જે તાવમાં અંતઃકરણમાં પીડા થાય છે, તે તાવ જીવતાં સુધી કેડો છોડતો નથી; તેમજ જે તાવ બળવાન હોય અને તાવમાંજ માથાના વાળ ઊતરી પડે, તે તાવ અસાધ્ય છે. જે તાવ મૂળથીજ અનિયમિત કિંવા વિષમ હોય, જેતાવ લાંબી મુદતનો હોય તે; તથા સુકાયલા, તવાયલા માણસનો જે ગંભીર જ્વર હોય તે; જે તાવથી રોગી બેભાન થઈ જાય કે, બિછાના પરથી ઊઠી ન શકે તે; તથા જે તાવમાં બહારથી ટાઢ ચડે અને ભીતરમાં અગ્નિ ઊઠે તેવા તાવવાળાને જીવવું મુશ્કેલ છે. જે તાવમાં રોગીનાં રોમાંચ ઊભાં થાય, આંખો રાતી થાય, હૃદયમાં દુખાવો થાય અને ફક્ત મુખથી શ્વાસ લેવાતો હોય, તે તાવ અસાધ્ય છે. જે તાવમાં રોગીને હેડકી, શ્વાસ તથા તરસ થતાં હોય, બેશુદ્ધ થતો હોય, આંખો આમતેમ ફરતી હોય અને શ્વાસથી પીડા પામતો હોય તો આ રોગી મરણ પામે છે. જે તાવથી રોગીની ઇન્દ્રિયોની શક્તિ નાશ પામી હોય, તેના શરીર પર છાંયા ફરી ગઈ હોય, શરીરનું માંસ સુકાઇ ગયું હોય તથા ગંભીર અને તીક્ષ્ણ તાવથી પીડાતો હોય, એવા રોગીને આરામ કરવાની સુજ્ઞ વૈદે આશા રાખવી નહિ. જે તાવમાં શરૂઆતથીજ તતડીને તાવ આવે છે અને સૂકી ઉધરસ થાય છે તેમજ બળનો નાશ થાય છે તે; જે રોગીને બપોરે તાવ ચડે છે, કફ-ઉધરસ ઘણાં જણાય છે અને બળ તેમજ માંસ ક્ષીણ થઇ જાય છે તે; જે રોગીને એકદમ તાવનો દાહ થાય છે, તરસ અને મૂર્છા આવે છે, બળ નષ્ટ થાય છે અને સાંધાઓ ઢીલા પડી જાય છે તે; સવારના જે રોગીના મોઢા ઉપર પુષ્કળ પરસેવો વળે છે અને રાતદિવસ શરીરમાં તાવ ભરાયેલો રહે છે તે; જે રોગીના કપાળ પર શીતળ

પરસેવો વળે છે, ઘણી ટાઢ ચડે છે, શરીર ચીકણું જણાય છે અને ગળા પર થતો પરસેવો છાતી પર આવતો નથી તે; તથા જે રોગીને ગાઢો અને ચીકણો પરસેવો આખા શરીરમાં વળે છે અને શરીર ઠંડુંગાર થાય છે, તેવા તાવવાળો રોગી મૃત્યુ પામવાની તૈયારીમાં છે એમ જાણી સુજ્ઞ વૈદ્યે તેની ચિકિત્સા કરવી નહિ. એ પ્રમાણે તાવ, સન્નિપાત અને વિષમજ્વરની નિદાનપૂર્વક ચિકિત્સા સમાપ્ત થઇ છે.

# अन्य वैद्यराजोना अनुभवी इलाजो

## ૧–વૈદ્ય ધીરજરામ દલપતરામ–સુરત

**૧. જ્વરબિંદુઃ**–અતિવિષની કળી તોલો ૧, સૂરોખાર તોલો ૧, ફુલાવેલી ફટકડી તોલો ૧, સોનાગેરુ તોલો ૦ા એ સર્વને ખાંડી વસ્ત્રગાળ કરી, ખલમાં ત્રણ કલાક સારી રીતે ઘૂંટીને શીશીમાં ભરી મૂકવાં. એ ઓસડ બેથી ચાર રતી સુધી મધમાં ચટાડી ઉપરથી આદુ–ફુદીનાવાળી ચા પાવી, જેથી સઘળા તાવ ઊતરી જાય છે.

**૨. નવીન સુદર્શન ચૂર્ણઃ**–કડુ, કરિયાતું, કાળીજીરી, ઇંદ્રજવ, શેકેલા કાચકાની મીંજ, લીંબછાલ, ગળો, લીમડાનાં સૂકાં પાતરાં, કોલમ, સૂંઠ, મરી, પીપર, હરડાં, બહેડાં, આમળાં, ફુલાવેલી ફટકડી, નાઇ, દિવેલમાં શેકેલા ઝેરકચૂરા એ સર્વ સમભાગે લઈ, ખાંડી વસ્ત્રગાળ કરી, તેમાં પારો તોલો ૦ાા તથા ગંધક તોલા એકની કાજળીકરી, તે કાજળીને ઘૂંટી, તાવમાં ૧ થી ૨ વાલ સુધી દિવસમાં ૩ વખત પાણી સાથે ખવડાવવું. આ ચૂર્ણથી જીર્ણજ્વર, વિષમજ્વર અને અસ્થિગત જ્વર મટી જાય છે.

**૩. તાવ ઉતારવા માટેઃ**–સાજીખાર શેર ૨ાા લાવી ઝીણો

ખાંડીને ૨૦ શેર પાણીમાં નાખી હલાવીને ઠરવા દેવો. પછી બીજે દિવસે ઉપરનું નીતરતું પાણી લઇને કઢાઇમાં ચૂલે ચડાવી તેનો ખાર કાઢવો. એવી રીતે તૈયાર કરેલો ક્ષાર વાલ બે તથા ફુલાવેલો નવસાર વાલ બે, અઢીરૂપિયાભાર પાણીમાં નાખી ઓગાળી, તાવ આવેલા દરદીને પાવું એટલે તાવ ઊતરી જશે. જો એક વાર આપવાથી તાવ ન ઊતરે તો ૩ કલાક પછી ઉપર પ્રમાણે બીજી વાર આપવું. આ દવાથી તાવ ઊતરે એટલે હિંગળેશ્વર અથવા ત્રિભુવનકીર્તિરસમાંથી ગમે તે તાવને અટકાવવા માટે આપવો. ઘણી વાર ઉપરની દવાથીજ તાવ ઊતરી જાય છે, બીજી વાર દવા આપવાની જરૂર પડતી નથી. ઉપર પ્રમાણે સાજીખાર કાઢતાં જેને ખટપટ લાગે તેણે સોડા બાયકાર્બ વાપરવો.

**૪. મલ્લરાજ ગુટિકા:**–સોમલ તોલો ૦॥, મનસીલ તોલો ૦॥, કાથો તોલો ૦॥, પીપર તોલો ૦॥, એ ચારેને લીંબુના ૦ા શેર રસમાં ઘૂંટીને ગોળી વાળવા જેવું થાય ત્યારે બાજરીના દાણા જેવડી ગોળી વાળવી. ચોથિયો તાવ આવતો હોય તેની પાળીને દિવસે તાવ આવતા પહેલાં ત્રણ કલાક આગમચ જીરું અને સાકરના પાણી સાથે ગોળીએકથી બે ગળાવી તે ઉપર સાકરનો શીરો અથવા દૂધભાત ખવડાવવા. એકાંતરિયા તાવમાં પણ એ રીતે ગોળી ખવડાવવી. એથી ચોથિયો, એકાંતરિયો વગેરે તાવ જાય છે. આ ગોળી ત્રણ દિવસથી વધારે ખવડાવવી નહિ. સ્ત્રીઓને એક દિવસથી વધારે ખવડાવવી નહિ. રોગીને દૂધ, ઘી, સાકર, ઘઉં અને ચોખા સિવાય કંઇ ખાવાનું આપવું નહિ.

**૫. ત્રિભુવનકીર્તિ રસ:**–હિંગળોક, વછનાગ, પીપર, પીપળી મૂળ, સૂંઠ, મરી ને ટંકણખાર એ સર્વે સરખે ભાગે લઇ, વાટી વસ્ત્રગાળ કરી, એક દિવસ કોરો ઘૂંટી, આદુના રસની, ધંતૂ

રાના પાતરાંના રસની અને તુળસીના રસની એકેક ભાવના આપી, વટાણા જેવડી ગોળી વાળી દિવસમાં ૩ વખત ૧ થી ૩ સુધી યોગ્ય અનુપાન સાથે આપવાથી સર્વે જાતના તાવ જાય છે.

## ૨–યતિશ્રી રવિહંસજી દીપહંસજી–સુરત

૧. **સર્વજ્વરનાશક પીળો જ્વરાંકુશઃ**–હરતાળ તોલો ૧ અને કળીચૂનો તોલો ૧ એ બેનો આઠ દિવસ સુધી કુંવારના રસમાં ખલ કરવો. પછી તેનો ગોળો બનાવી સરાવસંપુટ કરી, કપડમટ્ટી કરી, ચાર શેર અડાયાંનો અગ્નિ આપવો. ઠંડું પડ્યા પછી વાટીને શીશીમાં ભરી લેવું. એમાંથી એક ચોખાપુર માત્રા મધમાં અથવા ચેવલી પાનમાં મૂકી ચાવી ખાઇ ઉપરથી પાણી પીવું. રોગીએ કોઈ પણ જાતનું અથાણું અને તેલની સખત પરેજી પાળવી, આનું નામ અમે પીળો જ્વરાંકુશ પાડ્યું છે.

૨. **એકાંતરિયા તાવનું ઓસડઃ**–સૂરોખાર તોલો ૧, ફુલાવેલી ફટકડી તોલો ૧, સોનાગેરુ તોલો ૧, એ સર્વેને બારીક વાટી કાચની શીશીમાં ભરી રાખવાં. એકાંતરિયા તાવવાળાને જે દિવસ તાવની વારી હોય તે દિવસથી શરૂ કરી ૩ વારી સુધી, તાવ આવે કે ન આવે તો પણ દરરોજ દિવસમાં બે વાર હથેલીમાં ખાંડ મૂકી, તેની ઉપર એક વાલ દવા મૂકી તેના ઉપર બીજી ખાંડ મૂકી પાણી સાથે ફાકી મરાવવી. આ દવા ઉપર માત્ર દૂધ ખાવા દેવું નહિ, તો એકાંતરિયો તાવ જશે.

૩. **ચોથિયા તાવની દવાઃ**–કરિયાતું, કાળીજીરી, કડુ, વાયવડિંગ અને નાગકેશર, એ પાંચેને સમભાગે તોલો તોલો લઈ બારીક ચૂર્ણ કરી, તે ચૂર્ણમાં શુદ્ધ કરેલો સોમલ તોલો ૧ મેળવી દેવો. **સોમલ શુદ્ધ કરવાની રીત** એવી છે કે, એક ઇંટ લઈ તેની

ઉપર મધ્યમાં રૂપિયાના કદ જેટલો ગોળ અને અડધી ઈંટ જેટલો ઊંડો ખાડો કરી તેમાં સોમલ ગોઠવી, તે ઈંટને ચૂલા પર ચડાવી તાપ આપવો. પછી ભૂરાં-કોળાંને છીણીને તેનું પાણી એક શેર લઈ, ઈંટ ગરમ થાય કે તરત પેલા સોમલ પર ટીપાં પાડીને ટૂવા દેવા અને તમામ પાણી એ રીતે ખલાસ કરવું. એ રીતે શુદ્ધ કરેલો સોમલ ઉપલા ચૂર્ણમાં મેળવી, તેને પાનના રસમાં ઘૂંટીને રાઈરાઇ જેવડી ગોળીઓ વાળવી. પછી ચોથિયા તાવ વાળાને બબ્બે ગોળી સવારસાંજ પાણી સાથે પાંચ પાળી સુધી ગળાવવી, જેથી તાવ ફરીને આવશે નહિ. આ ગોળી ઉપર દવા બંધ કર્યા પછી તેલ, મરચું અને આમલીની આઠ દિવસ સુધી પરેજી પાળવી.

૪. જીર્ણજ્વરઃ-કાંટાસરિયાનાં લીલાં પાતરાં નંગ સાત લઈ અધકચરાં વાટી, ૦ાા શેર પાણીમાં ઉકાળી, ચોથા ભાગનું પાણી રહે ત્યારે કપડાથી ગાળી, તેમાં એક રૂપિયાભાર મધ નાખી, ૨૧ દિવસ સુધી તો જરૂર દિવસમાં બે વાર પાવું. વધુ જરૂર જણાય તો મટતાં સુધી પાવું. એથી જીર્ણજ્વર એટલે ક્ષયનો તાવ જરૂર જાય છે. એ કાંટાસરિયાનાં ફૂલ નંગ બે વાટી, મધમાં ચટાડવાથી તાવ ગયા પછીની અશક્તિને મટાડે છે.

૫. જ્વરધ્વંસઃ-અતિવિષની કળી તોલા ૨, કાકડાશિંગ તોલો ૧, પીપર તોલો ૧, હિંગળોક તોલો ૦ાા, એ સર્વ વસ્તુને બારીક વાટી, ગોળી વાળવા જેટલું મધ નાખી, વટાણા જેવડી ગોળી વાળી, ઘાપણના ભૂકામાં રગદોળવી. પછી તેમાંથી એક ગોળી નાના છોકરાને અને મોટા માણસને બબ્બે ગોળી દિવસમાં બે થી ત્રણ વખત પાણી સાથે આપવાથી જ્વરાતિસાર મટે છે. ખોરાકમાં ભારે ચીજ આપવી નહિ.

૬. જ્વરવિનાશકઃ-ગળોસત્ત્વ તોલો ૧, પીપર તોલો ૧,

દિવેલમાં તળેલા ઝેરકચૂરા તોલા ૨, એ ત્રણેને બારીક ખલ કરી, મધ મેળવી, વટાણા જેવડી ગોળી વાળી, ધાપણના ભૂકામાં રગદોળી રાખી મૂકવી. એ ગોળી નાના છોકરાને એકેક અને મોટાને બબ્બે, દિવસમાં ૨ થી ૩ વાર પાણી સાથે આપવાથી વિષમજ્વર, સતતજ્વર તથા મગજે ચડી ગયલો તાવ ઊતરે છે અને આમને પચાવી ભૂખ લગાડે છે.

૭. **મદનમંજરી ગુટિકાઃ**-આમળાં, શેકેલો ઝેરકચૂરો, પીપર, ગળોસત્ત્વ અને લોહભસ્મ, એ તમામ વસ્તુ સમભાગે લઈ, બારીક વાટી, મધમાં વટાણા જેવડી ગોળી વાળી. ધાપણના ભૂકામાં રગદોળી રાખી મૂકવી. રોગીની ઉમ્મર જોઇ એકેક અથવા બબ્બે ગોળી દિવસમાં ત્રણ વાર પાણી સાથે ગળાવવી. આ ગુટિકા મંદવાડ ગયા પછીની અશક્તિને દૂર કરી, વીર્યને વધારે છે, લોહીને સુધારે છે, ખાધું પચાવે છે અને તાવને કાઢે છે.

૮. **જ્વરારિ રસઃ**-ગંધક, ધંતૂરાનાં બીજ, હરતાળ, વછનાગ, પારો, મરી અને મનસીલ, સમભાગે લઇ જુદી જુદી વાટ્યા પછી બધી ચીજો એકઠી કરી, કારેલીના રસમાં બે દિવસ ઘૂંટી, મોટા મગ જેવડી ગોળી વાળવી. એ એક ગોળી આદુના રસમાં આપવાથી સઘળા પ્રકારના તાવ ઊતરી જાય છે. એ ગોળીથી પેટનું ચડવું, શીતનું આવવું, જઠરાગ્નિની ન્યૂનતા અને કફનો નાશ થાય છે.

૯. **રાતો જ્વરાંકુશઃ**-ટંકણ, મરી, પીપર, હિંગળોક અને વછનાગને સરખે ભાગે લઈ, ઝીણાં વાટી આદાના રસમાં મોટા મગ જેવડી ગોળી વાળી છાંયે સુકાવી, એકથી બે ગોળી દિવસમાં ૩ વાર આદુના રસમાં કે મધમાં આપવાથી તાવ જાય છે.

## ૩-વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર-સુરત

૧. **ભૈરવ રસઃ**-હિંગળોક, વછનાગ, મરી, ટંકણખાર,

પીપર, અકલગરો, જાવંત્રી, લવિંગ, વાંસકપૂર, કસ્તૂરી કુલીજન (પાનની જડ), જાયફળ અને કેશર; એ વસાણાં સરખે ભાગે લઇ વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી, આદુના રસની ત્રણ અને નાગરવેલના પાનના રસની ત્રણ ભાવના આપી, તેની મગ જેવડી ગોળીઓ વાળવી. તાવના દરદીને પાણી સાથે ત્રણ ગોળી ખાંસીવાળાને પાનના રસમાં બે ગોળી અને વાયુવાળાને આદુના રસમાં એક ગોળી ઘસીને આપવી, જેથી શરીરમાં તરત ગરમાવો લાવે છે. આ ગોળી અમારા દવાખાનામાં પંદર વર્ષથી વપરાય છે.

૨. **જ્વરઘ્ન ચૂર્ણ**:–અતિવિષની કળી તોલા ૫, કુલાવેલી ફટકડી તોલા ૫, સૂરોખાર તોલા ૫ અને હિંગળોક તોલો ૧, એ સર્વેને ઝીણાં વાટી ચૂર્ણ કરી, તાવના રોગીને એકેક વાલનું પડીકું ગરમ પાણી ચા સાથે અથવા સાથે આપવાથી પસીનો વળી તાવ ઊતરે.

૩. **જ્વરઘ્નવટી**:–પીપર તોલા ૨, જીરું તોલા ૨ા, કાચકાની મીજ તોલા ૪ અને બાવળનાં પાતરાં તોલો ૧ા, એને બારીક વાટી ચૂર્ણ કરી, પાણીમાં ઘૂંટી વટાણા જેવડી ગોળીઓ કરી છાંયે સૂકવી, દિવસમાં ત્રણ વાર બબ્બે ગોળી ગરમ પાણી સાથે આપવાથી સર્વ પ્રકારના તાવો ઊતરે છે.

૪. **નવજ્વરેભ સિંહ**:–પારો, ગંધક, લોહભસ્મ, તામ્રભસ્મ, નાગભસ્મ, મરી અને પીપર; એ સર્વ સમભાગે લઈ શુદ્ધ વછનાગ ોા ભાગ લઈ તેને આદુના રસમાં બે દિવસ ખલ કરી, પછી ૧ રતી વજનની ગોળીઓ કરવી. આ ગોળીમાંથી ૧ અથવા ૨ ગોળી ગરમ પાણી સાથે આપવાથી તાવને ઉતારે છે, છાશ સાથે આપવાથી સંગ્રહણી મટાડે છે, તેમજ મધ સાથે આપવાથી પેટનો દુઃખાવો, મંદાગ્નિ અને અજીર્ણને મટાડે છે.

૫. **રાજવલ્લભ રસ**:–પારો, ગંધક અને વછનાગ એ ત્રણ એ-

ફેક તોલો તથા નવસાર ફુલવેલો ૨ તોલા લઇ પ્રથમ પારા ગંધક-ની કાજળી કરી, પછી બે વસાણાં મેળવી ખલ કરવો. આમાંથી એક પડીકું બે રતી પ્રમાણનું કરિયાતાના ઉકાળા સાથે અથવા આદુ, ફુદીનો અને તુલસીના ઉકાળા સાથે આપવાથી પસીનો વાળી તાવને ઉતારે છે.

૬. **રામબાણ ગુટિકાઃ**-ઘીમાં તળીને શુદ્ધ કરેલો ઝેરકચૂરો તોલા ૧૦, પીપર તોલો ૧, પીપળીમૂળ તોલો ૧, સૂંઠ તોલા ૫, વાયવડિંગ તોલા ૨, અતિવિષની કળી તોલો ૧, મરી તોલા ૨, હરડેદળ તોલો ૧, દૂધમાં શોધેલો વછનાગ તોલો ૧, લઈ સર્વેનું બારીક ચૂર્ણ કરી, ચેવલી પાનના રસમાં ૩ દિવસ ઘૂંટી વટાણા જેવડી ગોળીઓ વાળવી. આ ગોળી આદુના રસ સાથે દિવસમાં ત્રણ વખત એકેકી આપવાથી તાવ, તાવની પાછળની અશક્તિ, પેટની ચૂંક અને અજીર્ણના ઝાડાને મટાડે છે.

૭. **જીર્ણજ્વરઃ**-માટે ગળોસત્ત્વ,પીપર અને સાકરનું સમભાગ ચૂર્ણ કરી તેમાંથી વાલ ૧ થી ૬ સુધી દિવસમાં બે વખત દૂધ સાથે આપવાથી એક મહિનામાં ગમે તેવો જીર્ણજ્વર મટી જાય છે અને ઘણીજ શક્તિ આવે છે.

૮. રાતી ખૂબકલા (રાતી ખસખસ) લાવી, અડધી શેકી, અડધી કાચી રાખી, પછી બેઉ એકત્ર કરી તેમાંથી વધુમાં વધુ ૦॥ તોલો સાકર અથવા પાણી સાથે ફકાવવાથી જીર્ણજ્વર મટી જાય છે.

૯. સફેદ જીરું (ઇસબગુળ) ૮ ભાગ, ફુલાવેલી ફટકડી ૧ ભાગ, એનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેમાં સમાય તેટલો ગોળ મેળવી ચણીબોર જેવડી ગોળી વાળવી. દિવસમાં ત્રણ વખત એકેક ગોળી આપવાથી, જીર્ણજ્વર, વિષમજ્વર, જે ખાંસી સાથે હોય તે મટે છે.

૧૦. પ્રવાળપિષ્ટિ મધ અને પીપર સાથે અથવા સાકર તથા

દૂધ સાથે દરરોજ એક વખત આપવાથી જીર્ણજ્વરને મટાડી શરીરમાં શક્તિ લાવે છે.

## ૪–ઈશ્વરલાલ રતનલાલ ત્રિવેદી–સુરત

**૧. સર્વજ્વરઃ**–મનસીલ, કળીચૂનો અને અમલસારો ગંધક સમભાગે લઇ, ઝીણો વાટી એક કૂલડીમાં ભરી, તેનું મોં બંધ કરી ૨૫ છાણાંનો અગ્નિ આપવો. ઠંડું પડયા પછી ખરલમાં ખલ કરી સારી કાચની શીશીમાં ભરી લેવું. જેને દરરોજ તાવ આવતો હોય તેને આખા દિવસમાં ૧ ચોખાપુરનું એકજ પડીકું મધમાં ચટાડવું. **એકાંતરિયો** તાવ આવતો હોય તેને એકેક ચોખાપુરનાં ત્રણ પડીકાં મધમાં આપવાં. **ચોથિયો** તાવ આવતો હોય તેને એકેક ચોખાપુરનાં ચાર પડીકાં મધમાં આપવાથી તાવ જાય છે. આ પડીકાં સાકર સાથે પણ અપાય છે.

૨. કાચી ફટકડી ખાંડીને ત્રણ દિવસ લગી આંકડાના દૂધમાં પલાળી રાખવી. પછી તેને ઘૂંટીને તેની ટીકડી બનાવવી અને સરાવ સંપુટમાં મૂકી છાણાના અગ્નિનો કુકુટપુટ આપવો. પછી કોડિયામાંથી કાઢીને ૦ll વાલને વજને પાનના રસમાં દિવસમાં બે વાર આપવાથી તાવ જાય છે. તેમજ ઉધરસ પર પણ સારો ફાયદો થાય છે.

## ૫–વૈદ્ય છગનલાલ આત્મારામ–સુરત

**૧. સુદર્શન ચૂર્ણ**:–ત્રિફલા, દારૂહળદર, ભોંયરીંગણી, ધડકચૂરો, સૂંઠ, મરી, પીપર, પિપરીમૂળ, સૂકા મરવા, ગળો, ધાણા, અરડૂસો, કડુ, ત્રાયમાણ, પિત્તપાપડો, મોથ, વાળો, લીમછાલ, પોખરમૂળ, જેઠીમધ, અજમો, અજમોદ, ભારંગ, ઇંદ્રજવ, સરગવાનાં બી, ઘોડાવજ, તજ, ફટકડી, સુખડ, અતિવિષ, ખલબીજ, વાયવડિંગ, ચિત્રો, પટોલ, લવિંગ, ચવક, વાંસકપૂર અને

તમાલપત્ર એટલી વસ્તુ એક એક તોલો લઈને કરિયાતું તોલા એંશી લઈ બારીક ખાંડી વસ્ત્રગાળ કરી શરદીના તાવમાં એ ચૂર્ણ તોલો ૦ા, આદુનો રસ તોલા બે, ફુદીનાનો રસ તોલો ૧ અને મધ તોલો ૧, સાથે દિવસમાં ત્રણ વાર પાવું. પિત્તના તાવમાં ચૂરણ તોલો ૦ા અને સાકર તોલો ૦ા મેળવી પાણી સાથે ફાકવું. બાદીના તાવમાં ચૂરણ બે આનીભાર ત્રણ વાર ઠંડા પાણી સાથે ફાકવું.

૨. લઘુસુદર્શન ચૂર્ણઃ-ગળો, સૂંઠ, પીપર, તજ, લવિંગ, પીપરીમૂળ, લીમછાલ, કડુ, સુખડ, અને હરડે એ સર્વે સમભાગે લઈ તેનાથી અર્ધું કરિયાતું લઈ ખાંડી ચૂર્ણ કરવું. આ ચૂર્ણથી પણ સઘળી જાતના તાવ જાય છે.

## ૬-વૈદ્ય રૂઘનાથસિંગ ગયાદી-સુરત

પંચાનનજ્વરાંકુશઃ-પારો, ગંધક, વછનાગ, મરી, પીપર, સૂંઠ, ગળો, કરિયાતું ધંતૂરાનાં બી, મોથ, કડુ, નેપાળો, ઇંદ્રજવ અને કાકડાસિંગ એ સર્વે સમભાગે લઈ પારા ગંધકની કાજળી કરી, તેમાં બીજી વસ્તુઓ મેળવી, એક દિવસ ઘૂંટી, પછી આદુના રસની બે ભાવના આપવી તથા નગોડના રસની બે ભાવના આપી મરી જેવડી ગોળી વાળી સર્વ પ્રકારના તાવમાં એકથી ત્રણ સુધી દિવસમાં ત્રણ વાર આપવાથી તાવ ઊતરી જાય છે. અને એજ ગોળી ફલથીના ઉકાળા સાથે આપવાથી તાવ આવતો અટકે છે.

## ૭-વૈદ્ય મનસુખલાલ લલ્લુભાઈ-સુરત

ક્ષ્વ્યાબ્દચૂર્ણઃ-ઝેરકચૂરાને ગાયના મૂત્રમાં સાત દિવસ પલાળી આઠમે દિવસે છોડાં કાઢી બે ફાટ કરી તેની જીભી કાઢ્યા બાદ ઘીમાં તળી બારીક ચૂર્ણ કરવું. પછી ચા સાથે અથવા પાણીમાં એકથી પાંચ વરસનાં બાળકોને એક ચોખાપુર, પાંચથી દશ વરસનાને એક વટાણાભાર અને દશ વરસ પછીનાને એક વાલ

ભાર ચા સાથે દિવસમાં ત્રણ વાર આપવાથી તાવ, માથાનો દુખાવો ગરમી, વાયુ તથા અજીર્ણ વગેરેને મટાડે છે.

## ૮–વૈદ્ય ભરાભાઈ ઓઘવજી ત્રિવેદી–ભાદરોડ

**૧. અનિયમિત તાવઃ**-ક્વિનાઈન ૩૬, કાચકાની મીજ અડતાળીસ ભાગ અને ગળોસત્વ બોતેર ભાગ એ સર્વને એકઠું કરી પાણીમાં ચણીબોર જેવડી ગોળી કરી સવારસાંજ એક એક પાણી સાથે આપવી.

**૨. લાંબા દિવસનો તાવઃ**-કરિયાતું, વાયવડિંગ, દેવદાર, પટોલ, કડુ, ત્રાયમાણ, પિત્તપાપડો, ગરમાળો, અતિવિષ, પીપરીમૂળ, એ સર્વે સમભાગે લઈ તેનો કવાથ કરી સવારસાંજ પાવો. જો ભારનો તાવ હોય તો કડુ, ગરમાળો અને ત્રાયમાણ નાખવાં; કફ વિશેષ હોય તો કાયફળ અને ભારંગ ઉમેરવું; રેચક ઔષધ નાખવું નહિ જેથી તાવ જશે.

**૩. તમામ તાવ ઉપર ચૂર્ણઃ**-કોલંબો, અતિવિષની કળી, કાચકાનાં બીજ (કાંકચિયા) લીંબોળી, કડુ, ઇંદ્રજવ, કાળીજીરી, તીખાં (મરી) અને કરિયાતાની પાંદડી એ સર્વ સમભાગે લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી ઠંડા પાણી સાથે આપવાથી તાવ જાય છે.

૪. કોલંબો અડધો ભાર, કાચકાં ૪ ભાર, ઇંદ્રજવ ૨ ભાગ એ ત્રણેને વસ્ત્રગાળ કરી ક્વિનાઇનનાં પડીકાં ચાર મેળવી ચણી બોર પ્રમાણે ગોળી વાળી, મોટી ઉમરવાળાને બે અને બાળકને એક ગોળી પાણીમાં મેળવી પાવાથી, લાંબા દિવસનાં જીર્ણજ્વર પણ આ ગોળીથી ગયા છે.

**૫. વિષમજ્વરઃ**-અરડૂસો, ઊભી રીંગણી, ગળો, મોથ, સૂંઠ અને આમળાં, એનો વિધિપૂર્વક કવાથ કરી મધ અને પીપરનું ચૂર્ણ નાખી સાંજસવાર પાવું.

૬. **શીતજ્વરઃ**-ઊભી રીંગણી, ધાણા, સૂંઠ, ગળો, મોથ, પદ્મક, રતાંજળી, કરિયાતું, કુકડવેલનાં પાન, પુસ્કર મૂળ, ઈંદ્રજવ લીમછાલ, ભારંગ મૂળ અને પિત્તપાપડો સરખે ભાગે લઇ વિધિપૂર્વક કવાથ કરી દિવસમાં બે વાર પાવો.

## ૯-વૈદ્ય અંબારામ શંકરજી-વાગડ

૧. **તાવનું ચૂર્ણઃ**-તીખાં, કાચકાની મીંજ, ગળો, કડુ કાળીજીરી, કરિયાતું, કીડામારી, લીમડાનાં પાતરાં, કડવી નાઈનાં પાન, ખડશલિયો (પિત્તપાપડો), ઇંદ્રજવ અને અતિવિષ સરખે ભાગે લઈ વાટી ચૂરણ કરવું. તેમાંથી બે આનીભાર ચૂરણ ટાઢા પાણી સાથે ફાકવાથી તમામ જાતના તાવ ઊતરી જાય છે.

૨. **એકાંતરિયા તાવ માટેઃ**-ગાયનું દહીં રૂ. ૨ા ભાર લઈ તેમાં ધંતૂરાના પાતરાંના રસનાં ત્રણજ ટીપાં નાખી, તાવ આવતાં પહેલાં પાવાથી તાવ અટકી જાય છે.

૩. કરોળિયાની જાળના તાંતણા લઈ તેની બત્તી બનાવી તેલમાં ભીંજવી દીવો સળગાવી કાજળ પાડવું. તે કાજળ આંખમાં આંજવાથી એકાંતરિયો તાવ અટકે છે.

૪. **ચોથિયા તાવ માટેઃ**-નાગદૂધેલીનો રસ તોલા ૪માં ૦। તોલો મરીનું ચૂરણ મેળવી સવારમાં પીવું. એમ ત્રણ દિવસ ખાવાથી ચોથિયો તાવ જાય છે.

૫. **જ્વરઘ્નભૈરવ રસઃ**-હિંગળોક, કોડીની ભસ્મ, ટંકણખાર, વછનાગ, ધંતૂરાનાં બી, મરી, અફીણ, ગાંજો એ સર્વ સમભાગે લઇ બારીક વાટી, આદુ તથા લીંબુના રસનો એક એક પટ આપી, ખૂબ વાટી એક એક રેતીની ગોળી વાળવી. તેમાંથી એક એક ગોળી સાંજસવાર ત્રિકટુનું ચૂર્ણ બે આની ભાર તથા મધ

સાથે ચાટવાથી સાત દિવસમાં ટાઢિયો તાવ જાય છે. ત્રિદોષ, દમ, ઉધરસ, શૂળ, ચસકા, માથાનું દુખવું, બસ્તી, શૂળ, સાંધાની કળતર, સળેખમ વગેરે ઘણા રોગ મટે છે.

૬. **આનંદભૈરવ રસ**:-વછનાગ, ટંકણ, ત્રિકટુ, તામ્રભસ્મ, ધંતૂરાનાં બી, હિંગળોક, ગંધક, એ સર્વ સરખે ભાગે લઈ, તેને ભાંગ તથા આદાના રસની એક એક ભાવના આપી, ચણા જેવડી ગોળી કરી આપવાથી તાવ તથા સન્નિપાત શીતાંગને મટાડે છે.

૭. **જ્વરાંકુશ**:-પારો, ગંધક અને વછનાગ એક એક ભાગ, ધંતૂરાનાં બી ત્રણ ભાગ અને દારૂડીનાં મૂળ બાર ભાગ, બધાં શુદ્ધ લઈ સાથે મેળવી ત્રણ દિવસ ખરલ કરી, માત્રા બેથી ચાર રતી આંમાં મૂકી ઊના પાણીથી ઉતારવું, તેથી ત્રણે પ્રકારના તાવ ઊતરે છે.

૮. **જ્વરક્ષયકર ગુટિકા**:-કાથો, સોમલ, તીખાં (કાળાં મરી) એની ગોળી બાજરીના દાણા જેવડી વાળી, એક એક ગોળી આપવાથી તમામ જાતના તાવ, સમસ્તવાયુ, અર્ધાંગવાયુ વગેરે મટે છે. ગોળી ઘી-સાકરમાં આપવી.

૯. **જ્વરાંકુશ**:-સોમલ તોલો ાા, કાથો તોલો ૧, એ બેને ઝીણું વાટી ગુલાબજળમાં ઘૂંટીને બાજરીના દાણા જેવડી ગોળી કરી, એક એક આપવાથી તાવ, સંધીવા, ત્વચારોગ અને અજીર્ણ વગેરેને અસકારક રીતે મટાડે છે.

## ૧૦-વૈદ્ય ત્રિકમલાલ કાળીદાસ-ખાનપુર

૧. **બધી જાતના તાવ જાય**:-શેકેલાં કાચકાં તથા કાળાં મરી સમભાગે ખાંડી તેની બબ્બે વાલની ગોળી પાણીમાં કરવી. દિવસમાં એક એક ગોળી બે વખત પાણી સાથે આપવી. ત્રિદોષ થયો હોય તો એ ગોળીનું ચૂર્ણ અને નવસાર બબ્બે વાલ મેળવી દિવસમાં બે વખત આપવાથી મટી જાય છે.

## ૧૧-વૈદ્ય ઉમિયાશંકર બાપુભાઇ મહેતા-વીરમગામ

જ્વરાંકુશઃ-લવિંગ ૧ ભાગ, મરી ૧ ભાગ, એળિયો ૧ ભાગ, લિંબોળી ૩ ભાગ, એને વાટી પાણી સાથે એકેક રતીની ગોળી કરવી અથવા લીમડાનાં પાતરાંના રસમાં ગોળી બનાવી બબ્બે ગોળી દિવસમાં ત્રણ વખત પાણી સાથે આપવી. આ ગોળીઓ ઇન્ફ્લ્યૂએન્ઝા અને પ્લેગમાં અમો ઘણા બહોળા પ્રમાણમાં વાપરી છે. ગમે તેવા સખત તાવમાં આપી શકાય છે. એનાથી પરસેવો વળે છે, દસ્ત સાફ ઊતરે છે અને શક્તિ સારી રહે છે.

## ૧૨-વૈદ્ય ચૂનીલાલ હરગોવિંદ જોશી-સુરત

ચાતુર્થિક જ્વરઃ-મનસીલ તોલો ૧, ચૂનો તોલો ૧, એ બંનેને ઝીણાં વાટી કુંવારના રસમાં ૨૪ કલાક ઘૂંટવું, અને ચણોઠી જેવડી ગોળી વાળી એકેક ગોળી સવારસાંજ આપવી, ને તે ઉપર ખોરાક ખવડાવવો. ખોરાક નહિ ખવડાવાય તો ઊલટી કરાવશે. આ દવાથી ત્રણ દિવસમાં ચોથિયો તાવ જાય છે.

## ૧૩-વૈદ્ય ઓધવજી માધવજી-ગોંડળ

૧. તાવના ઉપાયઃ-નેપાળો, ટંકણખાર, પારો, મોરથૂથુ અને ગંધક એ સર્વને સરખે ભાગે લઈ એકેક રતીની ગોળી વાળવી. એકેક ગોળી દિવસમાં ત્રણ વાર આપવાથી તાવ જાય છે. ખોરાકમાં ચોખા અને મગ આપવા.

૨. રત્નગિરિ રસઃ-મનસીલ, હિંગળોક, લવિંગ અને જાયફળ એ સર્વનું સમભાગે ચૂર્ણ કરી આદુના રસમાં બે વાર ઘૂંટવું; એમાંથી ૧ રતી ધાણાના પાણીમાં અથવા દૂધમાં આપવાથી તાવ ઊતરે છે. ગુરુપ્રસાદી છે.

૩. નારાયણ જ્વરાંકુશઃ-તરુણજ્વર માટે સોમલ, વછ-

નાગ, ગંધક, પારો, હરતાલ, ત્રિકટુ, પીળી કોડીની ભસ્મ, ભાંગ, ધંતૂરાનાં બીજ અને ટંકણખાર સમભાગે લઈ આદાના રસમાં ખૂબ ઘૂંટી, બાજરીના દાણા જેવડી ગોળી વાળી, એકેક અથવા બબ્બે ગોળી દિવસમાં બે વખત પાણી સાથે આપવાથી, ગમે તેવો તાવ હોય તે પણ જલદીથી ઊતરી જાય છે.

## ૧૪–વૈદ્ય શ્રીધર-ભાવરાવ દાણે–આકોટ

**ચિંતામણિ ચતુર્મુખ રસઃ**–રસસિંદૂર ૨ ભાગ, લોહભસ્મ ૨ ભાગ, અબરખભસ્મ ૨ ભાગ, સોનાનો વરખ ૦।। ભાગ, એ પ્રમાણે સર્વને વાટી કુંવારના રસમાં ખલ કરવાનો કહેલો છે; પણ અમારા દવાખાનામાં વાટીને રાખી મૂકવાનો ચાલ છે. કારણ કે એકલાં પડીકાં ઘણું સારું કામ કરે છે. એ રસ મોટાં માણસોને સવારસાંજ બબ્બે રતી, રુદ્રાક્ષ અને શંખના ઘસારામાં થોડું મધ મૂકીને આપવો અને તેમાં તુલસીનાં પાનનો રસ ૦।। તોલો મેળવીને આપ્યો હોય તો વધારે ફાયદો કરે છે. રુદ્રાક્ષ અને શંખ ન મળે તો માત્ર મધથી ચાલે છે. આ ઓસડથી એકજ દિવસમાં મોટો તફાવત દેખાય છે એવો અમારો બહોળો અનુભવ છે. આ ઔષધથી એક પણ ન્યૂમોનિયાનો દર્દી અસાધ્ય થતો નથી.

## ૧૫–વૈદ્ય ચૂનીલાલ જેકીશનદાસ ચટપટ–સુરત

**ટાઢિયો તથા મોસમનો તાવઃ**–નવસાર તોલા ૧૦, કળીચૂનો તોલા ૧૦ એ બન્નેને જુદા જુદા વાટી કપડછાણ કરી, એક ચીની પ્યાલામાં મેળવી તેમાં શેરડીનો સરકો ૦।। શેર રેડવો એટલે ફીણ આવશે. તે ફીણ બેસી ગયા પછી તેમાં પાણી શેર ૪ રેડી હલાવી નીતરવા દેવું. નીતર્યું પાણી તમામ નિતારી લઈ શીશીમાં ભરી રાખવું. તેમાંથી તાવવાળા દર્દીને ત્રણ ત્રણ કલાકે તોલા ૧ થી ૨ સુધી વરિયાળીના અર્ક સાથે અથવા પાણી સાથે

આપવાથી તાવ ઊતરી જાય છે. કેટલાક દરદીઓને તો એકજ વાર આપવાથી ઊતરી જાય છે અને ત્રીજી વખત પાવાથી તો તાવ રહેતોજ નથી. આ દવાથી પસીનો ખૂબ આવે છે, પેશાબ ખુલાસીને આવે છે ને લોહી સાફ થાય છે. ઇન્ફ્લ્યૂએન્ઝા માટે આ દવા સોયે સો ટકા અકસીર નીવડી છે.

## ૧૬–વૈદ્ય નંદરામ પ્રાગજી પંડયા–નાગેશ્રી

**૧. જ્વરાંકુશઃ**–હરતાલ ૯ ભાગ, છીપનો ચૂનો ૪ ભાગ, મોરથુથુ ૧ ભાગ; સર્વેને બારીક વાટી કુંવારના બમણા રસમાં ખલ કરી સરાવ સંપુટમાં ગજપુટ અગ્નિ આપી, બારીક પીસી શીશી ભરી લેવી. તેમાંથી ૧ ચણોઠીભાર ખાંડ સાથે આપવો અને ઉપર દૂધભાત ખવડાવવાથી આઠે પ્રકારના તાવ જાય છે.

**૨. સિદ્ધજ્વરાંકુશઃ**–પારો, વછનાગ, ગંધક, સોમલ, હરતાલ, ટંકણ, કોડીની ભસ્મ, ધંતૂરાનાં બીજ, સૂંઠ, મરી, પીપર, ભાંગ, એળિયો એ સર્વ સમભાગે લઈ એક દિવસ આદુના રસમાં તથા એક દિવસ ઇંદ્રવરણાના રસમાં ખરલ કરી, એકેક રતીની ગોળી વાળવી. એક ગોળી સવારે તથા સાંજે દૂધમાં અગર ઠંડા પાણીમાં અથવા સાકર અને જીરાના અનુપાનમાં આપવી. સન્નિપાત ઉપર અર્ધા તોલા આદાના રસમાં આપવી. સાદા તાવવાળાને પથ્યમાં સાણૂચોખાની કાંજી અથવા દૂધભાત આપવાં; સન્નિપાતવાળાને કેવળ બકરીનું દૂધ આપવું.

**૩. એકાંતરિયો તાવઃ**–ફટકડી ફુલાવી વાટી શીશીમાં ભરી મૂકવી. પછી જે દિવસે વારો ન હોય તે દિવસે ૧ વાલ ફટકડી, ૩ વાલ પતાસાંના ભૂકામાં આપવી. અરધા કલાક સુધી પાણી પીવા ન દેવું. એ રીતે ૩ દિવસ આપવાથી એકાંતરિયો તાવ જરૂર અટકી જાય છે. આ ઉપાયથી સેંકડો માણસના તાવ ગયા છે.

૪. સિદ્ધ ગુટિકા:-નેપાળો, ટંકણ, પારો, મોરથૂથુ અને ગંધક સમભાગે આદુના રસમાં વાટી ૧ ચણોઠી જેટલી ગોળી બનાવવી. સર્વ જાતના તાવમાં એકેક ગોળી દિવસમાં બે વખત પાણી સાથે આપવાથી સર્વે જાતના તાવ જાય છે. પથ્યમાં ભાત, સાકર અને મગનું ઓસામણ આપવું. આ અનુભવેલો ઉપચાર છે.

૫. પારો, ગંધક, વછનાગ, ટંકણ, સૂંઠ, મરી અને પીપર એ સર્વેને સમભાગે લઈ ભાંગરાના રસની ભાવના આપી, મરી જેવડી ગોળી કરવી. એ ગોળી દિવસમાં ત્રણ વખત એકેકી સાકર સાથે આપવાથી સર્વ પ્રકારના તાવ જાય છે.

## ૧૯-વૈદ્ય ધીરજલાલ માણેકલાલ-વડોદરા

૧. મૃત્યુંજય રસ:-વછનાગ, મરી, પીપર, ટંકણ અને ગંધક, એ સર્વ સમાનભાગે અને શુદ્ધ હિંગળોક બે ભાગ લઈ આદુના રસમાં ખરલ કરી એક રતીની ગોળી વાળવી. આ ગોળી સર્વ જ્વર ઉપર આબાદ કામ કરે છે. ટૂંટિયાના તાવ ઉપર ઘણીજ અસરકારક નીવડી છે. અજીર્ણ જ્વર ઉપર આદિત્ય રસ અને આ એક ગોળી એક લીંબુના રસ સાથે આપવી.

૨. માર્તંડોદય:-હિંગળોક તોલા ૨, નેપાળો તોલા ૧॥ ટંકણ તોલા ૧ અને વછનાગ તોલો ०॥, આ સર્વને આદુના રસમાં ખૂબ ખરલ કરી વાલ વાલની ગોળી કરી તાવ, શ્વાસ, ઉદરરોગ, ગુલ્મ, પાંડુરોગ, અજીર્ણ વગેરે રોગમાં આપવી અને છાશભાત ખાવા આપવો. ગોળી ઘણી રેચક છે માટે વિચાર કરીને આપવી.

૩. જીર્ણજ્વરાંતક:-સૂર્યપુટી પ્રવાલભસ્મ ૪ ભાગ, કોડીભસ્મ ૨ ભાગ, ગળોસત્વ ૪ ભાગ અને પ્રવાલભસ્મ અગ્નિપુટી ૧ ભાગ એ સર્વ મેળવી ઘૂંટીને એક એક વાલ દિવસમાં ત્રણ વાર આપવાથી ગમે તેવો જીર્ણજ્વર હોય તે મટીને શક્તિ આપે છે. આ-

સાથે ફીવર પિલ્સ, નિંબાદિ ચૂર્ણ, મૃત્યુંજય વગેરે આપવાથી ઘણો જલદી આરામ થાય છે. આ દવા પણ મારા પોતાના અનુભવની છે. જીર્ણજ્વરાંતક મધ પીપર સાથે આપવી.

૪. ફીવર પિલ્સઃ-મરી, હીમજીહરડે, મીંઢીઆવળ, દિવેલીની મીજ, લિંબોળીની મીજ એ બબ્બે તોલા તથા એળિયો તોલો ૧, આ સર્વને ખાંડી કુંવારના રસમાં ચણીબોર જેવડી ગોળી કરી તે પાણી સાથે ગળાવવાથી સર્વ જ્વરનો નાશ કરે છે, ઝાડો સાફ લાવે છે અને પિત્તને દૂર કરે છે. ભાવપ્રકાશના જ્વરાધિકારમાં કહેલું લિંબાદી ચૂર્ણ તેના લખ્યા પ્રમાણે બરાબર કામ કરે છે.

## ૧૮-વૈદ્ય ધીરાબાવા ગુમાનબાવા-સણીઆ

ચોથિયો તાવ ખાતરીથી મટાડવો હોય તો ખેતરમાં ભરવાડાનો છોડ થાય છે તે છોડને કાળીચૌદસને દિવસે ગૂગળનો ધૂપ દેવો તથા ચોખાથી વધાવી એમ કહેવું કે, "અમારે જોઇશે ત્યારે લઈ જઇશું અને જે કામે લઇશું તે કામ તમારે સિદ્ધ કરવું." પછી જોઇએ ત્યારે લાવી શણની સાથે ભરવાડાનું મૂળિયું સાત ગાંઠ વાળી બાંધીને આપવું. તેને હાથે બાંધી ગૂગળનો ધૂપ દેવો. મૂળિયું તાજું લાવવું એટલે તાવ જશે. પણ નવ વારી સુધી ગોળ ખાવા નહિ; ગોળ ખાવાથી તાવ પાછો આવે છે; અનુભવસિદ્ધ છે.

## ૧૯-માસ્તર નરભેરામ હરજીવન-નવાગામ

જ્વરઃ-સૂકાં આમળાં, ચિત્રો, હીમજ, પીપર અને સિંધવ, એનો કાઢો પીવાથી સર્વ જ્વર નાશ પામે છે. સૂંઠ તથા કરિયાતાનો કાઢો ઠંડો પાડી પીવાથી તાવ જાય છે.

## ૨૦-વૈદ્ય છગનલાલ રાયચંદ-ગાંભટ

સળીવાળો નવસાર પાણીમાં પિગાળી ગાળીને તેને લોઢાની

કઢાઈમાં નાખી પકાવવો. પાણી બળતાં જાડું થવા આવે એટલે હેઠે ઉતારી સુકાવા દેવો, એટલે રાખોડી રંગનો બનશે. તે મોટી ઉંમરનાને બબ્બે વાલ, બે વાર કે ત્રણ વાર કરિયાતાની ચા સાથે મેળવીને નિત્ય આપવો. વધારે દિવસ ચાલુ રાખવાથી જીર્ણ જ્વર ગાંઠ, કમળો પાંડુ, સોજા, હરસ અને બરોળ તથા મંદાગ્નિને મટાડે છે. તેમજ તેથી બેવડે વજને લેવાથી એકાંતરિયો તથા ચોથિયો તાવ, આદાશીશી, માથાનું દુખવું, સણકા, રાંઝણવા, ટચકિયું અને કફજ્વર તથા ઉધરસ મટાડે છે. મારા દવાખાનામાં દસ વરસથી વપરાય છે.

## ૨૧–કમ્પાઉન્ડર રામકૃષ્ણ રેવાશંકર–જાદર

૧. સમુદ્રફળના ઝાડની છાલનો ઉકાળો કરી અઢી રૂપિયાભાર પાવાથી એકાંતરિયો તાવ ઊતરી જાય છે. ભોંય રીંગણીનું દાતણ કરવાથી પણ તાવ અટકી જાય છે.

૨. રીંગણીનું દાતણ કરવાથી ત્રણ દિવસમાં તાવ જાય છે.

૩. કરોળિયાનાં જાળાંની દિવેટ કરી, કાજળ પાડી આંખમાં આંજવાથી તાવ જાય છે.

૪. કડુ તોલા ૨, મરી તોલા ૧, સંચળ તોલો ૦ાા, ભાંગ તોલો ૦ા, સર્વ વસ્તુનું ચૂરણ કરી આદાના રસમાં અથવા સૂંઠના ઉકાળામાં ઘૂંટી સાઠ ગોળી વાળવી. સવારસાંજ એક એક ગોળી ખવડાવવી. ત્રણ દિવસમાં તાવનો નાશ થાય છે. અનુભવસિદ્ધ છે.

## ૨૨–વૈદ્ય મણિશંકર ભાનુશંકર–વલસાડ

કાચા ઝેરકચૂરાનું ચૂરણ તોલા ૨, વછનાગ બે આનીભાર, ધોળાં મરી તોલો ૧ લઈ ઝેરકચૂરાને ગાયના મૂત્રમાં દિવસ પંદર પલાળી તેનાં છોડાં કાઢી ખાંડવાં. તેનું ચૂરણ કરી તેમાં વછનાગ વગેરેનું ચૂરણ મેળવી પાનના રસમાં ખલી મગ જેવડી ગોળી વાળી,

બબ્બે ગોળી દિવસમાં ત્રણ વાર પાનના રસ સાથે આપવાથી જીર્ણ-જ્વર, શૂળ, મંદાગ્નિ કાચા ઝાડા, વાયુ વગેરેમાં ફાયદો કરે છે.

## ૨૩–મહંત જમનાદાસ મદનજી વૈષ્ણવ–વેરાવળ

કરિયાતું પાણીમાં પલાળીને પાવું.

## ૨૪–વૈદ્ય બાળકૃષ્ણ હરિકૃષ્ણ શાસ્ત્રી–ભુવાલડી

કડુ તોલો ૦।। ખાંડી ઠંડા પાણી સાથે આપવાથી સર્વે પ્રકારના તાવ કણજિયાત મટી સારા થાય છે. ઇન્ફ્લ્યૂએન્ઝામાં આ દવા વાપરવાથી સેંકડે ૭૫ ટકા સફળ પરિણામ મળ્યું હતું.

## ૨૫–વૈદ્ય પુરુષોત્તમ બેચરભાઈ યાજ્ઞિક–કાલોલ

૧. જ્વરાંકુશઃ–વરકી હરતાલ ભાગ ૯, મોતીની છીપનો ચૂનો ભાગ ૨, મોરથૂથુ ભાગ એક અને કુંવારપાઠાનો ગર્ભ સર્વ ચીજોના વજનથી બમણો લઈ, પછી તેમાં તે સર્વને એક દિવસ સુધી ખલ કરવો, ત્યાર પછી તેનો પાણી સાથે ગોળો કરી, બે સરાવળાની અંદર તે ગોળાને મૂકી, તે બન્ને સરાવળાને એકબીજા સાથે ઘઉંના આટાની કણકથી મજબૂત જોડી દઈ કપડમટ્ટી કરી, તે સુકાયેથી ગજપુટ અગ્નિ આપવો. પછી ભઠ્ઠી શાંત થાય ત્યારે અંદર મૂકેલું સરાવસંપુટ કાઢી તેમાં તૈયાર થયેલી દવા કાઢી લઈ, તેને ઘૂંટી કાચની એક બાટલીમાં ભરી લેવી. તાવ ચડતાં પહેલાં આ દવા વાલ એક તથા ખાંડ વાલ એકનું મિશ્રણ કરી પાણી સાથે ફાકવું અને તેની ઉપર તુરતજ દૂધ અને ગોળા ચોખા ખાવા. એમ તે જાતનો તાવ એકજ દિવસમાં નાશ પામે છે. આ દવા ફક્ત કજ વખત આપવાની જરૂર પડે છે.

૨. નાગલા દૂધેલીનાં પાતરાંનો રસ તોલા ૪ કાઢી કપડાથી ગાળી, તેની અંદર કાળાં તીખાં (મરી)નું ચૂર્ણ તોલો ૦। મેળવી,

પાવાથી ગમે તે જાતનો તાવ માત્ર એક અગર ત્રણ દિવસમાં નાશ પામે છે અને ફરીથી ઊથલો મારી પાછો આવતો નથી. આ દવા મોટી નામાંકિત પેટંટ દવા કરતાં પણ સારું કામ બજાવે છે. પચાસ કેસ પર વાપરી છે પણ નિષ્ફળ નીવડી નથી.

૩. તાવ ઉતારવાનું ચૂર્ણઃ—સોનામુખી તોલો ૧, પીપર તોલો ૦ાા, કરિયાતું તોલો ૧, કડુ તોલો ૧, એ દરેક ચીજ ઉપરના માપ પ્રમાણે લઈ, વાટી વસ્ત્રગાળ કરી, તેનાં સરખા વજનનાં ત્રણ પડીકાં બનાવવાં. સવારસાંજ એક પડીકું ઠંડા પાણી સાથે પાવું. બાકીનું પડીકું બીજે દિવસે સવારે આપવું. એથી ગમે તેવો ચડેલો તાવ, કાયમની ગરમી રાખી ઊતરી જાય છે. તથા હૃદય ઠંડું પડતું નથી. ઘણા કેસોમાં વાપરી ખાતરી કરી છે.

૪. અંકોલનાં મૂળની અંતરછાલની ભૂકી વસ્ત્રગાળ બનાવી ગરમ ચા અગર ગરમ પાણી સાથે આપવાથી ૦ાા કલાકમાંજ તાવ ઊતરી જાય છે. હૃદય નરમ પડતું નથી. પાંચથી દશ ગ્રેઈન સુધી આ દવા અપાય છે. ઊલટી થાય તો બિલકુલ બીવું નહિ. આ દવાની ભૂકી ગરમ ચા સાથે પાઈ દર્દીને તરત સુવાડી ઉપર ગોદડાં ઓઢાડવાં. પરસેવો પુષ્કળ થઈ તાવ ઊતરે કે ગોદડાં કાઢી લેવાં. એક કપડું અંગ પર તો જરૂર રાખવું.

## ૨૬—શાહ દુર્લભદાસ કરસનદાસ મહેતા—મુંબઈ

૧. શેકેલાં કાચકાંનો ભૂકો તોલો ૦ા તથા મરી વાલ ૨ા લઈ તેમાં મેળવી ત્રણ પડીકાં બનાવવાં. તાવ આવવાનો વખત થાય ત્યાં સુધી કલાક કલાકને અંતરે એ પડીકાં આપવાં. આ દવાથી એકાંતરિયો તથા ચોથિયો તાવ આવશે નહિ. કદાચ એક વારીમાં ફાયદો ન દેખાય ને તાવ આવે તો બીજી વારીએ તો જરૂર આરામ થઈ જશે.

૨. એકાંતરિયો, ચોથિયો તથા ટાઢિયો તાવ જે ચોક્કસ વખતે આવે છે તે આવતો હોય, ત્યારે તેની એક કલાક અગાઉ ૧ પૈસાની ભાંગ લઈ તેમાંથી બિયાં વગેરે કચરો કાઢી નાખી તેમાં જરા પાણી નાખી, બારીક ઘૂંટવી ને લૂગદી બનાવવી. પછી ૦ાા તોલા ગોળનું પાણી કરી તેમાં પેલી લૂગદી નાખી, એકરસ કરીને દરદીને પાઇ દેવી. એથી દરદી વખતે ઘેનમાં પડશે, પણ બીજી વારીએ તાવ આવશે નહિ. એટલું ધ્યાનમાં રાખવું કે, ચોક્કસ વખતે ઠંડી સાથે તાવ આવતો હશે અને કલાક આગળ આ દવા અપાઈ હશે તેનેજ ફાયદો કરશે. ઊંઘમાંથી ઊઠે ને જો દરદી ખાવા માગે, તો તેને મગજ તર થાય અને પાચન થાય તેવો ખોરાક આપવો. આ ઉપાયથી સેંકડો દરદીઓ સારા થાય છે.

## ૨૭–કેશવરામ હરિશંકર ભટ્ટ–કાપોદ્રા

સર્વજ્વરઃ–ક્વિનાઇન તોલો ૧, ગુંદર બે આનીભાર, કપૂર બે આનીભાર, અર્કમૂળની છાલ તોલો ૦ા, એ સર્વની પાણીમાં તુવેરના દાણા જેવડી ગોળીઓ વાળવી. સવાર, બપોર ને સાંજ એકેક ગોળી પાણીમાં ગળાવવી.

## ૨૮–વૈદ્ય કૃષ્ણારામ ભવાનીશંકર–ભાવનગર

૧. કડુ, જવખાર અને અતિવિષની કળી એનું બારીક ચૂર્ણ કરી, આદુના રસમાં દિવસમાં ત્રણ વાર આપવાથી જે તાવમાં બાદી વધારે હોય અને તાવ જોરમાં ચડેલો હોય તેમાં સારું કામ કરે છે.

૨. હરડે, સિંધવ અને કડુ આ ત્રણનું ચૂર્ણ આદુના રસમાં આપવાથી ઉપર પ્રમાણે કામ કરે છે, પણ બાળકોના તાવમાં એ ઘણુંજ ઉપયોગી થઈ પડયું છે.

## ૨૯–વૈદ્યશાસ્ત્રી એસ. એસ. બર્મન–સુરત

૧. કાળી દ્રાક્ષ, હરડાં, પિત્તપાપડો, નાગરમોથ, કડુ અને ગરમાળાનો ગોળ એનો કવાથ કરી પીવાથી દસ્તનો ખુલાસો થઈ તાવ ઊતરી જાય છે.

૨. કાળીજીરી તોલા ૨, કડુ તોલા ૨ અને સિંધવ તોલા ૪ એનું ચૂર્ણ કરી, દિવસમાં ત્રણ વાર પાણી સાથે બે આનીભાર આપવાથી પિત્ત-કફ-જ્વર ઊતરી જાય છે.

૩. ધંતૂરાનાં પાતરાં, કાળીજીરી, કુલાવેલી ફટકડી, કાળાં મરી અને શુદ્ધ કરેલી ભાંગ સરખે ભાગે લઈ બારીક વાટી, ચણા જેવડી ગોળી વાળવી. તાવ આવવાના ૪ કલાક પહેલાં એકેક ગોળી ગરમ પાણી સાથે આપવાથી દરેક પ્રકારના ટાઢિયા તાવને રોકે છે. ત્રણ-ચાર ગોળી લીધા પછી તાવ આવતોજ નથી. અનુભવસિદ્ધ છે.

૪. કડુ, કરિયાતું, કાળીજીરી, કોલમ, અતિવિષની કળી, નાગરમોથ અને ગળો આ દરેકને સરખે ભાગે લઇ ચૂર્ણ કરી, તેમાંથી બે તોલા ચૂર્ણ લઈ ૧૦ તોલા પાણીમાં નાખવું. રાત્રે પલાળી સવારે ગાળી લઈ, દિવસમાં ત્રણ વાર પાવું, તેથી જીર્ણ-જ્વર જરૂર જાય છે. ઘણો અજમાવેલો છે.

૫. તોલા ૦ાા પ્રવાલપિષ્ટીને ગુલાબજળની ૭ ભાવના આપવી. તેમાં શુદ્ધ મોતીની ભસ્મ તોલો ૦ાા મેળવવી. તેમાંથી બબ્બે રતી દિવસમાં બે વખત બનફસાના શરબતની સાથે આપવાથી ગમે તેવો જીર્ણજ્વર દૂર થઈ, માણસ તંદુરસ્ત અને સશક્ત બને છે. આ ઉપાય ખાસ અજમાવેલો છે.

## ૩૦–સાધુ ગંગાદાસજી સેવાદાસજી–સુરત

કરિયાતું તોલો ૧, કાળી દ્રાક્ષ તોલો ૧ અને સૂકા ધાણા

તોલો ૧ એ ત્રણેને કાચના પ્યાલામાં નાખી, ૦૧ શેર પાણીમાં સાંજે પલાળવું. સવારમાં તેમાંથી નવટાંક પાણી પાવું ને નવટાંક બીજું ઉમેરવું. એ પ્રમાણે દિવસમાં ત્રણ વાર એનું એ ઓસડ સાત દિવસ પાવાથી તાવ જાય છે.

## ૩૧-વૈદ્ય આણંદજી શવજી-ઊના

૧. કરેણનાં ફૂલ, આકડાનાં ફૂલ, ધંતૂરાનાં ફૂલ, રીંગણીનાં ફૂલ, હિંગળોક, ચીનીકબાલા, એલચી, વછનાગ, કપૂર, કેશર, લવિંગ, અક્કલગરો, અફીણ, પીપર, મસ્તકી, જાયફળ અને જાવંત્રી એ સર્વ સમાનભાગે લઈ વાટી વસ્ત્રગાળ કરી, નાગરવેલના પાનનો રસ અથવા મધ મેળવી ગોળીઓ વાળવી. એ ગોળીથી તાવ તથા અતિસાર મટે છે. જઠરાગ્નિ, બુદ્ધિ, બળ અને વીર્ય પણ વધે છે.

૨. ભોંયઆમલીનાં પંચાંગને પાણી સાથે વાટી તેમાં કાળાં મરી દાણા સાત મેળવી, એકરસ કરી ભાંગની પેઠે જરા પાણી નાખી વસ્ત્રગાળ કરી, સાંજસવાર ત્રણ દિવસ પાવાથી ઊનો કે ટાઢિયો તાવ જરૂર ઊતરી જાય છે. ભોંયઆમલીમાં એક મોટી ભોંયઆમલી, બીજી ખરસી ભોંયઆમલી અને ત્રીજી ખરસી ભોંયઆમલી થાય છે, તેમાંથી આ દવામાં ત્રીજા નંબરની ભોંયઆમલી વાપરવી.

## ૩૨-ડોકટર ચંદુલાલ મુકુન્દરાય-પાટણ

જ્વરાંકુશઃ-બે તોલા ફટકડીની વચમાં ૦ાા તોલો સોમલ મૂકી તેનો સરાવ સંપુટ કરી ગજપુટ અગ્નિ આપવો. સ્વાંગ શીતળ થયે વાટી શીશીમાં ભરી રાખવું. તેમાંથી ૧ ચોખાપૂર દૂધસાકર સાથે આપવાથી સર્વ તાવ જાય છે. **આ દવા બાળકને આપવી નહિ.** પરેજીમાં તેલ, ખાંડ, ખટાશ આપવાં નહિ. આ જ્વરાંકુશ અમે ખાસ વાપરીએ છીએ.

## ૩૩–બ્રહ્મચારી આત્મારામ ત્રિવેદી

અજમોદ, વાયવડિંગ, સૂંઠ, પીપર, પીપરીમૂળ, હરડે, મરી, વરધારો, દેવદાર, આસન, તજ, તમાલપત્ર, લવિંગ, સિંધવ, અક્ષલગરો, ચીનીકબાલા અને ખોરાસાની અજમો, એ સર્વે ખાંડી કપડછાણ કરી, માળવી ગોળમાં બોર જેવડી ગોળીઓ બનાવી, પ્રભાતે એક ગોળી ખાવાથી ભૂખ લાગે છે તથા પેટનો વાયુ મટે છે તેમજ તાવ પણ જાય છે.

## ૩૪–વૈદ્ય નરસિંહભાઈ માધવભાઈ–કઠોર

૧. શંખભસ્મને આકડાના દૂધમાં પલાળી ત્રણ ગજપુટ આપવા. પછી તેમાંથી ૧ વાલ મધ સાથે આપવાથી તાવ જાય છે.

૨. શંખભસ્મ ૧ ભાગ, હરતાલ ૧ ભાગ અને મોરથુથુ ૯ મો ભાગ લઈ, સર્વને કુંવારના રસમાં ખલ કરી ગજપુટ અગ્નિ આપી, દરદીનું બળ તપાસી સાકરના પાણીમાં આપવાથી તાવ જાય છે. દૂધ અને ભાત ખવડાવવો.

૩. ઝેરકચૂરાને ખાંડી ચૂર્ણ કરી, પછી નાઈ અને કડુ એ બેઉનો રસ એકેક શેર લઈ, તેમાં ફુલાવેલી ફટકડી અને પકાવેલો સૂરોખાર મેળવી ખૂબ ખલ કરવો. ત્યાર પછી કલાઇના વાસણમાં ઠરવા દેવું, એટલે તડકે મૂકવું. ગોળી બનવા જેવું થાય ત્યારે ગોળી બનાવવી. આ ગોળીઓ દરાખના પાણીમાં અથવા સાકરના પાણીમાં આપવાથી તાવ જાય છે.

૪. કાથો, કપૂર અને સૂરોખાર, સમભાગે લઈ મધમાં બબ્બે રતીની ગોળી વાળવી. દિવસમાં ત્રણ વાર આપવાથી તાવ જાય છે.

૫. શોધેલી હરતાલ અને ચૂનો મેળવીને એકેક રતીની ગોળી બનાવવી. એકજ ગોળી સવારમાં આપવી. રોગીને દૂધભાત કે

સાકરનો શીરો એ સિવાય કાંઈ ખાવાપીવા આપવું નહિ. એકજ ગોળીથી ચોથિયો, એકાંતરિયો અને ટાઢિયો તાવ જાય છે. ઊલટી થાય તો જરા પણ ગભરાવું નહિ.

## ૩૫-વૈદ્ય મણિલાલ ગણપતિશંકર ભટ્ટ-સુરત

૧. કડુ, ઇંદ્રજવ, કરિયાતાની પાંદડી, મોથ, અતિવિષની કળી અને લીમછાલ, એ સર્વ સમભાગે લઈ વાટી ચૂર્ણ કરી, ત્રણ વાલનાં પડીકાં દિવસમાં ત્રણ વાર ઠંડા પાણી સાથે આપવાથી, ત્રણે દોષના તાવ ઉપર આબાદ અસર કરે છે.

૨. એકાંતરિયો તાવઃ-કરોળિયાનું પડ કે જે ભીંત વગેરે ઠેકાણે સફેદ રંગનું બનેલું ચોંટેલું હોય છે, તે એક પડની ગોળમાં ગોળી કરી દિવસમાં ત્રણ વાર ખવડાવવાથી એકજ વારીએ તાવ જાય છે, તે ફરીથી આવતો નથી.

## ૩૬-વૈદ્ય નારુશંકર હરગોવિંદ અધ્યારુ-બારડોલી

૧. ફટકડી ફુલાવેલી તથા ઘાપહાણુ ફુલાવેલો સરખે વજને લઈ ધંતૂરાના રસમાં ચણા જેવડી ગોળી વાળવી. બબ્બે ગોળી પાણી સાથે ગળાવવી, તેથી પિત્તજ્વરને મટાડે છે. પથ્ય તાવનું છે.

૨. મહામૃત્યુંજય રસઃ—સુવર્ણમાક્ષિકભસ્મ, હરતાલ, નેપાળો, વછનાગ, મનસીલ, તામ્રભસ્મ, ગંધક, પારો અને પારા ગંધકની કાજળી કરી બીજાં વસાણાં મેળવી મૂસળીના રસમાં ઘૂંટી, સરાવ સંપૂટમાં મૂકી હલકો (કુકુટપુટ) અગ્નિ આપવો. બાદ ઝીણું ઘૂંટી દિવસમાં ત્રણ વાર મગ જેટલું પિત્તજ્વરમાં આપવું. વાતકફજ્વરને ફતેહમંદીથી મટાડે છે. વૈદ્યસારસંગ્રહનો પાઠ છે અને અમારો ખાસ અજમાવેલો છે.

૩. ધંતૂરાનાં સાડાત્રણ પાતરાં ચોળી મસળી ચીંથરામાં

બાંધી, હાથે બાંધવાથી એકાંતરિયો તાવ જાય છે. તાવ આવતાં પહેલાં બાંધવું.

૪. ધંતૂરાના રસનાં ત્રણ ટીપાં દહીંમાં મેળવી એકાંતરિયો તાવ આવતાં પહેલાં વારીને દિવસે આપવાથી તાવ આવતો અટકે છે. તેલ ખાવા દેવું નહિ. વધુ રસ આપવો નહિ.

૫. પ્લેગની ગાંઠઃ—કોયાવડનાં પાતરાં ગરમ કરી ગાંઠ ઉપર મૂકવાથી વેદના શાંત થાય છે. એથી ગાંઠ વેરાય છે અથવા પાકે છે. પપૈયાના ફળનું છીણ કરી ગાંઠ ઉપર ગરમ કરી બાંધી શેક કરવાથી, પ્લેગની ગાંઠ ઝીણી હોય અને અગન બળતી હોય તો વછન (હરણ ખુરી) ના પાનની લૂગદી બનાવી ગાંઠ ઉપર મૂકવાથી અગ્નિ શાંત થાય છે.

## ૩૭–વૈદ્ય ચંચળલાલ જાદવજી–મુંદ્રા

પ્લેગનો ઉપાયઃ—સંજીવની ગુટિકા યોગચિંતામણિ પ્રમાણે બનાવી પ્લેગવાળાને આદુના ગરમ કરેલા રસમાં એક એક ગોળી કલાકે કલાકે આપવાથી તાવ ઊતરી જાય છે. પ્લેગ-ની ગાંઠ ઉપર ગંદો બેરજો કપડછાણ કરેલો તોલા ૫, તેમાં તોલો ૦॥ મોરથૂથુ અને બે આનીભાર સોમલ મેળવી મલમ બનાવી તેની પટી ગાંઠ ઉપર લગાવી, ઉપર એરંડાનું પાન ગરમ કરી બાંધવું અને ગરમ ઈંટથી શેકવું તો ગાંઠ બેસી જાય છે.

## ૩૮–એક વૈદ્યરાજ જેમનું નામઠામ મળ્યું નથી

૧. કાચકાં (કાકચ) ભાગ ૪, અતિવિષ ભાગ ૨, સિંધવ ભાગ ૩ અને મરી ભાગ ૧નું ચૂર્ણ કરી, દિવસમાં ત્રણ વાર બબ્બે વાલ પાણી સાથે આપવાથી તાવ મટે છે.

૨. કાળીજીરી ૧, દિકામાળી ૧, સિંધવ ૧, નસોતર ૧, પિત્તપાપડો ઘાસ (ખડસલિયો) ૫ અને મરી ૧ ભાગ લઈ તેનું

ચૂરણ કરી ચાર ચાર વાલ ગરમ પાણી સાથે દિવસમાં ત્રણ વાર આપવાથી તાવ મટે છે.

૩. ઉપલસરી તોલા ૫, ઇંદ્રજવ તોલા ૩, કોલંબો તોલો ૧, કરિયાતું તોલો ૧, જેઠીમધ તોલા ૨॥, ચોપચીની તોલા ૨, સોનામુખી તોલો ૧, હીમજ તોલા ૪, વરિયાળી તોલા ૨॥, ગુલાબનાં ફૂલ તોલો ૧, ગુલેગનફસા તોલા ૨, ઉનાબ દાણા નંગ ૧૫, એ સર્વને ખોખરું કરી દશ રતલ પાણીમાં ઉકાળી, સવાશેર પાણી રહે ત્યારે ગાળી, તેમાંથી દિવસમાં ત્રણ વાર બબ્બે તોલા આપવાથી જીર્ણજ્વર, રક્તપિત્ત, ચામડીનાં દર્દો, ઉધરસ અને દમને મટાડે છે.

## ૩૯–વૈદ્ય પ્રાણશંકર–રામની, વાયા ભરૂચ

૧. ફુલાવેલી ફટકડી વાલ બેથી ચાર સુધી દહીંમાં ચટાડવાથી તાવ જાય છે.

૨. ઇશબગુલ (ઓથમી જીરું)નું ચૂરણ સરકામાં મેળવી લેપ કરી માથે કે કપાળે લેપ કરવાથી તાવનું માથું ઊતરી જાય છે.

૩. દારૂહળધર ૧ ભાગ, અતિવિષ એક અષ્ટમાંશ તથા કાળીજીરી ૧ લઈ ભાગ એનું ચૂરણ કરી, એક વાલ પાણી સાથે આપવાથી તાવને ઉતારે છે, પસીનો લાવે છે, શક્તિ જતી નથી.

## ૪૦–વૈદ્ય પ્રાણલાલ દોલતરામ–કપડવણજ

જ્વર માટેઃ–રસરાજ સુંદરનો જ્વરમાર્તંડકેસરી રસનો ઉપયોગ કરું છું. જેથી સર્વ પ્રકારના તાવ જાય છે. એકથી બે વાલ ગરમ પાણી સાથે સવારે અને સાંજે સુદર્શન ચૂર્ણના ફાંટ સાથે અપાય છે.

## ૪૧–વૈદ્ય મંગળભાઈ ભૂધરભાઈ–બાવળા

૧. લાલરસઃ–હિંગળોક, વછનાગ, ખડિયો ખાર, ફૂલાવેલ,

લવિંગ, જાયફળ, પીપર, અકલગરો અને અફીણ એ સર્વેનું ચૂરણ કરી આદુના રસની ભાવના દઇને મરી જેવડી ગોળી વાળીને સવારસાંજ અનુપાન સાથે આપવી. આ ગોળી ઘણા રોગોને ફાયદો કરે છે. આ રસ અમારો અજમાવેલો અને ઘણો ઉત્તમ છે.

## ૪૨–વૈદ્ય મણિશંકર જાદવજી જોષી–કાનપર

૧. જીર્ણજ્વર, મંડૂર તથા લીંડીપીપરનું ચૂર્ણ મધમાં ચાટવું.

૨. લીંડીપીપરનું ચૂરણ જૂના ગોળમાં દેવું.

## ૪૩–વૈદ્ય ડાહ્યાભાઈ બાજીભાઈ–સાયણ

૧. સૂરોખાર ભાગ ૧, બરાસ ભાગ ૧ અને સુખડ ભાગ ૧ નું ચૂરણ કરી, એક ચણોઠીભાર પાણી સાથે આપવાથી પાંચે પ્રકારના તાવ જાય છે.

૨. કાચું ઘાપહાણુ ભાગ ૧ અને ફુલાવેલો ટંકણ ભાગ ૧ એનું ચૂર્ણ કરી તાવ ન ઊતરતો હોય, ઝાડા તથા ઊલટી થતાં હોય, જીવને ઘણી ગભરામણ થતી હોય, તો એથી ત્રણ વાલ બકરીના દૂધમાં અથવા ગાયના દૂધમાં દિવસમાં ત્રણ વાર આપવાથી બધી જાતના ઉપદ્રવવાળો તાવ મટે છે.

## ૪૪–વૈદ્ય લલ્લુભાઈ નાથાભાઈ–બોરુ

૧. કફજ્વર ઉપર ફુલાવેલી ફટકડી અને લીંડીપીપરનું ચૂર્ણ બે આનીભાર એક રૂપિયાભાર મધમાં બે વાર ચાટવું. જેથી કફજ્વર મટે છે. ઘઉંનો ખોરાક બંધ કરવો.

૨. નાગલા દૂધેલી સૂકવીને ચૂરણ કરવું. તેથી બમણું જેઠીમધનું ચૂરણ લઈ મેળવી જે વજન થાય તેટલું સાકરનું ચૂરણ મેળવવું. આ ચૂરણ ટંકે ૦। રૂપિયાભાર ટાઢા પાણીમાં આપવાથી જીર્ણજ્વર, દમ, મરડો વગેરે મટી જાય છે.

૩. અતિવિષનું ચૂરણ બે આનીભાર તથા સૂરોખાર બેઆનીભારનું ચૂરણ એક રૂપિયાભાર મધમાં ચાટવાથી તાવ ઊતરી જાય છે.

૪. હરડે અને અતિવિષ, બે બે આનીભાર લઈ ચૂરણ કરી, અર્ધા રૂપિયાભાર ઊના પાણીમાં દિવસમાં ત્રણ વાર આપવું. ખોરાક આપવો નહિ. ચાલે એમ ન હોય તો મગનો બાફેલો ખોરાક આપવો. તાવ ઊતરી જશે.

૫. કાંકચ (કાચકાં) શેકેલાંની મીજ, તેની બરાબર કાળાં મરી મેળવી ચૂર્ણ કરવું. અને ૦। રૂપિયાભાર ટાઢા પાણીમાં ત્રણ વાર પાવાથી તાવ જાય છે. આ ઉપાયો અમારા અજમાવેલા છે.

## ૪૫-કુમારશ્રી દેવીસિંહજી ભૂપતસિંહજી વૈદ્ય-કટોસણ

જ્વરકેસરી રસઃ-કોડીભસ્મ, ગાંજો, મરી, સુહાગો, અફીણ, કનકબીજ અને હિંગળોક, ઉપરની બધી ચીજો સરખા વજને લઈ બારીક કરી આદાના રસનો એક પુટ આપવો. એક પુટ લીંબુના રસનો આપી, રતી પ્રમાણે ગોળી વાળી, દિવસમાં ત્રણ વાર મધ સાથે આપવી. એ ત્રિદોષ, કફ, દમ, ઉધરસ શૂળ, પાસાનું શૂળ, ચસકા, ટાઢિયો તાવ, ઊનો તાવ, વગેરે વાયુ અને કફના ઘણાખરા રોગ મટાડે છે, અનુભવસિદ્ધ છે.

## ૪૬-ડૉક્ટર મગનલાલ વીજભૂખણદાસ-સુરત

તાવઃ-ફટકી શેર ૦।, વરખી હરતાલ તોલો ૧, એને તવી ઉપર કુલાવવા મૂકી ઉપર હરતાલનો ભૂકો મૂકવો. ફટકડી બરાબર ફૂલી જાય એટલે બધું ભેગું વાટી ખલ કરવું. તાવના પ્રમાણમાં મોટા માણસને બેથી આઠ ગ્રેન આપવું. આ દવા નાના બાળકને પણ આપી શકાય છે. મેં વાપરેલી છે. પણ બાળકને બાળકના પ્રમાણમાં આપવું. અનુપાન કુદીનાના રસમાં આપવું. બાળકને સાકરના પાણીમાં આપવું. એ દવાની ગોળી મગ જેવડી ધંતૂરાના

રસમાં વાળી આપવાથી દર્દી તાવમાં લવારો કરતો હોય તે માટે છે. એજ દવા ચોખાના ધોવણમાં અને સાકર સાથે આપવાથી ઊનવા તથા પ્રમેહમાં સારી અસર કરે છે.

## ૪૭–વૈદ્ય પ્રાણલાલ દોલતરામ–કપડવણજ

**જ્વર માટેઃ**–(અધધા) રસરાજ સુંદરનો જ્વરમાર્તંડ કેસરી રસનો ઉપયોગ કરું છું. તેથી નવીન જ્વર, આમજ્વર, જીર્ણજ્વર, યકૃત તથા બરોળમાં પણ સારો ફાયદો થાય છે. પ્રમાણમાં મોટા માણસને વાલ એકથી બે સવારમાં ગરમ પાણી અથવા તુલસી-ફુદીનાની ચા સાથે આપું છું અને સાંજના ફક્ત લઘુસુદર્શનનો ફાંટ આપું છું. (ચૂર્ણ પ્રમાણ તોલો ૦॥) જીર્ણજ્વર માટે મહાસુદર્શન ગરમ પાણી સાથે સવારસાંજ ખાધા પછી વસંતમાલતીની સાથે આપું છું.

૨. ત્રિદોષજ્વરઃ–માટે શારંગધરનો અભયાદિ કવાથ વાપરું છું. કવાથનું વજન સૂકું મોટાં માણસને એક ઓંસ એક શેર પાણીમાં કવાથ કરી ફક્ત નવટાંક પાણી રહે ત્યારે ગાળીને તેમાં એક રૂપિયાભાર મધ મેળવી, તથા પીપર વાલ બે નાખી આપું છું. વાતકફોલ્વણ સન્નિપાતનાં ચિહ્નોમાં શ્ંથ્યાદિ કવાથ અગર અર્કાદિ કવાથ યોગરત્નાકરનો ઉપયોગ કરું છું. તથા તેની ભૈષજ્ય રત્નાવલિમાં બતાવેલો સન્નિપાત ભૈરવ રસ વાપરું છું તેથી સારો ફાયદો જણાય છે. કોઈ વખત એકલા **દ્વાત્રીસદાંગ** કવાથનો ઉપયોગ ભાવપ્રકાશમાં લખ્યા પ્રમાણે કરું છું. આવે વખતે સવારસાંજ ફેફસાં ઉપર અળસીનો અગર પોરતાનો શેક કરાવું છું. વખતે ડુંગળી, લસણ અને રાઈને સાધારણ ખાંડી સરકામાં મેળવી તેની પોટીસ કરી, ગરમ ગરમ વારાફરતી શેક કરાવું છું. આથી કફ પાતળો પડી જઈ ઝટ છૂટી જાય. કોઈ વખત મૃત્યુંજય રસ

તથા કાલકૂટરસનો ઉપયોગ કરાવવો પડે છે. રોગી બહુજ બેભાન હોય તો તે વખતે કુદીનો અને આદુના રસમાં હિરણ્યગર્ભ પોટલીનો પણ ઉપયોગ યોગ્ય છું.

## सन्निपातना केटलाक अनुभवसिद्ध उपायो

### ૧-વૈદ્ય ડાહ્યાભાઇ બાજીભાઇ-સાયણ

ત્રિદોષનો તાવ ઓછો થઈ જાય અને સન્નિપાત ઊપડે, રોગી ઊઠી ઊઠીને નાસે અને લવારો કરે ત્યારે હિંગળેશ્વર રસની બબ્બે ગોળી, દિવસમાં ૩ વાર સૂંઠના ઘસારા સાથે પાવાથી રોગીને ભાન આવે છે. જો સતત તાવ ઊતરતો ન હોય તો ભાવપ્રકાશમાં કહેલા દુર્જલજેતા રસની બબ્બે ગોળી દિવસમાં ત્રણ વખત લીંબુનો રસ અને સાકર મેળવી પાવાથી તાવ ઊતરી જાય છે. ત્રિદોષમાં શૂળ મારતું હોય તો ઘીમાં શોધેલો ઝેરકચૂરો વાલ ૧, હિંગાષ્ટક વાલ ૩, શંખભસ્મ વાલ ૧, ઊના પાણી સાથે આપવાથી શૂળ બેસી જાય છે. ત્રિદોષમાં મળ બંધ હોય તથા પેટમાં દુઃખતું હોય, તો યોગચિંતામણિમાં લખેલી અશ્વચોળી ગોળી નંગ ૧ ગૂગળ અને સૂંઠના ઘસારા સાથે આપવાથી એક-બે ઝાડા થઈ શૂળ બેસી જાય છે. જો ત્રિદોષમાં જમણા પાંસામાં શૂળ મારતું હોય તો સંદેસરાનું મૂળ ઘસીને ચોપડવું અને જો ડાબે પાસે શૂળ મારતું હોય તો સાબરશિંગું અને સેકટાનું મૂળ ઘસીને ચોપડવાથી મટી જાય છે. જો ત્રિદોષમાં અતિસાર હોય તો શુદ્ધ ઝેરકચૂરો ભાગ ૧, લવિંગ ભાગ ૦।, વાટીને આદુના રસમાં વટાણા જેવડી ગોળી વાળવી. એકેક ગોળી મધમાં ચાટવાથી અતિસાર મટે છે. જો ત્રિદોષમાં શ્વાસ વધારે હોય તો યોગચિંતામણિમાં કહેલી અજમોદાદિ વટી આપવાથી ફાયદો થાય છે. જો ત્રિદોષમાં હેડકી જણાય તો હિંગ અને ઘીનો ધુમાડો લેવાથી મટે છે.

## ૨-વૈદ્ય મણિશંકર નરભેરામ-વળા

અનુછડી એટલે સીતાફળનાં પાતરાંનો રસ પાણી મૂકીને વાટી ૬ થી ૮ તોલા કાઢી તેમાં ૧ તોલો મધ નાખી એક ટંક પાવાથી તુરત એક કલાકમાં સન્નિપાત જરૂર બેસે છે. આ ઉપાયથી મારે હાથે સેંકડો દરદી સારા થયા છે. એનાથી દસ્ત સાફ આવે છે. એ રસમાં જંતુઘ્ન ગુણ છે નશાકર હોવાથી મગજ શાંત રાખે છે.

## ૩-વૈદ્ય નારુશંકર હરગોવિંદ-બારડોલી

૧. ત્રિદોષમાં કોઈ પણ દવાના અનુપાન સાથે ભોંયરીંગણીનો અર્ક કાઢી તોલા ૦ાા થી ૧ સુધી આપવાથી ત્રિદોષમાંથી બગડેલા ઘણા દરદી સારા થયા છે. ખૂબી એ છે કે, કોઈ પણ દરદીને કફ મોં વાટે નહિ જતાં ઝાડે જાય છે. દરરોજ એક અગર બે ઝાડા થાય છે અને ઘણીજ ફતેહમંદીથી રોગી સારા થાય છે. આ અર્ક ઘણા દિવસ રાખવાથી પણ બગડતો નથી.

૨. ત્રિદોષમાં કોઈવખતે વાત તદ્દન ખસી જાય છે અને શરીર ઠંડુંગાર થઇ જાય છે. તે વખતે મોરપીંછના ચાંદલાની રાખ ૦। થી ૦ાા તોલા સુધી મધમાં ચટાડવાથી તરત ગરમી આવે છે.

## ૪-વૈદ્ય મંગળભાઇ ભૂધરભાઇ-બાવલા

કાયફળ, પીપળીમૂળ, ઇંદ્રજવ, ભોંયરીંગણી, સૂંઠ કરિયાતું કાળાં મરી, લીંડીપીપર, ખડસલિયો (પિત્તપાપડો) પુષ્કરમૂળ, રાસ્ના, બેઠી ભોંયરીંગણી, બોડી અજમોદ, કાકડાસિંગ, વજ, કાળીપહાડ-એ સઘળી વસ્તુઓ સમભાગે લઈ ખાંડી શેર ૧ પાણી મૂકી, નવટાંક પાણી રહે ત્યારે અધો રૂપિયાભાર મધ નાખી પાવાથી ત્રિદોષનો તાવ તથા સર્વે જાતના તાવ મટે છે. આ કવાથ તમામ જાતના કષ્ટસાધ્ય સન્નિપાતો ઉપર અમારો અજમાવેલો છે.

## ૫-વૈદ્ય શ્યામચંદ ગોવરધનરામ-ખાખરેચી

૧. કડુ, કરિયાતું અને કોલમ, એ ત્રણ સરખે વજને લઈ જંગલી તુલસીના રસમાં ગોળી કરી જરૂરિયાત પ્રમાણે આપવાથી તમામ જાતના તાવ માટે છે.

૨. કોલમનું સત્ત્વ અને તેનાથી ત્રીજા અગર ચોથા ભાગે એળિયો લઈ, તે એળિયામાં વજનસર પાણી નાખી ઓગળી જાય એટલે તે પાણી ગાળી લેવું. પછી તેમાં કોલમના સત્ત્વને પણ પાણી કરી એકત્ર કરવું અને લોઢાની કઢાઈમાં ચૂલે ચડાવી ઘાટું થાય ત્યાં સુધી રાખવું. ત્યાર પછી ઉતારી ચણોઠી પ્રમાણે ગોળી વાળવી. મોટી ઉંમરનાને એકથી બે અને નાની ઉંમરનાને અડધીથી એક સુધી તાવ હોય તો આપવી. તેથી દસ્ત આવે છે અને તાવ જાય છે.

૩. ગોદંતી હરતાલ (ધાપહાણુ) ને લાવી તેને કુંવારપાઠાની લૂગદી વચ્ચે રાખી કપડમટ્ટી કરી ખાડામાં થોડાં છાણાંમાં વચ્ચે રાખી સળગાવી દેવું, એટલે હરતાલનો કકડો ખીલી ધોળો થયેલો નીકળી આવશે. તેનાં પડેપડ ઊખડી છૂટાં પડે તો બરાબર ભસ્મ થયેલી જાણવી. પછી તેને કપડછાણ કરી બાટલી ભરી રાખવી. તેમાંથી રતીથી વાલ સુધી દરદીની યોગ્યતા મુજબ તુલસીનાં પાનમાં આપવાથી ગમે તેવા મેલેરિયા તાવને એકદમ અટકાવે છે. તાવમાં આપવાથી દર્દીને પસીનો લાવી તાવ ઉતારે છે. મધ સાથે દેવાથી ખાંસીયુકત જ્વરમાં ફાયદો કરે છે.

### ૬-અમદાવાદના એક વૈદરાજ

**તાવ માટેઃ**-કરણનાં ફૂલ, આકડાનાં ફૂલ, ધંતૂરાનાં ફૂલ, રીંગણીનાં ફૂલ, હિંગળોક, ચીનીકબાલા, એલચી, વછનાગ, કપૂર, કેસર, લવિંગ, અકલગરો, અફીણ, પીપર, રૂમીમસ્તકી, જાયફળ અને જાવંત્રી એ સર્વ સમભાગે લઈ, વાટી ચૂર્ણ કરી મધ મેળવી

અથવા પાનનો રસ નાખી ગોળીઓ વાળીને આપવાથી દરેક પ્રકારના તાવ તથા અતિસાર મટે છે. સુંદરતા, જઠરાગ્નિ, બુદ્ધિ, બળ અને વીર્યને વધારે છે. એ ગોળી સ્વયમ્ મુરાદશાહે રચેલી છે.

## ૭–મહારાજશ્રી મહાવીરદાસજી જાનકીદાસજી–ધોળકા

૧. લઘુસુદર્શન ચૂર્ણઃ–ગળો, પીપર, પીપરીમૂળ, કડુ, હરડે, સૂંઠ, લવિંગ, લીમડાની અંતરછાલ, તજ અને સુખડ સમભાગે લઇ, તેના અડધા વજને કરિયાતાની પાંદડી લેવી; પછી બારીક ચૂર્ણ બનાવી માત્ર ૦। તોલો બે વખત પાણી સાથે આપવું.

૨. લવિંગ, ચિત્રકમૂળની છાલ, મરીઃઅને ફુલાવેલી ફટકડી, એ સર્વ સમભાગે લઇ બારીક ચૂર્ણ કરી ૦। થી ૦॥ તોલો મધ અથવા પાણી સાથે આપવું. તાવ આવતાં પહેલાં બે કલાક અગાઉ આ દવા આપવાથી એકાંતરિયો, ચોથિયો વગેરે સર્વ પ્રકારના વિષમજ્વર મટે છે. એકથી બેત્રણ દિવસ સુધી લેવું.

૩. એક કરોળિયાનું પડ લઇ ૦। તોલા ગોળ સાથે મેળવી ગોળી, વાળી એકાંતરિયા અને ચોથિયા તાવના દરદીને ખવરાવવાથી ગમે તેવો હઠીલો તાવ પણ ચમત્કારિક રીતે મટે છે.

૪. હાડિયાકરસણનાં પાન તોલો એક અને કાળાં મરી વાલ ૪, ચાર તોલા પાણી સાથે ઘૂંટીને પીવાથી તેમજ તેનો રસ નાકમાં સૂંઘવાથી તથા આંખમાં આંજવાથી આંતરિયો કે ચોથિયો તાવ અજાયબ રીતે મટે છે. વીંછીના કરડવાનું વિષ પણ આ રીતે તત્કાળ ઊતરી જાય છે.

૫. સન્નિપાતના પ્રકરણમાં કહેલ મહામૃત્યુંજય રસથી જીર્ણજ્વર તત્કાળ નાશ પામે છે. તે સિવાય એ પ્રકારના તાવમાં ગળો, નિંબછાલ, અરડૂસાની છાલ, એ દરેક એકેક તોલો કચરી પાશેર

પાણીમાં રાત્રે પલાળી સવારમાં ચોળી ગાળીને દિવસમાં ત્રણ વખત થોડું થોડું પાવું. ખોરાક હલકો ખાવો.

૬. સદારોગ્યવટીઃ-ગળોસત્ત્વ, અરડૂસાની છાલ, નિંબછાલ, ચિત્રકમૂળની છાલ, સૂડીથી ઝીણું કરી ઘીમાં જરા શેકેલું ઝેરકોચલું, હરડેની છાલ, વાયવડિંગ, અજમો, મરી, આકડાનાં મૂળની છાલ, લીંડીપીપર, કુલાવેલી ફટકડી, કુલાવેલો ટંકણ, સિંધવ, એ સર્વ સમભાગે લઈ પાણીમાં ઘૂંટી ચણીબોર જેવડી ગોળીઓ વાળવી. એ ગોળી એકથી ત્રણ શક્તિ અને વય પ્રમાણે લેવાથી સર્વ પ્રકારના તાવ, અજીર્ણ, ઝાડો, મરડો, વગેરે દરદો મટે છે. આ ગોળી હંમેશાં એક-બે ખાવાથી કોઈ રોગજ થાય નહિ અને થયેલા રોગો મટી જાય છે.

૭. કરંજની બીજને પાણી સાથે વાટી નાસ લેવાથી અનેક પ્રકારના તાવ દૂર થાય છે; તેમજ આ પ્રયોગથી આદાશીશી મટે છે અને વીંછીનું ઝેર પણ ઊતરી જાય છે.

૮. લવિંગ, અગર, જટામાંસી ચિનીકબાલા, જાવંત્રી, સૂંઠ, લીંડીપીપર, મરી, કપૂર, એ સર્વ સમભાગે લેવું અને તેની બરોબર વજને સાકર લઈ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ બનાવી બાથી ૦ાા તોલો તાવ આવતાં પહેલાં એકબે કલાક અગાઉ મધ અથવા પાણી સાથે એકથી ત્રણ વાર પીવું. આ દવાથી દરેક જાતના ટાઢિયા તાવ મટે છે, જઠરાગ્નિ પ્રદીપ્ત થાય છે, તેમજ પાચનકર્તા હોઈ પુષ્ટી આપે છે. વિશેષમાં ઉપલા ચૂર્ણ સાથે બે તોલા શુદ્ધ ભાંગ મેળવવાથી અતિ ગુણકર્તા થઈ પડે છે.

૯. કરંજવાની બીજ, અરડૂસાની અંતરછાલ, લીંડીપીપર, જીરું, બાવળની પાલી, એ સર્વ સમભાગે લઇ પાણી સાથે વાટી ચણીબોર જેવડી ગોળીઓ વાળવી. દિવસમાં ત્રણ વાર એક એક

અથવા બબ્બે ગોળી ખાવાથી અનેક પ્રકારના તાવ નાશ પામે છે.

૧૦. કપૂર ભાગ ૧, મરચાં ભાગ ૨, કડવી નાઇ ભાગ ૩, નવસાર ભાગ ૪, ફુલાવેલી ફટકડી ભાગ ૫, એ સર્વ ખાંડી ગુંદરના પાણીમાં ઘૂંટી એક રતી પ્રમાણે ગોળીઓ વાળવી. દરેક પ્રકારના ટાઢિયા, આંતરિયા અને ચોથિયા તાવોને માટે તાવ આવતાં પહેલાં બે કલાક અગાઉ બેથી ચાર કે છ ગોળી ગળી જવી. એ પ્રમાણે બે દિવસ કરવાથી તાવ તેમજ કંપવાયુ પણ મટે છે.

## ૮–ડૉકટર દામોદર ગોપાળ રણદીવે–સુરત

**તરિયા તાવની દવાઃ**–ગોળમાં ભાંગની ગોળી વાળી તાવ આવતાં પહેલાં એક કલાક અગાઉ આપવાથી તાવ આવતો નથી. આ દવા અનુભવસિદ્ધ છે.

## ૯–વૈદ્ય ધીરજરામ દલપતરામ–સુરત

**પલાન્ડુ ગુટિકાઃ**–હિંગળોક તોલા ૪નો ગાંગડો લઈ લોઢાની તવીમાં મૂકવો અને લવિંગ તોલા ૮ લઇ ખાંડીને હિંગળોકની આસપાસ તેની પાળ બાંધવી. પછી તેને ચૂલે ચડાવી ધીમી આંચ આપવી અને તેના ઉપર અડધો મણ કાંદા(ડુંગળી)નો રસ કાઢી હિંગળોક ઉપર ઝીણી ધાર પડે તેમ કરવું. એવી રીતે બધો રસ પાઈ દેવો. પછી તેની વચમાંથી હિંગળોકનો ગાંગડો કાઢી લઈ ધોઇ નાખી ખરલમાં એક દિવસ ઘૂંટવો; પછી તેમાં વછનાગ તોલો ૧, પીપર તોલો ૧, ધોળાં મરી તોલો ૧, લવિંગ તોલો ૧, તજ તોલો ૧ અને સૂંઠ તોલો ૧ એ છ વસ્તુને ખાંડીને વસ્ત્રગાળ કરી ઘૂંટેલા હિંગળોકમાં મેળવી એક દિવસ કોરું ઘૂંટવું. પછી તેમાં આદુનો રસ શેર અડધો નાખી ઘૂંટવું. તે ઘૂંટતાં ઘૂંટતાં સુકાઈ જાય ત્યારે ફરીથી આદુનો રસ નાખી ઘૂંટવું. એ રીતે આદુના બે, પાનના રસના બે, અરણીના રસનો એક અને ધંતૂરાના રસનો એક

એવી રીતે છ પટ દઈને ગોળી મરી પ્રમાણેની કરવી. એ ગોળીમાંથી ગોળી ૧ આદુના રસના અનુપાન સાથે દિવસમાં ત્રણ વખત આપવાથી ઘોર સન્નિપાત મટે છે. બુદ્ધિપૂર્વક અનુપાનમાં યોગ્ય ફેરફાર કરવો એ વૈદ્યનું કામ છે.

ઉપર જે તાવમાં લવિંગના ભૂકા સાથે ડુંગળીનો રસ બળી ગયો હોય અને જે લોચા જેવું થયું હોય તેનાથી બમણો ગૂગળ તથા બબ્બે તોલા સૂંઠ, મરી અને પીપર મેળવી ઘૂંટીને વટાણા જેવડી ગોળી બનાવવી. એ ગોળી દિવસમાં ત્રણ વાર એકેક આપવાથી સંધિવા જેવા તમામ વાયુ મટે છે.

## ૧૦-યતિશ્રી રવિહંસજી દીપહંસજી-સુરત

૧. રોટલો:-પારો, વછનાગ, કાળાં મરી, નવસાર ને મોરથુથુ સમભાગે લઈ બારીક વાટી ધંતૂરા તથા લસણના રસમાં રોટલો કરી, સન્નિપાતના રોગીની હજામત કરાવી, તેને માથે એક પહોર સુધી બાંધવો. શીતાંગ સન્નિપાતવાળા દરદીને જો શરીરમાં ગરમાવો આવે તો સમજવું કે તે દરદી સારો થશે અને જો ગરમાવો આવે નહિ તો તેની આશા રાખવી નહિ.

૨. રોટલો:-લસણ, રાઈ અને સરગવાનું મૂળ એ ત્રણને ખાંડી, ગોમૂત્રમાં વાટી, રોટલો કરી માથે મૂકવો. જો ચેતન આવે અને શરીર ગરમ થાય તો સમજવું કે રોગી બચશે.

## ૧૧-વૈદ્ય કેશવલાલ બાપુજી-બરવાળા

૧. ગોંડળ રસશાળામાંથી બ્રહ્માસ્ત્ર રસ મંગાવી ઘણી વખત વાપર્યો છે; અને તેથી સેંકડે ૭૫ ટકા સન્નિપાતના વ્યાધિવાળા દર્દીઓ ઊગર્યા છે.

## ૧૨-વૈદ્ય છગનલાલ રાયચંદ-આંબટ

હરડેદળ તોલા ૨, સોનામુખી તોલા ૨, રેવંચીનો શીરો

દૂધ, દહીં અથવા માંસના ધોયેલા પાણીના રંગ જેવો હોય છે; અથવા જે ઝાડો કાળો, આસમાની, સિંદૂરિયા રંગનો, તરેહવાર રંગનો, ચળકતો, મોરની પીઠ પર જેવા ચાંદલા હોય છે તેવા તેના ઉપર ધાતુ સ્નેહના ચાઠાવાળો, વળી ઘટ્ટ, મુડદાની કે મજ્જાની દુર્ગંધી જેવો ઘણો મળ પડે; એ ઉપરાંત રોગીને તરસ ઘણી લાગે, બળતરા થાય, અન્ન પર અભાવો થાય, શ્વાસ ચાલે, હેડકી આવે, પાંસળામાં શૂળ મારે, ઇંદ્રિયો બેશુદ્ધ થાય અને રોગીના મળદ્વાર પર ચાંદી પડે તથા લવારો કરે તે રોગીને જીવવાની આશા રાખવી નહિ. આ પ્રકારનાં તમામ લક્ષણો એકી વખતે જોવામાં આવતાં નથી પણ એક અથવા બે લક્ષણ જોવામાં આવે તો પણ તેને અસાધ્ય ગણવો. તેમાં પણ જો રોગીની ગુદા ઝાડો થયા પછી સંકોચાય નહિ તો તો જરૂર મરણ પાસે આવ્યું છે એમ જાણવું. જે રોગીને ઝાડા થવા છતાં તેનું પેટ ચડતું હોય, શરીરે સોજા આવ્યા હોય, જઠરાગ્નિ નાશ પામ્યો હોય, શરીર ઠંડું પડી ગયું હોય, એવા રોગીના જીવતરની આશા વૈદ્યે છોડી દેવી. જે રોગીને સોજો ચડયો હોય, ચૂંક આવતી હોય, તાવ આવતો હોય, તરસ લાગતી હોય, ઉધરસ તથા શ્વાસ ચડતો હોય, અન્ન પર અભાવો થતો હોય, ઊલટી, મૂર્છા અને હેડકી આવતી હોય, આવા ઉપદ્રવવાળો જે રોગી હોય તેનું ઓસડ વૈદ્યે કરવું નહિ. જે બરાબર ઓળખી શકાતી નથી અને જેને ઔષધોપચાર ગુણકારક થતા નથી, તેવી સંગ્રહણી મટતી નથી પણ ઘણા કાળ સુધી રહે છે. સંગ્રહણી તથા અતિસારમાં સોજા આવ્યા હોય, પણ જો તે સોજો ઉપસ્થ ઇંદ્રિય પર આવ્યો હોય તો તે રોગ અસાધ્ય છે એમ માનવું; પણ વધુમાં વધુ સોજા આવ્યા હોય, શરીર પીળું પડી ગયું ... ભૂખ છવાઇ ગઇ હોય, ખાંસી ચાલતી હોય, રોગી ગભરા... અને શક્તિ હીન થઈ ગઈ હોય તો ... જો ઉપસ્થ ઇંદ્રિય

નહિ આવ્યો હોય તો તે રોગીને ઘીવાળો ખોરાક બંધ કરી **પંચામૃત પર્પટી** દિવસમાં ત્રણ વખત મધ સાથે ચટાડવાથી, ત્રણચાર મહિને સોજા ઊતરી જઈ રોગી સારો થાય છે. પણ આખે શરીર થોડો થોડો સોજો હોય અને પેશાબ ઉપર ચળકતો સોજો આવ્યો હોય તે સોજો રોગી સૂએ ત્યારે સમાઈ જાય અથવા ઓછો થઈ જાય અને બેસે એટલે તરત ઊતરી આવે છે. એવા સોજાવાળો રોગી કદી પણ જીવતો નથી. જો રોગીનો ઝાડો પાણીમાં નાખતાં ડૂબી જાય તો તે રોગી બચતો નથી. કેટલાક રોગીની પ્રકૃતિમાં એવો દોષ આવે છે કે જે વસ્તુ ન ખાવાની હોય તેની તે ઇચ્છા કરે છે અને જે ખાવા જેવી પથ્ય વસ્તુની વૈદ્ય રજા આપે તેનો અભાવ થાય છે; તો તે રોગી જીવતો નથી. જે રોગીની જીભ સ્વાદ વિનાની થઈ જાય અથવા જીભ ઉપર કાળા ડાઘ દેખાય તો તે રોગી જીવતો નથી. એટલા માટે સંગ્રહણી અને અતિસારના રોગીને માટે વિચારપૂર્વક ઉપચાર કરવાનો શરૂ કરવો. કોઈ કોઈ રોગીને કોઈ પણ જાતનો ઉપદ્રવ ન હોય પણ; માત્ર અગ્નિમંદ થઈ ગયો હોય તથા તે સાથે બે પગની પીંડીઓ, બે સાથળો, બે ઢગરાં અને બે ભુજદંડ એ આઠે સ્થાન ઉપરનું માંસ ગળીને સુકાઈ ગયું હોય અને હાથના પહોંચા આગળની બે સીધી હાડકીઓ છૂટી પડેલી દેખાય, તો તે રોગી કોટિ ઉપાયે પણ જીવતો નથી, એવો અમારો ખાસ અનુભવ છે.

૩. હરસરોગઃ–વાયુનો, પિત્તનો, કફનો, ત્રિદોષનો, લોહીનો અને વારસામાં મળેલો એટલે જન્મનો, એ પ્રમાણે હરસ રોગના છ પ્રકાર કહેલા છે અને સાધારણ લોકો જેને અર્શ–મસા તથા બવાસીરના નામથી ઓળખે છે, તેને હરસ રોગ કહે છે. એ રોગમાં છ જાત કલ્પેલી છે, પરંતુ તે ખૂની અને બાદી એવા બે ભાગમાં વહેંચાયેલી છે. તે એકેક જાત ગુદાના પહેલા, બીજા અને ત્રીજા આંટામાં

(વળીમાં) થાય છે, તેથી ખૂની અને બાદી એવી બે જાતનાં ત્રણ સ્થાન ગણતાં છ પ્રકાર થાય છે. ખૂની હરસમાંથી લોહી પડે છે અને બાદીમાંથી લોહી પડતું નથી પણ તેમાં ફાટ ચાલે છે. તે ખૂની અને બાદી બે પૈકી કોઇ પણ જાતના હરસ, ગુદાની પહેલી વળીમાં થયા હોય તો તે બહાર દેખાયા કરે છે અને બીજી વળીમાં હોય તો ઝાડો થતી વખતે તે બહાર નીકળે છે અને પાછા ઉપર ચડી જાય છે; પણ ત્રીજી વળીવાળા મસાઓ કોઇ પણ વખતે બહાર નીકળતા નથી પરંતુ અંદર રહીનેજ પીડા કરે છે. તે ઉપરથી એટલું કહી શકાય છે કે પહેલી વળીવાળા હરસ સાધ્ય છે, બીજીવાળા કષ્ટસાધ્ય છે અને ત્રીજી વળીમાં થયેલા અસાધ્ય છે. એ પ્રમાણેનું વિવેચન અમારા અનુભવ પ્રમાણેનું કર્યા પછી, શાસ્ત્રરીતિએ હરસના રોગનું પૃથક્કરણ કરવાની જરૂર જણાતી નથી. કારણ કે માધવનિદાને જુદી જુદી જાતના ખોરાકથી અને જુદી જુદી જાતનાં કારણોથી છ પ્રકારના હરસનું વર્ણન કરેલું છે. જેણે જાણવાની ઇચ્છા હોય તેણે માધવનિદાન, ભાવપ્રકાશ, વાગ્ભટ્ટ ને ચરકસંહિતાનું નિદાનસ્થાન જોઈ લેવું. આ રોગના ઓષધ માટે શાસ્ત્રોમાં બહુસાલગુડ, સૂરણવટક, અમૃતભલ્લાતકાવલેહ, લોહભલ્લાતકાવલેહ, બ્રહતક્રવ્યાદરસ વગેરે ઘણા ઉપાયો લખેલા છે; પરંતુ તે બાબતમાં અમારો અનુભવ નહિ હોવાથી તેના ઉતારા કરી વિસ્તાર કરવામાં આવ્યો નથી. પણ એ રોગને માટે જે અનુભવ અમને થયો છે તે વૈદ્યોની જાણ માટે અહીં આપીએ છીએ. જો ગુદાની ત્રીજી વળીમાં બાદીમસા થયા હોય ને ઝાડો ઊતરતો ન હોય એટલે તેમાં વિશેષ ફાટ ચાલતી હોય તો કાળી દ્રાક્ષ, સોનામુખી, રેવંચીની ખટાઇ, હરડાં, બહેડાં, આમળાં, ઇંદ્રજવ અને વાયવડંગ તોલો તોલો લઇ, તેને અધકચરાં ખાંડી રાત્રે બશેર પાણીમાં પલાળી મૂકવાં. સવારે તે ભૂકાને ચોળીને તેમાં બે રૂપિઆભાર ગોળ મેળવીને, કપડે

ગાળી તે પાણી પીવાથી ત્રણ દિવસમાં ફાટ મટી જશે. વળી જ્યારે બેચાર મહિને ફાટ ઊભળી આવે ત્યારે એ પ્રમાણેનું હિમ બનાવી, દિવસમાં એક વાર સવારે ત્રણ દિવસ સુધી પીવું. જો મસામાંથી લોહી પડતું હોય પણ મસા બહાર દેખાતા ન હોય તો ઈંદ્રજવ, વાયવડંગ, લીંબોળી, કાચકાની મીજ અને દિકામાલી સરખે ભાગે લઈ, તેની અર્ધા રૂપિયાભારની ફાકી ઠંડા પાણી સાથે દિવસમાં બે વાર લેવાથી, લોહી પડતું અટકી જાય છે. જો ઝાડે જતાં મસા બહાર નીકળતા હોય અને હાથમાં પાણી લીધા પછી પાછા ઉપર ચડી જતા હોય, તેમ મસા બહારજ રહેતા હોય અને તે ખૂની કે બાદી ગમે તે જાતના હોય તો, હરતાલ તોલા બે ને પ્રથમ ખૂબ બારીક વાટી, તેમાં ચોખ્ખો કાથો તોલા ચાર ઉમેરી વાટવું. પછી છ તોલા ઘીને સો વખત પાણીએ ધોઇને તેમાં તેનો ખલ કરવો. એટલે વધારાનું પાણી છૂટું પડી જશે અને મલમ તૈયાર થશે. તે મલમને રાખી મૂકવો. જ્યારે જરૂર જણાય ત્યારે બહારના મસા ઉપર તે મલમ ચોપડવો અને અંદરના મસા હોય તો મસા બહાર આવે ત્યારે એ મલમ ચોપડી, મસા ચડાવી દેવા. એ મલમથી મસા કરમાઇ જાય છે અને પાછા ભરાતા નથી. જો ખૂની કે બાદી મસા થયા હોય, લોહી પડતું હોય અથવા ન પડતું હોય તો વવળતું સૂરણ લાવી તેને છોલીને છીણીને તડકે સૂકવવું. પછી તેને ખાંડીને વસ્ત્રગાળ ચૂર્ણ કરી મૂકવું. એટલું યાદ રાખવું કે આ ચૂર્ણ જીભને કે ગળાને લાગે તો જીભ અને ગળામાં અસહ્ય વેદના થાય છે, તે જ્યાં સુધી લીંબુની, દહીંની કે હીમજી હરડેની ખટાશ જીભને ન લગાડીએ ત્યાં સુધી મટતી નથી. એવું જોખમ ભરેલું આ સૂરણ છે. એટલા માટે અંગ્રેજી દવા વેચનારાઓને ત્યાં "એમ્પ્ટી કેપ્સુલ" નામની જીલેટાઇનની બનેલી

ખાલી, લંબગોળ ગોળીઓ મળે છે. તેમાં આ ભૂકો ભરી તેનું ઢાંકણું બંધ કરી પાણી સાથે ગળવાથી ગળામાં કે જીભમાં ચૂર્ણ લાગતું નથી. પણ પેટમાં જઈને તે ગોળી ફાટી જાય છે અને હરસ ઉપર તાત્કાલિક અસર કરે છે. એ એમટી કેપ્સુલ નંબર એક, એક ગ્રૂન, બે ગ્રૂન અને ત્રણ ગ્રૂન સુધીની આવે છે. તેમાં નંબર બે ગ્રૂનની કેપ્સુલ ઘણી સવડવાળી છે. તેમાંની બબ્બે ગોળી દિવસમાં ત્રણ વાર ગળવાથી ગણો ફાયદો થાય છે. જો હરસે લોહી પડતું હોય તો એ ગોળી ગળ્યા પછી,ઉપરથી થોડીક છાશ પાવી. શરૂઆતમાં હરસને ઉપાડવાના કારણરૂપ સૂકાં મરચાં, વેંગણ, કાચોગોળ, કેરાંનું અથાણું અને બાજરીનો રોટલો એટલું બંધ કરાવવું ને પછી લોહી તથા ફાટ નરમ પડી જાય એટલે આ કેપ્સુલની ગોળી ચાલુ રાખી એકેક વસ્તુ ખવડાવતા જવી. એક વસ્તુ ખવડાવવાથી, જ્યારે હરસ ઊભળે નહિ ત્યારે બીજી વસ્તુ ખવડાવવી એવી રીતે જે રોગીને જે જે વસ્તુ ખાવાથી હરસ જોર કરતા હોય તે તે વસ્તુ, એક પછી એક ખવડાવતા જવી અને આ ગોળી ચાલુ રાખવી. એવી રીતે કરવાથી હરસ નરમ પડી જાય છે તે ફરી ઊપડતા નથી. જો મસા ઉપર દવા ચોપડી શકાય એવી અવસ્થા હોય તો ઉપર કહેલો હરતાલનો મલમ ચોપડતા જવો. એ મલમથી વધારે ફાયદો થશે, પણ અગન બળશે નહિ. બીજું હરસના રોગી માટે આસો માસમાં આવતું નવરાત્રિનું વ્રત કરવાનો અમે ખાસ આગ્રહ કરીએ છીએ; પણ તે માતાની પ્રસન્નતાને માટે નહિ પરંતુ હરસના રોગને નાબૂદ કરવાને માટે છે. જો કોઈની ઇચ્છા હોય તો નવરાત્રીના નવ દિવસ સુધી નવ અપવાસ કરીને નવે દિવસ વવળતું સૂરણ બાફીને અથવા મીઠા સૂરણના કટકા કરીને, પાણી નાખ્યા વિના મીઠું, હળદર અને ધાણાજીરું નાખી

તેલમાં પકાવીને ઘણું ખરું ન થઈ જાય અથવા કાચું ન રહી જાય એવું બનાવીને પેટ પૂરતું ખાવું. એ સિવાય નવ દિવસમાં પાણી સિવાય બીજું કોઇ પણ જાતનું ખાનપાન લેવું નહિ. આ પ્રયોગથી હરસ નાબૂદ થઇ જાય છે, કારણ કે હરસના ઉપાયમાં દરેક ગ્રંથકારે સૂરણને પ્રધાન માનેલું છે. જે ઋતુમાં જે વનસ્પતિ નવપલ્લવ થાય છે એટલે રસભરેલી થાય છે, તે વનસ્પતિ તે ઋતુમાં ઔષધ ગણાય છે. તે નિયમ પ્રમાણે સૂરણ શરદઋતુમાં એટલે આશો માસમાં રસ ભરેલું, નવું અને તાજું મળી શકે છે. તેથી આ પ્રયોગ જેણે જેણે અજમાવ્યો છે તે સર્વેને ફાયદો થયો છે, પણ સૂરણની સાથે બીજી જાતનાં ફરાળો કરનારને કાંઇ પણ ફાયદો થતો નથી.

આ હરસનો રોગ ઉત્પન્ન થાય છે ત્યારથીજ તે કષ્ટસાધ્ય થાય છે અને જ્યારે હરસના રોગીનો અગ્નિ મંદ પડી જાય છે અને શરીર પર સોજા આવે છે; આંખ, નખ, જીભ પળાં, ધોળાં કે કાળાં પડી જાય છે ત્યારે, એ રોગીની આશા છોડી દેવી પડે છે. હરસના રોગને માટે અમારો અનુભવ જેટલો હતો તે પ્રમાણે અમે લખ્યું છે, પરંતુ બીજા વિદ્વાન તથા અનુભવી વૈદ્યો ઘણી જાતના પ્રયોગો કરીને રોગીને સારા કરે છે. તેઓ મસાને ખેરવી નાખે છે અને રોગીની પીડાને શાંત કરે છે. તે તે વિદ્વાન ચિકિત્સકો વૈદ્યોની કીર્તિમાં વધારો કરવા માટે અને જગતના કલ્યાણ માટે પોતાનો અનુભવ કોઇ પણ જાતના ગુરુમત રાખ્યા સિવાય, ખુલ્લા દિલથી જાહેરમાં મૂકશે તો આવા કષ્ટસાધ્ય બલ્કે અસાધ્ય મનાતા રોગથી પીડાતા લાખો રોગીનો આશીર્વાદ મેળવશે તથા આયુર્વેદની કીર્તિને દિગંતમાં ફેલાવશે, એવી આશા રાખી અમે વિરામ પામીએ છીએ.

## अतिसारना केटलाक अनुभवसिद्ध उपायो

### ૧-વૈદ્ય ધીરજરામ દલપતરામ-સુરત

કેશરાદિ ગુટિકા:-જાયફળ, જાવંત્રી, લવિંગ, મોચરસ, કેરીની ગોટલી, લોધર, બીલીનો ગર, ધાવડીનાં ફૂલ, દાડમનાં છોડાં અને સૂંઠ, એ દશ વસ્તુ એકેક તોલો લેવી. કેશર તોલો ૦ાા, અફીણ તોલા ૩, ભાંગ શેકેલી તોલા ૨, એ બધી વસ્તુને ખાંડી એક દિવસ કોરી ઘૂંટી, પછી ભાંગના ઉકાળામાં બે દિવસ ઘૂંટી, મરી પ્રમાણેની ગોળી વાળવી. દિવસમાં ત્રણ વખત એક એક ગોળી પાણી સાથે આપવાથી અતિસાર, સંગ્રહણી વગેરે ઝાડાના રોગ મટે છે.

### ૨-વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર-સુરત

૧. કુંકુમવટી:-કેશર તોલો ૧, અફીણ તોલો ૧ અને પીળું મીણ તોલો ૧ લઈ પ્રથમ કેશરને ઝીણું વાટવું. પછી મીણને ગરમ કરી, પીગળાવી તેમાં કેશર અને અફીણનું ચૂર્ણ મેળવી, એકરસ કરી એકેક ચોખાપૂરની ગોળીઓ કરવી. એમાંથી દિવસમાં ૩ વખત એકેક ગોળી ચોખાના ધોવણ સાથે આપવાથી ઝાડા બંધાય છે.

૨. શેકેલી ભાંગનું ચૂર્ણ મધ સાથે આપવાથી ઝાડા બંધાય છે.

૩. ધાવડીનાં ફૂલને સાફ કરી, વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી, પાવલીભારને આશરે દહીં કે છાસ સાથે પાવાથી અતિસાર મટે છે.

૪. સુતરાજ ચૂર્ણ:-પારો ૩, ગંધક ૬, ફુલાવેલો ટંકણ ૬, સૂંઠ ૬, મરી ૬, પીપર ૬, પાંચક્ષાર ૧૫, અજમો ૬, અજમોદ ૬, જીરું ૬, હિંગ ૬ અને ભાંગ ૩ ભાગ લઈ, પ્રથમ પારા ગંધકની કાજળી કરી, અજમો, અજમોદ, જીરું, હિંગ અને ભાંગ એ શેકેલાં લઈ, બાકીનાં વસાણું મેળવી બે દિવસ ખલ કરવો. આ ચૂર્ણમાંથી રતી ૧ થી ૬ સુધી દહીં સાથે આપવાથી

અતિસાર, મરડો અને સંગ્રહણી મટાડે છે. રાત્રે મધ સાથે આપવાથી રોગીને ઊંઘ આવે છે.

### ૩–ડૉકટર ચંદુલાલ મુકુંદરાય–પાટણ

૧. હિંગળોક, અફીણ અને હીરાબોલ એ સર્વ સમભાગે લઈ બારીક વાટી, મધની સાથે એક રતીની ગોળી વાળી આપવાથી રક્તાતિસાર તરત મટે છે. બચ્ચાંને આપવી નહિ.

૨.**રક્તાતિસારઃ**–જાયફળ, સૂંઠ, અને અફીણ, ખારેકની અંદરનો ઠળિયો કાઢી તેમાં ભરીને ખાંડીકૂટી કપડછાણ કરી, સર્વની બરાબર અડાયાંની રાખ લઈ વાટીને મેળવી રાખવું. એમાંથી એક વાલથી ત્રણ વાલ સુધી ઉંમરના પ્રમાણમાં આપવી. બાળકને વિચાર કરી આપવી જેથી આમાતિસાર, રક્તાતિસાર અને સંગ્રહણી અટકે છે. જૂની તથા નવી સંગ્રહણી પણ અટકે છે. જૂની તથા નવી સંગ્રહણી ઉપર અજમાવેલું છે. ચોખાના ધોવણમાં આપવું.

૩. અંબર વાલ એક, કસ્તૂરી વાલ એક, જાયફળ, જાવંત્રી, અક્કલકરો, લવિંગ, તજ, પીપર, સૂંઠ, વંશલોચન અને અફીણ, એ સર્વે અડધા તોલાભાર લઈ વાટી પાણી સાથે ચણીબોર જેવડી ગોળી કરી, સવારસાંજ એક એક ગોળી ચોખાના ધોવણમાં આપવાથી સર્વ પ્રકારના અતિસાર મટે છે.

### ૪–એક વૈદરાજ જેમનું નામઠામ મળ્યું નથી

સૂંઠ, મરી, વરિયાળી, હીમજ, ભાંગ ને જાયફળ સમભાગે લઈ તેમાં જાયફળ સિવાયની દરેક વસ્તુને ઘીમાં શેકી ચૂરણ કરવું. તે ચૂરણમાં સાકર મેળવી યોગ્ય અનુપાને આપવાથી અતિસાર મટે છે.

### ૫–વૈદ્ય મણિલાલ ગણપતિશંકર ભટ્ટ–સુરત

**લઘુગંગાધરચૂર્ણઃ**—ઇંદ્રજવ, નાગરમોથ, બીલી, લોધર,

મોચરસ ને ધાવડીનાં ફૂલ સર્વ સમભાગે લઈ ચૂરણ કરી ૦ાાતોલાથી એક તોલા સુધી ઠંડા પાણી સાથે આપવાથી અતિસાર મટે છે.

## ૬–વૈદ નૂરમહમદ હમીર–રાજકોટ

૧. ભાંગનાં પાતરાંની નસો કાઢી છ વખત ખૂબ ધોઇ ચૂરણ કરી તેની બરાબર મધ મેળવી, અરીઠા જેવડી ગોળી વાળી, દિવસમાં ત્રણ વાર આપવી અને ચિત્રકનું ચૂરણ છાશ સાથે આપવું જેથી અતિસાર–સંગ્રહણી મટે છે.

૨. પપૈયાની ચીર પર ટંકણ વાલ ૪ ભભરાવી ખાઈ જવું.

૩. ગાડરિયા ઝીપટાનાં મૂળ વાટી ત્રણ વાર પાવાં.

## ૭–વૈદ પુરુષોત્તમ બેચરભાઇ–કાલોલ

જાવંત્રી, ખારેક અને ખસખસ એ ત્રણે સમભાગે લઈ બારીક વાટી દિવસમાં ત્રણ વાર પાવલીભાર આપવાથી ઝાડો બંધાય છે. ઝાડાનું લોહી પણ બંધ થાય છે.

## ૮–વૈદ બાલકૃષ્ણ હરિકૃષ્ણ શાસ્ત્રી–ભુવાલડી

ઇંદ્રજવ, મોથ, ધાવડીનાં ફૂલ, લોધર અને મોચરસ એ સમભાગે લઇ બારીક ચૂરણ કરી, એક તોલો લઈ ચાર તોલા છાશ સાથે પીવાથી અતિસારને થોડા દિવસમાં મટાડે છે.

## ૯–વૈદ મણિશંકર જાદવજી–કાનપર (વળા)

૧. અફીણ તથા કેશર સમભાગે વાટી મધમાં ગોળી કરી, ચોખા પ્રમાણે એક ગોળી આપવાથી અતિસાર મટે છે.

૨. ચોખા જેટલું અફીણ બે એલચીદાણા ભેગું મેળવી ત્રણ–ચાર તુલસીપત્રમાં વીંટી જરા શેકી, ચાવી જવાથી અતિસાર તથા મરડો મટે છે.

૩. કાળા તલ તથા સાકર ખાવાથી અતિસાર મટે છે.

## ૧૦–વૈદ નંદરામ પ્રાગજી–નાગેશ્રી

**દાડિમાદિ ગુટિકાઃ**–કડાછાલ તોલો ાા, ખુરાસાની અજમો તોલો ાા, કેશર તોલો ાા, ઉપલેટ તોલો ાા, ગાંજો તોલો ાા, ગૂગળ તોલો ાા, બીલીનો ગર્ભ તોલો ાા, ધાવડીનાં ફૂલ તોલો ાા, લોધર તોલો ાા, આંબાની ગોટલી તોલો ાા ને અફીણ તોલો ાા, એનું બારીક ચૂરણ કરી કાચાં બે દાડમ લઇ તેને જરા કાપી બિયાં કાઢીને તે બિયાં ચૂરણમાં નાખી બારીક પીસી લુગદી બનાવવી. પછી તે દાડમમાંભરી ડાગળી મારી, કપડમટ્ટી કરી છાણાંના અગ્નિમાંપકાવી દાડમ સાથે ખરલ કરી વટાણા જેવડી ગોળી કરવી. એકથી બે ગોળી દિવસમાં લેવાથી અતિસાર, રક્તાતિસાર અને પ્રવાહિકા ગમે તેટલાં જોરદાર હોય તો પણ એકજ દિવસમાં અટકે છે.

## ૧૧–વૈદ દુર્ગાપ્રસાદ ગંગાધર–પોરબંદર

કેટલાકને જમ્યા પછી દસ્ત માટે જવું પડે છે તથા પાચન મંદ હોય છે. તેઓ જો શેકેલા ઇંદ્રજવ અવારનવાર ખાય અથવા તેની ફાકી દિવસમાં ૨–૩ વખત મારે તો ફાયદો થાય છે. લાંબા વખતનું દરદ પણ એકાદ માસ ધીરજ રાખી સેવન કરવાથી મટી જાય છે. દહીંમાં ઇંદ્રજવ પિવાથી રક્તાતિસાર મટે છે.

## ૧૨–માસ્તર નરભેરામ હરજીવન–નવાગામ

૧. ઉમરડાનું મૂળ ઘસી પીવાથી રક્તાતિસાર મટે છે.

૨. ઉમરડાનું દૂધ પતાસાંમાંઆપવાથી આમ ને મરડો મટે છે.

## ૧૩–વૈદ્ય અંબારામ શંકરજી પંડ્યા–વાગડ

૧. **અતિસાર ભૈરવીઃ**–હિંગળોક, જાવંત્રી, લવિંગ, સૂંઠ, ચીનીકબાલા, સુખડ, કેશર, લીંડીપીપર, અકલગરો, અને અફીણ એ સર્વને બારીક વાટી પાણીમાં વાલ વાલની ગોળી કરવી. રાત્રે

૧ ગોળી ચોખાના ધોવણ સાથે આપવી, જેથી વાયુના, પિત્તના, અને કફના અતિસાર મટે છે.

**૨. અતિસાર ઉપર ગોળીઃ**-શેકેલાં લવિંગ, અતિવિષની કળી, જાયફળ, જાવંત્રી, ભાંગ, હિંગળોક, એલચી, લીંડીપીપર, પીપળીમૂળ, કેશર, ચંદ્રાસ, બરાસકપૂર, મોચરસ અને અફીણ તમામ સરખાં લઈ વાટી, અફીણનો કસૂંબો કરી તેમાં મેળવી ચણોઠી જેવડી ગોળી કરી આપવાથી તમામ જાતના ઝાડા બંધાય છે.

૩. ખોરાસાની અજમો ૧ ભાગ, ધંતૂરાનાં બીજ છ આની ભાગ, શોધેલાં ઝેરકોચલાં ૦। ભાગ, અફીણ ૦। ભાગ, જાયફળ ૦। ભાગ, ભાંગ રૂ ૦।~ ભાગ, કેશર રૂ. ૦)' ભાગ, શેકેલી મેથી ૦। ભાગ, ખસખસ ૦। ભાગ, બીલીનો ગર ૦। ભાગ, રાળ ૦। ભાગ, જાંબુડાના ઠળિયા ૦। ભાગ એ સર્વ વાટી અફીણના કસૂંબામાં ચણા જેવડી ગોળી કરી આપવાથી તમામ જાતના ઝાડા મટી જાય છે.

૪. કડાછાલ તોલા ૧૬ લાવી તેને ચોખાના ધોવણમાં ખૂબ વાટી તેનો ગોળો કરી તેને ફરતાં જાંબુડાનાં પાન લપેટી, સૂતરથી ખૂબ બાંધી, ફરતો ઘઉનો લોટ ચોપડી, તેના ઉપર માટી ચોપડી, પછી તે ગોળાને થોડાં છાણાંના અગ્નિમાં બાફવો. ખૂબ બફાઈ રહે એટલે કાઢી લોટ, માટી, પાંદડાં વગેરે કાઢી નાખી, અંદરના ભૂકાને નિચોવી લેવો. તે રસમાંથી રૂ. ૦। થી ૦॥ ભાર રસ લઈ તેમાં થોડું મધ મેળવી પાવાથી બે-ત્રણ દિવસમાં તમામ જાતના અતિસાર મટી જાય છે.

**૫. અતિસાર હરિવટીઃ**-રાળ, મોચરસ, અફીણ, કડાછાલ અતિવિષની કળી અને સૂંઠ, એ સમભાગે લઈ ખાંડી મધમાં ચણીબોર જેવડી ગોળીઓ કરવી. આખા દિવસ દરમિયાન ૧ થી ૨ ગોળી ખાવાથી અતિસારના ઝાડા મટી જાય છે.

## ૧૪–વૈદ્ય દત્તાત્રેય ભગવાનજી

**મરડાની ગોળી:**–કોડિયો લોબાન તોલો ૧ તથા અફીણ તોલો ૧ બન્નેને સાથે વાટી લોખંડની કડછીમાં નાખી બન્નેને દેવતા પર ધીમા તાપ પર મૂકવાથી એકરસ થાય એટલે તરત બીજા વાસણમાં કાઢી લઇ, ગરમ ગરમ હોય ત્યાં સુધીમાં ચણાપૂર વજનની ગોળી વાળી લેવી. અથવા વાટીને ભૂકો કરી ચણાપૂર વાપરવો. આ ગોળી દિવસમાં ૩ વાર શેકેલા ધાણાના પાણી સાથે આપવી. એજ પ્રમાણે વાયવડિંગના તથા ખસખસના પાણીમાં અથવા પાનના રસમાં આપવી.

## ૧૫–વૈદ્ય ડાહ્યાભાઇ બાજીભાઇ–સાયણ

શુદ્ધ ઝેરકચૂરો વાલ ૧, કંપીલો વાલ ૧, કાયફળનાં છોડાં સાથે ઘસી થોડું મધ નાખી પાવાથી પાણી જેવા ઝાડા હોય તે બંધાય છે. ગાંજાને બાળી રાખોડી કરી, છાશ સાથે આપવાથી ઝાડા બંધાય છે. આનંદભૈરવ રસની ગોળીથી ઝાડા બંધાય છે. આમ સાથે લોહી પડતું હોય તો શંખભસ્મ વાલ ૧, ઘી તથા જાયફળના ભૂકા સાથે આપવાથી ઝાડા બંધ થાય છે. પેટમાં બહુ મરડો થતો હોય ને ઝાડામાં લોહી પડતું હોય તો જાયફળ, જાવંત્રી, કેસર અને અફીણ સરખે ભાગે લઇ ઉમરડા (ગુલ્લર) ના દૂધમાં વાટી ચણોઠી જેવડી ગોળી બનાવી, આખા દિવસમાં એકેક ગોળી ૩ વાર પાણી સાથે આપવાથી તે મટે છે. કાળા ધંતૂરાનાં બીજની સજીવન રાખ કરી, એટલે કોયલા બનાવી વાલ ૧, મધ સાથે ચટાડવાથી સોજાવાળો અતિસાર મટે છે. અતિવિષની કળી, ઇંદ્રજવ, પહાડમૂળ અનેવાયવડિંગ એ સરખાં લઇ ચૂર્ણ કરીતેમાંથી વાલ બે અને આનંદભૈરવની ગોળી નંગ બે મેળવી, મધ સાથે ચટાડવાથી ઊલટીવાળો અતિસાર મટે છે.

## ૧૬-વૈદ્ય પ્રાણુલાલ દોલતરામ કપડવણજ

**અપક્વ અતિસારઃ**-આ રોગ ઉપર ફક્ત છાશભાતનો ખોરાક અથવા એકલી છાશ સાથે હિંગાષ્ટક ચૂર્ણ અગર લવણભાસ્કર (શારંગધર) હું વાપરું છું.

**પક્વ અતિસારઃ**-આ રોગ માટે અગસ્તી સુતરાજ (યોગરત્નાકરનો પાઠ) હું વાપરું છું. તે સાથે કોઈ કોઇ વાર શારંગધરનું પીત્વાષ્ટક વાપરું છું. કોઇ વખત ગંગાધર ચૂર્ણથી પણ સારું પરિણામ આવે છે.

## ૧૭-વૈદ્ય ભૂરાભાઈ ઓધવજી ત્રિવેદી-ભાલરોડ

મોચરસ, લવિંગ, અફીણ અને હિંગળોક એ સર્વને સમભાગે વાટી, પાનના રસમાં ચણોઠી જેવડી ગોળી વાળી, સાંજસવાર એકેકી ગોળી આપવાથી લોહીખંડ ઝાડા બંધ થાય છે.

**સજીવનગુટિકા તથા આનંદભૈરવઃ**-પાણી સાથે આપવાથી ઝાડો તથા ઊલટી બંધ થાય છે. જાતિફળાદિ ચૂર્ણ ચોખાના ધોવણમાં અથવા માખણમાં આપવાથી આમાતિસાર બંધ થાય છે.

## ૧૮-ડૉકટર એસ. એલ. બર્મન-સુરત

આદાનો કટકો:બે તોલાનો લઇ ઉપરથી છોલી એ કટકાની વચમાં અફીણ બે વાલ ઘાલવું; પછી તે કટકાને પુટપાકની રીતે પકાવીને બહાર કાઢી સૂકવીને બારીક ચૂર્ણ કરવું. તેમાંથી એકેક વાલને આશરે, દિવસમાં ૨ વાર આપવાથી લોહી, આમ અને સખત ચૂંકવાળો ઝાડો માત્ર ૩ દિવસમાં મટે છે. ઉપરની દવા આપતાં પહેલાં દર્દીને એરંડિયા તેલનો જુલાબ આપવો અને સારું થયા પછી પણ એક જુલાબ આપવો.

## ૧૯-અક્ષરપુરુષોત્તમ ઔષધાલય-સારસા

મરડાસિંગ, હીમજ, વરિયાળી અને સૂંઠ એ ચાર ચીજો સરખે

ભાગે લઈ જરા શેકી તેનું ચૂર્ણ કરવું. ગમે તેવો મરડો થયો હોય અને દિવસમાં ૫૦-૬૦ ઝાડા લોહી સાથે થતા હોય, તો બાળકને ૪ થી ૫ ને મોટાંને ૫ થી ૧૦ વાલ સુધી ઊના પાણીમાં એરંડિયા તેલનાં ટીપાં નાખી પાવું. ત્યાર પછી ઉપર લખેલું ચૂર્ણ આપવું.

## ૨૦–વલ્લભદાસ નરોત્તમદાસ શાહ–ભરૂચ

૧. પિત્તપાપડો, લીંબડાની છાલ, ઉંદરકાની, સરગવાની છાલ, મોથ, વાયવડિંગ, વાળો, દેવદાર, એ સર્વે અધાં અધાં રૂપિયાભાર લઈ, ૧ાા શેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી રહે ત્યારે પાવાથી ૩ દિવસમાં રક્તાતિસાર મટે છે.

૨. દાડમછાલ રૂા. ૨). ભાર, સાકર રૂા. ૨) ભાર, સૂંઠ, પીપર, મરી, પીપળીમૂળ, ધાણા, જીરું, રૂા. ૦ાા અધાંભાર, વાંસકપૂર રૂા. એક આનીભાર, તજ વાલ ૨, તમાલપત્ર વાલ ૨, નાગકેશર વાલ ૨, એલચી વાલ ૨, સર્વને ઝીણું વાટી ચૂર્ણ કરી, દિવસમાં બે વખત ૦ા તોલો પાણી સાથે ફાકવાથી સાત દિવસમાં રક્તાતિસાર મટે છે.

૩. માટીનું એક વાસણ ધોઈ સાફ કરી ચૂલા ઉપર ચડાવવું. તે વાસણ લાલ થાય ત્યારે ઘી તોલા ૨) નાખી, તેમાં તોલા ૦ાા ભાર મેથી નાખી, વઘાર આવે કે છાશ શેર ૫ લઈ વઘારવી, અને તેમાં જૂના ચોખા તોલા ૧૦ (ચાર વર્ષના જૂના લઈને) નાખવા. પછી જીરું, હળદર અને સંચળ ૦ા રૂપિયાભાર લઈ, તેમાં નાખવું. પછી એની ખીર થાય ત્યારે રોગીને પાવી. આખા દિવસમાં એ ખીર સિવાય બીજું કાંઈ ખાવું નહિ. એ પ્રમાણે ૭ દિવસ ખાય તો સંગ્રહણી, અતિસાર અને લોહી પડતું હોય તો તે મટી જાય છે; પણ આ ખીર સિવાય બીજું કશું ખાવું નહિં.

## ૨૧–વૈદ્ય રવિકાન્ત અને શાંતિકાન્ત ઉદાણી–બાલંભા

૧. બૃહત્ ગંગાધર ચૂર્ણઃ–બીલાં, મોચરસ, કાળી પહાડ,

ધાવડીનાં ફૂલ, ધાણા, વાળો, સૂંઠ, મોથ, અતિવિષ, અફીણ, લોધર, દાડમનાં છોડાં, ઇંદ્રજવ, પારો, ગંધક એ સમ ભાગે લઈ, વાટી ચોખાના ધોવણ સાથે ૧ રતી આપવાથી ઝાડા બંધ કરે છે. આ ચૂર્ણ બાળકના ઝાડા પર વિશેષ અસર કરે છે.

૨. બાળકુટજાવલેહઃ-કડાછાલ ૮ તોલા, આઠગણા પાણીમાં ઉકાળી, ચોથો ભાગ શેષ રહે ત્યારે ગાળી, તેમાં અતિવિષ, કાળી પહાડ, જીરું, બીલાં, આંબાની ગોટલી, સુવા, ધાણા, મોથ; જાયફળ-એ સૌ એકેક તોલો મેળવી ધીમી આંચે પકાવી જ્યારે ગોળી વાળવા જેવું થાય ત્યારે એકેક વાલની ગોળી વાળી, દિવસમાં ૨ થી ૩ વખત, ચોખાના ચોવણ સાથે આપવાથી અતિસાર, આમ-શૂળ અને રક્તસ્રાવ મટે છે. બચ્ચાંને આ ગોળી વધારે માફક આવે છે. વિશેષ ઝાડા થતા હોય તો કર્પૂરાસવ ટીપાં ૫ અગર કેશરાદિ ચૂર્ણ ૦ાા રતી આપવું. બાળકને પેટમાં થતી વધરાવળથી ઝાડો થઇ પેટમાં દુખાવો થઇ રોયા કરતું હોય, દસ્ત સાદો અગર લોહી મિશ્રિત થતો હોય, તે ઉપર કેશરાદિ ચૂર્ણ સારો ફાયદો કરે છે.

કેશરાદિ ચૂર્ણઃ-(અમારી બનાવટ) કેશર, જાવંત્રી, જાયફળ, એલચી, અફીણ, સુવા, ગુંદર, બીલાં, એ સમાન ભાગે વાટી ચૂર્ણ કરવું. આ ચૂર્ણ વધુમાં વધુ ૧ વાલ સુધી આપીએ છીએ.

## ૨૨-વૈદ્ય શ્યામલાલ ગોવર્ધનરામ-ખાખરેચી

સૂંઠ, ભાંગ, બીલીનો ગર, બાવળનો ગુંદર, જાયફળ, મરી, એ સર્વ એકેક તોલો અને અફીણ માસા ૬ વાટી ચૂર્ણ કરી પાણી નાખી ચણા [illegible]વડી ગોળી વાળવી. સફેદ આમવાળા ઝાડામાં છાશ [illegible] સાથે આપવી. લાલ આમવાળા ઝાડામાં ચોખાના [illegible]માં અથવા દાડમમાં આપવી. મોટી ઉંમરનાને ટંકે એકથી બ ગોળી ને નાના બાળકને વય અને દરદના પ્રમાણમાં આપવી.

### ૨૩–મહારાજશ્રી મહાવીરદાસ જાનકીદાસ–ધોળકા

**અતિસાર માટેઃ**–ઓડી અજમોદ, જાવંત્રી, બીલાનો ગર, માયાં, એ સર્વે સમભાગે લઈ ખાંડી ચૂર્ણ કરી દર ત્રણ કલાકે ૦। તોલો ઠંડા પાણી સાથે ઝાડો બંધ થાય ત્યાં સુધી આપવું. આ ઉપાયથી સર્વ પ્રકારનાં ઝાડાનાં દરદ મટે છે. સંગ્રહણી પર આ દવા લાગુ પડશે, પણ જરૂર જણાય તો આ દવામાં સમભાગે ભાંગ ઉમેરવાથી વિશેષ ગુણ થશે.

૨. અજમો, સૂંઠ, ચિત્રકમૂળ, ભિલામાં, ઓડી અજમોદ, લીંડીપીપર, જીરું, શાહજીરું, જાવંત્રી, લોધર, આંબાની ગોટલી, કડાછાલ, શેકેલી હિંગ, નાગરમોથ, બીલાં, મોચરસ, ઈંદ્રજવ, એ સર્વ સમભાગે લઈ ચૂર્ણ કરવું. અને ચંચળ, સિંધવ, નવસાર એ દરેક દોઢ દોઢ ભાગ તે સાથે મેળવવું. (કાષ્ટાદિ એક તોલો હોય તો આ ક્ષાર દોઢ તોલો લેવાં) એ રીતે તૈયાર કરેલું ચૂર્ણ દિવસમાં બેથી ત્રણ વખત ફાકવું. તોલા ૦। થી ૦॥ દર ટંકે આપવાથી મરડો, સંગ્રહણી મટે છે.

### ૨૪–ડૉક્ટર દામોદર ગોપાળ રણદીવે–સુરત

**અતિસાર માટેઃ**–ઝાડો બંધ કરવા માટે જાયફળ, જાવંત્રી વરિયાળી, ખસખસ, એ સર્વે વાટી વસ્ત્રગાળ કરી અડધો તોલો ચૂર્ણ લેવાથી ઝાડો બંધ થાય છે તથા આમ બંધ થાય છે.

## संग्रहणीना केटलाक अनुभवसिद्ध उपायो

### ૧–વૈદ્ય ધીરજરામ દલપતરામ–સુરત

**મરડાની ગોળીઃ**–આંબાની ગોટલી, બીલીનો ગર, જાંબુના ઠળિયા, મોચરસ, વાળો, લોધર, હીમજી હરડે એ સર્વ સમભાગે લઈ વાટી વસ્ત્રગાળ કરી, પાણી સાથે ચણાપૂરની ગોળી

કરવી. ૧ થી ૨ ગોળી પાણી સાથે ખાવાથી મરડો મટી જાય છે.

## ૨-યતિશ્રી રવિહંસજી દીપહંસજી-સુરત

૧. **ગ્રહણી કપાટ રસઃ**-જાયફળ, જાવંત્રી, મોચરસ, હિંગળોક, સાકર, રાળ, મજીઠ, લાખ, સૂકા મરવા, કેરીની ગોટલી, બીલીનો ગર્ભ, પડવાસ, લોધર, ભાંગ, ગાંજો, મોથ, ઇંદ્રજવ, એ દરેક ચીજ ત્રણ ત્રણ તોલા, વંશલોચન તોલા ૪, તજ તોલા ૬, પીપર તોલા ૮, સુખડનો વહેર તોલા ૧૦, જીરું તોલા ૧૨, નાગકેશર તોલા ૧૪, વાળો તોલા ૧૬, કમળકાકડી તોલા ૧૮ અને કપૂર તોલા ૨૦ લેવું. ઉપલી તમામ વસ્તુ જુદી જુદી ખાંડી કપડછાણ કરવી. બાવળની છાલ અને પોસડોડા અડધો અડધો શેર લઇ તેને જુદા ૬ શેર પાણીમાં તેમાંનું એક શેર પાણી બાકી રહે ત્યાં સુધી ધીમી ધીમી આંચે ઉકાળી, તે કાઢા વડે ઉપલી દવા ખલમાં ઘૂંટવી. કપૂર અને હિંગળોક જુદાં જુદાં બારીક વાટી બાકીની દવાઓમાં મેળવવાં. કપૂરની એકેક ટીકડી લઈ ખલમાં યુક્તિથી ભાંગી, તેની અંદર દવા જે ખાંડેલી હોય તે મેળવતા જવી, નહિ તો ગાંગડી બાઝી જશે. બે એક દિવસ દવાનો ખલ ઉપલા કાઢામાં કરવો. સુકાયેથી વટાણા જેવડી ગોળી વાળવી ને છાંયે સૂકવવી.

ઝાડા, ઊલટી, (કોલેરા) સાદા ઝાડા, સંગ્રહણી, અતિસાર અને મરડો બંધ થાય છે. ૧ થી બે ગોળી દરેક ઝાડાઊલટી પાછળ, સાકર-ધાણાના પાણીમાં અથવા ઠંડા પાણીમાં ગળાવવી.

૨. **ઝાડાબંધની ગોળીઃ**-જાયફળ તોલો ૧, હિંગડો તોલો ૧, સંચળ તોલો ૧, તમામ ચીજ (દાડમ સિવાયની) બારીક વાટી ભૂકો કરવો. પછી મોટું દાડમ નંગ એક લાવીને તેની ડાગળી કાઢી તેમાં પેલો ભૂકો ભરવો. પછી તે ડાગળી બંધ કરીને તેના પર કપડમટ્ટી કરી, તે બફાય તેટલાંજ થોડાં છાણાંમાં બાફીને

ગરમ ગરમ તે દાડમ સાથેજ વાટી વટાણા જેવડી ગોળી કરવી. બરાબર વિચારીને દરદીને ૨ થી ૫ ગોળી (તે ઝાડે ફરી આવ્યા બાદ) દર ઝાડે આપ્યા કરવી. પાણી, સુખડનું પાણી તથા સાકર-ધાણાનું પાણી અને સાકર સાથે અપાય. ઊલટી થતી હોય તો નાળિયેરના કાચલાના ઘસારા સાથે વયના પ્રમાણમાં આપવી.

## ૩–વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર–સુરત

૧. દાડિમાદિ ગુટિકાઃ–જાવંત્રી તોલો ૧, જાયફળ તોલો ૧, લવિંગ તોલો ૧, અજમોદ તોલો ૧, હિંગ તોલો ૧, લસણ તોલો ૧, અફીણ બે આનીભાર એ સર્વને ખાંડી લીલાં દાડમ લાવી તેમાં આ મસાલો ભરી, કપડમટ્ટી કરી યુક્તિથી બાફવાં. પછી કપડમટ્ટી દૂર કરી, દાડમ સાથે ખૂબ ઝીણું વાટી, ચણીબોર જેવડી ગોળી દિવસમાં ૩ વાર ચોખાના ધોવણ અથવા મધ સાથે આપવાથી સંગ્રહણીમાં પેટના દુખાવા સાથે આમ–વાયુ થયું હોય તેને મટાડે છે.

૨. એક કળીનું લસણ લઇ તેને ચીરી તેમાં અફીણ ભરી, પછી પુટપાકની રીતે પકાવીને વાટીને મગ જેવડી ગોળીઓ કરવી. જૂના મરડાવાળાને પ્રથમ સૂંઠનો કવાથ કરી દિવેલ મેળવી પાવાથી કોઠો સાફ થાય, એટલે બબ્બે ગોળી પાણી સાથે આપવાથી તુરત મરડો બંધ કરી આમ વાયુને મટાડે છે. પથ્યમાં દહીંભાત ખાવો.

૩. હીમજી હરડેને દિવેલમાં તળીને ચૂરણ કરવું પછી તેમાંથી બબ્બે આનીભાર દિવસમાં ત્રણ વાર સાકર સાથે આપવાથી લોહી જળશ બંધ થાય છે.

૪. ઇસબગોલ (ઊંથતું જીરું) રાતે પાણીમાં પલાળી સવારે તેનો લુવાબ કાઢી સાકર નાખી પાવાથી લોહીખંડઝાડો મટી જાય છે.

૫. મોચરસ ૦। તોલો વાટી દહીં સાથે ખાવાથી લોહીવાળો ઝાડો મટે છે.

૬. બીલીનો ગર, મોચરસ, વાળો, આંબાની શેકેલી ગોટલી ધાવડીનાં ફૂલ, કડાછાલ અને અતિવિષ, એ સર્વે સરખે ભાગે લઇ ખાંડી વસ્ત્રગાળ કરી, બે આનીભાર ચૂરણ ચોખાના ધોવણ સાથે, મધ સાથે અથવા દહીંના પાણી સાથે ખવાડવાથી લોહીખંડવાળો મરડો-આમ મટે છે.

૭. લોહી ચૂરણઃ-પારો, ગંધક, સૂંઠ, મરી, પીપર, અજમો, જીરું, શાહજીરુ, સંચળ, સિંધવ, શેકેલી હિંગ, વરાગડું મીઠું. એ સર્વનું ચૂરણ કરી પારા ગંધકની કાજળી કરી તેમાં મેળવી સર્વની બરાબર શેકેલી ભાંગ મેળવી, વસ્ત્રગાળ કરી તેમાંથી એક એક વાલ છાશની સાથે અથવા પાણી સાથે આપવાથી શૂળયુક્ત સંગ્રહણી, પેટનું ચડવું, પાતળા ઝાડા વગેરે મટાડે છે. સંગ્રહણી કે અતિસારના દરદીને છાશનું સેવન કરાવવાથી જલદી ફાયદો થાય છે.

૮. જવાલામુખી નામની વનસ્પતિ થાય છે, તેનાં પાતરાં નંગ સાત તથા કાળાં મરી (તીખાં) નંગ સાત વાટીને છાશ સાથે પાવાં. એ પ્રમાણે સાત દિવસ સાત સાત પાતરાં આપવાં. એનાથી પેટમાં પુષ્કળ અગ્નિ વધે છે. જેમ ભૂખ લાગે તેમ છાશ પીવાની ભલામણ કરવી. પછી બીજા સપ્તાહમાં ચૌદચૌદ પાતરાં અને ચૌદ ચૌદ મરીના દાણા સાથે વાટીને આપવા. એ પ્રમાણે ત્રીજા સપ્તાહમાં એકવીસ પાતરાં અને એકવીસ દાણા કાળાં મરીના આપવા અને ખૂબ છાશ પાવી. એકવિસ દિવસમાં રોગી લગભગ અડધો મણ છાશ પીતો થાય છે. જેમ છાશ વધતી જાય તેમ અન્ન કમી કરતા જવું. પછી એજ પ્રમાણે ઊતરતાં જવું અને થોડું થોડું અન્ન આપતા જવું. એ પ્રમાણે બેતાળીસ દિવસના પ્રયોગથી સંગ્રહણીનો રોગ તદ્દન સારો થાય છે.

૯. કનકસુંદરરસઃ-હિંગળોક, મરી, ગંધક, પીપર, ટંકણખાર, વછનાગ, ધંતૂરાનાં બીજ એ સરખે ભાગે ચૂરણ કરી

લઈ ભાંગનાં કવાથમાં એક દીવસ ઘૂંટી, ચણા જેટલી ગોળી વાળી દિવસમાં ત્રણ વાર એક એક ગોળી પાણી સાથે આપી, છાશભાત ખાવા આપવાથી તાવવાળી સંગ્રહણી અને અતિસાર મટી જાય છે.

૧૦. શંખભસ્મ તથા સિંધવખાર સરખે ભાગે લઈ મધ સાથે ૦। તોલો ચાટવાથી, સંગ્રહણી ઉપર સારી અસર કરે છે અને છાશ સાથે આપવાથી ગુલ્મ તથા શૂળ ઉપર સારી અસર કરે છે.

## ૪–સાધુ ગંગાદાસજી સેવાદાસજી–સુરત

મરડાની ગોળીઃ–હિંગ તોલો ૧, કાથો તોલો ૧, અફીણ તોલો ૧, તુળશીનાં પાતરાં લીલાં તોલો ૧, એ ચારેને ઘૂંટી મગ જેવડી ગોળી વાળી, મરડાવાળાને પ્રથમ દૂધ ગરમ કરીને તેમાં દિવેલ નાખીને જુલાબ આપવો. પછી બીજે દિવસે બબ્બે ગોળી દિવસમાં બે વાર પાણી સાથે આપી, છાશભાત ખવડાવવાં. ત્રણ દિવસમાં મરડો બંધ થશે.

## ૫–વૈદ્ય મણિલાલ ગણપતિશંકર ભટ્ટ–સુરત

જાયફળ, ટંકણ, ગંધક, જીરું અને અફીણ એ સરખે વજને લઈ, વાટી બારીક ચૂર્ણ કરી, એક સારા મોટા દાડમનાં બીજ ચૂરણનાં વજને મેળવી, ખલ કરવો. જયારે ઘુંટાઈને લોચો થાય ત્યારે તે બીજા દાડમમાં ભરી તેના ઉપર ઘઉંની કણકનો લેપ કરી, બશેર છાણાંમાં પુટપાક કરવો. ભઠ્ઠી ઠંડી પડ્યા પછી તેમાંનો માવો કાઢી, મગના દાણા જેવડી ગોળીઓ બનાવી, તેમાંની ગોળી ગંગાધર ચૂર્ણ સાથે દરરોજ ૩ વખત ત્રણ ત્રણ ગોળી આપવી. આથી સંગ્રહણીના ઝાડા મટી જશે.

## ૬–એક વૈદ્યરાજ જેમનું નામઠામ મળ્યું નથી

૧. હીમજ, ઓથમી જીરું (ઇસબગુલ)ને વરિયાળી એ ત્રણે સમાન ભાગે લઈ માટીની ઠીબમાં શેકી ચૂર્ણ કરવું. તેમાંથી ૪ થી

૮ વાલ દરેક વખતે પાણી સાથે આપવાથી ઝાડો તથા મરડો મટે છે.

૨. સૂંઠનું બારીક ચૂર્ણ તોલો ૧ તથા ઘી તોલા ૨ લઈ ઘીને ખૂબ ગરમ કરી ધુમાડા નીકળવા માંડે ત્યારે તેમાં સૂંઠનું ચૂર્ણ નાખી હલાવી જરા રાતો રંગ પકડે ત્યારે ઉતારી તે વાસણ જેમનું તેમ રહેવા દેવું. ઠંડું થાય કે ઉપરથી ઘી નિતારી રોગીને પાવું. જેથી ઝાડા કે મરડામાં પવન બંધ થવાથી પેટમાં ન સહન થઈ શકે તેવી આંકડી આવે છે તે તુરતજ મટી જાય છે.

## ૭-વૈદ્ય પુરુષોત્તમ બેચરભાઈ યાજ્ઞિક-કાલોલ

અફીણ ૧ પાવલીભાર, ઊંચી જાતનો કોડિયો લોબાન અડધા રૂપિયા ભાર અને સાકર તોલો ૦॥ એને વાટી બારીક કરી થોડું પાણી કરી ખૂબ ઘૂંટી, તેની મગના દાણા પ્રમાણે ગોળીઓ બનાવી છાંયામાં સૂકવવી. આ ગોળીથી ગમે તેવો સખત મરડો તથા તેની ચૂંક, અમળાટ વગેરે ફક્ત એકજ દિવસમાં મટે છે. દિવસમાં ત્રણ વાર એકેક ગોળી પાણી સાથે આપવી. બચ્ચાંને ૦॥ ગોળી આપવી. ઘણા રોગી સારા થયા છે.

## ૮-વૈદ્ય ચૂનીલાલ જેકિશનદાસ ચટપટ-સુરત

હિંગ માસો ૧, રૂમીમસ્તકી માસો ૧, ગૂગળ માસો ૧, અફીણ રતી ૪ને ખારેક નંગ ૨ લઈ પ્રથમ ખારેકને દૂધમાં ભીંજાવી ફૂલી જાય ત્યારે તેમાંથી ઠળિયો કાઢી નાખી, ઉપલી તમામ દવાને બારીક વાટી ખારેકમાં ભરવી. બાદ ખારેક ઉપર જરા સૂતર લપેટી તેના ઉપર ઘઉંના લોટનું પડ ચડાવી ગોળો વાળવો. તે ગોળાને ભરસાળમાં બાફી, લોટનું પડ કાઢી નાખી, ખારેક અને દવાને ભેગાં વાટી ચણા જેવડી ગોળી કરવી. તેમાંથી મરડાવાળાને ૧ થી ૨ ગોળી સવારે દહીંના મઠા સાથે ને સાંજે વરિયાળીના અર્ક સાથે આપવી. સંગ્રહણીવાળાને સવારે મઠા સાથે

ગોળી આપ્યા બાદ એક કલાક પછી ૧ થી ૨ તોલા માખણ ખવાડવું ને સાંજે તો વરિયાળીના અર્ક સાથેજ આપવી. આ ગોળીથી મરડો તથા સંગ્રહણી વગેરે ઝાડાના રોગો જેને કોઈ દવાથી ફાયદો નથી થતો, તેને ઈશ્વરકૃપાથી ફાયદો થાય છે.

## ૯–પ્રભાશંકર ભ. ભટ્ટ–ભાવનગર

ગળોસત્ત્વ વાલ ૧, શુંદર વાલ ૨, મોરથૂથુ રતી ૧, એ સર્વ એકત્ર કરી ૬ ગોળી બનાવી, ત્રણ ત્રણ કલાકે એકેક ગોળી આપવાથી, લાંબા વખતનો મરડો, રક્તાતિસાર અને આમાતિસાર સારા થયાનું અનુભવેલ છે.

## ૧૦–વૈદ્ય છગનલાલ લલ્લુભાઈ–ડભોઈ

ડુંટીએ થોરનું દૂધ ભરવાથી મરડો અને સંગ્રહણી અટકે છે. એમ કરવાથી જો ફોલ્લા ઊઠે તો ઘી ચોપડવું.

## ૧૧–વૈદ્ય છગનલાલ આત્મારામ–સુરત

ચૂર્ણઃ–સુવા તોલો ૧, મેથી તોલો ૧, પીપર તોલો ૧, પીપળીમૂળ તોલો ૧, અકલગરો તોલો ૧, અજમો તોલો ૧, અજમોદ તોલો ૧, સૂંઠ તોલો ૧, કોલમ તોલો ૧, મરી તોલો ૧, ષડકચૂરો તોલો ૧, શેકેલી હિંગ તોલો ૦।।, ફુલાવેલો હિંગડો તોલો ૦।।, લવિંગ તોલો ૦।।, તજ તોલો ૦।।, વાયવડિંગ તોલો ૦।।, સર્વને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી, દિવસમાં ૩ વખત પાવલી પાવલીભાર, પાણી સાથે ફાકાડવું. સંગ્રહણી તથા સુવારોગ મટે છે.

## ૧૨–વૈદ્ય આણંદજી અને પીતાંબર રાજગોર–ઉના

સંગ્રહણી માટે પંચામૃત પર્પટી સવારસાંજ એકેક વાલ અને લોહી ચૂર્ણ બબ્બે આનીભાર, ગાયના દહીંમાં અથવા જાડી છાશમાં આપીને સારું થતાં સુધી દરદીને ભોજનમાં છાશ ઉપર રાખીએ છીએ.

## ૧૩-વૈદ્ય નંદરામ પ્રાગજી-નાગેશ્રી

**અમૃતપ્રાશનઃ**-સૂંઠ, પીપર, હળદ, આંબાહળદર, મોથ ચીતરો એ સમભાગે ને તેનાથી ચારગણું ત્રિફળાં લઈ વાટીને ચટણી બનાવવી. તેમાં શુદ્ધ ભિલામાં નંગ ૧૦૦) કાળી અતિવિષ, ત્રિફળા, વાવડિંગ, સિંધવ, ચીતરો, સૂંઠ, પીપર, તજ, તમાલપત્ર, એલચી એટલાનું ચૂર્ણ કરી, સર્વને એકત્ર કરી તેમાં ઘી તથા ગાળ માફકસર નાંખી એકેક તોલાના લાડુ કરવા. રોગીની શક્તિ પ્રમાણે આપવાથી અર્શ, ગ્રહણી, ભગંદર, અરુચિ, વાયુ ગુલ્મ, પ્રમેહ, શૂળ, કૃમિને ટાળે છે અને પાંડુ માટે તો ખાસ રસાયનરૂપ છે. કોઢમાં પણ ઠીક ફાયદો કરે છે.

સૂંઠ, અતિવિષ, મોથ, કાળી પહાડ, બીલીનો ગર્ભ, રસવંતી, કડાછાલ, ઇંદ્રજવ, કડુ, ધાવડીનાં ફૂલ-સમભાગે લઇ, ચૂરણ કરી પિત્તથી થયલી ગ્રહણી, રક્તાર્શ, પ્રવાહિકા અતિસાર, દરેક જગ્યા પરથી પડતું લોહી ઇત્યાદિ ઉપર મધ અને ચોખાના પાણી સાથે આપવું. એનાથી તત્કાળ ફાયદો થાય છે. પણ ગૃહણીવાળાને અન્ન તો આપવુંજ નહિ,

**ગ્રહણીગંજન ગુટિકાઃ**-શુદ્ધ રસકપૂર, લવિંગ, તામ્રભસ્મ, લોહભસ્મ, અભ્રખભસ્મ, ગંધક, સાકર, કેશર અને સુખડ, સમભાગે ચૂર્ણ કરી ધંતૂરાના રસમાં વાટી, મગ જેવડી ગોળી કરવી. એ ગોળી ૪ તથા દાડિમાદિ ગુટિકા ૧, બંને વાટી આદાના રસમાં મધ મેળવી સાંજસવાર આપવી અને કેવળ છાશજ પાયા કરવી. દાડમ વગેરે ફળો ખાવાની છૂટ છે. એનાથી ભયંકર સંગ્રહણી પણ મટે છે.

## ૧૪-વૈદ્ય બાલાશંકર પ્રભાશંકર-નાંદોદ

૧. અફીણ તોલો ૦ા, ભાંગ તોલો ૧, પોસડોડા તોલો ૫, મેથી તોલા ૫, સુવા તોલા ૫, રાઇ તોલા ૫, આ પાંચ રકમને ઘીમાં

શેકી ફાકી કરી ०॥ રૂપિયાભાર પાણી સાથે ફાકે તો ઝાડા, મરડો, મટે છે. ગમે તેવો સુવાવડી સ્ત્રીનો ઝાડાનો રોગ પણ જરૂર મટે છે.

૨. સૂંઠ તોલો ०॥, સાકર તોલો ०॥ અને જાયફળ એક આનીભાર સૂંઠને પાણીમાં ઘસવી. સાકરને ઝીણી વાટવી. જાયફળ તેમાં વાટવું અને તેને વાડકીમાં ગરમ કરવું. ઠંડું પડયેથી પાવું. તેથી ઝાડો બંધ થાય છે અને પેટમાંથી દુખાવો મટી મરડો મટે છે.

## ૧૫–વૈદ્ય કચરાલાલ જેઠાલાલ ગાંધી–પાટણ

શરૂઆતમાં થનાર મરડાને હીમજ ઝીણી ખાંડી કપડછાણ કરી તેમાંથી ०। રૂપિયાભાર, મધ સાથે ચટાડવી. એ પ્રમાણે ૩ દિવસ કરવાથી મરડો મટી જશે. પહેલે દિવસે ઝાડો વધારે થાય તો ગભરાવું નહિ. દરદીને દહીં અને ચોખા ખાવા આપવા અથવા બાજરીનો રોટલો ખાવા આપવો.

## ૧૬–વૈદ્ય કેશવલાલ હરિશંકર ભટ્ટ–કાપોદરા

પાકાં કોઠાંનો ભૂકો ૮, સાકર ૬, અજમોદ ૩, પીપર ૩, બીલીનો ગર્ભ ૩, ધાવડીનાં ફૂલ ૩, દાડમનાં છોડાં ૩, ડાંસરા ૩, સંચળ ૧, નાગકેશર ૧, ધાણા ૧, તજ ૧, તમાલપત્ર ૧, મરી ૧, અજમો ૧, ગંઠોડા ૧, નેતરની ગાંઠો ૧ અને એલચી ભાગ ૧, લઈ સર્વને બારીક વાટી ૧ પૈસાભાર ચૂર્ણ, ગાયની છાશમાં ભેળવીને સવારસાંજ પાવાથી સંગ્રહણી અને ઝાડાના રોગ મટી જાય છે, એવો મારો ખાસ અનુભવ છે,

## ૧૭–વૈદ્ય રવિકાન્ત અને શાંતિકાન્ત ઉદાણી–બાલંભા

૧. કર્પૂરાસવઃ–(ભૈષજ્ય રત્નાવલિ) ઉત્તમ દારૂ ૮૦૦ તોલા, બરાશ ૬૪ તોલા, નાની એલચી, મોથ, સૂંઠ, અજમો, બીલાં, એ આઠ આઠ તોલા, એ સૌ પ્રથમ રીઢા માટીના વાસણમાં દારૂ

નાખી, તેમાં બરાસ વાટી મેળવવો. ત્યાર બાદ એલચી વગેરેને બારીક વાટી તેમાં મેળવી, માટીથી મોઢું બૂચ બંધ કરી એક માસ રાખી મૂકવું. ત્યાર બાદ ગાળી શીશીમાં ભરી રાખવું. માત્રા તોલો અડધાથી દોઢ પાણી સાથે લેવાથી કૉલેરા, અતિસાર, અગ્નિમંદ વગેરે મટે છે.

૨. કર્પૂરાસવઃ-(અમારી બનાવટ) રેકટીફાઈડ સ્પિરિટ શેર ૧, બરાસ તોલા ૮, એલચી, સૂંઠ, અજમો, મોથ, બીલાં, એક એક તોલો લઈ પ્રથમ એક સ્ટૉપર બાટલીમાં સ્પિરિટ નાખી બરાસના કટકા કરી હલાવવાથી ઓગળી જશે. ત્યાર બાદ તેમાં એલચીવાળું ચૂરણ નાખી બાટલી બંધ કરી સાત દિવસ સુધી રાખવું. (દરરોજ હલાવવું ) ત્યારબાદ ગાળી શીશીમાં ભરવું. માત્રા દિવસમાં બેથી ત્રણ વખત ૧૫ ટીપાં પાણી સાથે વાપરવાથી અતિસાર તથા ઊલટી મટે છે. અજીર્ણમાં ટીપાં ૧૫ દર ત્રણ કલાકે પાણી સાથે લેવાં. ઊલટી હોય તો એલચી મોટી બેઆની ભાર બારીક વાટી એક રૂપિયાભાર પાણીમાં બે કલાક પલાળી તે પાણી સાથે આપવો. લોહીનો ઝાડો-પેરુ હોય તો ટીપાં ૧૫ દિવસમાં ત્રણ વખત કુટજાદિકષાય સાથે આપવો. સાદો ઝાડો, પેટમાં ખળભળાટ ને પેઢુમાં દુખાવો હોય તો ટીપાં ૧૫ કેશરાદિ ગોળી સાથે આપવો. કૉલેરામાં ટીપાં ૧૫ બબ્બે કલાકે રોગીની સ્થિતિ પ્રમાણે આપવો. કર્પૂરાસવની અમારી બનાવટ ઉપરના રોગમાં ઘણો સારો ફાયદો કરે છે, અમે છૂટથી ઉપયોગ કરીએ છીએ. ઊલટી, અતિસાર, કૉલેરા, દરિયાઈ મુસાફરીથી થતા રોગ, શીતાંગ વગેરે રોગમાં આબાદ કામ કરે છે.

૩. કેશરાદિ ગોળીઃ-(અમારી બનાવટ) કેશર, જાયફળ, એલચી, સૂંઠ, લવિંગ, અફીણ, હિંગળોક-સરખા ભાગે લઈ .રીક વાટી, અફીણ છોડ (પોસડોડા) તોલા સાડાત્રણનો અષ્ટાવશેષ કવાથ કરી તેની સાથે વાટી, રતી એકની ગોળી વાળવી. ગોળી

એક દિવસમાં બેથી ત્રણ વખત ચોખાના ધોવણમાં આપવાથી અતિસાર મરડો, પેટનો દુખાવો પેટમાં ડાબી બાજુએ ખાધા પછી તથા ઝાડા થતા પહેલાં થતો ખળભળાટ તથા પ્રવાહિકા મટે છે.

૪. કુટજાદિકૃપાય (પ્રવાહી સત્ત્વ અમારી બનાવટ) આંબા ગોટી, ઇંદ્રજવ, કડાછાલ, દાડમની છાલ, ધાવડી, બીલાં, ભાંગ, માયાં, મોચરસ, રાળ, લોધર, વાળો, ખસખસ એ સર્વે એક એક તોલો લઇ બારીક ખાંડી, પાણી શેર ૩ા નાખી રાત્રે પલાળી સવારે ઉકાળવું. ચોથા ભાગનું બાકી રહે ત્યારે ગાળી લેવું. તેને બીજા વાસણમાં નાખી ઉકાળવું. બળતાં ચોથો ભાગ શેષ રહે ત્યારે ઉતારી તેમાં તેટલુંજ મધ મેળવી શીશીમાં રાખવું. માત્રા તોલા ૦ા થી ૧ દિવસમાં બેથી ત્રણ વખત પાણી અગર ચોખાના ધોવણ સાથે આપવાથી અતિસાર, લોહી, જળશ, આમ, પ્રવાહિકા વગેરે પર ઘણું સારું કામ કરે છે. અફીણની બનાવટ અનુકૂળ ન હોય ત્યાં એકલો આ કપાય આપી શકાય છે. બાળકને થતી ગ્રહણી ઉપર ઘણું સારું કામ કરે છે. જ્વરાતિસાર ઉપર અપાય છે.

૫. મરીચ ચૂર્ણઃ-(અમારી બનાવટ) મરચાં રાતાં બી કાઢીને શેર ૦ા તાવડીમાં બાળવાં. સાવ બળી નહિ જાય તે ધ્યાનમાં રાખવું. બારીક વાટી વાલ ૪ દિવસમાં બેથી ત્રણ વખત દહીં તોલા ૧૦ સાથે આપવાથી, ત્રણ દિવસમાં લોહીનો ઝાડો તથા પરુ મટે છે. ખોરાકમાં વઘારેલા ચોખા ને દહીં ખાવું. આમ ઉપરાંત લોહી તથા પરુ પડે છે તે પર પણ ઘણું સારું કામ કરે છે. તાવ હોય તો આ ચૂર્ણ આપવું નહિ. એનાથી ન મટે તો સાથે કેશરાદિવટી તથા અજાજ્યાદિ ચૂર્ણ આપી શકાય છે.

૬. અજાજ્યાદિ ચૂરણઃ-(રત્નાવલિ:) જીરું અડધા રૂપિયાભાર, અર્કમૂળની છાલ તોલો ૧, જવખાર, તોલો ૦ા, અફીણ

તોલો ૦।, મોથ તોલો ૦॥, એ બારીક વાટી ચૂરણ કરવું. રતી બે બે ત્રણ વખત ચોખાના ધોવણ સાથે આપવાથી ગ્રહણી, અતિસાર, રક્તાતિસાર તથા મરડો મટે છે.

## ૧૮–વૈદ્ય ડાહ્યાભાઇ બાજીભાઈ–સાયણ

શંખભસ્મ વાલ ૧, સિંધવ વાલ ૧–એ બે સાંજસવાર મધમાં ચાટવાથી સંગ્રહણી મટે છે. પથ્યમાં મોળી છાશ આપવી. શલને વાટી ગોળમાં ચણીબોર જેવડી ગોળી વાળી સવારસાંજ એક એક ગોળી પાણી સાથે ખાવાથી સંગ્રહણી મટે છે.

## ૧૯–વૈદ્ય મનસુખલાલ લલ્લુભાઇ જાની–સુરત

અષ્ટકાદિ ગુટિકાઃ–અફીણ, જાયફળ, ખારેક, ખારેકનો ઠળિઓ કાઢી તેમાં વટાણા જેટલું અફીણ તથા બે વાલ જાયફળ ભરી, ઘઉંના લોટનો આજુબાજુ લેપ કરી, ભરસાળમાં પકાવી, લેપ ઉખેડી ખરલમાં ખલી વટાણા જેવડી ગોળીઓ વાળવી. એકથી પાંચ વરસનાને ૦। ગોળી પાંચથી દશ વરસનાને અડધી પછી મોટી ઉંમરના માટે એક ગોળી; ચાહ, પાણી, દહીં, મલાઈ પૈકી કોઇ પણ અનુપાન સાથે લેવાથી મરડો, અતિસાર અને સંગ્રહણીને મટાડે છે, પરેજીની જરૂર નથી. રોગની પરેજી કરાવવી.

## ૨૦–વૈદ્ય રઘનાથસિંગ ગયાદીન–સુરત

૧. સંગ્રહણી કપાટવટીઃ–ખેરશાલ, જાવંત્રી, ખોરાસાની અજમો, ખડી, બીલીનો ગર, મોચરસ, અફીણ, મરડાસિંગ, કાયફળ, હિંગળોક, પોસ્તડોડા, ભાંગ, જાયફળ એ સમભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી, ખાટા દાડમના રસમાં એક દિવસ ખલીને ચણા જેવડી ગોળીઓ વાળવી. અતિસાર તથા સંગ્રહણીવાળાને છાશ સાથે દિવસમાં ત્રણ વખત ગોળી એકથી બે દર વખતે આપવાથી ફાયદા થાય છે

૨. જાતિફળાદિ ગુટિકાઃ–જાયફળ, અફીણ, ખારેકનો ભૂકો એને પાણી સાથે એક દિવસ ખલ કરી, રતીપૂરની ગોળી વાળી, અતિસારવાળાને દિવસમાં ત્રણ વાર છાશ કે દહીંના મઠા સાથે એક એક આપવાથી ફાયદો કરે છે.

## ૨૧–વૈદ્ય દેવજી આંસુ–કોડાય

જાંબુઅવલેહઃ–જાંબુનાં પાકાં ફળ લઇ, સાફ કરી તેનો રસ કાઢી વસ્ત્રથી ગાળી, રસથી ચોગણી સાકર નાખી પાક કરવો. તેની માત્રા તોલો ૧, મલાઇ, માખણ, દૂધ કે ઘીમાંથી કોઇ પણ અનુપાન સાથે આપવાથી સંગ્રહણી, ગળાનો સોજો, ઇન્દ્રલુપ્ત, પ્રદર, રક્તશ્વેત પ્રમેહ, કડકી, જીર્ણજ્વર, સાકરિયો પ્રમેહ, મુદતિયો તાવ, અશક્તિ વગેરે એનાથી મટી જાય છે. તથા શક્તિ આવે છે. આ અવલેહ પથ્ય ખોરાક સાથે ઘણા લાંબા દિવસ સેવન કરવાથી ઉપર લખેલા રોગો મટે છે.

## ૨૨–વૈદ્ય મગનલાલ વિજભૂખણદાસ–સુરત

મરડોઃ–ત્રણ કળીઓ મોટા લસણની, એલચી તોલો ૧, જાયફળ નંગ ૧, અફીણ બે આનીભાર, હિંગ છ આનીભાર અને ઘાડવાનું ચોખ્ખું ઘી અધોળ લઇ, પ્રથમ ઘી ગરમ કરી લસણની કળી છોલીને નાખવી. ત્રણ મિનિટ રહી એલચી નાખવી, ૪ મિનિટ રહીને જાયફળ તથા અફીણ નાખવું; પાંચ મિનિટ રહીને હિંગ નાખવી, પછી બે મિનિટ રાખી ઉતારી લેવું. પછી નીતરતું ઘી કાઢી લઇ મસાલો વાટવો અને પાછું તેજ ઘી મેળવીને ઘૂંટવું. એમાંથી મોટા માણસને ચણાપૂર આપવાથી મરડો મટે છે. તેજ પ્રમાણે બળ જોઈ નાના બાળકને પણ આપી શકાય છે.

## ૨૩–એક વૈદરાજ જેમનું નામઠામ મળ્યું નથી

સંચળ તોલો ૧, અફીણ તોલો ૧, ઊંચી હિંગ તોલો ૧;

લસણ છોલેલું તોલો ૧, સૂંઠનો વસ્ત્રગાળ ભૂકો તોલા ૪, બધાં ઔષધોને સાથે વાટી, કાગદી લીંબુના રસમાં ખૂબ ઘૂંટી એકેક વાલની ગોળી કરી, એકેક ગોળી સવારસાંજ ગાયનું દહીં, છાસ અથવા પાણી સાથે આપવાથી જૂના કે નવા ઝાડા, દોષજન્ય અતિસાર, અજીર્ણ અતિસાર, આમાતિસાર, રક્તાતિસાર, મરડો વાયુ કે કૃમિના ઝાડા મટે છે. આ ગોળી અસાધ્ય ઠરેલી સંગ્રહણી ઉપર કદી નિષ્ફળ ન નીવડે એવી છે. પંચામૃત પર્પટી તથા ગ્રહણી કપાટરસ જે રોગી ઉપર નિષ્ફળ નીવડેલા તેવા ઘણા રોગી આ ગોળીથી સારા થાય છે. પરેજીમાં ઘઉંનો ખોરાક, વાસી અન્ન, ખીચડી અને મૈથુનનો ત્યાગ કરવો.

## ૨૪–વૈદ્ય રાઘવજી માધવજી–ગોંડલ

૧. હરડે, સૂંઠ, મોથ અને ગોળ, એની ગોળી આપવાથી મરડો તથા આમવાયુ મટી દસ્ત સાફ આવે છે.

૨. ચિત્રક, નાગકેશર, કાળાં મરી, પીપળીમૂળ, દેવદાર, અતિવિષ, હીમજ, તજ, સુવા, ધાણા, સિંધવ–એને વાટી વસ્ત્રગાળ કરી ૦। તોલો સાંજસવાર છાસ સાથે ફાકવાથી, ઝાડામાં પડતા આમને અટકાવી આમ સંગ્રહણી મટાડે છે.

## ૨૫–વૈદ્ય ઉમિયાશંકર બાપુભાઈ–વીરમગામ

અતિવિષનું ચૂર્ણ વાલ ૧ અને શંખભસ્મ વાલ ૦॥ દહીંમાં સાકર મેળવી, ઉપરની પડીકી દિવસમાં ૩ વાર આપવાથી ઝાડાના સખ્ત વેગમાં એકદમ ફાયદો આપે છે. દિવસમાં પચ્ચીસ અગર તેથી વધુ થતા ઝાડાના વેગને એકદમ અટકાવવામાં સારું કામ કરે છે, તેમજ મરડાને પણ મટાડે છે.

## ૨૬–માસ્તર નરભેરામ હરજીવન–નવાગામ

શુદ્ધ ઝેરકોચલાનું ચૂર્ણ ૨ રતીભાર, લોહભસ્મ વાલ ૧

અને નાગરમોથ વાલ ૪, મેળવી પાણી સાથે સવારસાંજ ફકાડવાથી સંગ્રહણી મટે છે.

## ૨૭–વૈદ્ય અંબારામ શંકરજી પંડ્યા–વાગડ

૧. શુદ્ધ પારદ, ગંધક, વછનાગ, સૂંઠ, મરી, પીપર, ફુલાવેલો ટંકણ, લોહભસ્મ, બોડીઅજમોદ, અફીણ એ એકેક તોલો, અબરખ ભસ્મ તોલા ૧૦, તમામને મેળવી ચિત્રકના કાઢામાં ૩ કલાક ઘૂંટી, મરી જેવડી ગોળી કરી, દિવસમાં ૪ થી ૬ ગોળી આપવાથી સંગ્રહણી તથા અજીર્ણ અવશ્ય મટે છે.

૨. પારો, ગંધક, કોડીભસ્મ, સૂંઠ, મરી, પીપર, ફુલાવેલો ટંકણખાર એ સર્વ સમભાગે લઇ, લીંબુના રસમાં ચણીબોર જેવડી ગોળી વાળી, મરી તથા મધ સાથે ચાટવાથી સંગ્રહણી મટે છે.

૩. લાહી ચૂર્ણ:–તજ, એલચી, તમાલપત્ર, સૂંઠ મરી, પીપર, હરડાં, બહેડાં, આમળાં, પારો, (હિંગળોકમાંથી કાઢેલો) ગંધક, અજમોદ, વરિયાળી, વાવડિંગ, ધાણા, હળદર, બીલી, ચિત્રાછાલ, જીરું, લવિંગ, ગજપીપર, મરેઠી, પંચલવણ, (સિંધવ, સંચળ, બીડલવણ, બંગડીખાર ને મીઠું) કાચકાંના ગોળા, હિંગ, મોચરસ, સાજીખાર, જવખાર; એ સર્વથી ચોથે ભાગે ભાંગ લેવી. તે સર્વે ખાંડી ચૂર્ણ કરવું. તેમાંથી બે આનીભારથી પાવલીભાર સુધી, છાશ સાથે આપવાથી સંગ્રહણી મટે છે.

## ૨૮–વૈદ્ય પ્રાણલાલ દોલતરામ–કપડવણજ

**પંચામૃત પર્પટીરસ:**–(ભૈષજ્ય રત્નાવલિ) તથા તે સાથે કોઈ પણ દીપનપાચન ચૂર્ણનો ઉપયોગ કરવો. ખોરાકમાં ફક્ત છાશ આપવી. પિત્તપ્રધાન પ્રકૃતિવાળાને રસપર્પટી (ભાવપ્રકાશ) કે સુવર્ણ પર્પટીરસનો ઉપયોગ કરવો. ખોરાકમાં દૂધભાત આપવાં.

## ૨૯-વૈદ્ય શ્યામચંદ ગોવર્ધનરામ-ખાખરેચી

સૂંઠને ઘીમાં શેકી રાતી થયે કાઢી લઈ, તેના વજન જેટલી સાકર મેળવી ચૂર્ણ કરવું. તે ચૂર્ણ ઉંમરના પ્રમાણમાં આપવાથી મરડો અને આમથી થયેલી વિક્રિયાઓનો ચમત્કારિક રીતે નાશ થાય છે.

## ૩૦-મહારાજશ્રી મહાવિરદાસ જાનકીદાસ-ધોળકા

રેચ બંધ કરવાનો ઉપાયઃ-કડાયો ગુંદર તોલો ાા વાટી પાશેર દહીંમાં થોડા કલાક પલાળી, તેમાં ત્રણ તોલા સાકર મેળવી ખાવાથી ગમે તેવો ભયંકર રેચ હશે તો પણ બંધ થશે. આ ઉપરાંત અતિશય રેચ લાગ્યાને પરિણામે થયેલી આંતરડાની હરકતો પણ મટશે. આ ઉપાય નેપાળાના સખત જુલાબથી થયેલી હરકતોને મટાડવા અતિ ઉપયોગી છે. કઢાયા ગુંદરને બદલે ઓથમીજીરાનો પ્રયોગ કરવાથી પણ ફાયદો થાય છે.

## केटलाक वैद्योना अर्शना अनुभवसिद्ध उपायो

### ૧-વૈદ્ય ધીરજરામ દલપતરામ-સુરત

૧. ગરમાળાનાં પાતરાં નંગ ૫ તથા કાળાં મરીના દાણા નંગ ૭ એ બેને પાણીમાં ઝીણાં વાટી, સાકર નાખી દિવસમાં બે વાર પાવાથી થોડા દિવસમાં સઘળી જાતના હરસ મટે છે.

૨. લેપઃ-લીંબોળી તોલો ૧, રસવંતી તોલો ૧, સોનાગેરુ તોલો ૧, કપૂર તોલો ૧, એને ઝીણાં વાટી પાણી સાથે મેળવી આ લેપ હરસ ઉપર ચોપડવો. અથવા આ ચારે વસ્તુને દિવેલમાં વાટી મલમ જેવી બનાવી ચોપડવી, જેથી હરસ બેસી જાય છે.

૩. લેપઃ-વરકી હરતાલ તોલો ૧, સફેદ કાથો તોલો ૧,

ઝીણો વાટી સો વખત પાણીએ ધોયેલા ઘીમાં મેળવી ચોપડવો. તેમજ હરતાલને દિવેલમાં મેળવી ચોપડવાથી પણ હરસ મટે છે.

## ૨–વૈદ્ય બાલકૃષ્ણ રતનેશ્વર–સુરત

૧. મરી, પીપર, ઉપલેટ, કુલીજન, સિંધવ, જીરું, સૂંઠ, ઘોડાવજ, હિંગ, વાયવડિંગ, હીમજીહરડે, ચિત્રો, અજમો–એ સર્વે બારીક વાટી ગૉળમાં બોર પ્રમાણે ગોળી વાળી ગરમ પાણી સાથે દિવસમાં ત્રણ વખત એક એક ગોળી આપવાથી વાયુના હરસ નરમ પડી જાય છે.

૨. ગળોસત્ત્વ તોલા ૫, રાતું નાગકેશર તોલા ૫, ટાટના કોથળાની રાખ તોલા ૫, એનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી બબ્બે આનીભાર દિવસમાં બે વાર માખણ તથા સાકર સાથે આપવાથી ત્રણ દિવસમાં લોહી પડતું બંધ થાય છે. જરૂર જણાય તો વધારે દિવસ આપવું.

૩. ઇંદ્રજવનો કવાથ કરી મધ નાખી દિવસમાં બે વાર આપવો અને ઉપર મગની દાળ અને ભાત ખવડાવવો, જેથી પિત્તના હરસ નરમ પડી જાય છે.

૪. કાળીજીરી તોલા ૫ લઈ અધી શેકવી, અધી કાચી રાખીને તેનું ચૂર્ણ કરી તેના ત્રણ ભાગ કરી ત્રણ દિવસ સુધી ચોખાના ધોવણ સાથે આપવાથી પિત્તના અર્શની શાંતિ થાય છે.

૫. ઇંદ્રજવ, અતિવિષ અને રસવંતી સરખે ભાગે લઈ ચૂરણ કરી મધમાં કાલવી, ચોખાના ધોવણ સાથે ત્રણ દિવસ તોલો તોલો આપવાથી અજાયબ ચમત્કાર બતાવે છે.

૬. મલમઃ–અફીણ વાલ ૨, કપૂર તોલો ૦ાા અને માખણ તોલા ૪ મેળવી ચોપડવાથી હરસના મસા ચીમળાઈ જાય છે, એટલે ગુદાનું દરદ નરમ પડી જાય છે.

૭. લીંબડાની સૂકી લીંબોળી તોલો ૧ લઈ, ચાર તોલા તેલમાં તળીને બાળી મૂકવી. તેમાં બે રતી મોરથૂથુ મેળવી પછી તેમાંજ વાટી હરસ ઉપર ચોપડવાથી હરસ નરમ પડે છે.

૮. જાયફળ તોલો ૦।, અફીણ વાલ ૨, કપૂર બે આનીભાર એને તલના તેલમાં ઘૂંટી મલમ જેવું કરી, મસા ઉપર ચોપડવાથી મસા ખરી પડે છે.

૯. કડવી તૂમડીના બીજને ખાટી છાશમાં વાટી મસા ઉપર જાડો લેપ લગાડવાથી મસા ફૂટી જઈ દરદ નરમ પડી જાય છે.

૧૦. કડવા તૂરિયાનાં બી નંગ ૩ પાણીમાં ઘસી ચોપડવાથી મસા નરમ પડી જાય છે.

૧૧. પીપર, મરી, સૂંઠ, ચિત્રો અને સૂરણ પાંચ-પાંચ તોલા તથા ગૉળ વીસ તોલા ભેળવી દરરોજ એક એક તોલો ખાય તો એક માસમાં હરસ મટે છે.

## ૩-વૈદ્ય અંબારામ શંકરજી પંડ્યા-વાગડ

૧. કૂકડવેલના ફળને ખાંડી, પાણીમાં મેળવી, ઝાડે જતી વખતે તે પાણી લઈને ગુદા ધોવી તેથી હરસ મટી જાય છે.

૨. સોમલને પાણી સાથે ઘસવો ને તે ઘસારા ઉપર રેવંચીનું લાકડું ઘસવું. તેનાં ટપકાં હરસ ઉપર કરવાં. હરસ સિવાય બીજે સ્થાને લાગે નહિ તેની સંભાળ રાખવી. દિવસમાં બે વખત ટપકાં કરવાથી હરસ ફૂલશે ને ત્રણ કે ચાર દિવસમાં પાણી ઝરવા માંડશે અને હરસ ઘટવા માંડશે. એટલે પછી પીપર, પીપળો, વડ, ઉંમરો ને પારસ પીપળો-એ પાંચ વૃક્ષની છાલ સમભાગે શેર બે લાવી ૧૦ શેર પાણીમાં ઉકાળી, તે પાણીએ સહેવાતું સહેવાતું ધોવું. ધોયા પછી ડુંગળી શેર ૦। લાવી સુધારી, ઘી શેર ૦। નાખી, તેમાં મીઠા વગરની હળધર તોલા બે નાખી,

૨. સફેદ મૂસળીનું ચૂર્ણ ગોમૂત્રમાં પીએ તો આરામ થાય છે.
૩. ઇંદ્રજવ ખાટી છાશમાં પીએ તો આરામ થાય છે.

## ૬-વૈદ કૃષ્ણારામ ભવાનીશંકર-ભાવનગર

હળદરને આકડાના દૂધમાં ઘૂંટી, બકરીની લીંડી જેવી લંબગોળા ગોળીઓ વાળી રાખવી. મસાની આસપાસની જગ્યાએ ઘી લગાડી, મસા ઉપર આ ગોળી પાણીમાં ઘસી ચોપડવી. એ પ્રમાણે છ દિવસ લગાડવાથી મસા સુકાઇને ખરી પડે છે.

## ૭-વૈદ બાલાશંકર પ્રભાશંકર-નાંદોદ

સૂકી હળદરનો કાંકરો પાણીમાં ઘસવો. તેમાં ઉપલેટ ઘસવી; પછી તેમાં સોમલ રતી ૧ ઘસી હરસ ઉપર દિવસમાં બે વાર ચોપડવું. પાંચ દિવસ ચોપડયા પછી છઠ્ઠે દિવસે તથા ૭ મે દિવસે કમોદના ચોખા અને તે ન મળે તો સુખવેલના ચોખાનો ભાત તથા દહીં લૂગદો કરી, ગુદા પર બાંધવાથી હરસ ખરી પડશે. તે પછી બોરડીનાં મૂળ તથા ચણીબોરનાં મૂળ ઉકાળીને કથરોટમાં નાખી અંદર બેસવાથી તે રુઝાઇ જશે. પવનમાં ફરવું નહિ. વાલ, કેળું અને કોળું ખાવું નહિ.

## ૮-વૈદ દયાશંકર મોરારજી-કળિયાળા

શંખિયો માસા ૬, ગંધક તોલો ૧, હરતાલ તોલો ૧, હરડે તોલો ૧ એ સર્વને વાટી એક કોડિયામાં ભરી, ઉપર બીજું કોડિયું ઢાંકી, કપડમટ્ટી કરી સૂકવી, અગ્નિ પર સૂક્ષ્મ આંચ દેવી. જરા ઊનું થાય કે તરત ઉતારી ખરલમાં નાંખી ઘી નાખી એક કલાક ઘૂંટવું. તેમાંથી બાજરીના દાણા જેટલી દવા લઇ લીંબુના રસમાં ઘસી મસા ઉપર લગાડવાથી, છ પ્રકારના હરસ જડમૂળથી નીકળી જાય છે. અમોએ અજમાવેલ છે.

## ૯–વૈદ ચૂનીલાલ હરગોવિંદ જોષી–સુરત

અફીણ તોલો ૦।।, રસવંતી તોલો એક, લીંબોળીનો મગજ તોલો ૪ તથા મેંદીનાં પાતરાંનો રસ શેર ૦ા એ સર્વેને પેણીમાં નાખી દેવતા ઉપર મૂકી, ધીમી આંચથી ઘન અવલેહ જેવું કરવું. ઠંડું પડ્યા પછી મસા ઉપર ચોળવાથી સારો ફાયદો થાય છે.

## ૧૦–વૈદ્ય દુર્ગાપ્રસાદ ગંગાધર–પોરબંદર

રસવંતી વાલ જેટલી લઇ પાણીમાં મેળવી, કપડે ગાળી તે પાણીમાં મધ અથવા સાકર નાખી સવારસાંજ પીવાથી થોડા દિવસમાં જાદૂઈ અસર થાય છે. આ દવા ઠંડી હોવાથી બનતાં સુધી રાત્રે નહિ પાવી. હરસમાંથી થોડા દિવસ લોહી પડી જવા દઇ પછી આ ઇલાજ કરવો.

## ૧૧–વૈદ્ય વલ્લભદાસ નરોત્તમદાસ શાહ–ભરૂચ

૧. કાચકાંના પાતરાંનો રસ કાઢી ચૌદ દિવસ પીવાથી હરસ મટે છે.

૨. હિંગ તોલો ૧, નાગકેશર તોલો ૧ અને કેશર વાલચાર એનું ઝીણું ચૂરણ કરી બે આનીભાર વજને ઠંડા પાણી સાથે ફાકે તો ત્રણ દિવસમાં હરસ મટે છે.

## ૧૨–વૈદ્ય ડાહ્યાભાઈ બાજીભાઇ–સાયણ

યોગચિંતામણી માંહેની અજમોદાદિવટિકા નંગ બે સાંજ-સવાર છાશ સાથે ખાવાથી હરસ મટે છે.

## ૧૩–વૈદ્ય એસ. એલ. બર્મન–સુરત

માયાંફળનું બારીક ચૂર્ણ તોલો ૦।।, અફીણ તોલો ૦।।, માખણ તોલા ૨ મેળવી મસાના દરદીએ એ મલમ ગુદામાં ચોપડવો. એથી મસા બેસી જાય છે. તેની સાથે નીચે લખેલી ગોળી ખવાડવી.

સોનામુખી તોલા ૭, સૂંઠ તોલા ૨, પીપળીમૂળ તોલો ૦॥, સફેદ મરી તોલો ૦॥, સંચળ તોલો ૦॥, એલચી દાણા તોલો ૦॥, કાળી દ્રાક્ષ તોલા ૨, લઇ પ્રથમ કાળી દ્રાક્ષના ઠળિયા કાઢી વાટી તેમાં ઉપર લખેલું ચૂર્ણ બનાવી દ્રાક્ષમાં મેળવી સારી રીતે ઘૂંટવું. બાદ લીંબુના રસનો એક પટ દઈને ચણા જેવડી ગોળી બનાવી ૨થી ૪ ગોળી જમ્યા પછી આપવાથી અનાજનું પાચન થાય છે, દસ્ત સાફ આવે છે અને હરસવાળાને ફાયદો થાય છે.

## ૧૪--ડૉકટર ચંદુલાલ મુકુન્દરાય-પાટણ

ઝોળ, કાળા તલ, ભિલામાં અને મોટી હરડે, એ સર્વે સમભાગે લઈ, પ્રથમ હરડેને ઘીમાં તળી સર્વેને એકઠું ખાંડી, ત્રણ માસાની એટલે ૦। તોલાની ગોળીઓ બનાવી, સવારસાંજ એકેક ગોળી, ઠંડા પાણી સાથે લેવાથી સાત દિવસમાં હરસ મટે છે.

## ૧૫–સાધુ ગંગાદાસજી સેવાદાસજી–સુરત

૧. સોમલ તોલો ૧, મોરથૂથુ તોલો ૧, સિંદૂર તોલો ૧, એને કપડછાણ કરી મૂકવું. પછી નિમંબીને ઘસીને તેમાં જરાક આ ભૂકાને નાખીને મસા ઉપર ચોપડવું. પછી તેને પોણો કલાક ઊંધો સુવાડી મૂકવો, કે જેથી આ દવા બીજે ઠેકાણે લાગી શકે નહિ. આ દવાથી અગન બળે તો તેના ઉપર સફેદ કાથો તોલો ૧, બરાસ કપૂર તોલો ૧, સોનાગેરુ તોલા ૨, એ ત્રણે વાટી સો વખત પાણીએ ધોયેલા ઘીમાં મેળવીને ચોપડવાથી ઠંડક વળશે. એ પ્રમાણે દિવસમાં બે વાર લગાડવાથી મસા બળીને ખરી જાય છે. જો મસાની આજુબાજુ ઘારાં પડી જાય તો સીપીજન તોલો ૧, કલઈ સફેતો તોલો ૧, શંખજીરું તોલો ૧–એ ત્રણેને બારીક વાટી ધોયેલા ઘીમાં મલમ બનાવી ભરવાથી આરામ થાય છે.

૨. ૧૦૮ વખત પાણીએ ધોયેલું ચોખ્ખું ઘી, ખડિયો ખાર

અને નવસાર એ ત્રણેને મેળવી મસા ઉપર ચોપડવાથી એક માસમાં આરામ થશે.

## ૧૬–વૈદ્ય નારુશંકર હરગોવિંદ–બારડોલી

૧. ભોંયરીંગણીના મૂળની છાલ શીળે સૂકવી વસ્ત્રગાળ ચૂર્ણ કરી, દિવસમાં ત્રણ વખત એકેક વાલ પાણી સાથે ફકાવવી. આથી હરસનું પડતું લોહી બંધ થાય છે.

૨. એળિયો, મરી ને લીંબોળી સમભાગે લઈ કુંવારના રસમાં ઘૂંટી, ચણી બોર જેવડી ગોળી વાળીને, બબ્બે ગોળી દિવસમાં ૩ વાર આપવાથી હરસે પડતું લોહી બંધ થઈ ઝાડો સાફ આવે છે. આજ ગોળી નાનાં બચ્ચાંને પ્રમાણસર આપવાથી તાવ તથા કૃમિ-ને મટાડે છે. મોટા માણસને જીર્ણજ્વરમાં ઘણો ફાયદો કરે છે.

૩. ગરમાળાનાં પાતરાંનો રસ ટીપાં ૧૦, ગૉળમાં મેળવી આપવાથી હરસ મટાડે છે.

ઇંદ્રજવ તથા નાગકેશર સરખે વજને લઈ વસ્ત્રગાળ કરી, ૧ વાલ અથવા તેથી વધારે, રોગનું બળ જોઈ છાશ સાથે આપવાથી પણ હરસ મટે છે.

## ૧૭–મહારાજશ્રી મહાવીરદાસ જાનકીદાસ–ધોળકા

૧. મહાત્માપ્રસાદઃ–ભોંયરીંગણીનાં તાજાં ફળ આશરે ચાર અથવા પાંચ તોલા લઈ તેને શરાવ સંપુટમાં મૂકી કપટમટ્ટી કરી સૂકવી, દશ શેર છાણાં ( કુકુટપુટ ) મૂકી સળગાવવી. જ્યારે કોડિયાની ફળો બળી કોલસા થાય ત્યારે તે કોડિયાને કાઢી કોલસા કાઢી બારીક વાટવું. જ્યારે હરસ દૂઝે ત્યારે તેને એક કપૂરી પાનમાં રતિભાર બેત્રણ વખત ખવડાવવાથી ગમે તેવા લોહી દૂઝતા હરસ મટશે. ૧૪ થી ૨૧ દિવસ સુધી લાગટ સેવન કરવા-થી શરીરમાં શક્તિ આવશે, લોહી સુધરશે અને હરસને દબાવશે.

તેમજ દરેક પ્રકારના રક્તસ્રાવને બંધ કરે છે. મોં, નાક, ગુદા, શિશ્ન અને ગર્ભાશયના રક્તસ્રાવને આ દવા અટકાવી શકે છે.

**૨. હરસ ઉપર લગાડવાનો મલમઃ**–સોનાગેરુ તોલો ૧, કાંટાળાં માયાં તોલો ૦ાા, કપૂર વાલ ૪ તથા અફીણ વાલ બે સર્વને ખૂબ ઘૂંટી દિવેલ સાથે મલમ કરી, હરસને દિવસમાં બેત્રણ વાર ચોપડવો. આથી બહારના સૂકા હરસ ફૂણા પડી પીડા બંધ થશે અને દૂઝતા હરસ પણ મટશે.

**૩. હરસ માટે ધૂણીઃ**–ઝેરકોચલાં, કપૂર, ખીજડાનાં પાન, હળધર, ભોંયરીંગણીનાં ફળ, સમભાગે લઇ કચરી રામપાત્રમાં છાણાંના ધગધગતા દેવતા ઉપર આશરે તોલા એકને મૂકી બાજઠ અથવા બે ઇંટ ઉપર કમર સુધી કપડું ઓઢી બેસીને હરસ ઉપર ધુમાડો દેવો. દિવસમાં બે વખત દેવાથી ભયંકર પીડા શાંત પડી જશે.

**૪. હરસ માટેઃ**–રસવંતી અને સૂરોખાર, એકેક તોલો માયાં અને નવસાર અર્ધો અર્ધો તોલો લઇ, મૂળાના પાનના રસમાં ઘૂંટી ચણીબોર જેવડી ગોળીઓ વાળી, હરસના દરદીને દરરોજ બે બે ગોળી આપવાથી લોહી પડતું બંધ પડશે.

**૫. હરસ માટેઃ**–હરસિંગાની બીજ તોલો ૧ અને મરી તોલો ૦ા, પાણી સાથે ઘૂંટી પાવલીભારની ગોળીઓ વાળી, દર રોજ એક ગોળી ખાવાથી દરેક પ્રકારના હરસને મટાડે છે.

૬. કરંજવાની બીજ, સૂંઠ, ચિત્રકમૂળ, સિંધવ, ઇંદ્રજવ, મરી, સર્વ સમભાગે લઇ વસ્ત્રગાળ કરી, ૦ા થી ૦ાા તોલો છાશ અગર દહીં સાથે લેવાથી હરસના મસા ખરી પડે છે અને કાંઈ પણ ઇજા થતી નથી. આ ઉપરાંત ચૂંક, આફરો, અજીર્ણ અને ગોળો મટે છે; પાચક પણ છે.

## ૯—અજીર્ણ

જ્યારે કફને ઉત્પન્ન કરનારા તમોગુણી પદાર્થોનું સેવન કરવામાં આવે છે ત્યારે પાચકપિત્તનો હીનયોગ થઈ, સમાનવાયુમાં કલેદનકફ તેનો મિથ્યાયોગ કરે છે, જેથી સમાનવાયુ પોતાનું કામ બજાવી નહિ શકવાથી પાંચ પ્રકારના અજીર્ણને ઉત્પન્ન કરે છે. તે અજીર્ણો આમાજીર્ણ, વિદગ્ધાજીર્ણ, વિષ્ટબ્ધાજીર્ણ, રસ શેષાજીર્ણ અને ભસ્માજીર્ણ એવી રીતે પાંચ નામથી ઓળખાય છે. પરંતુ ખરું કહીએ તો સમસ્ત રોગો ઘણું કરીને અજીર્ણથીજ ઉત્પન્ન થાય છે. જેમ જઠરાગ્નિમાં વાયુનો અતિયોગ થવાથી દગ્ધાજીર્ણ એંશી પ્રકારના વાયુના રોગો; પિત્તનો અતિયોગ થવાથી દગ્ધાજીર્ણ ચાળીશ પ્રકારના પિત્તના રોગો; અને કફનો અતિયોગ થવાથી આમાજીર્ણ વીશ પ્રકારના કફના રોગો, એટલે સર્વ મળી એકસો ચાળીશ જાતના રોગો ઉત્પન્ન થાય છે. અને પરસ્પર ભેગાં મળવાથી ન ગણાય એટલી સંખ્યાના રોગો જણાય છે. તેનું ઉત્પત્તિસ્થાન એક અજીર્ણ છે, એમ કહીએ તો ચાલી શકે એમ છે.

૧. જ્યારે આમાશયમાં કલેદન કફનો અતિયોગ થાય છે, જેથી સમાનવાયુનો મિથ્યાયોગ થવાથી પાચકપિત્ત મંદ પડી જાય છે; તેથી ખાન અને પાનના પદાર્થોનો રસ બરાબર પરિપક્વ નહિ થતાં કાચોજ રહે છે. આથી રોગીના શરીરમાં ભારેપણું, બેચેની, ગાલ અને આંખ પર સોજો આવી, જેવા સ્વાદવાળું અન્ન ખાધું હોય તેવાજ સ્વાદવાળા ઓડકાર આવે છે, તેને આમાજીર્ણ કહે છે.

૨. જ્યારે સમાનવાયુનો હીનયોગ થાય છે અને પાચકપિત્તનો અતિયોગ થઇ સમાનવાયુ કલેદનકફમાં મળી તેનો મિથ્યા-

યોગ કરે છે, જેથી પાચકપિત્તથી ખાધેલા સત્ત્વગુણી ખાનપાનનો રસ દગ્ધ થઇ જાય છે. આથી રોગીને ભ્રમણા, તરસ, મૂર્છા અને ખાટા ઓડકાર આવે છે, તેમજ પરસેવો અને બળતરા થાય છે, તેને **વિદગ્ધાજીર્ણ** એવું નામ આપવામાં આવ્યું છે.

૩. જે અજીર્ણમાં સમાનવાયુનો પાચકપિત્તના હીનયોગને લીધે અતિયોગ થાય છે અને વાયુના અતિયોગથી ક્લેદનકફમાં મિથ્યાયોગ થાય છે, એટલે અપાનવાયુ મળને સૂકવી નાખે છે, જેથી પેટ ચડે છે, પેટમાં દુખે છે; અધોવાયુ અને ઝાડાનું રોકાણ થાય છે, શરીર સ્તબ્ધ થાય છે અને તે રોગીને આમવાયુના કળતરની પેઠે માથામાં કોઈ નસ્તર મારતું હોય એવું અસહ્ય દુઃખ થાય છે, તેને **વિષ્ટબ્ધાજીર્ણ** એવું નામ આપવામાં આવ્યું છે.

૪. સમાનવાયુનો મિથ્યાયોગ થવાથી એટલે ક્લેદનકફ સમાનવાયુમાં ભળવાથી પાચકપિત્તનો હીનયોગ થાય છે, જેથી સમાનવાયુ પાચકપિત્તે કરેલા આહારના રસરૂપ ધાતુને પ્લીહા તથા યકૃતમાં પૂરેપૂરો પહોંચાડી શકતો નથી. તેથી અન્નનો રસ કોઠામાં શેષ રહી જવાથી રોગીને અન્નનો અભાવો થાય છે, હૃદય ભારે થાય છે અને શરીર જડ થાય છે; તેથી વિદ્વાનોએ એનું નામ **રસશેષાજીર્ણ** પાડયું છે.

૫. જ્યારે કોઠામાં રહેલા ક્લેદન કફનો હીનયોગ થાય છે, ત્યારે પાચકપિત્તનો અતિયોગ થઈ તે પિત્ત સમાનવાયુમાં મળી મિથ્યાયોગ ઉત્પન્ન કરે છે; જેથી વાયુમાં મળેલું પિત્ત પોતાની ઉષ્ણતા સાથે પાચકપિત્તમાં જઈ તેમાં અતિયોગ કરે છે. વાયુ સાથે મળેલું પિત્ત જઠરાગ્નિમાં આવેલા તમામ પદાર્થોને ભસ્મ કરી નાખે છે ને શરીરને સૂકું બનાવે છે. રોગી જેટલું અન્ન ખાય તેટલા અન્નને ઝડપથી પચાવી બાકીના સમયમાં રોગીના

શરીરમાં રહેલા રસ, રક્ત, માંસ અને મેદને પણ પચાવી દઈ શરીરને દુર્બળ બનાવે છે; એટલુંજ નહિ પણ વખતે જો તેમાં મૂર્છા, અત્યંત તૃષા, ઉધરસ, તેજોદ્વેષ, બળતરા વગેરે ઉત્પન્ન થાય તો તે રોગીના પ્રાણ પણ હરે છે. એટલા માટે એ અજીર્ણનું ભસ્માજીર્ણ નામ પાડવામાં આવ્યું છે.

ઉપર પ્રમાણે પ્રાંચ પ્રકારના મુખ્ય અજીર્ણમાં જ્યારે પિત્તનો અતિયોગ થઈ, તે પિત્ત અપાનવાયુમાં જઈ, અપાનવાયુનો મિથ્યાયોગ કરે છે અને સમાનવાયુમાં જઈ સમાનવાયુનો મિથ્યાયોગ કરે છે, જેથી કલેદન કફ અને અવલંબન કફનો હીનયોગ થવાથી તે રોગીને ઝાડા અને ઊલટી થઈ શરીરમાંના લોહીને પાણી બનાવી તમામ રસોને બહાર કાઢી નાખે છે, જેને આપણે વિષૂચિકાજીર્ણ નામ આપ્યું છે. અને લૌકિકમાં તે કૉલેરા, વાસી, મરી, મરકી, કોગળિયું, અધોક વગેરે નામથી ઓળખાય છે.

કફ તથા વાયુના અતિયોગથી પિત્તનો હીનયોગ થઈ કફના અતિયોગને લીધે ખાધેલા રસને રંજકપિત્ત ઉપર ખેંચી શકતું નહિ હોવાથી, તે રસ અધો તથા ઊર્ધ્વમાર્ગે નહિ જતાં એટલે તે રોગીને ઝાડા તથા ઊલટી નહિ થતાં, આમાશયમાં અન્નનો રસ પડી રહે છે, જેને શાસ્ત્રકારો વિલંબિકા એવું નામ આપે છે. આ રોગીની પરીક્ષા કરવી ઘણી કઠણ છે. કારણ કે અલસક નામના અજીર્ણમાં પણ ઝાડાઊલટી થતાં નથી તો તેમાં અને આમાં તફાવત શોધવો એ કઠિન છે. એટલા માટે જણાવવાનું કે, અલસકમાં પેટમાં શૂળ મારી તીવ્ર વેદના થાય છે અને વિલંબિકામાં થતી નથી.

વાયુ તથા કફના અતિયોગથી પાચકપિત્ત હીનયોગને પામે છે, જેથી પાનવાયુ ખોરાકના રસને રંજકપિત્ત તરફ ખેંચી શકતો નથી, તેમ અપાનવાયુ પણ કલેદન કફના અતિયોગને લીધે મળા-

શયમાં રહેલા સાધકપિત્તમાં હીનયોગ થવાથી મળને બહાર કાઢવા માટે ખેંચી શકતો નથી. તેથી અપાનવાયુ સમાનવાયુમાં મળી પેટમાં શૂળ ઉત્પન્ન કરે છે. આથી રોગી બેશુદ્ધ થાય છે તથા બરાડા પાડે છે. અપાનવાયુની પ્રવૃત્તિ અધોમાર્ગે નહિ થવાથી તે હૃદય તથા કંઠસ્થાનમાં આવી ભરાય છે. જેથી પવનની છૂટ તથા ઝાડો કબજ થાય છે અને રોગીને પાણીનો શોષ પડે છે. એવાં લક્ષવાળા અજીર્ણનું આલસક એવું નામ રાખવામાં આવ્યું છે. આ અજીર્ણવાળો રોગી જીવતો નથી.

ઉપર કહેલાં પાંચ પ્રકારનાં અજીર્ણો અને તેના ઉપદ્રવરૂપ બીજાં ત્રણ પ્રકારનાં અજીર્ણોમાં લંઘન કરાવવું એ મુખ્ય ઔષધી છે. અને જેમ જેમ વાયુનો અતિયોગ થયેલો જણાય, તેમ તેમ વાયુને હીન કરનાર સત્ત્વગુણી ઔષધોનો ઉપચાર કરતા જવું અને કફનો અતિયોગ થયો હોય તો કફને સૂકવનારા રજોગુણી પદાર્થનું સેવન કરાવવું. એટલે વાયુને દબાવવા માટે ત્રિકટુ જેવી સત્ત્વગુણી અને કફને પચાવવા માટે પંચક્ષાર જેવા રજોગુણી તથા પિત્તને શમાવવા માટે ત્રિફળા જેવા તમોગુણી ઔષધોનો તે તે ઉપર ઉપચાર કરવો. જો સમાનવાયુનો અતિયોગ થયો હોય ને તેને દબાવનારાં ઔષધો અવલંબન કફ તથા કલેદન કફના યોગથી અપાનવાયુ સુધી ન પહોંચી શકે, તેવા રોગીને સ્નેહબસ્તિ કે ઉત્તરબસ્તિ અથવા નીરૂહબસ્તિના પ્રયોગ (પિચકારી) કરી, અપાનવાયુમાં રહેલા મળને બહાર ખેંચી કાઢવો. આથી સમાનવાયુમાં ગયેલો અપાનવાયુ પોતાના સ્થાનમાં આવી, કલેદનકફને સુકાવે એટલે કલેદન કફનો હીનયોગ થવાથી પાચકપિત્ત સમયોગને અથવા અતિયોગને પામે, જેથી સમાનવાયુ પોતાના નિયમ પ્રમાણે અન્નના રસને જોઈતાં સ્થાનમાં જોઈએ તેટલો ભાગ મોકલવાને શક્તિમાન થાય છે. આમ વાયુનાં પાંચે સ્થાનોમાં

થયેલી અવ્યવસ્થા દૂર થઇ, રીતસરનું કામ ચાલવા માંડે, જેથી પાંચે પ્રકારનાં પિત્ત તથા પાંચે પ્રકારનાં કફનાં સ્થાનોમાં સમાનયોગ થાય અને રોગી અજીર્ણથી મુક્ત થઇ, પોતાનું કામ કરવાને લાયક થાય. પણ કેટલીક વાર રજોગુણી, સત્ત્વગુણી અને તમોગુણી ખાનપાનનો અતિયોગ થયા સિવાય, રજોગુણી, સત્ત્વગુણી અને તમોગુણી વિચારોના અતિયોગથી કોઠામાં રહેલા વાયુ, પિત્ત અને કફનો કોપ થવાથી, ખાનપાનનો રસ બરાબર થતો નથી; તેથી આમાજીર્ણ, વિષ્ટબ્ધાજીર્ણ અને વિદગ્ધાજીર્ણ ઉત્પન્ન થાય છે. એટલા માટે આયુર્વેદ આપણને સમજાવે છે કે, **પ્રસન્ન ચિત્તથી બનાવેલી અને પ્રસન્ન ચિત્તથી પીરસેલી ભોજન-સામગ્રી પ્રસન્ન મનથી આરોગવી.** જેથી અન્નનો રસ બરાબર પરિપક્વ થઈ, સાતે ધાતુનું પોષણ કરી, આરોગ્ય આપે છે. કેટલીક વાર એવું બને છે કે ધન, સ્ત્રી, પુત્ર, મિત્રોનાં મરણ કે દુઃખ અને આપત્તિના સમાચારથી કોઠામાં વાયુ વધી જાય છે. કેટલીક વાર એવું બને છે કે, ભયના, કલેશના અને દુઃખના સમાચારથી રડવું આવી જઇ, કોઠામાં વાયુનો વધારો થઇ, વિષ્ટબ્ધાજીર્ણ થાય છે. કેટલીક વાર વળી એવું બને છે કે, ક્રોધના, લોભના, ઈર્ષાના અને દ્વેષના વિચારોથી અથવા જમતી વખતે એવા સંજોગો પ્રાપ્ત થવાથી વિદગ્ધાજીર્ણ ઉત્પન્ન થાય છે; તેથી અજીર્ણ થવાનું ખાસ કારણ શોધી કાઢી, તે તે દોષનું નિવારણ કરવાને પ્રયત્નવાન થવું. જો ત્રિગુણાત્મક વિચારોના અતિસેવનથી અથવા બળાત્કારે થયેલા સેવનથી, કે સંજોગને લીધે ઉત્પન્ન થયેલા યોગાયોગને લીધે અજીર્ણ અથવા મંદાગ્નિ થાય, તો તેના ઉપર પંચભૂતાત્મક ઔષધિઓ કાંઈ પણ કામ કરી શકતી નથી. પરંતુ તે રોગીના વિચારમાં ફેરફાર કરી શકાય એવી રીતે શોકગ્રસ્ત રોગીને વૈરાગ્યનો, ભયગ્રસ્ત રોગીને નિર્ભયતાનો અને ક્રોધ-

ગ્રસ્ત રોગીને શાંતિનો ઉપદેશ કરી, વૈદ્યે તેવા નમૂનાનાં દ્રષ્ટાંતો કહી, તેના મનનું સાંત્વન કરી, રોગીની આસપાસના સંજોગોમાંથી ભય, શોક અને ક્રોધ ઉત્પન્ન થાય એવા સંજોગોને દૂર કરી, પછી તે રોગીની ચિકિત્સા કરવી.

**કપર્દભસ્મઃ**-કોડીઓ લાવી કોલસામાં થર ઉપર થર મૂકી તેની ભસ્મ કરવી. પણ એટલું યાદ રાખવું કે, કોલસાને પંખાવતી પવન નાખ્યા કરશો તો તમામ કોડીની સફેદ ભસ્મ થશે. પંખાથી પવન નહિ નાખો તો તાપથી કોડી પાકી તો જશે પણ અર્ધોઅર્ધ કાળા રંગની નીકળશે. માટે પવન નાખી સફેદ બનાવી, ઝીણી વાટી ભરી મૂકવી. તેમાંથી એક વાલ ઘી સાથે આપવાથી ભૂખ લાગે છે.

**ક્ષારામૃતઃ**-ફટકડી, સૂરોખાર, સાજીખાર, સિંધવખાર ખડિયોખાર-એને ખાંડી પાણીવાળાં નાળિયેર લાવી, તેને કાણું પાડી, નાળિયેરમાંનું પાણી નાળિયેરમાં રહેવા દઇ, ખારનો ભૂકો નાળિયેરમાં માય એટલો ભરી, તેના પર કપડમટ્ટી કરી, થોડાં અડાયાંમાં મૂકી સળગાવવું, એટલે નાળિયેરની કાચલી તથા કોપરું સર્વ બળી જશે. પછી તે બળેલા નાળિયેર અને ખારને સાથે ખાંડી, વસ્ત્રગાળ કરી શીશીમાં ભરી મૂકવું. એ ખાર ઝાડા થતા હોય તો બંધ કરે છે ને પેટ કબજ હોય તો ઝાડો લાવે છે.

**કેશરવટીઃ**-સૂંઠ, મરી, પીપર, હરડાં, બહેડાં, આમળાં, તજ, તમાલપત્ર, જાયફળ, જાવંત્રી, એલચી, જેઠીમધ, વાયવડિંગ, કમાણી અજમો, કાચકાની બીજ, હિંગોરાંની બીજ, ગરણીનાં બીજ, કેશર એ સર્વે સમભાગે લઇ, તેના સમગ્ર વજને એળિયો લેવો. એ સર્વેને વાટીને મરીકંથારીનું મૂળ ઘસી, તેના પાણીથી વટાણા જેવડી ગોળી વાળવી. એ ગોળીથી ઝાડો સાફ આવે છે.

**અમૃત હરીતકી:**–હરડે મોટી ઊંચી જાતની નંગ ૧૦૦) રેષા વિનાની લાવીને બે દિવસ ભેંસની છાશમાં પલાળવી. પછી તેજ છાશમાં બાફી તેને એક બાજુથી ઊભી ચીરીને ઠળિયો કાઢી નાખવો. પછી તેમાં સૂંઠ, મરી, પીપર, ચવક, ચિત્રો, તજ, પાંચક્ષાર, સાજીખાર, જવખાર, જીરું, શાહજીરું, અજમોદ, નસોતર બબે તોલા લઈ એ સર્વેને બારીક વાટી, લીંબુના રસનો પટ દઈ, તે મસાલો તૈયાર થાય એટલે હરડેમાં ઠળિયાની જગ્યાએ ભરી, ઉપર દોરો લપેટી, એક દિવસ તડકે સૂકવી, રાખી મૂકવી. તેમાંથી દરરોજ એક હરડે ચાવીને ખાય તો આમાજીર્ણ, વિદગ્ધાજીર્ણ અને વિષ્ટબ્ધાજીર્ણથી ઉત્પન્ન થયેલા ચીકણા અને જૂના વ્યાધિઓ મટે છે. અજીર્ણ, શૂળ, ગોળો, સંગ્રહણી, બંધકોશ, આફરો વગેરે મટે છે. વળી હરડેના ઠળિયા કાઢતાં ઠળિયા સાથે જે હરડેનો ગર વળગી રહે છે, તેને ચપ્પુથી છોલી લઈ, મસાલો વધ્યો હોય તેમાં થોડું મીઠું મેળવી, ગોળી વાળી મૂકી હોય તો તે ગોળી નાના બાળકના અજીર્ણમાં ઘણી ઉપયોગી થઈ પડે છે. ઉપર લખવામાં આવ્યું છે કે, હરડે વગર રેષાની લેવી; તેની પરીક્ષા એવી છે કે, જે હરડે લાંબી ડોકવાળી હોય તેમાં રેષા હોતા નથી. અને જે હરડે લંબગોળ હોય છે, તેમાં રેષા પુષ્કળ હોય છે. તે જ્યારે બફાય ત્યારે ચીરતાં હરડેનો બધો ગર રેષા સાથે વળગીને બહાર નીકળી જાય છે. આથી તે હરડે મસાલો ભરવાને લાયકની રહેતી નથી. પણ લાંબી ડોકની હરડે બફાયા પછી ચીરીએ તો આફૂસની કેરીની પેઠે તેની ગોટલી વગર રેષાની નીકળી જાય છે. માટે હરડે ખરીદતાં પહેલાં પરીક્ષા કરીને ખરીદવી.

**હુતાશન રસ:**–સૂંઠ એક ભાગ, ટંકણખાર બે ભાગ, મરી, દોઢ ભાગ, કોડીની ભસ્મ દોઢ ભાગ, વછનાગ ૦। ભાગ એનું ચૂર્ણ એક વાલ, ઘી સાથે ચટાડવાથી અજીર્ણને મટાડી ભૂખ લગાડે છે.

લવિંગાદિ ગૂગળઃ-આકડાનાં ફૂલની અંદરની બીજ શેર એક, ગૂગળ શેર બે અને લવિંગ શેર એક લઈ પ્રથમ લવિંગને ખાંડી વસ્ત્રગાળ કરી, તેમાં ગૂગળ મેળવી, આકડાનાં ફૂલની બીજ મેળવી, ત્રણેને ભેગાં ખાંડવાં. પછી એક પિંડો બનાવી, તેને એક રાત વાસી રહેવા દઈ, બીજે દિવસે તે પિંડાની આસપાસ આકડાનાં પાતરાં લપેટીને, કપડેથી બાંધી, ઉપર મટોડું ચોપડી, તે પિંડાને થોડાં છાણાંમાં મૂકી બાફી કાઢવો. બફાયા પછી તેને ખાંડી ચણા જેવડી ગોળીઓ વાળવી. તે ગોળીને તડકે સૂકવી રાખી મૂકવી. જે માણસને કાયમનો મંદાગ્નિ હોય, ખાધેલું પચતું ન હોય, પેટ કઠણ રહેતું હોય, ઝાડો ઊતરતો ન હોય, શરીરમાં નબળાઈ દેખાતી હોય, પગે કળતર થતી હોય, તેને બબ્બે ગોળી દિવસમાં ત્રણ વાર પાણી સાથે આપવાથી ઉપરના તમામ રોગો મટી જાય છે.

સંજીવનગુટિકાઃ-વાયવડિંગ, સૂંઠ, પીપર, હીમજીહરડે આમળાં, બહેડાં, ઘોડાવજ, ગળો, વછનાગ અને ભિલામાં એ સર્વ સમભાગે લઈ ખાંડી ગાયના મૂત્રમાં વટાણા જેવડી ગોળી વાળવી. પછી અજીર્ણ ઉપર આદુના રસમાં એક ગોળી, ગુલ્મ ઉપર બે ગોળી, સાપના ઝેર ઉપર તથા સન્નિપાત ઉપર ત્રણ ગોળી આપવી, એવું શારંગધરમાં લખ્યું છે. જો કે એટલું બધું કામ એ ગોળી કરતી નથી, પરંતુ એ ગોળી જેને અજીર્ણ થયું હોય, ઊલટી કરવા માટે જીવ ગભરાતો હોય, ખાલી ઊબકા આવતા હોય અથવા ઊલટી થતી હોય તો, એલચી નંગ બે છોડાં સાથે તથા ગોળી નંગ બે પાણીમાં વાટી પાવાથી તરત અસર થાય છે. અમે એ ગોળીમાં સઘળાં વસાણાં જેટલાં ભિલામાં નાખી ગોળી બનાવીએ છીએ; પણ ખાંડયા પછી ભિલામાંનું તેલ એટલું બધું વધી પડે છે કે, તેની ગોળી વળતી નથી; તેથી એ વસાણાંને ભિલામાં સાથે ખંડાય એટલું ખાંડી તેને ગોમૂત્રમાં પલાળી તડકે

સૂકવીએ એટલે તેલનો ભાગ ઊડી જાય છે. પછી ખાંડવાથી વચ્છનાગ ભૂકો થાય છે. તે ભૂકામાં ગોમૂત્ર નાખી ખરલમાં ખલી ગોળીઓ બનાવીએ છીએ, જેથી તે ગોળી ઘણું સરસ કામ કરે છે. પરંતુ એટલી વાત ધ્યાનમાં રાખવાની છે કે, જેને થોડી પણ ખાંસી આવતી હોય, તેને એ ગોળી કદી આપવી નહિ. કારણ કે એથી ખાંસી વધી જાય છે. ભિલામાં વધારે નાખ્યાં હોય અથવા મૂળ પાઠ પ્રમાણે નાખ્યાં હોય તો પણ ખાંસીનો વધારો કરે છે; પણ ચડેલા પિત્તને તથા વાયુને તરત બેસાડી દે છે.

કર્પૂરાદિ ગુટિકાઃ-ઊંચી જાતનાં પાશેર રાતાં મરચાં, લઇ તેને બિયાં સાથે એવાં બારીક વાટવાં, કે જેમાં બિયાનું નામ દેખાય નહિ. પછી ઊંચી જાતની પાશેર હિંગ મરચાં સાથે વાટવી. પછી તેમાં પાશેર દેશી કપૂર મેળવીને એ ત્રણેને ખલ કરવું. એટલે કપૂરની ભીનાશથી હિંગ તથા મરચાં હવાઇ જઈ ગોળી વાળવા જેવું થશે. જો દેશી કપૂર ન મળે તો પછી કપૂરની ગોટી વાટી, સહેજ પાણીનો હાથ દઈ ત્રણેને ભેગાં વાટી, મરીના દાણા જેવડી ગોળીઓ વાળવી. જયારે વિષૂચિકા અથવા કોલેરા થયો હોય, ત્યારે બબ્બે ગોળી દરેક ઝાડે તથા દરેક ઊલટીએ ઠંડા પાણી સાથે ગળાવવી. એ ગોળીથી ઝાડાઊલટી બંધ થઈ પેશાબ છૂટે છે. કોલેરાના રોગીને જયાં સુધી છૂટો પેશાબ આવતો નથી ત્યાં સુધી તેનો ભય મટતો નથી અને પેશાબ છૂટયા પછી પણ અન્ન કે દૂધનો ખોરાક આપવો નહિ, પરંતુ રોગીથી ન રહેવાય તો ચોખાને શેકી, તેની છાશમાં કાંજી બનાવી ખોરાક તરીકે આપવી. વિષૂચિકા-જીર્ણ અથવા કોલેરાની શરૂઆતમાં દરેક ઊલટીઝાડાએ બબ્બે તોલા તલનું તેલ અથવા બબ્બે તોલા ચોખ્ખું ઘી પાયું હોય તો ફાયદો થાય છે; અથવા એક કાંદો (ડુંગળી) અને બે ભિલામાં સાથે વાટીને રસ કાઢી

પાવાથી પણ અજબ ફાયદો થાય છે.

**ચિંચાભલ્લાતકઃ**-પાકેલી આમલીના ચિચૂડા તથા નસો કાઢી નાખીને શેર ૦। તથા ભિલામાં શેર ૦। એ બેને સાથે એટલે સુધી ખાંડવાં કે ગોળી વાળવા જેવો મસાલો થાય. પછી તેની તુવર જેવડી ગોળીઓ વાળી મૂકવી. એ ગોળીમાંથી બબ્બે ગોળી દિવસમાં ત્રણ વાર અથવા વૈદ્યની ધ્યાનમાં આવે એટલી વાર પાણી સાથે ગળાવવાથી અતિસાર, સંગ્રહણી, અજીર્ણ અને કોલેરાને મટાડે છે.

**કાળીજીરીઃ**-એક મોટું કઢાયું લઇ તેમાં ગોમુત્ર એક મણ ભરી ચૂલે ચડાવવું. થોડું ઊનું થાય એટલે કાળીજીરી શેર પાંચ તેમાં નાખી ઊકળતાં ઊકળતાં તમામ ગોમૂત્ર અને કાળીજીરી બળીને રાખ થાય તે રાખને તેજ વખતે શીશીમાં ભરી, મજબૂત બૂચ મારવો. જો શીશીમાં ભરતાં બે કલાક વાર લાગશે તો તે ક્ષાર પીગળીને પાણી થઇ જશે. એ ક્ષારમાંથી જેને વિષ્ટંભાજીર્ણ થયું હોય અથવા આમાજીર્ણ થયું હોય અથવા રસશેષાજીર્ણ થયું હોય, તેને એક વાલથી બે વાલ સુધી દરરોજ દિવસમાં ત્રણ વાર પાણી અગર મધમાં આપવાથી અજીર્ણ મટી જાય છે.

**શંખવટીઃ**-વરાગડું મીઠું દશ ભાગ, સંચળ દશ ભાગ, સિંધવ દશ ભાગ, શંખભસ્મ દશ ભાગ, સાજીખાર દશ ભાગ, બંગડીખાર દશ ભાગ, આમલીનાં છોડાંની રાખ દશ ભાગ, સૂંઠ અઢી ભાગ, મરી અઢી ભાગ, પીપર અઢી ભાગ, હિંગ અઢી ભાગ, પારો એક ભાગ, ગંધક બે ભાગ, વછનાગ બે ભાગ, એ સર્વને વાટી પારાગંધકની કાજળીમાં મેળવી, લીંબુના રસમાં ખલ કરી, તેજ દિવસે તેની ચણા જેવડી ગોળી વાળવી. લીંબુનો રસ નાખી વાટતાં અને ગોળી વાળતાં એક રાત વીતી જશે તો ગોળીનો ગુણ બદલાઇ જશે; માટે તેજ દિવસે ગોળી વાળી તડકે, સૂકવી;

રાખી મૂકવી. એ ગોળી એકેક અથવા બબ્બે, દિવસમાં ત્રણ વાર પાણી સાથે આપવાથી અજીર્ણ, પેટનું શૂળ, મળબંધ અને નળબંધ ઉપર ઘણી સારી અસર કરે છે અને ભૂખ લગાડી ખાધેલું અન્ન પચાવે છે.

**આનંદભૈરવઃ**–હિંગળોક, વછનાગ, મરી, ટંકણ અને પીપર એ પાંચે વસાણાં સરખે ભાગે લઈ, આદાના રસમાં ખલ કરી, મગ જેવી ગોળી વાળી, રોગીનું બળ જોઈ, એકી વખતે એકથી ત્રણ સુધી પાણી સાથે આપવાથી અજીર્ણ, અતિસાર, સંગ્રહણી અને બગડી ગયેલા તાવ ઉપર આબાદ ફાયદો કરે છે. જો કોઈ માણસને લાંબા દિવસનો તાવ આવી જવાથી અશક્તિ થઈ ગઈ હોય, તેને બે ગોળી સવારે અને બે ગોળી સાંજે મધ તથા ઘીમાં મેળવીને ચટાડીએ તો ખરી ભૂખ લાગી શક્તિ આવે છે.

**વિશાળાક્ષારઃ**–પાપડિયો ખારો તોલા બે, વરાગડું મીઠું, ટંકણખાર, ખડિયોખાર, જવખાર, સાજીખાર, સિંધવખાર, સંચળ, બંગડીખાર'સૂરોખાર, તથા નવસાર એ વસાણાં બબ્બે તોલા લેવાં અને તેની બરોબર અજમો લઈ સર્વને ખાંડી, કુંવારના રસમાં કરમોળીને મોટા ઇંદ્રવરણામાં ભરી, તેના ઉપર કપડમટ્ટી કરી, તે ઇંદ્રવરણાને છાણામાં સિંચી બાળવાં. પછી તે સર્વને ખાંડીને તેમાંથી વાલ બે, ગરમ પાણી સાથે અથવા ઠંડા પાણી સાથે આપવાથી પેટનું અજીર્ણ, પેટનું શૂળ, ઊબકા, ઝાડો અને ઊલટી બંધ થાય છે. એનું નામ અમે "વિશાળાક્ષાર" રાખ્યું છે.

**હિંગ્વાદિ ગુટિકાઃ**–હિંગ, પીપળીમૂળ, ધાણા, ચિત્રો, વજ, ચવક, ભિલામાં, પહાડમૂળ, વડકચૂરો, આમલીનો ક્ષાર, ખડિયોખાર, સિંધવ, બંગડીખાર, સાજીખાર, જવખાર, સૂંઠ, મરી, પીપર, દાડમની છાલ, હરડે, ઉપલેટ, જીરું તથા રાની તુલસી, એ

સર્વેને સમભાગે લઈ, લીંબુના રસમાં વાટી, ચણા જેવડી ગોળીઓ વાળવી. તેમાંથી એક અથવા બે ગોળી પાણી સાથે આપવાથી સાધારણ અજીર્ણ મટી જાય છે અને ભૂખ લાગે છે.

ઉપર પ્રમાણે અજીર્ણના ઉપાય કરવાથી તમામ અજીર્ણો મટી જાય છે. માત્ર એક ભસ્માજીર્ણનો ઉપાય હાથ લાગ્યો નથી. બેત્રણ રોગી ભસ્માજીર્ણના જોવામાં આવ્યા કે જેઓ આખા દિવસમાં પાંચથી સાત શેર અનાજ ખાઈ જાય, છતાં ભૂખની બૂમ પાડતા રહે, પેટ ચડે નહિ અને ઝાડો થાય નહિ. તેમની ચિકિત્સા ઘણી કાળજીપૂર્વક કરી છતાં તે રોગીઓ આખરે મરણ પામ્યા. જેથી અત્રે તેના ઉપાય લખ્યા નથી. આ નિબંધમાં લખેલા ઉપાય સિવાય બીજા ગ્રંથોમાં અજીર્ણના સેંકડો ઉપાયો લખેલા છે, તેમાંથી જે જે વૈદ્યરાજોએ અજમાવી અનુભવ મેળવેલો હોય, તેમણે પોતાનો અનુભવ જાહેરમાં મૂકવા તથા વધારે અનુભવ મેળવવા શાસ્ત્રમાં લખેલા ઉપાયો અજમાવવાની વિનંતી કરી, અમે આ નિબંધ સમાપ્ત કરીએ છીએ.

## -अजीर्णना केटलाक अनुभवसिद्ध उपायो

### ૧-વૈદ્ય ધીરજરામ દલપતરામ-સુરત

**૧. નાગેશ્વરચૂર્ણ**:-વછનાગ, તજ, પીપર, ધોળાં મરી, અકલગરો, સૂંઠ, અજમો, જીરું, શાહજીરું, પીપળીમૂળ, સંચળ, સિંધવ, વરાગડું મીઠું, શેકેલી હિંગ એ સર્વે એકેક તોલો લેવું. ટંકણખાર ફુલાવેલો અને શંખની ભસ્મ, એ ચાર ચાર તોલા લઈ, સર્વેને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી હિંગળોક તોલા બેને ખરલમાં નાખી સારી પેઠે ઘૂંટી તેમાં થોડું થોડું ચૂર્ણ મેળવતા જવું. જયારે સઘળું ચૂર્ણ હિંગળોક સાથે મળી જાય ત્યારે લીંબુનો રસ તોલા પચ્ચીસમાં સારી પેઠે ઘૂંટી ચૂર્ણ તૈયાર કરવું. આ ચૂર્ણ દિવ-

સમાં બે કે ત્રણ વખત બેથી ત્રણ રતી સુધી મધમાં કે પાણી સાથે આપવાથી અજીર્ણ તથા મંદાગ્નિને મટાડે છે. આ ચૂર્ણની યોજના બુદ્ધિપૂર્વક કરવાથી પેટના તેમજ વાયુના તમામ રોગોને મટાડે છે.

૨. રોચકગુટિકાઃ–ઉપર બતાવેલું નાગેશ્વર ચૂર્ણ તોલા ૧૦ અને સારું ઠળિયા કાઢેલું ખજૂર તોલા ૧૦ એ બે સાથે મેળવી, ખૂબ ઘૂંટી ચણા જેવડી ગોળી વાળવી. આ ગોળીનું નામ અમારા દવાખાનામાં રોચકગુટિકા રાખેલું છે. આ ગોળી ૨ થી ૩, પાણી સાથે આપવાથી અજીર્ણને મટાડે છે, ખોરાક પાચન કરે છે, ભૂખ લગાડે છે અને દસ્ત સાફ લાવે છે. આ ગોળી બાળકને આપવી નહિ. જો આપવી હોય તો ૦ાા કે ૦। આપવી.

૩. દ્રાક્ષાદિ ચાટણઃ–કાળી દ્રાક્ષ, જરદાલુ, મરી, સિંધવ, શેકેલી ભાંગ, જીરું, સૂંઠ, સંચળ, લસણની કળી એ સર્વ એકેક તોલો, ખજૂર તોલા ૫, હિંગ તોલો ૧, ગુલાબનાં ફૂલ તોલો ૧, પીપર તોલો ૧, લઇ પ્રથમ કાળી દ્રાક્ષ, આલુ તથા ખજૂરના ઠળિયા કાઢી જુદાં વાટવાં; લસણને જુદું વાટવું. બીજી બધી વસ્તુને ખાંડી વસ્ત્રગાળ કરી પછી ઉપરની ચારે વસ્તુ મેળવી લોચો કરવો. ત્યાર બાદ લીંબુનો રસ શેર ૦ાા, તેમાં ગોળ શેર ૦ાા મેળવી બધી વસ્તુનો પેલો લોચો તેમાં મેળવવો. આ ચાટણમાંથી પાવલીભાર ચાટણ લઇ દિવસમાં બે–ત્રણ વખત ચાટવાથી અરુચિ મટીને ભૂખ લાગશે તથા દસ્ત પણ સાફ આવશે.

૪. હિંગ્વાદિ ગુટીઃ–સૂંઠ, મરી, પીપર, જીરું, અજમો, શાહજીરું, પીપળીમૂળ, સિંધવ, સંચળ અને હિંગ, એ એકેક તોલો લેવાં. જાવંત્રી, લવિંગ, જાયફળ એ અડધો અડધો તોલો લેવાં. એ સર્વને વાટી વસ્ત્રગાળ કરી, બિયાં કાઢેલી ૮ તોલા કાળી દ્રાક્ષ સાથે વાટી એકરસ કરવું. પછી લીંબુના રસમાં ઘૂંટીને ચણા

પ્રમાણેની ગોળીઓ વાળવી. આ ગોળી દરરોજ ખાતા પહેલાં અને ખાધા પછી એકેક ખાવાથી અરુચિ મટી ભૂખ લગાડે છે.

૫. **હુતાશન રસઃ**-સૂંઠ, મરી, પીપર, તજ, અક્કલગરો, લવિંગ, જાવંત્રી, વછનાગ, એ સર્વે અડધો અડધો તોલો, શેકેલાં ઝેરકચૂરાં એક તોલો, હિંગળોક બે તોલા-એ સર્વને વાટી વસ્ત્રગાળ કરી, આદુના રસમાં એક દિવસ ખલી, વટાણા જેવડી ગોળી વાળીને મધ સાથે અથવા બીજા અનુપાન સાથે આપવાથી શૂળ, અજીર્ણ વગેરે ઘણા રોગો મટે છે.

૬. **નવીન શંખવટીઃ**-શંખભસ્મ તોલા ૫, સંચળ તોલા ૩, સિંધવ તોલા ૨, વરાગડું મીઠું તોલો ૧, બંગડી ખાર તોલો ૧, શેકેલી હિંગ તોલા ૨, અજમો, સૂંઠ, મરી, પીપર, ટંકણખાર એ સર્વે બબ્બે તોલા લઇ, લીંબુનો રસ શેર ૧ માં વાટી, ચણા જેવડી ગોળી કરવી. આ ગોળી ૧ થી ૩ સુધી પાણી સાથે ખાવાથી પેટનો દુઃખાવો, શૂળ, અગ્નિમંદ ને અરુચિ મટાડે છે.

## ૨-યતિશ્રી રવિહંસજી દીપહંસજી-સુરત

૧. **સંચલાદિ ચૂર્ણઃ**-સંચળ, સાજી, હિંગ, મરી, પીપર, સૂંઠ એ વસ્તુને સરખે ભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી, મજબૂત બૂચની શીશીમાં ભરી મૂકવું. એમાંથી બે આનીથી આઠ આની ભાર સુધી ફાકવાથી પેટનો દુખાવો, પેટનું ચડવું વગેરે દરદ મટાડી ભૂખ લગાડે છે. આ ચૂર્ણમાં સાજીને ઠેકાણે સોડાબાઇ કાર્બ નાખવાથી વધુ ફાયદો કરે છે.

## ૩-વૈદ્ય બાલકૃષ્ણ રત્નેશ્વર-સુરત

૧. **લશુનાદિ વટીઃ**-લસણ, જીરું, સિંધવ, ગંધક, સૂંઠ, મરી, પીપર અને હિંગ સરખે વજને લઈ, વાટી વસ્ત્રગાળ કરી,

લીંબુના રસમાં, ચણા જેવડી ગોળી કરી એક એક અથવા બબ્બે ગોળી આપવાથી અજીર્ણને મટાડે છે.

૨. **દ્રાક્ષાદિ ગુટિકા**:-સૂંઠ ૨, મરી ૨, પીપર ૨, જીરૂં ૪, સંચળ ૨, સિંધવ ૨ અને શેકેલી હિંગ ૧ ભાગ લઈ એ સર્વને ખાંડી લીંબુનો ખાર તોલા બે ભાર મેળવી, સર્વથી બમણી કાળી દરાખ લેવી અને તેના ઠળિયા કાઢી ખૂબ ઝીણી વાટી તેમાં ચૂરણ મેળવી ચણા જેવડી ગોળીઓ વાળવી. આ ગોળીઓ ઘણીજ સ્વાદિષ્ટ બને છે. એ ગોળીથી ખોરાક પચે છે તથા ભૂખ લાગે છે.

૩. **ભીમસેની ગુટિકા**:-હરડેદળ, હીમજીહરડે, કડુ, ઇંદ્રવરણાની જડ, કુંવાડિયાનાં બીજ, અરડીનાં બીજ, રેવંચીનો શીરો, ત્રિકટુ, ત્રિફળા એ સર્વ સમભાગે લઇ તેના બમણે વજને એળિયાનું ચૂરણ મેળવી, કુંવારના રસમાં ત્રણ દિવસ ઘૂંટી ચણા જેવડી ગોળી વાળી એક એક ગોળી આપવાથી મળબંધ, જૂનુ અજીર્ણ, જૂનો તાવ, ઉદરરોગ, કમળો, કૃમિરોગ અને અર્શરોગ મટાડે છે.

## ૪-વૈદ્ય ધીરજલાલ માણેકલાલ-વડોદરા

૧. **આદિત્યરસ**:-હિંગળોક, વછનાગ, ગંધક, ત્રિકટુ, ત્રિફળાં, જાયફળ, લવિંગ, બંગડીખાર, બીડલવણ, સિંધવ, મીઠું, સંચળ-એ સર્વ સરખે વજને લઇ, લીંબુના રસના સાત પટ આપીને અડધી રતીની ગોળી આપવાથી કોઈ પણ પ્રકારના અજીર્ણ ઉપર આબાદ કામ કરે છે.

૨. **અગ્નિકુમાર**:-ટંકણ, પારો, ગંધક, શંખભસ્મ એ સર્વ એકેક તોલો, વછનાગ ૩ તોલા, મરી ૮ તોલા, એ બધાને વાટી ભાંગરાના રસમાં ખલ કરી, યોગ્ય અનુપાન સાથે ૧ રતી આપવાથી સર્વ પ્રકારના વાયુના રોગો, મંદાગ્નિ, કફરોગ, વાતાધિકચ સન્નિપાત, બરોળ, ઉધરસ અને શૂળ એ સર્વનો નાશ કરે

૨. બંધકોશઃ-ગરમ પાણી શેર ૦ાા લઇ તેમાં એક લીંબુનો રસ નિચોવી, તેમાં ૧ અથવા ૨ પતાસાં નાખી પીવું; તેથી ઝાડો સાફ ઊતરે છે.

૩. પ્લીહાઃ-( બરોળ ) આ રોગ સરપંખાનાં મૂળ છાશ સાથે પીવાથી મટે છે; અથવા શંખભસ્મ વાલ ૨, દરરોજ લીંબુના રસ સાથે નિયમિત લેવાથી પણ મટી જાય છે.

## ૧૭-વૈદ્ય રવિકાન્ત અને શાન્તિકાન્ત-ખાલંભા

૧. એરંડાદિ ચૂર્ણઃ-એરંડમીજ છ તોલા, વાવડિંગ એક તોલો, વાકુંભા એક તોલો, ઝરેર એક તોલો, ઇશેશગુંદર એક તોલો, સૂંઠ, એક તોલો, પીપર એક તોલો, કાચકાંની મીજ એક તોલો, મયાં એક તોલો, ઇંદ્રજવ એક તોલો, હરડે એક તોલો, પીપરીમૂળ એક તોલો એ સર્વેનું વાટી બારીક ચૂર્ણ કરી વાલ ૪ થી ૬ દિવસમાં ત્રણ વખત પાણી સાથે આપવું. આ ચૂર્ણ નળબંધ વાયુ,બંધકોશ અને વધરાવળને મટાડી દસ્ત સાફ લાવે છે.

૨. નવસારનાં ફૂલઃ-( અમારી બનાવટ ) નવસાર શેર ૦ા તથા મીઠું શેર ૦ા બન્નેને ભેગાં વાટવાં. ત્યાર બાદ બે મોટાં કોડિયાં લઇ એક કોડિયામાં ઉપરની દવા ભરી બીજું કોડિયું ઢાંકી સંપુટ કરી, કોલસા શેર ૫ મૂકી સળગાવી તેની ઉપર સંપુટ મૂકી કોલસા ઠરી જાય ત્યારે કોડિયાં કાઢી લઈ, ઉપરના કોડિયાની અંદરથી પીળા રંગનાં ચોંટેલાં ફૂલ સંભાળથી કાઢી લેવાં. માત્ર મંદાગ્નિમાં રતિ ૪ થી ૬ પાણી સાથે આપવાં. જ્વરમાં સ્વેદલ અસર કરવા માટે રતી આઠથી દશ સુધી આપવાં. જ્વર, વિષમજ્વર અને યકૃતદોષમાં રતી ચારથી છ દિવસમાં ત્રણથી ચાર વખત પાણી તોલા બે સાથે આપવાં. આ બનાવટ યકૃત વ્યાધિ ઉપર સારું કામ કરે છે. યકૃત શોષ મટાડે છે, કફની ચીકાશ તોડે છે તથા સાધારણ વ્યાધિ, અજીર્ણ તથા બંધકોશ મટાડે છે.

૩. સ્વર્જિકાધક્ષાર:–સાજીખાર તોલા ૨૦ લઈ ખાંડી પાણીમાં પલાળી ઉપરનું નીતરેલું પાણી સંભાળથી લઇ, તે પાણીને તાવડામાં નાખી, અગ્નિ પર બાળવાથી સફેદ શુદ્ધ સાજીખાર થશે. તે શુદ્ધ સાજીખાર તોલા પાંચ લેવો, તેને કુંવારના રસમાં ત્રણ દિવસ વાટી એક કુલડીમાં ભરી સંપુટ કરી ત્રીસ છાણાંનો અગ્નિ આપવો. ઠંડું થાય ત્યારે કાઢી આકડાના રસમાં વાટી, ઉપર પ્રમાણે અગ્નિ આપવો. ત્યાર બાદ એકત્ર કરી લસણના રસમાં વાટી, ઉપર પ્રમાણે અગ્નિ આપવો. માત્રા વાલ ૪ થી ૬ પાણી સાથે આપવાથી મંદાગ્નિ, સંગ્રહણી, ફેર, નળબંધ વાયુ, પેટની ગાંઠ, પેટની ચૂંક, આફરો, જમ્યા બાદ પેટમાં થતો ચૂંથારો, અજીર્ણ, વાયુ, ઊલટી, ગુલ્મ અને અમ્લપિત્ત ઉપર સારું કામ કરે છે.

૪. અર્કલવણ:–(અમારી બનાવટ) મીઠું ચોખ્ખું શેર ૧, માટીના વાસણમાં નાખી મીઠું ભીંજાય એટલું ગોમૂત્ર નાખી તાપમાં સૂકવવું. એ રીતે સૂર્યના તાપમાં એક દિવસ ગોમૂત્રની ભાવના આપવી. ત્યાર બાદ બારીક વાટી આકડાનાં પાકાં પાન શેર ૧॥ લઇ, એક માટીનું વાસણ લઈ તેમાં ઉપરનીચે આકડાનાં પાન પાથરી, વચમાં ઉપરનું મીઠું નાખી સંપુટ કરી, પચાસ છાણાંનો અગ્નિ આપવો. સ્વાંગશીત થયે કાઢી બારીક વાટી, તેમાંથી વાલ ૪ થી ૬ દિવસમાં બેત્રણ વખત પાણી સાથે આપવાથી યકૃત, પ્લીહા, આમવાત, અજીર્ણ, શૂળ વગેરે પેટના રોગોને મટે છે.

## ૧૮–ડૉક્ટર મગનલાલ વિજભૂખણદાસ–સુરત

**અગ્નિકુમાર અથવા જ્વરાંકુશ:**–પારો, ગંધક, શુદ્ધ વછનાગ, ટંકણ ફુલાવેલો, શુદ્ધ કનકબીજ, સૂંઠ, મરી, લીંડીપીપર, પ્રથમ પારા ગંધકની કાજળી કરી, તેમાં બાકીનાં વસાણાંનું વસ્ત્રગાળ ચૂર્ણ મેળવવું. માત્રા ૨ થી ૪ ગ્રેઇનની છે. અનુપાન શીરાની

અંદર ખાડો કરી દવા મૂકી ઉપર પાછો શીરો મૂકી ખાવાથી, ગમે તેવો તાવ હોય તો પણ તે મટે છે. ખાંસીમાં મધ તથા આદુ-કુદીનાના રસ સાથે આપવાથી સન્નિપાત મટે છે. તેમજ પીપરી-મૂળમાં આપવાથી તાવ પણ મટે છે.

## ૧૯–વૈદ્ય રૂપનાથસિંગ ગયાદીન–સુરત

શંખાવટી:—પારો, ગંધક, આમલીની રાખ, પંચલવણ, શંખભસ્મ, પીપર, સૂંઠ, હિંગ, મરી, લવિંગ, વછનાગ, દરેક એકેક તોલો લેવાં. પછી પારાગંધકની કાજળી કરી, તેમાં બાકીનાં વસાણાં મેળવી ઘૂંટી ચૂનાના રસની એક ભાવના આપી, આદુના રસનો તથા જંઝેટાના રસનો, આમલીના ગરનો તથા લીંબુના રસનો એકએક પટ આપી, ચણાપૂર ગોળી વાળવી. એ ગોળી સઘળી જાતનાં શૂળ અને ઉદરના રોગમાં એકથી બે ત્રણ વખત પાણીસાથે આપવી. આ ગોળી સઘળી જાતનાં અજીર્ણ અને મોર-ચીમાં પણ તાત્કાળિક ફાયદો કરે છે. આ પાઠ રસરાજ સુંદરનો છે.

## ૨૦–વૈદ્ય ડાહ્યાભાઈ બાજીભાઈ–સાયણ

૧. અગ્નિમંદ માટે:-સૂંઠ અને જવખાર, સમભાગે વાટી ચૂર્ણ કરવું. સવારસાંજ પાવલીભાર ગરમ પાણી સાથે અથવા ઘી સાથે આપવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત થઈ, સારી ભૂખ લાગે છે. તાવમાં પણ ઘણો સારો ફાયદો કરે છે.

૨. અન્ન પચ્યું ન હોય, પેટે આફરો ચડ્યો હોય, પેટ તથા પેઢુમાં શૂળ મારતાં હોય, તો કાચો ઘાપહાણ અને સોડાખાર લઈ ઘાપહાણ પાણીમાં ઘસી માંહી સોડાખાર નાખી પાવું; એટલે ઉપરની વેદના શાંત થાય છે અને ભૂખ સારી લાગે છે.

૩. ઝેરકચૂરો ભાગ ૧, લવિંગ ભાગ ૦૧ એને વાટી આદુના રસમાં ચણોઠી જેવડી ગોળી વાળવી. ગોળી નંગ ૧, પીપરીમૂળના

ગંઠોડા સાથે મધમાં ચાટવાથી ભૂખ સારી લાગે છે. એ ગોળી આમ, સંગ્રહણી, અતિસાર, શૂળ તથા ઊલટીને મટાડે છે. એ ગોળી ત્રિકટુ અને મધ સાથે ચાટવાથી ચક્કર (ફેર) આવતા હોય તો પણ ફાયદો કરે છે તથા વાયુને મટાડે છે.

## ૨૧–વૈદ્ય નૂરમહમદ હમીર–ધોરાજી

ચૂનાનું પાણી પાંચ તોલા અને સુવાનું પાણી બે તોલા દૂધ મેળવી પાવાથી ઊલટી બેસે છે.

## ૨૨–એક વૈદ્યરાજ જેમનું નામઠામ મળ્યું નથી

૧. ચિત્રક, લીંડીપીપર, સિંધવ, હરડે અને વાવડિંગ એનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, દર ટંકે પાણી સાથે ચાર વાલ ચૂર્ણ આપવાથી મંદાગ્નિવાળાને ઘણોજ સારો ફાયદો કરે છે.

૨. સૂંઠ તોલા ૨, મીંઢીઆવળનાં પાન તોલો ૧, સંચળ તોલો ૧, તજ તોલા ૨, વરિયાળી તોલા ૨, એનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી લીંબુના રસની એક ભાવના આપી સૂકવી ચૂર્ણ કરી વાલ ૪ થી ૮ સુધી પાણી સાથે આપવાથી પાચનશક્તિ વધે છે.

## ૨૩–વૈદ્ય આણંદજી અને પીતાંબર સવજી–ઉના

પ્લીહા (બરોળ) માટેઃ–હરડે તોલા બે, મંડુરભસ્મ તોલો ૧, કિવનાઇન તોલો ૦॥, એનું મિશ્રણ કરી તેમાંથી સવાર-સાંજ બબ્બે આનીભાર દૂધમાં આપવાથી બરોળ મટે છે.

## ૨૪–વૈદ્ય છગનલાલ આત્મારામ–સુરત

૧.અજીર્ણ માટેઃ-કાચ એળિયો તોલા ૩, કપડવંજી સાબૂ તોલા ૪, તજ તોલો ૧, રેવંચીનો શીરો તોલો ૧, સૂંઠ તોલો ૧, કાળાં મરી તોલો ૧, પીપર તોલો ૧, કેલમ તોલો ૧,

પ્રમાણે વાપરવાથી યશ અપાવે છે. આ ગોળી અમને કોઇ મહાત્મા તરફથી મળેલી છે, જે જનકલ્યાણાર્થે અત્રે પ્રસિદ્ધમાં મૂકી છે.

## ૨૫–વૈદ્ય મણિશંકર જાદવજી જોશી–કાનપર.

**રામબાણ ચૂર્ણ:**–હરડેદળ તોલા ૨, દિવેલમાં તળેલી હીમજ તોલા ૨ અને અકલગરો, સિંધવ, ચિત્રો, આમળાં, મરી, સૂંઠ, પીપર, અજમો, જીરું, ધાણા, વાવડિંગ, સંચળદરેક તોલો એકેક અને લવિંગ તોલો ૦ાા, એ સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી લીંબુના રસની એક ભાવના આપી, તેમાંથી રૂા. ૦ા ભાર ચૂર્ણ સવાર-સાંજ લેવાથી મંદાગ્નિ, અરુચિ, ઉધરસ, દમ, સળેખમ વગેરેને તત્કાળ મટાડે છે. ભૂખ સખત લગાડે છે. અજીર્ણ તથા અપચાને માટે ઉત્તમ ઉપાય છે, દસ્ત સાફ લાવે છે. અકસીર છે.

## ૨૬–વૈદ્ય નંદરામ પ્રાગજી–નાગેશ્રી

૧. શ્રીપંખમુખ (સરપંખો) તોલો ૧, નવસાર તોલો ૧, આકડાનાં પાનનો રસ તોલા ૪, ભોંઉંદરીનો રસ તોલા ૫, વાટી ચણોઠી જેવડી ગોળીઓ કરી નવસારના એક વાલ ચૂર્ણ સાથે ત્રણ વખત ગોળી લેવી. તેથી ઝાડાઉલટી વિશેષ થાય તો પ્રકૃતિને માફક આવે તેમ વધારેઓછી ગોળી લેવી. બરોળ તથા યકૃતના તમામ દોષ, ગુલ્મ, મળનો અવરોધ, પેટપીડ, આફરો, તાવ અને ઉદરરોગને મટાડવામાં આ ગોળી સારી છે.

૨. **રાજન જોગ જુલાબ:**–(નાભિ જુલાબ) ટંકણ, મોરથૂથુ, થોરનું દૂધ, નેપાળો, એરંડીની મીજ, એ સર્વ સમભાગે લઈ ઘૂંટી નાભિ ઉપર લેપ કરવાથી રેચ લાગે છે. ગરમ પાણીએ ધોઈ નાખતાં રેચ બંધ થાય છે. (ડૂંટીની આસપાસ લેપ કરવો) અમીર તથા રાજાઓને માટે આ ઉત્તમ જુલાબ છે.

## ૨૭-વૈદ્ય ભોળાનાથ નર્મદાશંકર સ્માર્ત-સુરત

અવલેહ સુલેમાની:-આલુ બુખારી બેઆનીભાર, ઝીરસં બેઆનીભાર, આદુ તોલો ૧, ફુદીનો તોલા ૨, મરી તોલો ૧, પીપર તોલો ૧, સૂંઠ તોલો ૧, કાળી દરાખ શેર ૦I, જીરું તોલો ૧, પીપરીમૂળ તોલો ૧, સિંધવ તોલો ૧ અને સંચળ તોલો ૧ બારીક વાટી ચૂર્ણ કરી બુદ્ધિ પ્રમાણે સરકો નાખી (સરકો નાખવાથી અવલેહ બગડશે નહિ તેમજ ફૂગ ચડશે નહિ.) માત્રા ૦I તોલો અજીર્ણ વગેરે ઉપદ્રવો ઉપર આપવું.

## ૨૮-વૈદ્ય પુરુષોત્તમ બહેચરભાઈ યાજ્ઞિક-કાલોલ

અજીર્ણ માટે:-સૂકા કેવડાનાં ફૂલ (છાંયે સૂકવવાં) અને સાકર એ બે સમભાગે લઈ વસ્ત્રગાળ ચૂર્ણ બનાવી, પાવલી કે અર્ધો ભાર ગરમ પાણી સાથે ખાવાથી કકડીને ભૂખ લાગે છે. તથા અજીર્ણ મટાડી ખોરાક પાચન કરે છે. આ પ્રયોગ અનુભવેલો છે.

## ૨૯-વૈદ્ય બાળકૃષ્ણ હરિકૃષ્ણ-ભુલાવાડી

૧. કફપિત્તહર ચૂર્ણ:-કડુ તોલા ૨, સૂંઠ તોલો ૧, ઈંદ્રજવ તોલો ૧, વાટી વસ્ત્રગાળ કરી, ૦I તોલો ચૂર્ણમાં વાલ સાકર મેળવી ઉના પાણી સાથે પીવાથી કફપિત્તનું દરદ શાંત થાય છે.

૨. ત્રિકટુ, નાગકેશર, હળદર, ઈંદ્રજવ સર્વ સમભાગે લઈ વસ્ત્રગાળ ચૂર્ણ કરી ૦I તોલો ગરમ પાણી સાથે પીવાથી તાવ, મળબંધ વાયુ, શ્વાસ વિગેરે દર્દોને મટાડે છે.

૩. આદિત્ય વટિકા:-વજ, સૂંઠ, ચિત્રો, જીરું, મરી, હિંગ, વછનાગ, તજ એ સર્વ સમભાગે લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી, ભાંગરાના રસની એક ભાવના આપી ચણાપૂરની ગોળીઓ વાળવી. પછી સવારે એક વખત ઠંડા પાણીમાં પીવાથી શૂળ, વાયુ, મંદાગ્નિ મટે

છે. પથ્યમાં તેલ, મરચું, ખટાશ, હિંગ, ચણા, વાલ એ ન ખાવાં.

૪. **અગ્નિકુમાર રસઃ**–પારો, ગંધક, ત્રિકટુ અને નેપાળો, લઇ પ્રથમ પારા ગંધકની કાજળી કરી તેમાં બાકીનાં વસાણાંનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મેળવી આદુના રસની એક ભાવના આપી, ગોળી ચણાપ્રમાણે કરવી. એ ગોળી મોટા માણસને બે આપવાથી કબજિયાત મટે છે અને અગ્નિ પ્રદીપ્ત થાય છે.

૫. **હિંગાષ્ટક ચૂર્ણઃ**–ત્રિકટુ, જીરું શાહજીરું, અજમો એ એકેક તોલો અને અજમોદ તોલો ૦ા, ફુલાવેલી હિંગ તોલો ૦ા, બીડખાર તોલો ૦ા, વાવડિંગ તોલો ૧, સિંધવ તોલો ૦ા એ સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, લીંબુના રસમાં એક ભાવના આપી, ચણાપૂરની ગોળી કરવી. એ ગોળીથી અજીર્ણ તથા તમામ જાતના વાયુનો નાશ થાય છે.

## ૩૦–ડૉકટર ચંદુલાલ મુકુંદરાય–પાટણ

**કાળો રસઃ**–પારો તોલો ૦ા, ગંધક તોલો ૦ા, એ બેની કાજળી કરી તેમાં ટંકણ ફુલાવેલો તોલા ૨, નેપાળો તોલા ૩ા, એરંડીની મીજ તોલા ૪, સૂંઠ તોલા ૨ા, કાળાં મરી તોલો ૧ા, નસોતર તોલા ૨ા, હરડેછાલ તોલા ૬, વાટી વસ્ત્રગાળ કરી કાજળીમાં મેળવી સાત દિવસ ઘૂંટવું, એટલે કાળો રસ સિદ્ધ થાય છે. આ રસની માત્રા રતી ૨ ગરમ પાણી સાથે આપવાથી પેટનું શૂળ, શ્વાસ, ઉધરસ, સસણી અને વરાધ મટે છે. અફીણના ઝેરવાળાને ચાર રતી આપવી, હડકવાવાળાને પાંચ રતી આપવી અને પાંડુરોગવાળાને ચાર રતી, જ્વરવાળાને બે રતી, ઉષ્ણજ્વર, શીતજ્વર, તૃતીયજ્વર, જીર્ણજ્વર, દુષ્ટ પીત્તવાળા, વિસ્ફોટકવાળા, સન્નિપાતવાળા, મળના વિકારવાળા, અરુચિવાળા, વિદ્રધિવાળા, બંધકોશવાળા તથા શીળશવાળાને ગરમ પાણીમાં આપવાથી મટે છે. બહુ

રનારાઓએ કુદરતના કાયદાઓનો ભંગ કરવાથી કોલેરા જેવા ભયંકર રોગને ઉત્પન્ન થવાનો અવકાશ આપ્યો છે.

હાલની જંતુવિદ્યાની શોધ પ્રમાણે કોલેરાનાં જંતુઓ ઊડતાં છે અને તે જ્યારે વધે છે ત્યારે એટલી બધી સંખ્યામાં વધે છે કે જેનો પાર કોઇ પણ પંડિતથી પામી શકાતો નથી. આપણે એ જંતુઓનો નાશ કરવાને માટે જુદી જુદી જાતના સેંકડો પ્રયોગો કરીએ છીએ. પરંતુ આપણા ઋષિમુનિઓએ ઘૃત અને સુગંધી દ્રવ્યના ધુમાડાથી એ જંતુઓને અમૃતરૂપમાં ફેરવવાનો જે પ્રયોગ શોધેલો છે, તે પ્રયોગના જેવો બીજો પ્રયોગ આજ સુધીમાં કોઈ પણ રસાયણશાસ્ત્રીને હાથ લાગ્યો નથી. પરંતુ જે ઉપાય કરવામાં આવે છે તેથી કોલેરાનાં જંતુની વૃદ્ધિ થાય છે. કારણ સ્વેદજ જંતુઓનો એવો સ્વભાવ છે કે, જો એક જંતુને મારી નાખ્યું હોય તો તેના શરીરમાં જેટલા પરમાણું હોય તેટલાં નવાં જંતુઓ ઉત્પન્ન થાય છે. તેથી જેમ જેમ ઉપાય કરી જંતુને મારી નાખવામાં આવે, તેમ તેમ તેની ઘણા રૂપમાં વૃદ્ધિ થતી જાય છે. અને જ્યારે ઋતુનો સમયોગ થાય ત્યારે વાતાવરણના ફેરફારથી એ જંતુઓ પોતાની મેળે અદ્રશ્ય થઇ જાય છે. દાખલા તરીકે ચોમાસાની ઋતુમાં લગભગ શ્રાવણ માસમાં કામળિયા (કામળા) નામનાં જંતુ એટલાં બધાં ઉત્પન્ન થાય છે કે, જે ગામમાં તે પાકયાં હોય તે ગામનાં ઘરોનાં છાપરાં અને નેવાણી તે જંતુથી ભરાઇ ગયેલી જોવામાં આવે છે. તેવી રીતે ભાદરવા માસમાં "ભાદરવા" નામના લાલ કીડા ઢગલાબંધ ઉત્પન્ન થાય છે અને જ્યારે ઋતુનો ફેરફાર થાય છે ત્યારે એકબે દિવસમાં તેઓ કયાં છુપાઇ જાય છે તેનો પત્તો પણ લાગતો નથી. આથી એટલું સાબિત થયું કે, વાતાવરણના ફેરફારથી આકાશમાં સ્વેદજ જીવો ઉત્પન્ન થઇ જગતમાં ઉપાધિરૂપ રોગનો ફેલાવો કરે છે અને જ્યારે વાતાવરણ

સુધરે છે. ત્યારે તે ઉપાધિની શાંતિ પોતાની મેળે થાય છે. એ પ્રમાણે સામાન્ય સ્વેદજ જીવોની ઉત્પત્તિથી થતા રોગોનો વિચાર અથવા સામાન્ય સ્વેદજ જીવોની ઉત્પત્તિનો વિચાર કરવામાં આવ્યો, કે જે ઋતુના હીન, મિથ્યા અને અતિયોગને આભારી છે.

જ્યારે મનુષ્યોમાં બુદ્ધિનો વિભ્રમ થાય છે, ત્યારે તેને કુદરતના કાયદાનો ભંગ કરવાનું મન થાય છે અને કોઈ પણ હેતુને લઇને થોડા વખતને માટે તેણે કુદરતનો જે ગુનો કર્યો હોય છે, તે ગુનો જમાનાનું પરિવર્તન થતાં રૂઢિના રૂપમાં દાખલ થઈ જાય છે. એટલે તે ગુનાની સજા આખી સૃષ્ટિને ભોગવવી પડે છે. ઈશ્વરી સૃષ્ટિની ગોઠવણને તપાસતાં વિચારવાન પુરુષોને એટલું તો સમજાય છે કે, આ જગતમાં દૈવી અને આસુરી એવાં બે જાતનાં પ્રાણીઓ જણાય છે. ટૂંકી નજરે જોતાં આસુરી પ્રકૃતિનાં પ્રાણીઓ નિરર્થક ઉત્પન્ન થયેલાં છે એમ જણાય. પણ લાંબી દૃષ્ટિથી વિચાર કરતાં દૈવી જીવોના રક્ષણ માટે અને ઉપયોગ માટે આસુરી પ્રકૃતિના જીવોને કુદરતે ઉત્પન્ન કરેલા છે એવું સ્પષ્ટ સમજાય છે. પરંતુ તેનો ઉદ્દેશ નહિ સમજવાથી દૈવી જીવો આસુરી જીવોથી અકળાય છે. પણ આ જગતમાં જે છે અથવા જે થાય છે તે કુદરતે સારાને માટેજ કરેલું છે અથવા કરે છે. આ વાત ખરી હોવાથી જો દૈવી જીવો આસુરી જીવોને તે જીવો જે કામને માટે ઈશ્વરે ઉત્પન્ન કરેલા છે તેને તે કામ કરવા દે અને પોતે તે કામ કરતાં તેમને અટકાવવાની કોશિશ કરે નહિ, તો જરૂર આખું જગત ઉપાધિના રોગથી મુક્ત થાય. હવે આપણે આટલી પ્રસ્તાવના કર્યા પછી 'કોલેરાનાં જંતુઓ' શી રીતે ઉત્પન્ન થાય છે? તેનો વિચાર કરીએ.

પૃથ્વી ઉપર તમામ પ્રાણીમાત્ર મળમૂત્ર કરે છે તેમ તમામ

પ્રાણીઓના મરણ પછી બગડતા, સડતા અને વિખરાઈ જતાં શરીરના પરમાણુઓ પૃથ્વી ઉપર અને આકાશમાં પસરેલા રહે છે. જ્યારે પૃથ્વી ઉપર ટાઢ પડે છે ત્યારે આકાશમાંના પરમાણુઓ નીચે આવીને પોતપોતાના સ્વજાતીય જીવોમાં વળગીને તે જીવોને પુષ્ટ બનાવે છે અને જ્યારે તાપની મોસમ આવે છે ત્યારે સૂર્યના તાપથી તે પરમાણુઓ છૂટા પડી આકાશ તરફ ઊંચા ઊડે છે અને તેના શરીરના ભાગો કે જે અશુચિ પદાર્થો ગણાય છે તે પૃથ્વી ઉપર પડી રહે છે. તે સડેલા, પડેલા અને તેમાં ઉત્પન્ન થતા કીડાઓથી રક્ષણ કરવા માટે કુદરતે ઘણી જાતના સ્થળચર અને ખેચર જીવો ઉત્પન્ન કર્યા છે, કે જેઓ અશુચિમાં ઉત્પન્ન થતાં જંતુઓને ખાઇને પોતાનો નિર્વાહ ચલાવે છે. તે પ્રમાણે તાપની મોસમ પૂરી થયા પછી જ્યારે વર્ષાકાળ આવે છે, ત્યારે વરસાદની સાથે પૃથ્વી ઉપરથી ચડેલા અશુચિ પદાર્થોના પરમાણુ આકાશમાંથી નીચે પડે છે. આથી ચોમાસાની ઋતુમાં અસંખ્ય જાતનાં નવાં જીવજંતુઓ આપણી નજરે પડે છે. પણ ચોમાસાનો પ્રવાહ ઘણા જોરથી ચાલવાથી પૃથ્વીને જોઇએ તે કરતાં વધુ પાણી મળવાથી તે પાણી નદીઓમાં વહીને પૃથ્વી ઉપરની તમામ અશુચિને સાથે લઇને સમુદ્રમાં મળી જાય છે. આથી પૃથ્વી પવિત્ર થાય છે. અશુચિ સાથે ગયેલા જીવોનો સ્વભાવ છે કે અશુચિ અને પાણી તથા ઠંડી હવાનો યોગ મળતાં તેઓ વધવા માંડે છે. તેઓ જ્યારે વૃદ્ધિના કાળમાં હોય ત્યારે સમુદ્રમાં ગયા પછી જેટલાં જંતુઓ તે અશુચિમાંથી ઉત્પન્ન થાય છે, તે સઘળાં જંતુનો નાશ કરવા માટે કુદરતે સમુદ્રમાં જળચર પ્રાણીઓની એક નવી સૃષ્ટિ તૈયાર રાખેલી હોય છે કે જે સ્થળચર જીવોના રક્ષણ માટે અશુચિમાંથી જેટલા જીવો ઉત્પન્ન થાય તેટલા તમામ જીવોનું ભક્ષણ કરી જાય છે. હવે મનુષ્યોએ એ કુદરતી કાયદાનો

ભંગ કરી સમુદ્રમાં ઉત્પન્ન થતાં પ્રાણીઓને મારીને ખાઈ જવાની રૂઢિ દાખલ કરી, તેને પરિણામે દરરોજ અસંખ્ય જળચર પ્રાણીઓનો નાશ થવા માંડયો. એટલે પૃથ્વી ઉપરથી વરસાદના પાણી સાથે જેટલી અશુચિ જવી જોઇએ તેટલી બલકે તેથી પણ વધારે સમુદ્રમાં જાય છે. પણ તે અશુચિમાંથી ઉત્પન્ન થતા જીવોનો નાશ કરવા માટે જેટલા પ્રમાણમાં જળચર પ્રાણીનું લશ્કર જોઇએ તેમાં દિનપ્રતિદિન ઘટાડો થવાથી તેઓ વધતાં જાય છે. આથી વધેલાં જંતુઓ પાણીમાંથી બહાર આવી, તેમાંનાં ચાલતાં જંતુઓ પ્લેગ, ઇન્ફ્લ્યુએન્ઝા વગેરે રોગોને ઉત્પન્ન કરે છે અને ઊડતાં જંતુઓ કૉલેરા, (વિષૂચિકા) વગેરે રોગોને ઉત્પન્ન કરે છે.

ઘણા માંસાહારીઓ એવી શંકા કરે છે કે, જળચર પ્રાણીઓ તથા સ્થળચર અને ખેચર પ્રાણીઓને અમે ઉપયોગમાં નહિ લઇએ તો તેઓની વસ્તી એટલી બધી વધી જશે કે મનુષ્યોને રહેવાને માટે સૃષ્ટિમાં જગ્યાજ રહેશે નહિ! આવા પ્રશ્ન કરનારને અમે જવાબ દઇએ છીએ કે, જ્યારે તમે કુદરતના બનાવેલા એક પણ પ્રાણીને ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવતા નથી, તો પછી તેનો નાશ કરવાનો તમને શો અધિકાર છે? કુદરતે જે વસ્તુ જે કારણ માટે બનાવી છે તે કારણ પ્રમાણે તેનો ઉપયોગ થવા દેશો, તોજ તમે વાજબી ગણાશો. દુનિયામાં કહેવત છે કે, આ સંસાર મચ્છગલાગલ ન્યાયથી ચાલે છે; એટલે દૈવી જીવોના રક્ષણને માટે જેટલા જીવો જરૂરના હોય તેટલા બચાવીને બીજા વધારાના જીવોને ઓછા કરવા માટે આસુરી જીવોમાંથી એવી ઉત્પત્તિ કરેલી છે કે, તે વધારાના આસુરી જીવોને ખાઈ જાય. જેમ નાનાં માછલાંને મોટાં માછલાં ગળી જાય, ઉંદરને બિલાડી મારી ખાય, સાપને નોળિયા ખાય અને કીડીમંકોડીને સાપ ખાય, એ પ્રમાણે આસુરી જીવો આસુરી જીવોને ખાય તે કુદરતના કાયદા પ્રમાણે

છે. પણ મનુષ્યો કે જેઓ પોતે ઈશ્વરનો એક અંશ હોવાનો દાવો કરે છે, તેઓને જીવોનું ભક્ષણ કરવાનો અધિકાર નથી; છતાં તેઓ જ્યારે તે પ્રમાણે આસુરી જીવોનો અધિકાર ભોગવવાનો યત્ન કરે છે, ત્યારે તેઓ કુદરતના કાયદાનો ભંગ કરનાર ગુનેગાર ગણાય છે. કેટલાક લોકો એવું માને છે કે, પરમેશ્વર કયાં લાકડી લઈને મારવાનો છે? પરમેશ્વર તો માત્ર તેના ડરથી દુનિયા નીતિને માર્ગે ચાલે તેટલા માટે માનવાનો છે! માટે આપણને સારું લાગે તે કરવાને જરા પણ અડચણ નથી એમ ધારીને આખી દુનિયા એકજ વિચાર પર આવેલી જણાય છે કે, બીજાને ભલે દુઃખ ઉત્પન્ન થાય, બીજાનો ભલે જીવ જાય, બીજાના જાનમાલનું ભલે નુકસાન થાય, પરંતુ આપણા મનને જે વર્તનથી આનંદ થાય તે પ્રમાણે કરવાનો આપણને સંપૂર્ણ હક છે. એવું માનનારા સામે એવી કહેવત છે કે, 'પરમેશ્વરની લાકડીને કયાં અવાજ છે? કારણ કે સૃષ્ટિક્રમ વિરુદ્ધ કાર્ય કરનારને જાતે સજા કરવા આવવું પડતું નથી, પણ તેનો એક એવો નિયમ છે કે, જે માણસને જે અધિકાર નથી છતાં તે અધિકાર ભોગવે, તો તેને દુઃખરૂપ સજા ભોગવવી પડે. દુઃખરૂપ સજા ભોગવતાં પણ તે સમજે નહિ તો આખરે તેને મોતની સજા ભોગવવી પડે. આટલા ઉપરથી આપણને સમજાય છે કે, પૃથ્વી ઉપર અને પાણીમાં જે અશુચિથી આસુરી વૃત્તિના એટલે ઝેરી જીવો ઉત્પન્ન થાય છે, તેમનો નાશ કરવા માટે તેવાજ પાણીમાં તરતા, પૃથ્વી ઉપર ફરતા અને આકાશમાં ઊડતા જીવોને તેણે ઉત્પન્ન કરી મૂકયા છે. આથી સાબિત થાય છે કે જે જગતની શોભારૂપ મનુષ્યને આનંદ આપવા અને મનુષ્ય ઉપર આવતી ઉપાધિરૂપ રોગોની પીડાને અટકાવવા માટે જે જંતુઓને ઉત્પન્ન કરેલાં છે, તે જંતુઓને મનુષ્યો મારી ખાય, જેથી જેટલા પ્રમાણમાં મનુષ્યો આરોગ્ય રહેવા જોઈએ તેટલા પ્રમાણમાં આ-

રોગ્યતા નહિ મળતાં, તેઓ રોગના ભોગ થઇ પડે છે. જ્યારે તે પાપમાં ઘણો વધારો થાય છે ત્યારે ઋતુના હીનયોગ, મિથ્યયોગ કે અતિયોગ થવાથી વાતાવરણમાં અસખ્ય ઝેરી જંતુઓ ઉત્પન્ન થઇ મનુષ્યોને અંતિમ એટલે મોતની સજા કરે છે.

એ પ્રમાણે વિચાર કરતાં સમુદ્રના પાણીમાં જે અસંખ્ય જાતનાં પ્રાણીઓ જોવામાં આવે છે, તે નિરર્થક ઉત્પન્ન કરેલાં નથી પણ મનુષ્યોને બળ, બુદ્ધિ અને આરોગ્ય આપનારાં છે. આ વાત અમે પોતે કહીએ છીએ એવું કાંઈ નથી; પણ ખાસ વિદ્વાનોમાં ગણાતા અને તત્ત્વજ્ઞાનને પ્રધાન માનનારા પશ્ચિમના વિદ્વાનો પણ આ વાતને સમજી માંસાહારથી અલગ રહેવાની ભલામણ કરે છે. કેટલાક વિદ્વાનો એવો ઉપદેશ કરે છે કે, દિન પર દિન સમુદ્રના પાણીમાંથી ખાર એટલે "ક્લોરિન ગૅસ" ઓછો થતો જાય છે, જેથી સમુદ્રમાંથી પાકતું મીઠું પ્રથમ જેટલું ખારું જણાતું નથી. અને તેનો પ્રત્યક્ષ પુરાવો એવો છે કે, જે જગ્યાએથી માછલાંનો નાશ કરવામાં આવે છે, તે જગ્યા કરતાં બીજી જગ્યાનું મીઠું વધારે ખારું છે. એટલે દરિયાઈ પ્રાણીના રક્ષણથી દરિયામાં આવતી અશુચિમાંથી ઉત્પન્ન થતા ખારા રસ સિવાયના બીજા પાંચ રસો એટલે ગળ્યો, કડવો, ખાટો, તીખો અને કષાય રસ વધી જવાથી ખારનું પ્રમાણ ઓછું થાય છે. આમ હોવાથી ઘણા વિદ્વાનોનું કહેવું એવું છે કે, દરિયાનું પાણી દિન પર દિન વધારે મીઠું થતું જાય છે. એટલે એક તરફ સેનેટરી સિસ્ટમ પ્રમાણે દરિયાકિનારાનાં શહેરોમાંથી તમામ જાતની અશુચિ દરિયામાં સીધી પહોંચાડમાં આવે છે, બીજી તરફથી પૃથ્વી ઉપરની અશુચિ વરસાદના પાણીથી ધોવાઇને દરિયામાં દાખલ થાય છે, આ ઉપરાંત ખુદ દરિયામાંજ ઉત્પન્ન થયેલા અશુચિને ખાનારા જીવોનો બેહદ નાશ કરવામાં આવે છે, આથી

દરિયામાં અશુચિ વધી જવાથી દરિયાનું પાણી ખારાશ વગરનું થાય છે અને તે ઓછી ખારાશવાળું અશુચિ ભરેલું મીઠું મનુષ્યના ખાવામાં આવે, એટલે રોગ ઉત્પન્ન થાય તેમાં કાંઇ આશ્ચર્ય નથી. તેમ ઋતુના યોગે ઊડતાં જંતુઓ કે જેનું રહેઠાણ અને ઉત્પત્તિસ્થાન પાણીવાળી જગ્યામાં છે, તે અશુચિ પદાર્થો અને દરિયાનું પાણી ભેગું થવાથી મૂત્ર જેવા પદાર્થોમાંથી ઊડતાં અને મળ જેવા પદાર્થોમાંથી ચાલતાં ઝેરી જંતુઓ સંખ્યાબંધ ઉત્પન્ન થાય છે. આ જંતુઓનો ફેલાવો એટલા જોરથી થાય છે કે, જંતુવિદ્યાના શોધકોએ સિદ્ધ કર્યું છે કે, ઝેરી જંતુની પેદાશને જો સૂર્યના કિરણથી કુદરત નાશ ન કરતી હોત તો એક દિવસમાં આટલાંટિક મહાસાગર ભરાઈ જાય તેટલાં જંતુઓ ઉત્પન્ન થાત. અર્થાત્ કહેવાની મતલબ એવી છે કે, સમુદ્રમાં પાકતા જીવો તે માણસના રક્ષણને માટે છે પણ કાંઇ તેઓને મારી ખાવાને માટે નથી. જેવી રીતે આકાશમાં ફરતા ગ્રહો, સૂર્ય અને ચંદ્ર, રાશિચક્રથી ફરતા અયન અને સંક્રાન્તિથી જે જે પ્રદેશમાં, જે જે અક્ષાંશ અને રેખાંશમાં જેવી જેવી જાતનું વાતાવરણ ઉત્પન્ન કરે છે; તેવી તેવી જાતનાં મનુષ્યો અને પ્રાણીઓ પૃથ્વી ઉપર ઉત્પન્ન થાય છે. એજ પ્રમાણે દરિયામાં પણ જુદી જુદી આકૃતિનાં, જુદા જુદા આકારનાં અને જુદા જુદા ગુણધર્મવાળાં પ્રાણીઓ ઉત્પન્ન થાય છે. એટલે જે માણસો એવો વિચાર કરનારા છે કે, દરિયામાંથી જળચર જીવોનો અમે જેટલો નાશ કરતા જઇએ તેટલા પ્રમાણમાં અગાધ સમુદ્રમાંથી બીજા જીવો ત્યાં આવીને પુરાય; એટલે દરિયાની વસ્તીમાં ઘટાડો થઇ શકતો નથી. પણ તેઓ ભૂલી જાય છે કે, કુદરતના કાયદા પ્રમાણે જે અક્ષાંશ કે રેખાંશવાળા ભાગમાં જે જાતનાં દરિયાઇ પ્રાણી ઉત્પન્ન થાય છે, તેઓ બીજા ભાગમાં જઇ શકતાંજ નથી. તેનું પ્રત્યક્ષ પ્રમાણ એવું છે કે, જે સ્થળેથી

કોડી, શંખ ખાગડાં, શંખલાં, છીપ અને મોતી વગેરે નીકળે છે, તેવાં બીજે સ્થળેથી ગળતાં નથી; એટલે જે પ્રદેશમાં જે જીવો ઉત્પન્ન થાય છે, તે જીવો દરિયાના બીજા પ્રદેશમાં જઇ શકતા નથી. આમ હોવાથી દરિયામાંથી જે સ્થળેથી દરિયાઇ પ્રાણીઓનો નાશ કરવામાં આવે, તે સ્થળે બીજા સ્થળનાં પ્રાણીઓ આવી શકતાં નથી. એટલે તે દરિયાનું પાણી ક્ષારમાં ન્યૂનતા ધરાવે એ શક્ય છે.

ઉપરની હકીકત ઉપરથી સમજવામાં આવે છે કે, ઋતુનો સમયોગ હોય ત્યારે ઝેરી જંતુઓનો પાક જેટલો થાય તેટલો સૂર્યના તાપમાં લય પામી જાય; પણ જ્યારે ઋતુનો હીન, મિથ્યા કે અતિયોગ થાય, ત્યારે જંતુનો નાશ નહિ થતાં ઊલટો વધારો થાય છે. આથી આખું જગત અથવા એક પ્રદેશના લોકો ઉપાધિરૂપ મરકીમાં સપડાય એ નિર્વિવાદ છે.

માણસના શરીરમાં વાયુ, પિત્ત અને કફ જ્યારે શુદ્ધ હોય ત્યારે ગુણ ગણાય છે, તે જ્યારે અશુદ્ધ હોય ત્યારે દોષ ગણાય છે. અને જ્યારે સંપૂર્ણ બગડેલાં હોય ત્યારે મળ ગણાય છે. આવી રીતે અજીર્ણથી મળ બગડે છે અને જો તે મળમાં વાયુનું પ્રાધાન્ય હોય તો વિષ્ટબ્ધાજીર્ણ કહેવાય છે, જો પિત્તનું પ્રાધાન્ય હોય તો વિદગ્ધાજીર્ણ કહેવાય છે અને જો કફનું પ્રાધાન્ય હોય તો તે આમાજીર્ણ કહેવાય છે. તેવી રીતે આકાશમાં જ્યારે તાપની મોસમ હોય છે ત્યારે પિત્તનું પ્રાધાન્ય થાય છે, જ્યારે વર્ષાની મોસમ હોય છે ત્યારે વાયુનું પ્રાધાન્ય થાય છે અને જ્યારે ટાઢની મોસમ હોય છે ત્યારે કફનું પ્રાધાન્ય થાય છે. એટલે જે જે મોસમમાં જે જે પ્રકૃતિને કે જે જે દોષોને પુષ્ટિ મળે એવું વાતાવરણ થાય છે, તે તે મોસમમાં તેવી તેવી પ્રકૃતિનાં સ્થળચર, જળચર અને ખેચર પ્રાણીઓ ઉત્પન્ન થાય છે: એટલે ગ્રીષ્મ અને શરદઋતુમાં

જ્યારે સખત તાપ પડે છે, ત્યારે મનુષ્યોનાં શરીરમાં વિદગ્ધાજીર્ણ થયેલું હોય છે. આથી તે અજીર્ણમાં અગ્નિતત્ત્વવાળા એટલે ઝેરી જીવો ઉત્પન્ન થયેલા હોય છે અને સમુદ્રમાં પણ અગ્નિતત્ત્વવાળા ઝેરી જીવો ઉત્પન્ન થાય છે. તે જીવો હવાની સાથે ઊડતા ઊડતા પૃથ્વી તરફ આવે છે અને જે મનુષ્યના શરીરમાં દગ્ધાજીર્ણને લીધે વિષવાળાં જંતુઓ ઉત્પન્ન થયેલાં હોય છે, તે જંતુઓ હવામાંથી આવતાં જંતુઓને આવકાર આપી, પોતાના સ્વજાતીય ભાઈ ગણી પોતાની પાસે આશ્રય આપે છે. આથી મનુષ્યના શરીરમાં વિદગ્ધ થયેલા પિત્તનો અતિયોગ થવાથી અને કફનો હીનયોગ થવાથી વાયુનો મિથ્યાયોગ થાય છે; એટલે દગ્ધ થયેલું પિત્ત ઊલટી અને ઝાડાના રૂપમાં બહાર નીકળવા માંડે છે. તે બહાર નીકળવાની ઉતાવળમાં પોતાની સાથે રહેલા કફ અને વાયુની દરકાર કર્યા સિવાય જોરથી બહાર નીકળે છે. અને આસુરી જીવોના કાયદા પ્રમાણે એક ક્ષણમાં લક્ષાવધિ જીવો ઉત્પન્ન થતા હોવાથી, શરીર તે જીવોથી વિષપૂર્ણ બની જાય છે; જેથી આયુર્વેદે એ રોગનું નામ વિસૂચિકા પાડ્યું છે. એટલે અજીર્ણને ઉત્પન્ન કરવાવાળું પિત્ત મનુષ્યોનાં શરીરમાં વધવાથી વિદગ્ધાજીર્ણ થઈને અગ્નેય જીવોની ઉત્પત્તિ થયેલી હોય છે. તેમાં સમુદ્રમાં ઉત્પન્ન થયેલા વાતાવરણમાં અગ્નિતત્ત્વ (પિત્ત)નો અતિયોગ થવાથી, તે જંતુઓ મનુષ્યશરીરમાં પ્રવેશ કરી પ્રાણનો નાશ કરે છે. તેને જુદા જુદા દેશના લોકો જુદાં જુદાં એટલે વિસૂચિકા, મોરચી, વાસી, મરકી, મરી, કૉલેરા, એવાં એવાં નામોથી ઓળખે છે અને જ્યારે તે સંપૂર્ણ રૂપમાં પ્રગટ થાય છે, ત્યારે લોકો આકુળવ્યાકુળ થઈ નાશભાગમાં પડે છે અને તેનું રક્ષણ કરવા માટે ચિકિત્સાશાસ્ત્રીઓ કે જેઓ કારણનો ઉપાય નહિ કરતાં કાર્યનો ઉપાય કરવાવાળા છે, તેઓ નવી નવી રીતોની શોધ કર્યે જાય છે. પણ

કોલેરાનો ( મરકી ) રોગ તો જ્યારે હવામાં ઋતુનો સમયોગ થાય છે ત્યારેજ શાંત થાય છે. માટે જો કોલેરા જેવા ચેપી રોગનો સમૂળો નાશ કરવો હોય તો તેનું ઉત્પત્તિસ્થાન કે જે જળચર, સ્થળચર અને ખેચર પ્રાણીઓ જેઓ મનુષ્યને નુકસાન કરનારાં ઝેરી જંતુઓનો ભક્ષ કરી જાય છે અને જેથી મનુષ્યને આવા ભયંકર રોગના પંજામાં સપડાવું પડતું નથી, તેમનો નાશ થતો અટકાવવામાં આવે તોજ આવા રોગોનો સમૂળો નાશ થાય. અમારા સાંભળવામાં એવું આવેલું છે કે, હિંદુસ્તાન સિવાયના સુધરેલા દેશોમાં એવો કાયદો છે કે, જ્યારે જ્યારે માછલીઓ ગર્ભ ધરતી હોય અથવા ઇંડાં મૂકવાની મોસમ ચાલતી હોય ત્યારે ત્યારે તે મોસમમાં માછલી મારવાનો પ્રતિબંધ હોય છે. જો આ વાત ખરી હોય તો અમારી વાતને મોટો ટેકો મળે છે, પણ હિંદુસ્તાનને માટે કોઈ પણ પ્રકારનો પ્રબંધ નહિ હોવાથી, હિંદુસ્તાનમાં આવા ચેપી રોગો હદ બહારનું જોર અજમાવે છે અને વરસોનાં વરસો વહી જાય તો પણ ઝેરી રોગો હિંદુસ્તાનનો પીછો છોડતા નથી. એટલા માટે અમે ફરીથી કહીએ છીએ કે, જો કોલેરા અથવા મરકીને હિંદુસ્તાનમાંથી દૂર કરવી હોય તો નીચેના ઉપાયો કરવા જોઇએઃ—

૧. જે પ્રાણીઓ, જીવજંતુ વગેરે અશુચિને ખાઈને ઊડતાં અને પગે ચાલતાં જંતુઓની ઉત્પત્તિનો નાશ કરે છે, તેમનો નાશ થતો સત્વર અટકાવવો.

૨. હવાની શુદ્ધિ કરવા માટે આપણા આચાર્યોએ ઘી અને સુગંધી દ્રવ્યોથી યજ્ઞયાગાદિના જે પ્રબંધ કર્યા છે, તેમાં વધારો કરવો અને હાલમાં યજ્ઞયાગાદિ પ્રસંગે હુતદ્રવ્યની આહુતિ આપવા ઉપર ધ્યાન આપવામાં આવતું નથી, પરંતુ તેવા પદાર્થોને

ઉજાણી તરીકે ખાવાપીવા તરફ વધારે ધ્યાન આપવામાં આવે છે તેમાં સુધારો કરી, તે દ્રવ્યોને ખાવામાં વાપરવા કરતાં હવનમાં વધારે હોમવાની લક્ષપૂર્વક કાળજી રાખવી.

૩. જ્યારે ઋતુઓમાં ઋતુનો હીન, મિથ્યા કે અતિયોગ જણાય ત્યારે ત્યારે ઋતુના યોગ પ્રમાણે મનુષ્યોના ખોરાકમાં ફેરફાર કરવો અને દરેક મનુષ્યે એટલી વાત ધ્યાનમાં રાખવી કે, જ્યારે **'યમની દાઢ ઉઘાડી થાય છે'** એટલે ઉપદ્રવરૂપ (ઝેરી હવા) વાયુ દેશમાં ફુંકાતો હોય તેવા વખતમાં "अल्पाहारी सजीवति" અલ્પ અહાર કરનારાજ જીવે છે. એટલે આ વાત પર ખાસ ધ્યાન આપવું કે બપોરના ભોજનમાં સાદો ખોરાક પેટ ભરીને ખાવો, પણ સાંજના ભોજનમાં તો દરેક મનુષ્યે હંમેશના નિયમ કરતાં અડધો ખોરાક ખાવો. એટલે દરેક ઘરના વડીલે જેના ઘરમાં રાત્રિભોજનમાં જેટલું અનાજ વપરાતું હોય તેથી અડધા અનાજની રસોઈ કરવાનો હુકમ કરી, દરેક માણસને હિસ્સે પડતું ખાવાનું આપી અડધા ભૂખ્યા રાખવા. જે મનુષ્ય કોલેરા, પ્લેગ, ઇન્ફ્લુએન્ઝા વગેરે કોઈ પણ જાતની ઝેરી હવાથી ઉત્પન્ન થયેલા રોગો ચાલતા હોય, તે વખતમાં બપોરે સાદો ખોરાક અને સાંજે અડધું ભોજન લેશે, તેના ઘરમાં અથવા તે માણસના શરીરમાં કોઈ પણ જાતનાં ઝેરી જંતુ પ્રવેશ કરી શકશે નહિ. રોગ થયા પછી તેના ઉપાયને માટે દોડાદોડ કરીને વખતનો, પૈસાનો અને પોતાના જાનનો ભોગ આપવા કરતાં અલ્પાહાર, નિરામિષ ભોજન અને શરીરની સ્વચ્છતા રાખી રોગના પંજામાં નહિ સપડાવું એજ મનુષ્ય માત્રને લાભકારી છે. છતાં જો કોઇ માણસને કોલેરા થાય તો નીચે પ્રમાણે ચિકિત્સા કરવાથી તે સારો થાય છેઃ-

૧. રાતાં મરચાં બે ભાગ લઇ ખૂબ બારીક વાટવાં. બે ભાગ

ઊંચી હિંગ વાટીને મરચાં સાથે મેળવીને. તેમાં ચાર ભાગ દેશી કપૂર મેળવી વાટવું. વાટતાં વાટતાં કપૂરની હવાથી, હિંગ પીગળીને ગોળી વાળવા જેવો લોચો થશે. તેની વટાણા જેવડી ગોળીઓ વાળી રાખી મૂકવી. જો કોલેરા થનારને કોલેરાની શરૂઆતથી ઊલટી અને ઝાડા થયા પછી બબ્બે ગોળી પાણી સાથે ગળાવવામાં આવે, તો કોલેરાના ઘણા દરદીઓ બચી જાય છે. કોલેરાના દરદીને તરસ લાગે તો માગે તેટલું પાણી પાવું અથવા લોબાનના ધુમાડાથી શુદ્ધ કરેલું પાણી પાવું. પરંતુ એટલી વાત યાદ રાખવી કે, કોલેરાના દરદીને જ્યાં સુધી ઊલટી અને ઝાડા સિવાય છૂટો પેશાબ થાય નહિ, ત્યાં સુધી અન્ન, કોઇ પણ જાતની કાંજી, દૂધ, કે લીલો મેવો ખાવાને આપવો નહિ; માત્ર પાણી પાયા કરવું. કોલેરાની શરૂઆતમાં દરદીને તલનું તેલ દરેક ઊલટીએ બબ્બે તોલા અથવા ચોખ્ખું ઘી ગરમ કરીને ઊલટીએ બબ્બે તોલા પાવાથી ઘણા દરદીઓ સારા થાય છે. એકંદર રીતે કોલેરાના દરદીને કૃમિનો નાશ થાય, પિત્તની શાંતિ થાય, અગ્નિ પ્રદીપ્ત થાય અને મળ બંધાય એવા ઉપાયો કરવાની ખાસ જરૂર છે.

## विषूचिका (कोलेरा)ना केटलाक अनुभवसिद्ध उपायो

### ૧–યતિશ્રી રવિહંસજી દીપહંસજી–સુરત

૧. કોલેરામાં દર ઝાડા–ઊલટીએ તલનું તેલ (કાચુંજ) એક નવટાંક નવટાંકને આશરે પાયા કરવું. એક શેર તેલ દરદીના પેટમાં પડયું કે તરત ખાતરીપૂર્વક ઝાડાઊલટી બંધ થઇ જશે.

૨. કોલેરા તેલઃ–લાલ મરચાં સૂકાં શેર ૦। તલના ૧ શેર તેલમાં નાખી કાળાં થતાં સુધી આખાં ને આખાં તળવાં. બાદ તે મરચાં કાઢી લઇ પેલા તેલને કપડેથી ગાળી તેની શીશી ભરી

નીચેની ગોળીઓ કરીને આપવી. ગાંજો તોલો ૧, જાવંત્રી તોલો ૦॥, કપૂર તોલો ૦॥, નાગકેસર તોલો ૦॥, ગંધક તોલો ૦॥ એ સર્વને ખરલમાં બારીક વાટી એક રતી પ્રમાણની ગોળી વાળી, બબ્બે કલાકે એકેકી ગોળી આપવાથી ઝાડા બંધ થાય છે.

## ૯-જોશી રામકૃષ્ણ રેવાશંકર-જાદર

**કોલેરા માટે:**-લાલ જામફળનાં પાનનો કવાથ કરી આપવાથી તુરતજ કોલેરા બંધ થાય છે.

## ૧૦-વૈદ્ય બાપાલાલ બહેચરદાસ-ચહેલિયા

૧. અશ્વલાદનો રસ તોલા બે કાઢી તેમાં શેકેલી હિંગ એક માસો નાખી, પીવાથી ગમે તેવી પેટપીડ અથવા કોલેરાની પીડાને તુરત મટાડે છે.

૨. **ગંધકવટી:**-શુદ્ધ ગંધક તોલો ૧, ઉમદા હરડેની છાલ તોલા ૨, સિંધવ તોલા ૩, સૂંઠ તોલા ૪ એ સર્વનું લીંબુના રસમાં ખૂબ મર્દન કરી, ચણીબોર જેવડી ગોળીઓ વાળી આપવાથી શૂળ, પેટનો ગોળો તથા કોલેરા પર એકેક ગોળી વરિયાળીના અર્કમાં તેમજ અમૃતબિંદુ સાથે આપવાથી મટે છે.

## ૧૧-વૈદ્ય ચંચળલાલ જાદવજી-મુંદ્રા (કચ્છ)

મોચરસ તોલો ૧, અફીણ તોલો ૦॥, અજમો તોલો ૧, એ ત્રણેને બારીક વાટી તેમાં ભળે તેટલો વગર કાંકરીનો ચૂનો મેળવી ખૂબ વાટી, વાલ વાલની ગોળીઓ વાળી, દિવસમાં ત્રણ વખત એકેક ગોળી દહીં શેર ૦॥ સાથે આખી ગળાવવી. બચ્ચાંને દહીંમાં મિશ્ર કરી આપવી અને પાણીને બદલે દહીંનોજ ઉપયોગ કરાવવો; આ દવાથી સેંકડે પોણોસો ટકા દરદીઓ મારે હાથે સારા થયા છે અને અનુભવસિદ્ધ છે.

## ૧૨–વૈદ્ય બાળકૃષ્ણ હરિકૃષ્ણ શાસ્ત્રી–ભુલાવાડી

સૂંઠ, મરી, પીપર, રાળ, ઇંદ્રજવ, એ સર્વ સમભાગે લઈ વસ્ત્રગાળ ચૂર્ણ કરી ૦। થી ૦॥ તોલાભાર ડુંગળીના રસ સાથે આપવાથી વિષૂચિકા મટે છે. ગોળી બબ્બે કલાકને અંતરે આપવી. અમોએ ખાસ અજમાવેલી છે.

## ૧૩–બ્રહ્મચારી આત્મારામજી ત્રિવેદી

કબૂતરની અઘાર તોલો ૧ અને મરઘીની અઘાર તોલો ૧, એ બન્ને પાણીમાં વાટી પીવાથી કોલેરા તુરત મટી જાય છે.

## ૧૪–વૈદ્ય ભવાનીશંકર ગોવિંદજી–સુરત

પીળી કોડીની ભસ્મ, કંપીલો, કપૂર, અકલગરો, જાયફળ, જાવંત્રી, તજ, મયૂરપિચ્છભસ્મ, વાવડિંગ અને કેસર એ દરેક તોલો ૦। તથા મરી, હિંગળોક, વછનાગ દરેક અધો તોલો લઈ સર્વને બારીક વાટી, આદુના રસમાં ચણા પ્રમાણેની ગોળીઓ વાળી આપવાથી કોલેરા મટે છે.

દરદીને વંઠ (વાયુના ગોળા) આવતા હોય તો કાંદાના રસમાં કપૂર મેળવી શરીરે મર્દન કરાવવું જેથી બધું મટી જાય છે.

## ૧૫–વૈદ્ય વાસુદેવ નાગરદાસ–જસકા

આકડાના મૂળની છાલ તોલો ૧, હિંગ તોલો ૧, મરી તોલો ૧ અને અફીણ તોલો ૧ વાટી, આદુના રસમાં મગ જેવડી ગોળીઓ વાળી ડુંગળીના રસમાં આપવાથી કોલેરા મટે છે.

## ૧૬–ડૉકટર મગનલાલ વ્રજભૂખણદાસ–સુરત

લસણ, હિંગ અને કપૂર, સમભાગે લઈ વાટી ગોળમાં ચણા જેવડી ગોળીઓ વાળી આપવાથી કોલેરા, તાણ, તોડ, વંઠ ને શરદી

મટી પેશાબ તુરત લાવે છે; એટલે કોલેરાનું જોર નરમ પડે છે. નાડી ન માલૂમ પડતી હોય તો ઠેકાણે આવે છે, અનુભવસિદ્ધ છે.

## ૧૭–વૈદ્ય ગિરિજાશંકર આશારામ ત્રિવેદી–ઝરિયા

અજમાનાં ફૂલ તથા કપૂર એકત્ર કરી શીશીમાં ભરવાથી પ્રવાહી થાય છે. આ પ્રવાહીનાં પાંચ ટીપાં તથા કૃમિકુઠાર રસ વાલ ૧, પાણી તોલા એકમાં દર અર્ધા કલાકે આપવાથી ઝાડો તથા ઊલટી તુરતજ બંધ થાય છે. બેથી ત્રણ વખતમાંજ ચમત્કારિક ફાયદો થાય છે.

## ૧૮–વૈદ્ય ઉમિયાશંકર મહાસુખરામ–ઉમરેઠ

શુદ્ધ ઝેરકોચલાંને ઘીમાં શેકી વસ્ત્રગાળ કરી, પાનના રસમાં મગ જેવડી ગોળી વાળી, એક એક ગોળી આપવાથી કોલેરા તથા અજીર્ણના ઝાડા મટે છે,

## ૧૯–વૈદ્ય મણિલાલ ગણપતિશંકર ભટ્ટ–સુરત

૧. પારો તોલો ૧, ગંધક તોલા ૨, લોહભસ્મ તોલો ૦॥, સંચળ તોલો ૧, પીપર તોલો ૧, પીપરીમૂળ તોલો ૦॥, ચિત્રકમૂળ તોલો ૦॥, સૂંઠ તોલો ૧, મરી તોલો ૧, ટંકણખાર તોલા ૨, અને લવિંગ તોલો ૦॥ લઈ પ્રથમ પારાગંધકની કાજળ કરી બાકીનાં વસાણાંનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. પછી લીંબુના રસની સાત ભાવના આપી વાલ પ્રમાણેની ગોળીઓ વાળી એક અથવા બે ગોળી મોળી છાશ સાથે આપવાથી કોલેરા, અજીર્ણ, મંદાગ્નિ અને અરુચિ મટે છે. એ ગોળીઓ ૧ થી ૪ સુધી આપવાથી ઊલટી બંધ થાય છે.

૨. લાલ મરચાં બે આનીભાર, સફેદ મરી એક આનીભાર, અફીણ ૦॥ તોલો ને કપૂર એક ઘઉંભાર બારીક વાટી તેમાં બે ચમચા બ્રાન્ડી તથા પાણી તોલા ૨॥ ભાર નાખી, તેના બે ભાગ

કરી દર બે કલાકે એકેક ભાગ પાવાથી કોલેરા તુરત મટી જાય છે. બ્રાન્ડી (મદ્ય) નહિ પીનારે ફક્ત કેસરનું પાણી નાખીને પીવું.

## ૨૦—મહારાજશ્રી મહાવીરદાસ જાનકીદાસ–ધોળકા

૧. ચિત્રકમૂળ, ભિલામાં, સૂંઠ, મરી, લીંડીપીપર, હરડાં, અજમો, ધાણા, તજ, જાવંત્રી, પીપીરીમૂળ, જવખાર, સાજીખાર, જીરું, શાહજીરું, નાગકેસર, લવિંગ, એલચી, ઇંદ્રજવ, સાજીખાર, વાવડિંગ અને ચવક, એ દરેક એકેક તોલો અને સંચળ બે તોલા; સિંધવ, નવસાડ અને બીડલૂણ દરેક એકેક તોલો તથા શેકેલી હિંગ દોઢ તોલો લઇ વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી તોલો ૦। થી ૦॥ છાશ તથા પાણી અથવા મધના અનુપાન સાથે સવારમાં એક વાર આપવાથી અજીર્ણ, કોલેરા વગેરે અનેક દરદો મટે છે. કોલેરા માટે આ દવા લીંબુના એક તોલા રસ સાથે અર્ધા કલાકે આપવાથી મટે છે. આ ચૂર્ણમાં પારો, ગંધક, વછનાગ અને શુદ્ધ ઝેરકોચલાં (ઘીમાં તળેલાં) એ દરેક એકેક તોલો મેળવી યોગ્ય પ્રમાણમાં આપવાથી કોલેરા જેવાં ભયંકર દરદોને તત્કાળ દૂર કરે છે.

૨. સિંધવ, આકડાનાં મૂળ, અઘેડાનાં મૂળ, ચિત્રકમૂળ એ દરેક એક એક તોલો તથા ત્રિકટુ, અજમો, વાવડિંગ, વજ, જાવંત્રી, નાગમોથ, વછનાગ, કપૂર એ દરેક અર્ધો અર્ધો તોલો અને ગંધક તોલા ૨ લઈ વાટી વસ્ત્રગાળ કરી, તેમાં ભાંગ તોલા ૨॥, અફીણ તોલો ૦।, કારેલીનાં પાનનો રસ શેર ૦। લઇ તેમાં મેળવી ખૂબ ઘૂંટી ચણીબોર જેવડી ગોળીઓ વાળી એકથી બે ગોળી દર અર્ધા કલાકે લીંબુના અથવા આદુના રસ સાથે દરદનું જોર તથા દરદીની વય તેમજ બળનો ચિકિત્સાપૂર્વક યોગ્ય વિચાર કરી, જો યોગ્ય માત્રામાં આપવામાં આવે, તો ભયંકર કોલેરા મટે છે.

---

# ૯—કૃમિરોગ

જે માણુસ અજીર્ણ ઉપર ભોજન કરતો હોય, હંમેશાં મીઠા તથા ખાટા પદાર્થો ખાતો હોય, કઢી જેવા પાતળા પદાર્થોનું સેવન કરતો હોય, ગોળ અને લોટના પદાર્થ જમતો હોય, કસરત ન કરતો હોય, દિવસે સૂવાની ટેવવાળો હોય અને દૂધ તથા માછલાંનો ખાનારો હોય તેને કૃમિરોગ થાય છે. તેમાં અડદ, ઘેબર, ક્ષાર, ગોળ અને લીલાં શાકભાજીનું સેવન કરનારને કૃમિ થાય છે. તે કૃમિના રોગીના કૃમિ મળદ્વારના માર્ગે બહાર સરી પડે છે. તેઓ મોટા થયા પછી આમાશય તરફ આવે છે, ત્યારે રોગીના ઓડકારમાં અને શ્વાસમાં વિષ્ટાની ગંધ આવે છે. આ કૃમિઓ કદે જાડા, પુષ્ટ, ગોળ, બારીક, લઠ્ઠ અને રંગે લીલા, પીળા, કાળા તથા ધોળા હોય છે અને તેને કકેરુક, મકેરુક, સૌસરાદ, મલુન અને વેલીહ એવાં પાંચ પ્રકારનાં નામો આપવામાં આવ્યાં છે. જ્યારે મળાશયમાં અપાનવાયુનો હીનયોગ થવાથી તથા કલેદન કફનો અતિયોગ થવાથી વિષ્ટા રોકાઈ જાય છે, ત્યારે જે કૃમિ ઉત્પન્ન થાય છે. તે કૃમિઓ પેટમાં આડાઅવળા ફરતા થવાથી પાતળા ઝાડા, ચૂંક, પેટનું ચડવું, શરીરનું સુકાઈ જવું, શરીર લૂખું તથા પીળું પડવું, રૂંવાંટાં ઊભાં થવાં, અગ્નિ મંદતા અને મળદ્વારમાં ચળ એટલા ઉપદ્રવો ઊભા થાય છે. તેવી રીતે માંસ, અડદ, ગોળ, દૂધ, દહીં, કાંજી તથા અથાણાંનું અતિસેવન કરવાથી કફમાંથી કૃમિ થાય છે. એટલે આમાશયમાં રહેલા કલેદન કફનો અતિયોગ થવાથી અને પકવાશયમાં રહેલા પાચકપિત્તનો હીનયોગ થવાથી અપાનવાયુ મળને ખેંચવા અશક્ત થવાથી તે મળમાં જે જંતુઓ પડે છે, તે જંતુઓ પેટમાં ચારે બાજુએ

ફરવા લાગે છે. તે જંતુઓમાંનાં કેટલાંક પહોળાં, કેટલાંક ગાંઠોવાળાં તથા કેટલાંક ધાન્યના ફણગા જેવાં, તો કેટલાંક ઝીણાં, લાંબાં અને ટૂંકાં હોય છે. રંગમાં તેઓ રાતાં અને ધોળાં હોય છે. તેને અંત્રાદ, ઉદરાવેષ્ટ, હૃદયાદ્, મહારુજ, ચુરુ, દર્ભકુસુમ અને સુગંધ એવાં સાત નામો આયુર્વેદાચાર્યોએ આપેલાં છે. આ કૃમિથી બેચેની, મોઢામાં મોળ, અન્ન પર અભાવ, ચકરી કિંવા ફેર, ઓકારી, તરસ, પેટનું ચઢવું, શરીરની દુર્બળતા, સોજો અને સળેખમ થાય છે. આ સાત જાત પૈકી હૃદયાદ્ અને મહારુજ છાતીએથી મુખવાટે બહાર પડે છે. તે પ્રમાણે દૂધ, માછલાં વગેરે અર્ધા રંધાયેલા બીજા પદાર્થોના ખાવાથી તથા શાકભાજી વગેરે વધારે ખાવાથી રક્તજનિત કૃમિ થાય છે. લોહીને ઊંચકનારા એટલે લોહીમાં થનારા કૃમિ ઝીણા, વગર પગના, ગોળ અને રાતા રંગના હોય છે. કેટલાક કૃમિ એટલા તો સૂક્ષ્મ હોય છે કે, તે દૃષ્ટિએ જોઈ શકાતા નથી. તેની છ જાતો આ પ્રમાણે છે. કેશાદ, રોમવિદ્ધંશ, રોમદ્વિપ, ઉદુંબર, સૌરસ અને માતર—એ છ જાતના કૃમિ પૈકી જે કૃમિ થયા હોય તે લોહીને બગાડી, ચામડીના રોગોને ઉત્પન્ન કરે છે; અને જો હૃદયના લોહીમાં ઉત્પન્ન થયા હોય તો રક્તપિત્ત નામના મહાભયંકર રોગને તેઓ ઉત્પન્ન કરે છે. એ સિવાય જૂ અને ચામજૂ નામના બે કૃમિ શરીરના મેલથી અને રસધાતુનો મળ અને જેને આપણે પસીનો કહીએ છીએ તેમાંથી ઉત્પન્ન થાય છે. તે પ્રમાણે લોહી, રસ અને માંસના બગડવાથી જે કૃમિ થાય છે, તેને આપણે વાળો અથવા નારુંના નામથી ઓળખીએ છીએ. એવી રીતે જુદા જુદા અપાનવાયુના, સમાનવાયુના અને પ્રાણવાયુના સ્થાનમાં વાયુનો હીનયોગ અને કફનો અતિયોગ થવાથી એકવીશ પ્રકારના કૃમિની ગણના આયુર્વેદાચાર્યોએ કરેલી છે. પણ એ સિવાય એક જાતનો ચપટો અને વધુમાં વધુ

ખોરાક ખાઇશું, કારણ કે ચંદ્રોદયના પાઠમાં લખેલું છે કે, " घनं घनीभूत मतिव दुग्धं " એટલે ભારેમાં ભારે ઘી અને દૂધવાળો ખોરાક ખાવો. પરંતુ અમને કાંઈ ભૂખ લાગી નહિ. પણ કાંઈક અગ્નિ મંદ જણાયો, તેથી મનમાં અશ્રદ્ધા ઉત્પન્ન થઈ; પણ અકસ્માત્ એ ગોળી દિવસમાં એકજ વાર એકેકી ખાધા પછી ઘણા ઘીવાળો ખોરાક ખાવાનો પ્રસંગ આવ્યો. તે ખોરાક ભૂખ કરતાં જરા વધારે ખાધો પણ પરિણામ એ આવ્યું કે, સાંજે પાછી ભૂખ લાગી અને બીજે દિવસે ભારે ખોરાક ખાધો તે હજમ થઈ ગયો. એટલે નક્કી વિશ્વાસ બેઠો કે, જેમ જેમ ઘીવાળો ખોરાક ખાતા જઇએ તેમ તેમ ભૂખ વધતી જાય છે અને શરીર પુષ્ટ થતું જાય છે. આ ગોળી ખાતાં કોઇ પણ જાતનું પથ્ય નહિ પાળતાં તેલ, મરચું, હિંગ, આમલી, વાલ, વટાણા, કેળું, કોળું વગેરે ચાલુ ખોરાક ખાતા ગયા અને દરરોજ એકેક ગોળી ખાતા ગયા, પણ કોઈ જાતનું નુકસાન થયું નહિ. ઉપરાંત શરીરે વૃદ્ધાવસ્થાની કરચલી (વળી) પડી હતી તે મટી ગઇ અને શરીર સુદૃઢ થયું. ચંદ્રોદયના પાઠમાં લખ્યા પ્રમાણે એક માસો વજનની માત્રા આ જમાનામાં ખાઈ શકાતી નથી, કારણ કે આ ચંદ્રોદયની એક ગોળીમાં લગભગ અર્ધી રતી ચંદ્રોદય આવેલો છે. છતાં બે ગોળી ખાઈ જોતાં તે મગજને ભમાવી નાખે છે. માત્ર જેને અજીર્ણનો રોગ હોય અથવા જેનાં આંતરડાં ખોરાક પચાવી શકતાં ન હોય તે માણસ વધુમાં વધુ દશ દિવસ સુધી બબ્બે ગોળી પચાવી શકે છે; પરંતુ સાધારણ માણસ કે રોગી એક ગોળી કરતાં વધારે ખાઈ શકતો નથી. જે સંગ્રહણીનો રોગી અન્ન બિલકુલ ખાઈ શકતો નથી અને તેમાં ઘઉં તો હજમ થતાજ નથી, તેવા રોગીને આ ચંદ્રોદય આપવાથી ઘઉંની રોટલી પુષ્કળ ઘી સાથે પચી જાય છે, એટલુંજ નહિ પણ પંદર દિવસ ગોળી ખાધા

પછી ઘઉં, ઘી અને ગળપણ મળેલા ભારે ખોરાકને પચાવે છે, શરીરમાં શક્તિ લાવે છે અને સંગ્રહણીના ઝાડા બાંધે છે. તેવી રીતે ક્ષયના રોગીને પણ અસરકારક રીતે ફાયદો કરે છે. માત્ર જેને માનસિક વિકારથી ક્ષય ન થયો હોય અને જો તેનાં હાડકાં ન ગળી ગયાં હોય, તો તે સારો થાય છે. પરંતુ હાડકાં ગળી ગયા પછી એટલે સાતે ધાતુનો ક્ષય થયા પછી તે રોગીને આરામ થતો નથી. ચંદ્રોદય પોતાનો પ્રભાવ બતાવી તેને થોડા દિવસને માટે ખોરાક પચાવી શક્તિ આપે છે, પરંતુ તે રોગી પાછો ઊથલો ખાઈ મરણ પામે છે. એ ઉપરથી એટલું સાબિત થાય છે કે, આ ચંદ્રોદયની સાથે રસરત્નાકરના રસાયન ખંડમાં હીરાની ભસ્મ મેળવીને જે રસો તૈયાર કરવાના અને તૈયાર કરીને સેવન કરવાના પ્રયોગો લખ્યા છે, તે પ્રમાણે વિધિપૂર્વક રસો તૈયાર કરવામાં આવે અને વિધિપૂર્વક રોગી શ્રદ્ધાથી પથ્ય પાળી સેવન કરે, તો સાતે ધાતુગત ક્ષયરોગ જરૂર સારા થાય. એવા પ્રયોગ વિના ક્ષયને માટે જેટલી શોધ કરવાને મહેનત કરવામાં આવે તેનું ફળ સારું નીવડે એ અમારા વિચાર પ્રમાણે અસંભવિત છે. માટે ધાતુક્ષયને માટે બીજા ઉપાયો કરતાં આ પૂર્ણચંદ્રોદય રસ–પારાને આઠ સંસ્કાર આપી, બનાવી રોગીને આપવાની અમે ભલામણ કરીએ છીએ.

**સ્વલ્પ ચંદ્રોદયઃ**–જાયફળ, લવિંગ, બરાસ અને મરી એ ચાર ઔષધ તોલો તોલો, સોનાનો વરખ એક માસો એટલે અઢી વાલ અને કસ્તૂરી અઢી વાલ એ સર્વના સમગ્ર વજને હિંગળોકમાંથી કાઢેલા પારદનો બનાવેલો રસસિંદૂર નાખી, ખરલમાં બારીક વાટી, ચૂર્ણના રૂપમાં અથવા પાનના રસમાં ચાર ગુંજાભારની ગોળી બનાવવી. એ ગોળી વીર્યની વૃદ્ધિ કરી, શરીરમાં સ્ફૂર્તિ, ચેતન અને શક્તિ લાવી ઘણા રોગને સારા કરે છે.

ઉપર લખેલા પૂર્ણચંદ્રોદય તથા સ્વલ્પ ચંદ્રોદય શુક્રધાતુ-

માંથી બિગાડ થઇ રસધાતુ તરફ આવતા તથા આવેલા ક્ષયરોગ (શોષરોગ)ને મટાડી શકે છે. અમને એવો અનુભવ થયો છે કે, ઘી કરતાં દૂધ ઓછું માફક આવે છે; માટે ક્ષયના રોગીએ ઘી ખાવા તરફ વધારે ધ્યાન આપવું. તે સાથે એટલી ભલામણ કરવામાં આવે છે કે, ચંદ્રોદયરસનો ઉપયોગ થતો હોય તેવા રોગીએ ખાસ પરેજી પાળવાની કાંઈ જરૂર નથી; પરંતુ તેલમાં તળેલા વિદાહી પદાર્થોનો સંપૂર્ણ ત્યાગ કરવો. માત્ર શાકભાજીમાં તેલ ખવાય તો હરકત નથી. કારણ કે ક્ષયની ચિકિત્સામાં રોગીને સાતે ધાતુઓની વૃદ્ધિ થાય એવો ખોરાક આપવાની જરૂર છે; અને તેલમાં તળેલાં ભજિયાં, પાતરાં, મૂઠિયાં, ઢોકળાં, ઢોકળી, પૂડા વગેરે શોષ ઉત્પન્ન કરનારાં છે, તેથી તેનો નિષેધ કરવામાં આવ્યો છે. ઘણા લોકો તેલ ખાવાથી ડરે છે, પરંતુ સૂત્રસ્થાનમાં સ્નેહવિધિમાં સ્નેહપાન કરાવવાને સ્થાવર સ્નેહ તરીકે તલના તેલને પ્રધાન ગણેલું છે. તે પછી જંગમ સ્નેહ એટલે ઘી માનેલું છે અને વસા તથા મજ્જાને છેલ્લા ગણેલા છે. એટલા માટે ક્ષયના રોગીને તેલ ખાવામાં હરકત નથી. આટલી ભલામણ કરીને આ ક્ષયનો નિબંધ સમાપ્ત કરીએ છીએ.

## क्षयरोगना केटलाक अनुभवसिद्ध उपायो

### ૧-વૈદ્ય ધીરજરામ દલપતરામ-સુરત

૧. હિંગળોક તોલા ૪, મોતીની છીપની ભસ્મ તોલા ૨, સાબરભસ્મ તોલા ૨, શંખભસ્મ તોલા ૨, લોહભસ્મ તોલા ૨, પ્રવાલભસ્મ તોલા ૨, કુલાવેલો ટંકણ તોલા ૨, ગળોસત્ત્વ તોલા ૨, શીતોપલાદિ ચૂર્ણ તોલા ૪, લવિંગ તોલો ૧, સોનાનો વરખ તોલો ૦ાા અને કસ્તૂરી બે આનીભાર; ઉપરની સઘળી વસ્તુ સાથે મેળવી તેને ૪૮ કલાક ખલ કરવો. પછી દરરોજ સવારસાંજ ૧

રતીથી ૧ વાલ સુધીનું પડીકું મધ અને પીપર સાથે ખાવાથી ક્ષય, ઉધરસ અને શ્વાસ મટી જાય છે.

૨. **શીતોપલાદિ ચાટણઃ**-હિંગળોક તોલા ૨, લવિંગ તોલો ૧, સાબરભસ્મ તોલો ૧ અને શીતોપલાદિ ચૂર્ણ તોલા ૪, ઉપરની ચાર વસ્તુને એક દિવસ ખલ કરી, તેમાં ૧૦ તોલા મધ મેળવી તેનો અવલેહ બનાવી દિવસમાં ત્રણ વખત બબ્બે આનીભાર ચાટી, તે ઉપર અરડૂસો તોલો ૧ અને ૦॥ તોલો એલચીનો કાવો કરી, મધ નાખી પીવાથી ક્ષય પર ઘણી સારી અસર કરે છે.

૩. **હિંગળોકની ગોળીઃ**-હિંગળોક તોલો ૦॥, ધોળાં મરી તોલો ૧, લવિંગ તોલો ૦॥ અને વછનાગ તોલો ૦, એ ચારેને એક દિવસ આકડાના દૂધમાં પલાળી મૂકી, બીજે દિવસે પાકા પાનનો રસ નાખી ચોવીસ કલાક ઘૂંટવું. પછી મરી પ્રમાણે ગોળી વાળી તેને શીશીમાં ભરી મૂકવી. એ ગોળી દિવસમાં બેથી ત્રણ વાર પાણી સાથે ગળીને ઉપર એક રૂપિયાભાર ચોખ્ખું ઘી ગરમ કરીને પીવું જેથી ક્ષય, કફ અને ખાંસી મટે છે.

૪. **લવિંગાદિ ગુટિકાઃ**-ફુલાવેલો ટંકણ તોલો ૧, શુદ્ધ મનસીલ તોલો ૧, હિંગળોક તોલો ૧, મરી તોલો ૦॥, પીપર તોલો ૦॥, ખેરસાલ તોલો ૦॥ અને લવિંગ તોલો ૦॥, ઉપરની વસ્તુને વસ્ત્રગાળ કરી ૨૪ કલાક કોરી ઘૂંટી, આદુના રસમાં ૧ દિવસ ઘૂંટી ગુંજા પ્રમાણે ગોળી કરી, દરરોજ બે અથવા ત્રણ વખત મધ-પીપર સાથે એકેક ગોળી આપવાથી ક્ષય મટે છે.

### ૨-વૈદ્ય અંબારામ શંકરજી-વાગડ

૧. **ક્ષયરોગ માટેઃ**-બંગભસ્મ અરડૂસીમાં મારેલ વાલ એક તથા શીતોપલાદિ શારંગધર સંહિતાના પાઠ પ્રમાણે બનાવેલ બે આનીભાર, માખણ સાથે લેવાથી શરૂ થતો ક્ષય મટે છે.

૨. ચતુર્મુખ રસઃ-પારો, ગંધક, લોહભસ્મ અને અભ્રકભસ્મ, એ પ્રત્યેક ચાર તોલા તથા સુવર્ણભસ્મ એક તોલો લઈ, ખરલમાં ખૂબ બારીક વાટી, કુંવારના રસની ભાવના આપી, ગોળો વાળી એરંડાનાં પાન વીંટી દોરો બાંધી, દાણાના ઢગલામાં ત્રણ દિવસ રાખી મૂકી, પછી ચોથે દિવસે કાઢી ખરલમાં નાખી બારીક વાટી બધા રોગમાં વાપરવું. પાવલીભાર ત્રિફળા તથા મધ સાથે આપવું. એ દવા ખાધા પછી ઉપર દૂધ પીવું. આથી ક્ષય, ઉધરસ, કોઢ, પાંડુરોગ, પ્રમેહ, શૂળ, શ્વાસ, મંદાગ્નિ, હેડકી, અમ્લપિત્ત, અપસ્માર, ઉન્માદ, હરસ તથા ચામડીનાં ઘણાંખરાં દરદો મટે છે અને આ દવા ઘણીજ પૌષ્ટિક માલૂમ પડી છે.

૩. સુવર્ણ વસંતમાલતી એકથી બે ચણોઠીભાર લીંડીપીપર તથા મધ સાથે અથવા શીતોપલાદિ ચૂર્ણ સાથે આપવાથી શરૂ થતો ક્ષય મટી જાય છે.

## ૩–વૈદ્ય ભૂરાભાઈ ઓધવજી ત્રિવેદી–ભાદરોડ

**ક્ષય માટેઃ**-વસંતમાલતી, અભ્રકભસ્મ, ચોસઠ પહોરી પીપર અને શીતોપલાદિ એકત્ર કરી આપવાથી થતો ક્ષય અવશ્ય મટે છે.

## ૪–વૈદ્ય ચૂનીલાલ જયકિશનદાસ–સુરત

૧. વિષમજ્વરાંતક લોહઃ-હિંગળોકમાંથી કાઢેલો પારો તોલો ૧ તથા ગંધક (આમલસારી) તોલો ૧, કાજળી કરી પર્પટી બનાવી, તેમાં સુવર્ણભસ્મ તોલો ૦।, લોહભસ્મ તોલા ૨, તામ્રભસ્મ તોલા ૨, અભ્રકભસ્મ તોલા ૨, બંગભસ્મ તોલો ૦॥, ગેરુ તોલો ૦॥, પ્રવાલભસ્મ તોલો ૦॥, મોતીની ભસ્મ તોલો ૦।, શંખભસ્મ તોલો ૦। અને સીપભસ્મ તોલો ૦।, એ સર્વને પર્પટીમાં મેળવી ગુલાબજળમાં એક કલાક ખલ કરી, મોતીની બે સીપ

દવા માય તેટલી મોટી લઈ તેમાં ખલ કરેલી દવા ભરી સીપનો સંપુટ બંધ કરી તેના ઉપર એક આંગળ જાડી, ચીકણી મટોડીની કપડમટ્ટી કરી સુકાવી, બે મોટા અડાયાં–છાણાંની આંચમાં એવી રીતે પકાવવું કે, મટોડીનો રંગ લાલ દેખાય. બાદ તરત કાઢી લઇ, ઠંડું થયા પછી તેની ઉપરથી મટોડી કાઢી નાખી સીપ સાથે દવાને બારીક વાટી, તેમાંથી એક રતી લઈ શીતોપલાદિ ચૂર્ણ તોલો ૦| તથા જેઠીમધનું ચૂર્ણ બે આનીભાર અને અરડૂસીનો રસ તોલા ૨ સાથે આપવાથી ક્ષયરોગ નાબૂદ થાય છે.

**૨. અકીકની ભસ્મ:**–અકીક ઉમદા લાલ રંગનો, સફેદ રેષા વગરનો બે તોલા લઈ, લૂણિયા દુધેલી (જે જમીન ઉપર પથરાયલી રહે છે તથા લુણીની ભાજી જેવાં પાતરાં થાય છે તે) અડધો શેર વજને લઈ તેનો લુગદો બનાવી, તેની વચમાં અકીક મૂકી ગોળો કરી કપડમટ્ટી કરી સુકાવી અડધો મણ જંગલી અડાયાં છાણાંની અગ્નિમાં પકાવી સ્વાંગ શીત થયે કાઢી લેવું, જેથી સફેદ ભસ્મ થશે. તેને ખૂબ બારીક વાટીને રાખી મૂકવું. તેમાંથી અધીં કે એક રતી સુધી ગાવ જબાન બે તોલા, વરિયાળી બે તોલા, અધકચરાં ખાંડી પાણીમાં ત્રણ કલાક ભીંજવી ચોળી લુઆબ કાઢી તેમાં જરા સાકર નાખી પીવું. દરેક વખતે લુઆબનું પાણી પાશેર વજને લેવું. આ ઉપાય એક માસ સુધી લાગલાગટ રાખવાથી ક્ષય, ઉરઃક્ષત અને ખાંસીને અવશ્ય નાબૂદ કરે છે. ક્ષયના નબળી હાલતના દર્દીઓને પણ આ ઉપાયથી ઘણો સારો ફાયદો થાય છે.

## ૫–વૈદ્ય રાઘવજી માધવજી–ગોંડલ

**૧. ક્ષયરોગના અતિસાર માટે:**–મોરથૂથાની ભસ્મ તોલો ૧, અફીણ તોલો ૧ અને ગળોસત્ત્વ તોલો ૧, બારીક વાટી તુલસીના રસની એક ભાવના આપી રતી પ્રમાણની ગોળીઓ કરી સવારસાંજ આપવાથી ઝાડો બંધ થાય છે.

૨. **ક્ષયના સોજા માટેઃ**-નિસોતર, પીપર અને ગરમાળાનો ગૉળ ક્ષયના દરદીને ઘી, સાકર તથા મધમાં આપવાથી આવેલા સોજા મટી જાય છે.

૩. **ક્ષયકેસરી રસઃ**-મરી, પીપર, ફુલાવેલી ફટકડી અને નવસાર એ દરેક બે બે તોલા તથા વછનાગ એક તોલો મેળવી બારીક વાટી એક રતીપૂર સાકરમાં આપવાથી ક્ષય, ઉધરસ, શ્લેષ્મ, શરદી, બાળકનું ઉટાંટિયું વગેરે મટે છે.

## ૬-વૈદ્ય પ્રાણલાલ દોલતરામ-કપડવણજ

૧. **રાજયક્ષ્માઃ**-કાંચનભસ્મ ભૈપજ્ય રત્નાવલિના પાઠ પ્રમાણે આપવાથી રાજયક્ષ્મા મટે છે.

૨. **રાજયક્ષ્મા માટેઃ**-શૃંગાર અભ્રકનો પ્રયોગ પણ સાધારણ રીતે ફાયદો કરે છે.

## ૭-વૈદ્ય નંદરામ પ્રાગજી-નાગેશ્રી

**ખર્જુરાદિ ઘૃતઃ**-ખજૂર, દ્રાક્ષ, જેઠીમધ, ફાલસા, પીપર, બોરડીનાં પાનનો કલ્ક અને સિંધવ એનું ઘૃત સિદ્ધ કરી આપવાથી સ્વરભેદ, ઉધરસ, શ્વાસ અને જ્વરમાં સારું કામ કરે છે.

## ૮-વૈદ્ય મંગળભાઈ ભૂધરભાઈ-બાવળા

**ક્ષય માટેઃ**-ગળોસત્ત્વ તોલો ૦।, પીપર બે વાલ, સુવર્ણમાક્ષિક ભસ્મ એક વાલ, પ્રવાલભસ્મ બે રતીભાર, મધ તોલો ૦। અને ઘી તોલો ૦।। મેળવી, દરરોજ આ ચાટણ ઉપર પ્રમાણેના વજને લેવાથી રાજરોગ, જીર્ણજ્વર, શરીરની ઉષ્ણતા, ઉધરસ, શ્વાસ તથા ધાતુની ક્ષીણતાને મટાડે છે. ઘણુજ ઉત્તમ છે.

## ૧૧–ઉરઃક્ષત, કાસ, હિક્કા, શ્વાસ અને સ્વરભંગ

ઉરઃક્ષતઃ–આ રોગ પણ ક્ષયમાંજ અંતરભૂત થાય છે. તથાપિ ક્ષયમાં જેમ માનસિક વિચાર અને આહારવિહારના યોગે અનુલોમ તથા પ્રતિલોમ જાતનો ક્ષય (શોષ) રોગ થાય છે, તેમ ઉરઃક્ષતમાં જણાતું નથી. પરંતુ ઉરઃક્ષતને આપણે આંગતુક ક્ષય કહીએ તો ચાલી શકે. કારણ કે પ્રચંડ ધનુષ્યની પણછ બળથી ચઢાવનારને, ભારે બોજો ઊંચકનારને, પોતાના કરતાં વધારે બળવાન સાથે યુદ્ધ કરનારને, ઊંચેથી પડનારને, બળદ, ઘોડા, હાથી, ઊંટ ઇત્યાદિ નાસતાં પ્રાણીઓને પકડી રાખનારને, ગદા, લાકડાં, પથરા તથા અસ્ત્રોને જોરથી ફેંકનારને, શત્રુનો નાશ કરનારને, મોટા સ્વરથી ભણનારને, ઘણી ઝડપથી ચાલનારને, મોટી નદીઓ તરનારને, ઘોડાની બરાબર ધસીને દોડનારને, એકદમ મોટી છલંગ મારનારને અથવા મલ્લયુદ્ધાદિ સાહસનાં કામો કરનારને અને અત્યંત મૈથુન કરવાથી જે પુરુષ આશક્ત થઇ ગયો હોય તેને, હૃદયમાં શ્વાસ ભરાઇ આવવાથી સાધકપિત્તનો અતિયોગ અને અવલંબન કફનો હીનયોગ થવાથી, તેની ત્વચામાં રહેલા કલેદન કફને વ્યાનવાયુ સૂકવી નાખે છે, તેથી તેનું ઓજસ (તેજ) ઘટી જાય છે. સાધકપિત્તનો અતિયોગ અને પાચકપિત્તનો હીનયોગ થવાથી હૃદયમાં દુખાવો ઉત્પન્ન થઇ, પાનવાયુએ અવલંબન કફનો હીનયોગ કરેલો હોવાથી તેને જોરથી લૂખી ખાંસી આવે છે. પાનવાયુનો અતિયોગ થવાથી તે અવલંબન કફને સૂકવે છે, તેથી પાંસળાંમાં દુખાવો થાય છે. પાચકપિત્તનો હીનયોગ થવાથી અને સમાનવાયુનો કલેદન કફ સાથે મિથ્યાયોગ થવાથી શરીર

સુકાઈને થરથર કંપે છે. અપાનવાયુનો હીનયોગ થવાથી પકવાશયમાં રહેલા આમને તે પચાવી શકતો નથી અને તે આમ સમાનવાયુના હીનયોગથી કોઠામાં જઇ રસને અનુગામી થાય છે, તેથી ભ્રાજકપિત્તનો અતિયોગ થવાથી તાવ આવે છે. હૃદયમાં રહેતા સાધકપિત્તનો અતિયોગ થઇ તેને ઉદાનવાયુના હીનયોગને લીધે આલોચક પિત્તમાં જતાં અટકાવ થાય છે, તેથી દગ્ધ થયેલું સાધકપિત્ત અત્યંત ખટાશને લીધે હૃદયમાં સોજો કરે છે અથવા ક્ષત કહેતાં ચાંદી પડે છે. સાધકપિત્ત વિદગ્ધ થવાથી મેધા, બુદ્ધિ અને કાંતિનો હ્રાસ કરે છે, તેથી મન ચિંતાતુર તથા ઉદાસ રહે છે. જો અપાનવાયુમાં પિત્તનો મિથ્યાયોગ થયો હોય, તો પાતાળ ઝાડા થાય છે. સાધકપિત્ત દગ્ધ થવાથી અને અવલંબન કફને પાનવાયુના અતિયોગે સૂકવી નાખવાથી, દુર્ગંધયુક્ત, રક્તમિશ્રિત, ગાંઠાવાળા, કાળા તથા પીળા રંગના કફના પુષ્કળ બળખા પડે છે. આવી રીતનાં આગંતુક કારણોથી ઉરઃક્ષત રોગ થાય છે. બીજી રીતે અત્યંત સ્ત્રીસેવનને લીધે સ્ત્રીઓનાં રૂપ, દર્શન, સ્પર્શનની ઇચ્છાથી મન વ્યગ્ર થાય અને અત્યંત સ્ત્રીસંભોગથી શુક્ર તથા ઓજસનો અને તે પછી ક્રમે ક્રમે સાતે ધાતુનો ક્ષય થાય. તેમાં પણ ઉપર કહ્યા પ્રમાણે વાયુના અતિયોગથી અને કફના હીનયોગથી પિત્ત દગ્ધ થઇ હૃદયમાં જે ક્ષત (ચાંદી) ઉત્પન્ન કરે છે, તે પણ ઉરઃક્ષત ગણાય છે. જો કે બીજો પ્રકાર માનસિક વેગને આધીન થવાથી ઉત્પન્ન થાય છે, તો પણ અમારા વિચાર પ્રમાણે તો તે પણ આગંતુકમાંજ ગણી શકાય છે. કારણ કે ક્ષયના પ્રકરણમાં નિદાનશાસ્ત્રે અતિમૈથુનથી ઉત્પન્ન થતો વ્યવાયશોષી નામનો એક ભેદ લખ્યો છે. માત્ર તેમાં ચાંદી પડતી નથી અને ઉરઃક્ષતમાં ચાંદી પડે છે, એટલોજ ફેર છે.

જે ઉરઃક્ષતમાં સંપૂર્ણ લક્ષણો ન દેખાયાં હોય, જેનો જઠ-

રાગ્નિ પ્રદીપ્ત હોય, જેના માંસના લોચા ગળી ગયા ન હોય અને જેને ઉરઃક્ષત થયાને એક વર્ષ વીતી ગયું હોય, તેનો વ્યાધિ પરાણે મટે છે. પરંતુ જેને છાતીમાં વેદના થાય છે, લોહીની ઊલટી થાય છે, ખાંસી સાથે શોષનો ઉપદ્રવ હોય છે, અંડકોષ, પાંસળાં, બરડો અને કમ્મરને જાણે બાંધી લીધાં હોય એવાં દુઃખે છે, મળ સુકાઈ જાય છે અથવા પાતળા ઝાડા થાય છે તથા જેના શ્વાસમાંથી દુર્ગંધ છૂટે છે, તે ઉરઃક્ષતનો રોગી બચતો નથી.

**કાસરોગઃ-(ખાંસી)** જેનાં નાક અને મુખમાં ધુમાડો પેસી જવાથી દમ રૂંધાયો હોય, મોઢા તથા નાકમાં ધૂળ તથા ઝેણુ (રજોટી) પેસી ગઇ હોય. છાતીમાં દમ ભરાઈ જાય ત્યાં સુધી કસરત કરતો હોય, તેને અથવા લૂખા અન્નનું સેવન કરવાથી, ઘણી ઉતાવળથી જમતાં અન્નોદકનું અંતરીક્ષ જવાથી (અંતરાશ જવાથી) મળમૂત્રાદિકના વેગને દાબી રાખવાથી અને છીંક આવતી અટકાવવાથી પ્રાતવાયુનો અતિયોગ થઈને તે ઉદાનવાયુમાં મળી જવાથી કફ-પિત્ત મળીને એકદમ મુખમાર્ગે બહાર નીકળે, તે વખત રોગીનો અવાજ ફૂટેલા કાંસાનો જેવો સંભળાય છે. અર્થાત્ તેને ઉધરસ આવે છે, તેથી વિદ્વાનો એ રોગને **કાસરોગ કહે છે.** એ ખાંસી વાયુથી, પિત્તથી, કફથી, ક્ષતથી અને ક્ષયથી એવા પાંચ પ્રકારથી થાય છે. પરંતુ એ પાંચ પ્રકારની ખાંસી પૈકી પ્રથમના ત્રણ પ્રકારની ખાંસી જો કે સાધ્ય છે, પરંતુ તેની ઉપેક્ષા કરી (બેદરકારી રાખી) નિયમિત ઇલાજ ન કરવામાં આવે, તો તે બધી ખાંસીઓ ક્ષયરોગને ઉત્પન્ન કરે છે. ઉપર જણાવેલી ખાંસીઓ એકએકથી ઉત્તરોત્તર ચઢતી અને બળવાન છે. તે પાંચે પ્રકારની ખાંસીનાં જુદાં જુદાં લક્ષણો જાણવાની ઇચ્છાવાળાઓએ માધવનિદાન વાંચીને જાણી લેવાં. અત્રે માત્ર એટલુંજ કહેવાનું છે કે, વાયુની ખાંસીમાં મળ અને કફ સુકાઇ જાય છે; પિત્તની ખાંસી-

માં આકા, ઊલટી અને છાતીમાં બળતરા થાય છે; કફની ખાંસીમાં મોઢું ચીકણું, શરીર ભારે અને અન્ન પર અભાવ થાય છે; ક્ષતની ખાંસીમાં ઉરઃક્ષતમાં કહ્યા પ્રમાણેનાં લક્ષણો થાય છે અને ક્ષય-ખાંસીમાં ક્ષયરોગમાં કહ્યા પ્રમાણેનાં લક્ષણો થાય છે, તેથી અમે વિશેષ વિવેચન કર્યું નથી. ખાંસીના રોગનાં બળ અને વર્ણ, માંસ અને ઓજસ, ક્ષીણ થયાં નથી, ત્યાં સુધી તેને સાધ્ય ગણેલી છે, જ્યારે બાકીની ખાંસી અસાધ્ય છે. એને માટે આપણી એક કહેવત પ્રમાણે 'લડાઇનું ઘર હાંસી અને રોગનું ઘર ખાંસી' છે.

હિક્કારોગઃ—બળતરા કરવાવાળા, પેટ ચઢાવનારા અને સળેખમ કરે એવા લૂખા પદાર્થોનો આહાર કરવાથી, હિમ જેવું ઠંડું પાણી પીવાથી, ટાઢું-શીળું ખાવાથી, વાસી ઠંડા પાણીએ નાહવાથી, મુખમાં અને નાકમાં ધૂળ તથા ધુમાડો પેસી જવાથી, તડકામાં ઘણું રખડવાથી, બહાર પવનમાં ઉઘાડા પડી રહેવાથી, ઘણો ભાર વહેવાથી, કાસદું કરવાથી, મળ—મૂત્રાદિકના વેગને દાબી રાખવાથી અને ઉપવાસ કરવાથી માણસને હેડકી, શ્વાસ, (દમ) અને કાસ (ઉધરસ) થાય છે. જ્યારે ઉદાનવાયુ હીનયોગને પામી, પ્રાણવાયુને જોરથી ખેંચે છે, ત્યારે 'હિગ હિગ' શબ્દ કરતો પ્રાણવાયુ કલેજું, પ્લીહા અને આંતરડાંને જાણે મુખ સુધી ખેંચી લાવતો હોય એમ ઉપર ચઢે છે, તેથી તેનું નામ વિદ્વાનોએ "હેડકી" આપ્યું છે. જ્યારે હૃદયમાં કફ તથા વાયુનો મિથ્યાયોગ થાય છે. એટલે પિત્તનો હીનયોગ થવાથી (૧) અન્નજા, (૨) યમલા, (૩) ક્ષુદ્રા, (૪) ગંભીરા અને (૫) મહતિ એવી પાંચ પ્રકારની હેડકી ઉત્પન્ન થાય છે; તેનાં જુદાં લક્ષણો નિદાનશાસ્ત્રમાંથી જાણી લેવાં. પરંતુ જે હેડકી આવવાથી જેનું શરીર તણાઈને કામઠાં જેવું થાય છે અને રોગીની દૃષ્ટિ ઊંચી ચઢી જઈ તે બેભાન થઈ જાય છે, જેનાથી ખોરાક લેવાતો નથી તે રોગીના બચ-

વાની આશા નથી. અને જે રોગીને ગંભીરા તથા મહતિ નામની હેડકી થઈ હોય તેઓ બચતા નથી. જે હેડકીમાં રોગીનું શરીર વિકારોથી ગ્રસ્ત થયું હોય, જેણે અન્ન છોડયું હોય, જે અંગે કૃશ થતો જાય તથા હેડકીનો રોગી વૃદ્ધ કિંવા ઘણોજ વિષયાસક્ત હોય એવાં લક્ષણોવાળા કોઈ પણ રોગીને ઉપર લખેલા પાંચ પ્રકારની હેડકીમાંથી કોઈ પણ જાતની હેડકી થઇ હોય, તો તે રોગી બચતો નથી. જે હેડકીમાં રોગી લવારો કરે છે, શૂળ નીકળે છે, બેભાન થાય છે અને તૃષા ઘણી લાગે છે, તે હેડકી અસાધ્ય છે.

**શ્વાસરોગઃ**—જે માણસનો અપાનવાયુ અતિયોગને પામે. અને સમાનવાયુમાં પિત્તનો અતિયોગ થાય, તેથી સમાનવાયુ પાનવાયુમાં જઇ તેનો અતિયોગ કરે, એટલે સાધકપિત્ત પાનવાયુથી ઉદાનવાયુને છૂટો પાડી નાખે, એટલે હૃદયમાં રહેલા અવલંબન કફને વાયુ સૂકવી નાખે, જેથી ફેફસાં પોતાનું કામ બરાબર કરી શકે નહિ. તેથી શ્વાસની નળીમાંથી ધમનિઓ નાભિસ્થાનથી જે પવનને ધમે છે, તેનો ધમેલો પવન ફેફસાં લઇ શકે નહિ; એટલે રોગીને નીચેનો શ્વાસ નીચે અને ઉપરનો શ્વાસ ઉપર રહી ગયેલો જણાય. અર્થાત્ તેના હૃદયમાં, ફેફસાંમાં, યકૃતમાં, પ્લીહામાં અને કંઠમાં સુકાયલો કફ વધી પડવાથી બળખો હેઠો પડે નહિ, પવનના માર્ગો પવનને લઇ શકે નહિ, તેમ મૂકી પણ શકે નહિ; તેથી શ્વાસ ટૂંકો થઇ જાય તેને **શ્વાસરોગ થયો** છે એમ કહેવામાં આવે છે. જો એ શ્વાસરોગ હિક્કાની ઉત્પત્તિના કારણરૂપ થયો હોય, તો તે રોગી લાંબા કાળ સુધી પીડા પામીને જીવે છે; તે પણ જો કોઇ રોગના ઉપદ્રવ તરીકે ઉત્પન્ન થયો હોય, તો તે રોગીને મોટે ભાગે મારી નાખે છે.

નિદાનશાસ્ત્રમાં **મહાશ્વાસ, ઊર્ધ્વશ્વાસ, છિન્નશ્વાસ, તમકશ્વાસ** અને **ક્ષુદ્રશ્વાસ** એવાં શ્વાસરોગનાં પાંચ નામ

પાડેલાં છે, તેનાં જુદાં જુદાં લક્ષણો નિદાનશાસ્ત્રમાંથી જાણી લેવાં. કારણ કે દરેક શ્વાસના ભેદમાં વાયુ, પિત્ત અને કફના હીન, મિથ્યા અને અતિયોગથી જુદાં જુદાં સ્વરૂપો જણાય છે, તેથી શરીરમાં જુદે જુદે સ્થાને જુદી જુદી પીડા થાય છે. પરંતુ શ્વાસરોગમાં વાયુના અતિયોગથી કફ સુકાય છે અથવા તો કફના અતિયોગથી વાયુનો હીનયોગ થઇ ગળું રૂંધાય છે; એટલા માટે અમે જુદાં જુદાં લક્ષણો અહીં લખ્યાં નથી.

**સ્વરભેદરોગઃ**-તાણીને મોટે અવાજે બોલવાથી, ઊંચે સ્વરે ભણવાથી, ગળામાં વાગવાથી અને વિષ ખાવાથી, વિકારયુક્ત થયેલો વાયુ ગળામાં સ્વરને વહેવાવાળી જે ચાર નળીઓ છે ત્યાં વૃદ્ધિ પામી અવાજને બંધ કરે છે, તેથી તે સ્વરભંગરોગ કહેવાય છે. એ સ્વરભંગ **વાયુથી, પિત્તથી, કફથી, સન્નિપાતથી, ક્ષયથી** અને **મેદથી** થાય છે. એ રીતે છ પ્રકારનો સ્વરભંગ થાય છે.

ઘરડા માણસને, સુકાઈ ગયેલાને, ખાંસીના રોગીને, શ્વાસના રોગીને ક્ષયના રોગીને અને સંગ્રહણીના રોગીને થયેલો સ્વરભંગ પ્રાણ લેનારો નીવડે છે. ટૂંકામાં જો સ્વરભંગ સામાન્ય કારણથી ઉત્પન્ન થયેલો હોય તો તે મટે છે, પરંતુ તે કોઈ રોગના ઉપદ્રવ તરીકે ઉત્પન્ન થયો હોય તો તે જીવની સાથે જાય છે.

**ખર્પરભસ્મઃ**-એક શેર જસત લઇ, તેને ઠીકરાના કલેડામાં મૂકી, ચૂલા પર ચઢાવી, નીચે તીવ્ર અગ્નિ કરવો. જ્યારે તેનો રસ થાય ત્યારે ખાખરની લીલી ભૂંગળીથી અથવા કેવડાનાં મૂળ જે કેવડાના ઝાડના થડ સાથે લાગે છે, તે મૂળથી ઘૂંટતાં જવું. ઘૂંટતાં ઘૂંટતાં જસતની ભસ્મ બની જશે. એ ભસ્મ બન્યા પછી તે કલેડાને નીચે ઉતારી, ગરમ ગરમ હાલતમાં તેની વચમાં ખાડો કરી, ૦। શેર પારો પેલા ખાડામાં રેડી, કલેડામાંની જસતની ભસ્મથી તેને

ઢાંકી દેવો અને ચૂલા ઉપર ચડાવી નીચે મંદ અગ્નિ આપવો; એટલે તાપથી પારો ઊડી જશે અને લીલાશ પડતી તે જંસતની પીળી ભસ્મ થશે. તે ભસ્મને ખરલમાં નાખી કુંવારના રસમાં ઘૂંટી, સરાવસંપુટમાં મૂકી, તેને ગજપુટ અગ્નિ આપવો. સરાવ-સંપુટમાં મૂકતી વખતે એટલી વાત ધ્યાનમાં રાખવી કે, નીચલા સરાવમાં ભસ્મ ભરાય અને ઉપલું સરાવ ખાલી ઢંકાય. તેમ ભઠ્ઠીમાં મૂકતાં ગજપુટનો ખાડો પ્રથમ અડાયા છાણાંથી પોણો ગજ ભરવો અને તે ઉપર કપડમટ્ટી કરેલા સરાવ સંપુટને ભસ્મ-વાળો ભાગ નીચે રહે તેવી રીતે ગોઠવીને બાકીનાં છાણાં તેની ઉપર ગોઠવીને અગ્નિ સળગાવવો. ભઠ્ઠી બળી જઈ ઠંડી પડી જાય, એટલે સરાવ સંપુટને કાઢીને ફરી કુંવારના રસમાં ઘૂંટીને ફરી ગજપુટ આપવો. જેમ જેમ ગજપુટ આપતા જઈશું તેમ તેમ ભસ્મ ખીલતી જશે; એટલે પ્રથમ જો તે એક સંપુટમાં સમાતી હશે તો બીજી વાર બે સંપુટની જરૂર પડશે. એવી રીતે વીસ વખત ગજપુટ આપવાથી ભસ્મ ખીલીને રતાશ પડતા પીળા રંગની થશે, એટલે ખર્પરભસ્મ તૈયાર થશે.

**બંગભસ્મઃ**–કલાઈ પાટને શેર પાંચ લઈ, તેને લોખંડની પેણીમાં મૂકી, નીચે તીવ્ર અગ્નિ આપી તે ઓગળી જાય એટલે એક ઇંચ જાડી વડની મૂળી લઈ તે વડે ઘૂંટતા જવું; અને તેમાં થોડાં થોડાં કડવા સેકટા (સરગવા)નાં પાતરાં નાખતા જવાં. એટલે પાંચ શેર કલાઈમાં શેર એક પાતરાં નાખીશું એટલે તેની ભસ્મ થઈ જશે. પછી તે ભસ્મને કાઢી લઈ બીજી પેણીમાં નાખી, એક શેર આમળાંને સોળ શેર પાણીમાં ઉકાળી, ચાર શેર પાણી રહે તેટલો ઉકાળો તેમાં પચાવવો. તે પછી ચાર શેર ગોમૂત્ર પચાવવું. તે પછી એક શેર તલનું તેલ પચાવવું. એટલે કલાઈ-ની શુદ્ધિ કરતાં, વખતે ભયંકર પરિણામ આવે છે, તે પરિણામ

નહિ આવતાં આ ક્રિયાથી સુખરૂપ શુદ્ધિ થાય છે. કારણ કે શાસ્ત્ર પ્રમાણે શુદ્ધિ કરતાં કલાઇને ગાળીને ત્રિફળાના ઉકાળામાં નાખવાનું વિધાન કહેલું છે; પણ તપેલામાં ઉકાળો ભરી, તેના ઉપર ઘંટીના પડનું વજન મૂકી, તે ઘંટીના ગાળામાંથી પાંચ શેર તો શું પણ એક શેર કલાઈ તપાવીને રેડીએ તો મોટા બંદૂક જેવા અવાજ થઈ કલાઇ ઊડે છે; અને જો શોધન કરનાર વૈદ્ય દર વખતે ઉકાળો બદલે નહિ, તો કલાઇ એટલું જોર કરીને ઊડે છે કે, વજનદાર ઘંટીના પડને પણ જમીનથી બેત્રણ ગજ સુધી ઊંચે ઉરાડે! એટલા માટે એવી ભયભરેલી ક્રિયાના જોખમથી ડરી જઇને કેટલાક વૈદ્યો કલાઈ, સીસું તથા જસતની શુદ્ધિ કરવાનું પડતું મૂકી, અશુદ્ધ ધાતુની ભસ્મ બનાવે છે, જેથી તે ધાતુની ભસ્મો શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે અથવા વૈદ્યના કહ્યા પ્રમાણે કામ કરતી નથી. એટલા માટે અમે ઉપર લખ્યા પ્રમાણેની એક વાર ભસ્મ બનાવીને તેનું શોધન કરીએ છીએ. આથી ધાતુના દરેક પરમાણુમાં રહેલો દોષ નાશ પામી, ભસ્મ બળવાન અને નિર્દોષ બને છે. એ પ્રમાણેની કલાઈની ભસ્મ બનાવી, પછી મેંદીનાં લીલાં પાતરાં ભસ્મથી બમણાં લાવી, તેને પાણી છાંટયા વિના બારીક છૂંદી, તૈયાર થયેલી કલાઇની ભસ્મ તે છૂંદેલાં પાતરાંમાં મેળવી દઇ, ટાટ અથવા શુણપાટના કકડા ઉપર તે પાતરાં સાથેની ભસ્મને બે આંગળ જાડી પાથરવી અને તે પછી તેનો સખત અને કઠણ વીંટો વાળવો. તે વીંટો વળાયા પછી તેને મજબૂત કાથાની કે શણની દોરીથી ખૂબ કસીને બાંધવો. એવી રીતે બાંધેલા વીંટાને એક ઠીબમાં ત્રણ છાણાં નીચે મૂકીને તે પર વીંટાને ગોઠવી, પાંચથી સાત છાણાં તેના પર મૂકી અગ્નિ આપવો, એટલે કલાઈની ભસ્મ ખીલી જશે. એ પ્રમાણે બે વખત મેંદીનાં પાતરાં સાથે અગ્નિ આપવાથી શુદ્ધ બંગભસ્મ થશે. આ ભસ્મ અશક્તને તથા ધાતુક્ષયવાળાને કાંઈ

પણ પથ્ય પાળ્યા સિવાય આપી શકાય છે. માત્ર રોગીને રોગનું પથ્ય કરાવવાની જરૂર છે, પણ ભસ્મના પથ્યની કાંઇ જરૂર નથી.

**નાગભસ્મઃ**–સીસું શેર પાંચ લઈ લોખંડની પેણીમાં મૂકી ચૂલે ચઢાવી નીચે અગ્નિ આપી, સીસાનો રસ થાય એટલે વડની મૂળીથી તેને ઘસતા જવું. ઘસતાં ઘસતાં છ કલાકમાં તેની ભસ્મ થશે. તે ભસ્મ તૈયાર થયા પછી ત્રિફળાનો ઉકાળો, ગોમૂત્ર અને તેલમાં તેને શુદ્ધ કરવી. એ શુદ્ધિ થયા પછી તે ભસ્મને તપાવીને કેવળ ભસ્મ રહે એવી બનાવી, તે પછી વડનાં લીલાં પાતરાં શેર અઢી લાવી તેને બારીક છૂંદી, તે છૂંદેલાં પાતરાંમાં સીસાની ભસ્મ મેળવી દઇ, હાથથી ખૂબ મર્દન કરી, તેને સરાવ સંપુટમાં ભરી, કપડમટ્ટી કરી, જેટલા સંપુટ થયા હોય તે સર્વને એક ગજપુટ અગ્નિનાં થરેથર ગોઠવી તાપ આપવો. ઠંડું પડ્યા પછી તે ભસ્મને કાઢી લઈ, ફરી વડનાં પાતરાંમાં ઉપર પ્રમાણે સંપુટ કરી, ગજપુટ અગ્નિ આપવો. એવી રીતે દસ વખત વડનાં પાતરાંના ગજપુટ આપવાથી રતાશ પડતી પીળા રંગની વજનદાર પણ ખીલીને ફૂલેલી નાગભસ્મ તૈયાર થશે.

**સુવર્ણમાક્ષિક ભસ્મઃ**–સુવર્ણમાક્ષિક શેર પાંચ લાવી, તેને ખાંડીને દિવેલમાં (એરંડિયામાં) કાલવી સંપુટમાં ભરી, કપડમટ્ટી કરી ગજપુટના ખાડામાં દસ શેર અડાયાં નીચે પાથરી તે ઉપર પેલા સંપુટો મૂકી, તે ઉપર બીજાં પાંચ શેર અડાયાં સિંચી ભઠ્ઠી સળગાવી અગ્નિ આપવો. સ્વાંગ શીતળ થયા પછી તેને કાઢી દિવેલમાં કાલવી કપડમટ્ટી કરી ઉપર પ્રમાણે આંચ આપવી. એવી રીતે ત્રણ પટ દિવેલના આપવા. તે પછી સુવર્ણમાક્ષિકને ખાટા દહીંમાં અથવા ખાટી છાશમાં મર્દન કરી, સરાવ સંપુટમાં ભરી, કપડમટ્ટી કરી રહેવા દેવાં. તે પછી ગજપુટના ખાડાને સાફ કરી તેની વચમાં એટલે ખાડાની ચારે બાજુએ ચાર ચાર આંગળ

જગ્યા ખાલી રાખી, અડાયાં સિંચવાં અને ખાલી રહેલી જગ્યામાં ડાંગરનાં છાલાં પૂરતા જવું. એ પ્રમાણે પોણો ખાડો ભરાય એટલે તેના ઉપર માક્ષિકાના કપડમટ્ટી કરેલા સંપુટ ગોઠવવા, અને તેના ઉપર બીજાં છાણું તથા ડાંગરનાં છાલાં ભરીને તેને ઢાંકી દેવાં. પછી તેમાં અગ્નિ સળગાવવો તે એવી રીતે કે, ચારે બાજુએ થોડું થોડું ઘાસતેલ રેડી દિવાસળીથી સળગાવી દેવું, એટલે એકસરખો તાપ થશે અને ધુમાડો બહુ થશે નહિ. એ ભટ્ઠી ત્રણ દિવસે અથવા ચાર દિવસે બળીને ઠંડી પડી જાય છે. તે ઠંડી પડ્યા પછી સંપુટમાંથી સુવર્ણમાક્ષિક ભસ્મ કાઢી લઇ, છાશમાં વાટી, ઉપર પ્રમાણે કપડમટ્ટી કરી, ગજપુટના ખાડામાં છાલાં તથા અડાયાં ભરી, સંપુટ ગોઠવી બીજી આંચ આપવી. એ પ્રમાણે દસ આંચ આપવાથી સુવર્ણમાક્ષિકની બારીક, વજનદાર પણ કદમાં ફૂલેલી, પાકા જાંબુના રંગ જેવી શુદ્ધ સુવર્ણમાક્ષિક ભસ્મ થશે. આ ભસ્મ ગરમીનાં ચાંદાં તથા વિસ્ફોટકમાં પણ કામ કરે છે.

**રસસિંદૂરઃ**-હિંગળોકમાંથી કાઢેલો પારો તોલા ચાળીશ લઇ તેમાં એંસી તોલા ગંધક મેળવી કાજળી કરવી. તે કાજળીને કુંવારના રસનો એક પુટ આપી સુકાતાં સુધી વાટી, પાંચ રતલિયા અગનશીશી લાવી તે શીશીનું મુખ ઉઘાડું રાખી, મુલતાની મટોડીથી સાત કાપડમટ્ટી કરી સૂકવી, તેમાં પેલી કાજળી ભરી, વાલુકાયંત્રમાં મૂકી બત્રીશ પહોરનો મંદ-મધ્ય અગ્નિ આપવો. જ્યારે તેમાંથી ધુમાડો નીકળતો બંધ થાય ત્યારે શીશીના મોં ઉપર ઇંટનો બૂચ બનાવી ચૂનો અને ગોળમાં ખરડી શીશીના મુખ ઉપર બરાબર બેસતો કરવો. તે પછી વાલુકાયંત્રની નીચે તીવ્ર અગ્નિ આપવો. એવી રીતે ચાર દિવસ અને ચાર રાત્રિ અખંડ અગ્નિ આપી, પછી તેને ઠંડું પડવા દેવું. વાલુકાયંત્ર બિલકુલ ઠંડું પડી જાય એટલે શીશી કાઢી લઈ તેની કપડમટ્ટી દૂર કરી શીશીને

ફોડી, શીશીના મધ્યભાગમાં તથા ગળામાં ચોંટેલો અરુણુ રંગનો રસસિંદૂર કાઢી લઈ તેને ત્રણ દિવસ ખરલમાં કોરો વાટી, કાચની શીશીમાં ભરી મૂકવો.

**દરદભસ્મઃ**–એક શેર હિંગળોક લાવી તેને ખરલમાં વાટી લીંબુના રસનો એક પટ દઇ, વાટતાં વાટતાં સૂકવી નાખી જે ભૂકો તૈયાર થાય તેને શીશીમાં ભરી રાખવો.

**કણાચૂર્ણઃ**–કાચો હિંગળોક શેર ૦। લઇને ત્રણ દિવસ લગી ખરલમાં ઘૂંટી પછી પીપર શેર ૧ લાવી ખાંડી તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, હિંગળોકવાળા ખલમાં હિંગળોકમાં થોડું થોડું મેળવતા જઇ ઘૂંટતા જવું. જ્યારે તમામ પીપર હિંગળોક સાથે મળી જાય ત્યારે તેને શીશીમાં ભરી લેવું

**વાસાદિ ચૂર્ણઃ**-અરડૂસાનાં પાતરાં શેર પાંચ લાવી, તેની નસો તથા ડાંખળાં દૂર કરી, એક તપેલામાં ભરી, તેના ઉપર પંદર શેર પાણી રેડી ચૂલે ચડાવવું. ચૂલે ચડાવ્યા પછી તેમાં સિંધવ શેર ૦।, સંચળ શેર ૦।, ખડિયોખાર શેર ૦।, જવખાર શેર ૦।, બંગડીખાર શેર ૦।, સૂરોખાર શેર ૦। તથા પાપડખાર શેર ૦।નું ચૂર્ણ કરીને નાખવું અને ઊકળતું પાણી તમામ બળી જાય પણ અરડૂસાનાં પાતરાં દાઝે નહિ તેમ પાણી રહી જાય નહિ એવી રીતે તમામ પાણી બાળી મૂકી, પછી તે બાફેલા પાલાને તડકે સૂકવી, તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, મજબૂત બૂચવાળી શીશીમાં ભરી રાખવું. આ વાસાદિ ચૂર્ણ શિયાળામાં કે ઊનાળામાં બનાવવું. વળતપાણી થયા પછી બનાવશો તો ક્ષાર પીગળી જશે અથવા શીશીને બૂચ બરાબર નહિ મારો તો ચોમાસાની હવાથી ક્ષાર પીગળી જશે; એટલે એ ઔષધ ફેંકી દેવું પડશે.

**શંખભસ્મઃ**–શંખ શેર પાંચ લાવી તેના કટકા કરી ઠીબા-

માં ભરી, ગજપુટ અગ્નિ આપવો. પછી ઠંડું પડ્યા બાદ તેને કફને કાપવાવાળો બનાવવો હોય, તો આકડાના દૂધમાં ઘૂંટી તેની ટીકડીઓ કરી સૂકવી માટીની ઠીબમાં મૂકી તેને ગજપુટ અગ્નિ આપી, ઠંડું પડે એટલે કાઢી લઇ શીશીમાં ભરી લેવી.

*પ્રવાલભસ્મ*:–પરવાળાની જાડી ડાંખળી સડીને કાણાં ન પડયાં હોય એવી રાતા રંગની શેર પાંચ લઇ તેને ઠીબમાં મૂકી, ગજપુટ અગ્નિ આપી, ભસ્મ બનાવવી. તે ભસ્મને કાઢી લઇ, જો શક્તિ માટે વાપરવી હોય, તો એક પુટ દૂધનો તથા એક પુટ કુંવારના રસનો આપી, ગજપુટ આપવો; અને જો વાયુની ખાંસીમાં અથવા જેની છાતીમાં ચાંદી પડી નથી એવી ખાંસી કે ક્ષયમાં વાપરવી હોય, તો આકડાના દૂધનો પુટ આપી ગજપુટ અગ્નિ આપવો; પછી તેને વાટી શીશીમાં ભરી લેવી.

**કનકફળ પુટપાક**:–જવખાર તોલા બે અને કાળાં મરી તોલા બેને વાટી ચૂર્ણ કરી, ધંતૂરાનાં લીલાં ફળ લાવી તેની ચાર ચીરી કરી, દરેક ફળમાં અર્ધા તોલાને આશરે ઉપલો ભૂકો ભરી, તેના ઉપર કપડમટ્ટી કરી, ધંતૂરાનાં ફળ બફાય એટલો અગ્નિ આપી તેને કાઢી લઇ, ગરમ ગરમ વાટી, તેની મઠના દાણા જેવડી ગોળી બનાવી, છાંયામાં સૂકવી ભરી રાખવી.

**ખદિરાદિ ગુટિકા**:–આકડાનાં ફૂલની બીજ શેર એક, લવિંગ શેર એક અને ઊંચી જાતનો કાથો શેર એક લઇને ભેગાં ખાંડીને તેનો એક લોચો બનાવી તપેલીમાં ભરવો. પછી તે તપેલી કરતાં જરા મોટા મોઢાની બીજી તપેલી લઇ તેમાં પાણી શેર બેને આશરે મૂકી, તે તપેલી ઉપર ચારણી મૂકી, તે ચારણીમાં પેલા ભૂકાવાળી તપેલી ઊંધી પાડી, તે બેઉ તપેલીઓને સગડીમાં કોલસા સળગાવી તે ઉપર મૂકવી. એટલે પાણીની વરાળ થઈ,

ચારણીનાં છિદ્રમાંથી થઇ તપેલીમાંના ભૂકાને બાફી નાખશે. તે બફાયા પછી તેને ખૂબ ઝીણું વાટી તેની વટાણા જેવડી ગોળી બનાવી, તડકે સૂકવીને ભરી રાખવી.

દ્રાક્ષાદિ ગુટિકાઃ–ખાવાની ભરૂચી તમાકુ શેર ૦।, કાળાં મરી શેર ૦। તથા કાળી દ્રાક્ષ શેર ૦॥ લઈ પ્રથમ તંબાકુ અને મરીને ઝીણાં વાટી વસ્ત્રગાળ કરવાં. પછી દ્રાક્ષમાંથી ઠળિયા કાઢી પેલો ભૂકો તેમાં મેળવી ખૂબ ખાંડી, એકરસ થઈ જાય ત્યારે તેની મરીના દાણા જેવડી ગોળી વાળી, શીશીમાં ભરી મૂકવી.

પીળો શ્વાસકુઠારઃ–મનસીલ શેર અર્ધો તથા મરી અર્ધો શેર લઇ એ બેને વાટી વસ્ત્રગાળ કરી, ખરલમાં ખૂબ ઝીણાં વાટી તેમાં આદાનો રસ નાખી બારીક વાટી, વાટતાં સુકાઇ જાય ત્યારે શીશીમાં ભરી મૂકવો.

રાજમૃગાંકઃ–પારો તોલા ૬, કલાઇ તોલા ૬, નવસાર તોલા ચાર અને ગંધક તોલા આઠ લઇ, કલાઇને ગાળી તેમાં પારો મેળવવો, એટલે તે કલાઇ ખરલમાં વટાશે. પછી તેમાં ગંધક તથા નવસાર નાખી કાજળી બનાવી, અગનશીશીમાં ભરી, વાલુકાયંત્રમાં મૂકી બાર પહોર અગ્નિ આપવો. અગ્નિ આપતાં જ્યારે ધુમાડો નીકળતો બંધ થાય, ત્યારે રસસિંદૂરની માફક તેના મોઢા ઉપર ઇંટનો ખૂચ મારી તેજ અગ્નિ આપવો. એટલે શીશીને તળિયે સુંવાળી સોનાના રંગ જેવી ભસ્મ તૈયાર થશે. જો તે ભસ્મમાં વજનદાર કાળો કીટો રહી જાય તો તે કીટો ફેંકી દેવાનો છે અને શીશીની બાજુમાં રસસિંદૂર જેવો પદાર્થ વળગેલો મળી આવશે; તેને જુદો કાઢી લેવો તથા શીશીના ડાટા આગળ ગળામાં સફેદ ખાર વળગેલો મળશે તેને જુદો કાઢી લેવો. સોનેરી રંગનો મૃગાંક ક્ષય, ખાંસી અને પ્રમેહ માટે સારો છે. રાતા રંગનો મૃગાંક

માખણ સાથે અથવા દૂધની મલાઇ સાથે આપવાથી ખાંસી મટાડી તવાઇ ગયેલા માણસને શક્તિ આપી પુષ્ટ બનાવે છે. ઉપરથી નીકળેલો ક્ષાર મધમાં આપવાથી સૂકી ખાંસીને લીલી બનાવે છે.

સૂર્યાવર્ત:-એક માટીની હાંડલી ૨ શેર ચોખા ચડે એવડી લઇને તેને તળિયે હાથીદાંતનો વહેર અર્ધી હાંડલી સુધી દાબીને ભરવો. તે વહેર ઉપર સૂરોખાર શેર એક મૂકવો. તેના ઉપર બીજો દાંતનો વહેર હાંડલી ભરાય એટલો દાબીને ભરવો. તેના ઉપર ઢાંકણું ઢાંકી સગડીમાં કોલસા સળગાવી મેદાનમાં સગડી મૂકી, તે ઉપર હાંડલી ચડાવવી, એટલે વહેર બળવા માંડશે. જો મેદાનમાં મૂકીશું નહિ તો તેની ગંધથી આપણે અકળાઇ જઇશું. તે વહેર બળવા માંડશે એટલે સૂરોખાર ફૂલવા માંડશે. જેમાં એટલો મોટો ગડગડાટ થશે કે જાણે હાંડલી ફૂટી ગઈ, પણ તેથી હાંડલી ફૂટતી નથી અને સૂરોખાર બળીને ઊડી જતો નથી. એ પ્રમાણે તમામ દાંતનો વહેર બળી જાય અને ધુમાડો નીકળતો બંધ થાય, એટલે વહેરની રાખોડી કાળી પડી ગયેલી જુદી કાઢી નાખી, હાંડલીને તળિયે બેઠેલો સૂરોખાર લઇને વાટીને શીશી ભરી મૂકવી. જેની છાતીમાં ચાંદી પડી હોય અથવા છાતીમાં દાહ સાથે ખાંસી હોય અથવા પેશાબ પર તનખ મારતી હોય તેમાં આ રસ ઉત્તમ પ્રકારે કાર્ય કરે છે.

કંટકાર્યાવલેહ:-ભોંયરીંગણીનું પંચાંગ લીલું દશ રતલ લાવીને તેને જરા છૂંદીને ચાર મણ પાણીમાં ઉકાળવું. જ્યારે એક મણને આશરે પાણી બાકી રહે, ત્યારે કપડે ગાળી લઇ, તે ઉકાળાને કઢાઇમાં નાખી ગળો, ચવ્વક, ચિત્રો, મોથ, કાકડાશિંગ, સૂંઠ, મરી, પીપર, ધમાસો, ભારંગમૂળ, રાસ્ના અને પડકચૂરો એ બાર ઓસડ ચાર ચાર તોલા લઈ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, તે ઉકાળામાં મેળવવું. ત્યાર પછી સાકર એંસી તોલા, ઘી બત્રીશ

તોલા અને સરસિયું તેલ બત્રીશ તોલા મેળવી ઉકાળામાં નાખી ઊકળતાં ઊકળતાં જ્યારે માવા જેવો થાય, ત્યારે તેને ટાઢો પાડી, મધ બત્રીશ તોલા, વાંસકપૂર સોળ તોલા અને પીપર સોળ તોલાનું ચૂર્ણ કરી, તે અવલેહમાં મેળવી કાચની બરણીમાં ભરી રાખવો.

દ્રાક્ષાસવઃ-કાળી દ્રાક્ષ શેર દશ તથા ધાવડીનાં ફૂલ શેર વીશ અને ગોળ શેર વીશ એ ત્રણેને બાર મણ પાણીમાં પલાળવાં. પછી દ્રાક્ષ ફૂલી જશે તેને હાથેથી ચોળી નાખવી. એ પછી એને ચૂલા પર મૂકી ઉકાળવું. જ્યારે ચોથા ભાગનું પાણી બાકી રહે, ત્યારે કપડાથી ગાળી તેમાં વાયવડિંગ, ત્રાયમાણ, પીપર, તજ, એલચી, તમાલપત્ર, નાગકેશર અને કાળાં મરી એ પ્રત્યેકનું આઠ આઠ તોલા ચૂર્ણ મેળવી તે ઉકાળાને ફરી ચૂલે ચડાવી એ ઊભરા આવે એટલો ઉકાળી, ટાઢો પડ્યા પછી કાચની પેચવાળી બરણીઓમાં ભરી તે બરણીઓને તડકે તથા ઝાકળે રહેવા દેવી. દોઢ મહિનો થયા પછી દ્રાક્ષાસવ તૈયાર થશે. એ દ્રાક્ષાસવમાં દર મહિને ફૂગ વળી બરણીનાં મોઢાં ઉપર જાડો પોપડો બંધાશે, તે ફૂગનો પોપડો કાઢી નાખતા જવો. એ ફૂગના પોપડાથી આસવ બગડી ગયો છે એમ માનવું નહિ, પણ જેમ જેમ વખત જશે તેમ તેમ તે આસવ ખટમધુરો થતો જશે. શાસ્ત્રકારે જો કે દોઢ માસ પછી આસવ પીવાની રજા આપી છે, પરંતુ ખરેખરો પીવા લાયક તો જ્યારે ફૂગ આવતી બંધ થાય ત્યારેજ થાય છે. એટલે બાર માસ પછી એનાં ગુણ અને બળ વધે છે. તે પછી જેમ જેમ તે જૂનો થતો જાય છે, તેમ તેમ ગુણ વધતો જાય છે. પણ કેટલીક વાર એવું બને છે કે, તેનો ખાટો તથા ગળ્યો રસ બદલાઇને પાણી જેવો મોળો સ્વાદ બની જાય છે. તે વખતે તેને ફેંકી દેવા સિવાય બીજો ઇલાજ નથી. આ દ્રાક્ષાસવ ક્ષયવાળા રોગીને તવાઈ ગયેલી અવસ્થામાં ઘણો સરસ ગુણ કરે છે અને

શરીરમાં લોહીનો વધારો કરે છે; પણ શ્વાસના રોગીને આપવાથી તેનો શ્વાસ વધી જાય છે, તેથી શ્વાસના રોગીને આપવો નહિ.

**મધુયષ્ટિ ગુટિકાઃ**–એલચી તોલા ચાર, લવિંગ તોલા ચાર, બહેડાંની છાલ તોલા ચાર, વરિયાળી તોલા ચાર, ચોખ્ખો કાથો તોલા ચાર, કાળાં મરી તોલા ચાર, જેઠીમધ તોલા ચાર, જેઠીમધનો શીરો તોલા સોળ અને ઇલમિટનાં ફૂલ તોલો એક, એ સર્વને વાટી વસ્ત્રગાળ કરી ઈલમિટનાં ફૂલ નાખી, પાણી સાથે વાટી વટાણા જેવડી ગોળીઓ વાળી છાંયે સૂકવી રાખી મૂકવી. એ ગોળી મોમાં રાખી રસ ગળવાથી ગળાને સુંવાળું રાખી ઉધરસને બેસાડે છે.

**એલાઃ**–કાચ ઓળિયો તોલા ચાર લઇ તેમાં ગોળ મેળવી વટાણા જેવડી ગોળી વાળવી. આ ગોળી વાળતાં એટલી સંભાળ રાખવાની છે કે, ગોળ વધતો પડશે તો ગોળી ઢીલી થઇ પાછો લોચો બની જશે. માટે પ્રથમ એક તોલો ગોળ લઈ તેને ઘૂંટવો અને તેમાં થોડો થોડો ઓળિયો મેળવી ગોળી વળે એવું કઠણ થાય એટલે ગોળી વાળી તે ઉપર રૂપાનો વરખ ચઢાવી દેવો. એ ગોળીમાંથી બે ગોળી પાણી સાથે ગળી, તેના ઉપર ચાર તોલા ઘી ગરમ કરીને પીવું. ઘી પીધા પછી તરત પાણી પીવું નહિ, પણ અર્ધા કલાક પછી પાણી પીવામાં હરકત નથી. છતાં પાણી પીવાની જરૂર જણાય તો કોઇ પણ પદાર્થ ખાઇને પછી પાણી પીવું. આ ગોળી દિવસમાં બે વાર બબ્બે આપવી અને રોગીને તેલ, મરચું તથા ખટાશ બંધ કરાવવાં; તેમજ ઘીવાળો ખોરાક આપવાથી દમ, હાંફ અને શ્વાસને બેસાડે છે.

**નાગબંધઃ**–હિંગળોક, વછનાગ, અકલગરો, તજ અને મરી એને સમભાગે લઇ હિંગળોકને પ્રથમ વાટી બાકીનાં વસાણાં વસ્ત્રગાળ કરી હિંગળોકમાં મેળવતા જવું અને ઘૂંટતા જવું. બરાબર રાતા રંગનું ચૂર્ણ થાય એટલે મધ મેળવી વટાણા જેવડી

ગોળી વાળવી. એ ગોળી એકેકી અથવા બબ્બે મધ અગર પાણી સાથે આપવાથી લૂખી ખાંસી, અમૂંઝણ, દમ અને પેટના વાયુને તથા તાવને પણ મટાડે છે. પરંતુ એ ગોળી પિત્તપ્રકૃતિવાળાને આપવાથી તેને ચક્કર આવે છે, સાંધા ઢીલા થઈ ગયા હોય એમ જણાય છે અને જીવ ગભરાય છે. તેવી અવસ્થામાં એક શેર દૂધ લઇ તેમાં સાકર નાખી ચાર તોલા ઘી નાખી, ઉકાળીને પાવાથી આ ઉપદ્રવ શાંત થઇ જાય છે. મતલબ કે, આ ગોળી દરેક માણસને ઝટ ઝટ આપવાની નથી.

જે રોગીને ઉરઃક્ષત થયો હોય, છાતીએ ચાંદી પડી હોય, મોઢેથી પરુ પડતું હોય અને તે પરુ પુષ્કળ ગંધાતું હોય, એવી અવસ્થામાં **ખર્પરભસ્મ** અને **માક્ષિકભસ્મ** અર્ધો અર્ધો વાલ મેળવી ઘીમાં ચટાડવી અને તેના ઉપર **કંટકાર્યાવલેહ** ૦ા તોલો લઈ ચાર તોલા પાણીમાં ચોળી, તેને જરા ગરમ કરી ઉપરથી પાવો. એવી રીતે દિવસમાં બે વખત આપવાથી જો રોગી શ્રદ્ધાપૂર્વક ત્રણથી છ માસ સુધી સેવન કરી તેલ, મરચું, હિંગ અને આમલીની પરેજી પાળે તો ભયંકર ઉરઃક્ષત પણ મટે છે.

જો રોગીને માત્ર ખાંસીની સાથે લોહીના બળખા પડતા હોય, તો **ખર્પરભસ્મ** વાલ અર્ધો, દિવસમાં ત્રણ વાર ઘી સાથે ચાટવાથી બેચાર દિવસમાં લોહીના બળખા બંધ થઈ જાય છે અને વધુ સેવન કરવાથી ઉરઃક્ષતને મટાડે છે. જો રોગીને ખાંસીની સાથે છાતીના મધ્યભાગમાં દુખાવો હોય તો **મૃગશૃંગ** વાલ અર્ધો ઘી સાથે દિવસમાં ત્રણ વાર ચટાડવાથી એકજ દિવસમાં આરામ દેખાય છે. પણ જો છાતીમાં તથા પાંસળાંમાં બેક ઠેકાણે શૂળ મારતું હોય, તો **મૃગશૃંગ** વાલ અર્ધો તથા **સાબરભસ્મ** વાલ અર્ધો મેળવીને મધ અને ઘી સાથે દિવસમાં ત્રણ વાર આપવાથી ત્રણ-ચાર દિવસમાં આરામ થઇ જાય છે. જો રોગીને ધાતુક્ષયની શરૂ-

આત હોય, તાવ મધ્યમસરનો કાયમ રહેતો હોય, શરીર નિસ્તેજ થતું જતું હોય, દિન પર દિન શક્તિ ઘટી જતી હોય, એટલે ક્ષયમો રોગી પહેલા પગથિયા ઉપર ઊભો રહી, બીજા પર ચઢવાને તૈયાર થયો હોય, તેને કંટકાર્યાવલેહ અર્ધો તોલો સવારે અને અર્ધો તોલો રાત્રે ગરમ પાણીમાં ઉકાળીને આપવાથી એક અથવા બે માસમાં તે રોગથી મુક્ત થાય છે. જે રોગીને લૂખી ખાંસી અથવા બળખાવાળી ખાંસી લાગુ પડી ચૂકી છે, તે સાથે ઝીણો તાવ આવે છે અને શક્તિ એકદમ ઘટવા માંડી છે, તે રોગીને દ્રાક્ષાસવ તોલો દોઢ બપોરે જમ્યા પછી તુરત તથા રાત્રે જમ્યા પછી તુરત પાવો. આ દ્રાક્ષાસવ ભૂખ્યે પેટે પાવો નહિ. જો ત્રણ વાર પાવાની જરૂર જણાય તો સવારમાં સાકર-એલચી નાખી ઉકાળેલું દૂધ શેર અર્ધો અથવા બે રૂપિયાભાર ઘીનો સાકરનો શીરો ખવડાવી તે ઉપર દ્રાક્ષાસવ પીવાથી પેટમાં દાહ થાય છે, મળને સૂકવી નાખે છે અને માથામાં ચક્કર આવે છે. માટે કાંઇ પણ ખોરાકની ઉપર આપવાથી એકદમ શરીરમાં લોહીનો વધારો કરી રોગીના મુખ પર તેજ લાવી શરીર સશક્ત બનાવે છે. અથવા એવા રોગીને.સવારમાં મધ, ઘી, માખણ અથવા સાકર સાથે બંગભસ્મ વાલ અર્ધો ચટાડી, બપોરે જમ્યા પછી તથા રાત્રે વાળુ કર્યા પછી એકથી બે તોલા સુધી દ્રાક્ષાસવ પાવાથી ઘણોજ ફાયદો થશે. માત્ર આ દ્રાક્ષાસવ હાંફવાળા રોગીને આપવો નહિ.

જે રોગીને શરૂઆતમાં પ્રમેહ થયો હોય, તે પ્રમેહ મટી ગયા પછી સહેજ કસર બાકી રહી હોય તેની નબળાઇને લીધે શરીર સુકાતું જતું હોય ને સાથે લૂખી ખાંસીનો ઉપદ્રવ હોય, તો નાગભસ્મ બે ચોખાપૂરને આશરે દિવસમાં ત્રણ વાર ઘી અથવા માખણ સાથે આપવાથી અને ઉપરથી દ્રાક્ષાસવ પાવાથી ઘણોજ ફાયદો થાય છે. એવીજ રીતે પ્રમેહમાંથી અથવા સ્વપ્નદોષમાંથી અથવા સ્ત્રી-

સંગથી પ્રતિલોમ કે અનુલોમ ક્ષય થયો હોય, તો **રાજમૃગાંક સોનેરી રંગનો** વાલ અર્ધો ઘી તથા સાકર સાથે સવારમાં ચટાડવો; અને સાંજે વાળુ કર્યા પછી મૃગાંકની શીશીમાં રસસિંદૂર જેવો રાતો મૃગાંક નીકળેલો હોય, તેમાંથી એક રતી મધ સાથે ચટાડવો. પણ જો લૂખી ખાંસી આવતી હોય તો રાત્રે સૂતી વખતે મૃગાંકની શીશીના મુખ ઉપરથી નીકળેલો ક્ષાર અર્ધો વાલને આશરે મધ સાથે રાતના દશ વાગ્યા પછી ચટાડવો; એથી એ રોગી સારો થશે. એકંદરે ક્ષય અને ઉરઃક્ષતનાં જુદાં જુદાં સ્વરૂપોમાં સ્વાભાવિક અને આગંતુક કારણોમાં વાયુ, પિત્ત અને કફનો હીન, મિથ્યા અને અતિયોગ થવાથી શરીર કૃશ બને છે. તેમાં પૂર્ણચંદ્રોદય, સ્વલ્પ ચંદ્રોદય, ખર્પરભસ્મ, માક્ષિકભસ્મ, નાગભસ્મ, બંગભસ્મ, કંટકાર્યાવલેહ અને દ્રાક્ષાસવ, રોગનું બળાબળ જોઈ, બુદ્ધિપૂર્વક એમાંના કોઈ પણ ઉપાયની અથવા મિશ્ર ઉપાયની યોજના કરવામાં આવે; તથા ચિકિત્સાના ચારે પાયા સોળે કળાસહિત મળી આવે, તો ગમે તેવો ભયંકર વ્યાધિ પણ મટી શકે છે. જો રોગીને સામાન્ય ખાંસી થઈ હોય તો **ખોંખલી** વાલ એક દિવસમાં ત્રણ વાર મધમાં ચટાડવાથી તે મટે છે. અથવા ખોંખલી, કપર્દભસ્મ અને કણાચૂર્ણ મેળવીને વાલ વાલનું પડીકું દિવસમાં ત્રણ વાર મધમાં આપવાથી સામાન્ય ખાંસી મટે છે. અથવા સાબરભસ્મ અને કણાચૂર્ણ સાથે મેળવીને વાલ વાલનું પડીકું મધ સાથે અથવા મધ અને ઘી સાથે આપવાથી એ ખાંસી મટે છે. જો લૂખી ખાંસી આવતી હોય અને ઉપરના ઉપાયથી ફાયદો જણાય નહિ, તો વાસાદિ ચૂર્ણ વાલ અર્ધો દિવસમાં ત્રણ વાર મધમાં ચટાડવાથી આરામ થાય છે. અથવા **ખદિરાદિ ગુટિકા** દિવસમાં ત્રણ વાર બબ્બે ગોળી પાણી સાથે ગળાવવાથી ખાંસી મટે છે. જો ખાંસીમાં કફ સુકાતો હોય અને સહેજ હાંફ ચાલતી હોય તો માણેકરસાદિ

ગુટિકાની ત્રણ ત્રણ ગોળી દિવસમાં ત્રણ વખત પાણી સાથે આપવાથી અથવા મધ સાથે ચટાડવાથી ખાંસી મટે છે. જો માત્ર લૂખી ખાંસી આવતી હોય અને રોગી અત્યંત અકળાતો હોય, રાતદિવસ બિલકુલ મોં મળતું નહિ હોય તો દ્રાક્ષાદિ ગુટિકા દિવસમાં ત્રણ વાર બબ્બે ગોળી પાણી સાથે ગળાવવાથી કફ પાકી લીલો થઇ ખાંસી મટે છે. પણ આ ગોળીથી ઘણી વાર જીવ કચવાઈ ઊલટી થાય છે. તેવી અવસ્થામાં જરા ઘી ચટાડવાથી ફેર, ચક્કર, ઊલટી અને જીવ કચવાતો બંધ થઇ જાય છે. જો લૂખી ખાંસી હોય અને ગળું સુકાતું હોય તો **મધુયષ્ટિની** એકેક ગોળી કલાક કલાકે મોંમાં રાખી રસ ચૂસવાથી ઘણું સરસ કામ કરે છે. જો રોગીને તાવ આવી ગયા પછી અથવા તાવની સાથે હાંફ સાથે ખાંસી આવતી હોય, તો માણેકરસ વાલ અર્ધાને આશરે દિવસમાં ત્રણ વાર મધમાં આપવાથી ખાંસી મટે છે. જો રોગીને તાવ, પાસામાં શૂળ અને ખાંસી એ ત્રણ સાથે હોય (જેને ત્રિદોષ કહેવામાં આવે છે) તેવા રોગીને આદુ તોલો એક વાટીને તેમાં પાણી મૂકી એક તોલો રસ કાઢવો. પછી તેમાં અર્ધો તોલો મધ નાખી, પિવાય તેવું ગરમ કરી, સાબરભસ્મ વાલ અર્ધો અને માણેકરસ વાલ અર્ધો, પ્રથમ મધમાં ચટાડી તેના ઉપર આદુ-કુદીનાવાળો રસ થોડો ઊનો પાવાથી તે ત્રિદોષને મટાડે છે. એ પ્રમાણે બુદ્ધિ પહોંચાડી પાછલા પ્રકરણમાં તથા આ પ્રકરણમાં જે જે ઉપાયો લખ્યા છે, તે તમામ વાયુ, પિત્ત અને કફપ્રધાન ખાંસીનું સ્વરૂપ સમજી આપવાથી જરૂર ખાંસીને મટાડે છે. જો કોઇ રોગીને હેડકી (હિક્કા) થઈ હોય તો એક રૂપિયાભાર ગોળનું પાણી કરી તેમાં અર્ધો વાલ માણેકરસ મેળવી, કલાકે કલાકે અથવા બબ્બે કે ત્રણ ત્રણ કલાકે પીવાથી હેડકી મટી જાય છે. અથવા મોરપિચ્છની ભસ્મ વાલ અર્ધો, મધમાં દિવ-

સમાં ત્રણ અથવા ચાર વાર આપવાથી હેડકી મટી જાય છે. અથવા મુંજની દોરી અગર જૂની કાથાની દોરીને ચલમમાં ભરી અગર બીડી બનાવી, તેનો ધુમાડો પાવાથી હિક્કા મટી જાય છે. અથવા પીળો શ્વાસકુઠાર અધો વાલ મધ સાથે બબ્બે કલાકે આપવાથી હેડકી જરૂર મટી જાય છે. જેટલા ઉપાય શ્વાસ રોગના અથવા ખાંસીના લખેલા છે, તે તમામની યોજના હિક્કામાં પણ કરી શકાય છે, એટલે જે ઉપાયથી કાસ અને શ્વાસ મટે છે તેજ ઉપાયથી હેડકી પણ મટે છે.

જે રોગીને **શ્વાસરોગ** થયો હોય એટલે જેને આપણે દમ કે અમૂંઝણ કહીએ છીએ તે રોગીને કંટકાર્યાવલેહ દિવસમાં ત્રણ વાર ગરમ પાણી સાથે તોલો અધો આપવાથી ઘણો ફાયદો થાય છે. અથવા શ્વાસકુઠારરસ કે કલ્પતરુરસ અધો અધો વાલ મધ સાથે અગર ઘી સાથે દિવસમાં ત્રણ વાર આપવાથી ફાયદો થાય છે. અથવા શ્વાસનો રોગી બહુજ અકળાતો–ગભરાતો હોય તો પાણી એક શેર તપેલીમાં મૂકી તેમાં સાકર તોલો એક નાખી, ઉકાળતાં ચાર તોલા પાણી રહે ત્યારે પિવાય તેટલું ગરમ પાવાથી અર્ધા કલાકલાં કફ છૂટો પડી હાંફ નરમ પડી જાય છે. આ પાણી એકજ વાર પાવાનું છે. એ પાણી પાઈને હાંફ નરમ પડયા પછી શ્વાસકુઠાર અથવા માણેકરસ કે સાબરભસ્મની યોજના કરવી. શ્વાસનો રોગી બહુ અકળાતો હોય તો આદુ–ફુદીનાનો રસ કાઢી તેમાં મધ મેળવી દરદમ વાલ અધો અથવા બાજીભાઈ માત્રા એક ચોખાપૂર મેળવી અથવા કણાચૂર્ણ વાલ એક મેળવી પાવાથી હાંફ તરત નરમ પડે છે. હાંફના રોગીને પીળો શ્વાસકુઠાર વાલ અધો, સાબરભસ્મ વાલ અધો અને કણાચૂર્ણ વાલ અધો દિવસમાં ત્રણ વાર મધ સાથે અથવા મધ ને ઘી સાથે લાંબા દિવસ આપવાથી શ્વાસના રોગીને ઘણો ફાયદો થાય છે. ઘણી-

વાર એકલી શંખભસ્મ અથવા પ્રવાલભસ્મ મધ સાથે આપવાથી ફાયદો થાય છે. શ્વાસકુઠાર રસ, કલ્પતરુરસ, વાસાદિ ચૂર્ણ, બંગભસ્મ, દરદમ, સ્વલ્પ ચંદ્રોદય અને સાબરભસ્મ એ દરેકની સાથે થોડું થોડું કણાચૂર્ણ મેળવી મધ સાથે, ઘી સાથે અથવા દૂધની મલાઇ સાથે અથવા સાકરના ગરમ પાણી સાથે આપવાથી લાંબે કાળે શ્વાસરોગ મટે છે. અમારા અનુભવ પ્રમાણે શ્વાસના રોગીને કઇ ચીજ પથ્ય છે અને કઇ અપથ્ય છે તે કહી શકાતું નથી. કારણ કે કેટલાક શ્વાસના રોગીને કેળાં અથવા દહીં અથવા તેલવાળા પદાર્થો અથવા છાશ અગર ખીચડી ખાવાથી શ્વાસ ઊપડી આવે છે અને કેટલાક શ્વાસના રોગીને એ વસ્તુઓ ખાવાથી ઊપડેલો શ્વાસ બેસી જાય છે. એટલા માટે અમે તો તે રોગીને જે વસ્તુ નડતી હોય તેની પરેજી કરાવી ઉપર લખેલાં ઔષધો પૈકી ગમે તે ઔષધની યોજના કરીએ છીએ. આથી શ્વાસ નરમ પડી જાય છે. પણ એટલું તો નક્કી છે કે, પૂર્ણચંદ્રોદય સિવાય શ્વાસને જડમાંથી ઉખેડી કાઢવા જેવો એક પણ ઉપાય ફતેહમંદી ભરેલો જણાતો નથી. કેટલાક વૈદ્યો મારેલો સોમલ, મારેલી હરતાલ, અથવા સહસ્રપુટી અભ્રખભસ્મ ખવડાવી શ્વાસરોગની જડને નિર્મૂળ કરવાનો દાવો રાખે છે; પણ શ્વાસના રોગીનો શ્વાસ નિર્મૂળ થયેલો અમારા જોવામાં આવ્યો નથી. કારણ કે અત્યંત આકરા ઔષધથી કફ લીલો થાય છે જેથી વાયુનો હીનયોગ થાય છે અને પિત્તનો અતિયોગ થાય છે; અને તે પિત્તના અતિયોગને શાંત કરવા માટે ઘી, દૂધ, સાકર વગેરે આપવાથી કફ બળી જાય છે. તેવીજ રીતે વાયુને બળવાન કરવાવાળા રજોગુણી પદાર્થો આપવાથી વાયુનો અતિયોગ થઇ, કફનો હીનયોગ થવાથી કફ સુકાઇ જાય છે, તેથી પણ વીર્ય બની શકતું નથી. એટલા કારણથી જેમ વાયુથી થયેલો પ્રમેહ અસાધ્ય ગણાય છે, તેમ

વાયુ અને કફપ્રધાન શ્વાસરોગ પણ અસાધ્ય ગણાય છે. માટે શ્વાસના રોગીને શક્તિવર્ધક, વીર્યવર્ધક, લોહીવર્ધક અને બૃહદ્ ચિકિત્સા કરી તેના જીવનને ટકાવી રાખવું એટલુંજ વૈદ્યનું કર્તવ્ય છે. આટલો અમારો અનુભવ છે. પરંતુ વિદ્વાન વૈદ્યો પોતાના અનુભવથી શ્વાસના રોગને સારો કરે અને બીજા નવા રોગને ઉત્પન્ન ન કરે, એવા ઉપચારથી જનસમાજનું હિત ચિંતવતા હોય તો તેને માટે ધન્યવાદ આપીએ છીએ.

જો કોઇ રોગીને સ્વરભંગ થયો હોય તો ખાંસીના અને શ્વાસના ઉપર લખેલા ઉપચારો પૈકી કોઈ પણ ઉપચારથી મટી શકે છે; પરંતુ સ્વલ્પ ચંદ્રોદય મધ સાથે આપવાથી, મધુયષ્ટિની ગોળી અથવા ખદિરાદિની ગોળી મોંમાં રાખી રસ ગળવાથી અથવા કાળો કે પીળો શ્વાસકુઠાર મધ-ઘી સાથે આપવાથી સ્વરભંગ મટે છે. સામાન્ય જાતનો સ્વરભંગ આપણે ઘેર લગ્ન કે ઉત્સવપ્રસંગ હોય તે અરસામાં થાય છે. તેવા સ્વરભંગમાં આખું આમળું અથવા હીમજી હરડે અથવા ભુજગંધ અથવા બહેડાંની છાલ મોંમાં રાખી રસ ગળવાથી મટે છે. પરંતુ ક્ષયના રોગમાં, ખાંસીમાં કે શ્વાસના રોગમાં ઉપદ્રવ તરીકે ઉત્પન્ન થયેલો સ્વરભંગ તે રોગીઓનું મરણ પાસે આવવાની નિશાની તરીકે ગણાય છે. તેની ચિકિત્સા કરતાં જો પ્રથમ સ્વરભંગ સારો થાય તોજ તે રોગીના બચવાની આશા રાખી શકાય છે. કેટલીક વાર સ્વરભંગના રોગીને પાકાં કેળાંની છાલ અથવા ગુલાબજળમાં મેળવેલી ગુલેઅરમાની અથવા મુલતાની માટી અથવા કોથમીર (લીલા ધાણા)ના રસમાં સોનાગેરુ મેળવી ગળે ચોપડવાથી અથવા એકલી કોથમીર ગળે બાંધવાથી સામાન્ય સ્વરભંગ મટી જાય છે. અથવા આંબાનો સૂકો મોર અથવા બાવળનાં સૂકાં ફૂલ મોંમાં રાખી રસ ગળવાથી પણ સ્વરભંગ મટે છે. અથવા રસસિંદૂર એક

રતી વજને દૂધની મલાઈ સાથે દિવસમાં બે વાર આપવાથી ઉરઃક્ષતના ઉપદ્રવ તરીકે ઉત્પન્ન થયેલો સ્વરભંગ મટે છે. અથવા રસસિંદૂર બે રતી અને સોનેરી રંગનો રાજમૃગાંક બે રતી લઈ -એ બેને સાથે મેળવી, દિવસમાં ત્રણ વાર દૂધની મલાઈ સાથે અગર માખણ અને સાકર સાથે આપવાથી ખાંસીના ઉપદ્રવ તરીકે થયેલો સ્વરભંગ મટે છે. માટે અમે ઉપર બતાવી ગયેલા અમારા ખાસ અનુભવેલા કોઈ પણ ઉપાયમાંથી બુદ્ધિપૂર્વક ઉરઃક્ષત, કાસ, હિક્કા, શ્વાસ અને સ્વરભંગના રોગ ઉપર યોજના કરવામાં આવશે તો જરૂર વૈદ્યને યશની પ્રાપ્તિ થશે.

## उरःक्षत, कास, हिक्का, श्वास अने स्वरभंगना केटलाक अनुभवसिद्ध उपायो

### ૧-વૈદ્ય નંદરામ પ્રાગજી-નાગેશ્રી

૧. અરડૂસાનો રસ તોલો ૦I, બોડી કલારનો રસ તોલો ૦I, અઘેડીના પાનનો રસ તોલો ૦I, લાખ વાલ ૧, મધ તોલો ૦II મેળવી પાવાથી ઉરઃક્ષત મટી જાય છે. એટલુંજ નહિ પણ પ્રદર, કસુવવાડ વખતે પડતું લોહી, અર્શમાંથી પડતું લોહી અને રક્તપિત્ત આદિમાં પડતા લોહીને અટકાવે છે.

૨. ધોલીદ્રોનો રસ તોલો ૦II, દેશી ખાંડ તોલો ૦I, બહેડાંનું ચૂર્ણ તોલો ૦I અને મધ તોલો ૦II મેળવી સાંજસવાર પાવાથી ઉરઃક્ષત મટે છે.

### ૨-વૈદ્ય ધીરજરામ દલપતરામ-સુરત

૧. કાસચૂર્ણ:-વરિયાળી, લવિંગ, એલચી, અરડૂસો, જેઠીમધ, બહેડાંની છાલ, કાળાં મરી, આંબાહળદર, કાથો, પીપર, સૂંઠ, સિંધવ, વડાગરું, મીઠું, ફુલાવેલો ટંકણ અને હિંગળોક લઈ,

હિંગળોક સિવાયની બધી વસ્તુઓને ખાંડી વસ્ત્રગાળ કરી પછી તેને ૨૪ કલાક ખલવું. પછી હિંગળોકને જુદો કરી થોડું થોડું ચૂરણ મેળવી બધું ચૂરણ સમાવી દેવું. તેમાંથી વાલ ૧ થી ૨ સુધી મધ સાથે ચાટવાથી તમામ પ્રકારની ખાંસી મટે છે.

૨. ઉપરનું કાસચૂર્ણ તોલા ૨, શીતોપલાદિ ચૂર્ણ તોલા ૨, અરડૂસો તોલા ૨, સાથે મેળવી ઘૂંટી મધ સાથે અથવા પાણી સાથે એક વાલ આપવાથી ખાંસી મટે છે.

૩. ફુલાવેલો ટંકણ, ઝીણી પીપર, શંખની ભસ્મ, સૂંઠ, ધોળાં મરી, વછનાગ, હિંગળોક એ સરખે એ ભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી, આદુના રસમાં એક દિવસ ઘૂંટી, એકેક રતીની ગોળી વાળી દિવસમાં ૨ થી ૩ વખત બબ્બે ગોળી મધ સાથે આપવાથી કફને છૂટો પાડી ઉધરસને મટાડે છે.

## ૩–ઇશ્વરલાલ રતનલાલ ત્રિવેદી–સુરત

૧. અજમો, સિંધવ, સૂકી હળદર સમભાગે લઇ વાટી ચૂર્ણ કરવું. પછી ૧ શેર દૂધ માય એવડું કોરું માટીનું વાસણ લઇ, અગ્નિમાં તપાવી તે વાસણ લાલચોળ થાય એટલે તેમાં ગાયનું દૂધ શેર ૦ાા નાખવું. ઊભરો આવે કે તરત ઉપરનું ચૂર્ણ તેમાં ૦ાા તોલો નાખી ચમચાથી હલાવવું. પછી તેને એક બીજી તપેલીમાં કપડાથી ગાળી લઇ, રાતનો ખોરાક ખાધા પછી ૨ાા કલાક બાદ તે હૂંફાયલું હૂંફાયલું પાવું અને તેના ઉપર પાણી પાવું નહિ, જેથી કફ છૂટો પડી બહાર નીકળી જશે. જો કફ સુકાઇ ગયો હશે તો ખાંસી જોરથી આવશે ને ઊલટી થઇને કફ નીકળી જશે. એ પ્રમાણે સાત દિવસ કરવાથી આરામ થઈ જાય છે. અર્થાત્ આ ઓસડથી ગમે તેવી ખાંસી હોય તો મટી જાય છે.

## ૪–જોશી રામકૃષ્ણ રેવાશંકર–જાદર

વરિયાળીનું તેલ અને જેઠીમધનો શીરો મેળવીને ગોળી

ચણાપૂરની વાળી એકેક ગોળી ખાવા આપવી, એટલે ઉધરસ મટે છે. લાંબો વખત સેવન કરવાથી હાંફ પણ મટે છે.

### ૫-વૈદ્ય નરભેરામ હરજીવન ભટ્ટ-નવાગામ

ઊભી ભોંયરીંગણીના કાઢામાં પીપર ૧ વાલ નાખી દિવસમાં બે વાર પાવાથી ઉધરસ મટે છે.

### ૬-માસ્તર લલ્લુભાઈ નાથાભાઈ-ગોરુ

ચોખ્ખાં અને નવાં બહેડાં લઇ ઘીમાં શેકી તેને અરડૂસાનો રસ પાવો. જેમ જેમ રસ સુકાતો જાય તેમ તેમ બીજો નાખતા જવો. આ પ્રમાણે ૧૦-૧૨ વખત રસ પાયા પછી તે બહેડાંને આકડાનાં પાતરાંની પતરાળીમાં ભરી કપડમટ્ટી કરી પુટપાક કરવો. પછી તેને ખૂબ લસોટીને ચણા જેવડી ગોળી કરી તે દિવસમાં ૫ થી ૭ ગોળી મોઢામાં રાખી રસ ગળવાથી ઉધરસ મટી જાય છે.

### ૭-વૈદ્ય કૃષ્ણરામ ભવાનીશંકર-ભાવનગર

જેઠીમધનાં મૂળ ખાંડી મધમાં આપવાથી ગરમીની ઉધરસવાળાને તરતજ લાભ દેખાય છે.

### ૮-વૈદ્ય અંબારામ શંકરજી પંડ્યા-વાગડ

૧. શેકેલાં લવિંગ, મરી અને બહેડાંની છાલ સમભાગે લઈ, એ ત્રણેની બરાબર ખેરસાલ લઈ વાટીને બાવળની અંતરછાલના કવાથમાં ઘૂંટીને વટાણા જેવડી ગોળીઓ વાળી, તે ગોળી મોંમાં રાખી રસ ગળવાથી ઉધરસ મટી જાય છે.

૨. આકડાનાં રવૈડાં, અજમો, મીઠું અને તીખાં એ ચારે રકમો તોલો તોલો લઇને ૦। રૂપિયા ભાર અફીણ નાખી પુટપાક કરી તેની વાલ વાલની ગોળી કરી આપવાથી ઉધરસ મટે છે.

૩. જવખાર ૧ તોલો, કાળાં મરી તોલા ૨, લીંડીપીપર તોલો ૧, દાડમની છાલ તોલા ૪ અને જૂનો ગોળ તોલા ૮ મેળવીને ચણા જેવડી ગોળી કરી બબ્બે ગોળી દિવસમાં ત્રણ વાર ખવડાવવાથી ઉધરસ મટે છે.

૪. પારો, ગંધક અને તાંબાની ભસ્મ એ સમભાગે લઈ નાગરવેલના પાનમાં ઘૂંટી સરાવસંપુટમાં પેક કરી, ચૂલે ચડાવી, બે કલાક પકવવું. પછી તેને વાટી માત્રા બે રતીભારની, આદુનો રસ અને મધ સાથે આપવાથી કફનાં દરદો મટે છે.

૫. કફક્ષયઃ–અજમો પંદર શેર અને સોમલ તોલો ૦ા, એ બે રકમનો ચુઓ પાડવો. તે ચુઓ જરાક સળી પર ચડાવી પાન પર મૂકીને ખવડાવવો. કફ છૂટો પડી નીકળી જાય છે અને ક્ષયના દરદને ફાયદો કરે છે.

૬. **જૂની ઉધરસઃ**–ફટકડી ૨, સિંધવ ૨, હળદર ૨, પીપળાની સૂકી છાલ ૨ ભાગ એ ચાર વાનાં વાટી ચૂર્ણ કરવું. પછી મીઠી જાળનાં પાન ભાગ ૨ા, કેરડાની કૂંપળ ભાગ ૨ા, સૂકવી વાટીને મિશ્ર કરી તેમાં હિંગળોક ૧ ભાગ મેળવવો ને તેમાં ગોળ મેળવી ૨૮ ગોળી કરવી. પછી કાંસાના વાસણમાં પાણી ગરમ કરી તે સાથે ૧ ગોળી આપવી. આથી દસ વર્ષની જૂની ખાંસી મટે છે.

૭. જાવંત્રી, જાયફળ, એલચી, શેકેલાં લવિંગ, ફુલાવેલો ટંકણ સમભાગે લઈ નાગરવેલના પાનના રસમાં વાટી, ચણીબોર જેવડી ગોળી કરવી; તે આપવાથી ઉધરસ મટે છે.

૮. અઘેડાનું પંચાંગ શેર ૧, પીપળાની છાલ શેર ૦૧, રીંગણીનું પંચાંગ શેર ૧ અને ચૂનો શેર ૧, તમામને ભેગાં કરી બાળવાં. તેમાંથી ૧ વાલ લઈ જૂના ગોળ સાથે આપવાથી ઉધરસ મટે છે.

૯. ભોંયરીંગણીના ફળ નંગ ૧૦૦ લાવી હાંડલામાં નાખી

ચણાપૂરની વાળી એકેક ગોળી ખાવા આપવી, એટલે ઉધરસ મટે છે. લાંબો વખત સેવન કરવાથી હાંફ પણ મટે છે.

### ૫-વૈદ્ય નરભેરામ હરજીવન ભટ્ટ-નવાગામ

ઊભી ભોંયરીંગણીના કાઢામાં પીપર ૧ વાલ નાખી દિવસમાં બે વાર પાવાથી ઉધરસ મટે છે.

### ૬-માસ્તર લલ્લુભાઈ નાથાભાઈ-ગોરુ

ચોખ્ખાં અને નવાં બહેડાં લઈ ઘીમાં શેકી તેને અરડૂસાનો રસ પાવો. જેમ જેમ રસ સુકાતો જાય તેમ તેમ બીજો નાખતા જવો. આ પ્રમાણે ૧૦-૧૨ વખત રસ પાયા પછી તે બહેડાંને આકડાનાં પાતરાંની પતરાળીમાં ભરી કપડમટ્ટી કરી પુટપાક કરવો. પછી તેને ખૂબ લસોટીને ચણા જેવડી ગોળી કરી તે દિવસમાં ૫ થી ૭ ગોળી મોઢામાં રાખી રસ ગળવાથી ઉધરસ મટી જાય છે.

### ૭-વૈદ્ય કૃષ્ણરામ ભવાનીશંકર-ભાવનગર

જેઠીમધનાં મૂળ ખાંડી મધમાં આપવાથી ગરમીની ઉધરસવાળાને તરતજ લાભ દેખાય છે.

### ૮-વૈદ્ય અંબારામ શંકરજી પંડ્યા-વાગડ

૧. શેકેલાં લવિંગ, મરી અને બહેડાંની છાલ સમભાગે લઈ, એ ત્રણેની બરાબર ખેરસાલ લઈ વાટીને બાવળની અંતરછાલના કવાથમાં ઘૂંટીને વટાણા જેવડી ગોળીઓ વાળી, તે ગોળી મોંમાં રાખી રસ ગળવાથી ઉધરસ મટી જાય છે.

૨. આકડાનાં રવૈડાં, અજમો, મીઠું અને તીખાં એ ચારે રકમો તોલો તોલો લઈને ०। રૂપિયા ભાર અફીણ નાખી પુટપાક કરી તેની વાલ વાલની ગોળી કરી આપવાથી ઉધરસ મટે છે.

અને હિંગળો એ સર્વ સમભાગે લઇ આદુના રસની એક ભાવના આપી રતીપૂરની ગોળી કરી આપવાથી સર્વ પ્રકારની ઉધરસ, વાતાધિકય સન્નિપાત, શિરોરોગ, વાતકફજ્વર વગેરેનો નાશ કરે છે.

૨. ગુડાદિ ગુટિકાઃ–સૂંઠ, બાળહરડે અને નાગરમોથના ચૂર્ણમાં ગોળ નાખી ગોળી વાળી મોંમાં રાખી રસ ગળવાથી પાંચ પ્રકારની ઉધરસ તથા શ્વાસ દૂર થાય છે.

૩. લવિંગાદિ વટીઃ–લવિંગ, બહેડાંની છાલ તથા મરી સમાન ભાગે લઈ તેની બરાબર સફેદ કાથો લેવો. તેને ખાંડી ચૂર્ણ કરી બાવળની અંતરછાલના કવાથમાં ગોળી વાળી આપવાથી સર્વ પ્રકારની ઉધરસ મટે છે. ગોળી બહુ ગરમ છે માટે વિચાર કરીને વાપરવી.

## ૧૨–વૈદ્ય રાઘવજી માધવજી–ગોંડલ

લવિંગ, પીળી કોડી, જૂનો ગોળ અને અફીણની તુલસીના રસમાં ગોળી વાળી તે ગોળી ચણા પ્રમાણે આપવાથી શ્વાસ ચડતો તથા છાતીનો દુખાવો મટી જાય છે.

## ૧૩–વૈદ્ય ચૂનીલાલ જયકિશનદાસ–સુરત

ખાંસીનો અકસીર ઉપાયઃ–કુંવારપાઠાના ચપ્પુથી કકડા કરી તડકામાં સૂકવી દશ તોલા વજને લેવા. એવી રીતે ભોંયરીંગણીના પંચાંગને સૂકવી દશ તોલા લઇ બંનેને ખોખરાં કરી એક હાંડલીમાં અડધું પાથરી ઉપર પાંચ તોલા સંચળ બારીક વાટી પાથરવો. તેના ઉપર ભોંયરીંગણી તથા કુંવારનું ચૂર્ણ પાથરી હાંડલીનું મોઢું બંધ કરી કપડમટ્ટી કરી પાંચ શેર છાણાંના અગ્નિમાં પકાવી સ્વાંગશીત થયે કાઢી લેવું, એટલે કાળા રંગની દવા તૈયાર થશે. તેને બારીક કરી શીશીમાં ભરી તેમાંથી ચાર રતી લઇ મોંમાં રાખી દિવસમાં ત્રણ વખત રસ ગળવાથી ખાંસી મટી જાય છે. ઘણી ઉમદા ચીજ છે.

## ૧૪-વૈદ્ય ભૂરાભાઈ ઓધવજી ત્રિવેદી-ભાદરોડ

૧. લવિંગ ટાંક ૨, મરી ટાંક ૨, બહેડાં ટાંક ૭ તથા જાયફળ, સૂંઠ, તજ, એલચી, હિંગ, ચિનીકબાલા, ખેરસાર ખોરાસાની વજ અને કાકડાશિંગ એ દરેક એકેક ટાંક લઈ ચૂર્ણ કરી પાનના રસમાં ચણીબોર જેવડી ગોળી કરી દિવસમાં ત્રણ વખત એકેક ગોળી ઠંડા પાણીમાં આપવાથી ઉધરસ તથા ક્ષય મટે છે.

૨. છ વરસની જૂની ખાંસી:-સૂંઠ, મરી, લવિંગ, આંબાહળદર, ખોરાસાની અજમો, વડાગરું મીઠું એ દરેક એકેક તોલો તથા અફીણ તોલો ૦।, એ સર્વને વસ્ત્રગાળ કરી, આકડાનાં ફૂલનાં રવૈડાં કાઢી ઉપલા ચૂર્ણમાં મેળવી એકરસ કરી, તેની વટાણા જેવડી ગોળી કરી એકેક ગોળી સવારસાંજ આખી ગળી જવી, પણ ઉપર પાણી પીવું નહિ. આ ગોળીથી સાધારણ ઉધરસ મટે છે, એટલુંજ નહિ પણ લાંબા વખતની હઠીલી ઉધરસ પણ મટે છે.

## ૧૫-વૈદ્ય મનસુખલાલ લલ્લુભાઈ-સુરત

કાશાદિ ગુટિકા:-ગાવજબાન, ભારંગી, કાયફળ, પાનની જડ, અરડૂસો, ઈંગોતરીનાં પાતરાં, હરડેદળ, ખેરસાલ, પીપરીમૂળ, સિંધવ અને સંચળ એ દરેક એકેક તોલો તથા એલચી તોલા બે અને દોઢ શેર કાળી દ્રાક્ષના ઠળિયા કાઢી, તેમાં બાકીનાં વસાણાંનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મેળવી, એકરસ થાય એટલે ચણીબોર જેવડી ગોળીઓ વાળી આપવાથી કાસ, ક્ષય, ઉરઃક્ષત, શ્વાસ, સ્વરભંગ, તૃષા અને હૃદયરોગ વગેરે તમામને મટાડે છે.

## ૧૬-વૈદ્ય રઘુનાથસિંગ ગયાદીન-સુરત

બહેડાદિ ચૂર્ણ:-બહેડાં તોલા ૮, કુલીંજન તોલા ૨, મરી તોલા ૨, પીપર તોલા ૨, જાવંત્રી તોલો ૧, જેઠીમધ તોલા ૨, અરડૂસો તોલા ૩, ટંકણ ફુલાવેલો તોલા ૨, વાંસકપૂર તોલા ૩,

સિંધવ તોલા ૨, વડાગરું તોલા ૨, સાકર તોલા ૮ અને હિંગળોક તોલો ૧॥ લઈ હિંગળોક સિવાયની તમામ વસ્તુનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, પછી હિંગળોકને બારીક વાટી તેમાં ચૂર્ણ મેળવી, એક દિવસ સારી રીતે ખલ કરવો: એ ચૂર્ણમાંથી બેથી ચાર વાલ મધ સાથે દિવસમાં ત્રણ વખત ચાટવાથી કાસ, કફ વગેરે મટે છે.

### ૧૭–વૈદ્ય ઉમિયાશંકર બાપુભાઈ–વીરમગામ

**ખાંસીની ગોળીઃ**–બહેડાંની છાલ, મરી, લવિંગ, કાથો, વરિયાળી, જેઠીમધ અને ગુંદર એ એકેક તોલો તથા સાકર તોલો અડધો અને તજ તોલો ૦। ખાંડી વસ્ત્રગાળ કરી, બાવળની છાલના કવાથમાં અથવા ન બને તો પાણીમાં ઘૂંટી વાલ વાલની ગોળી કરી મોંમાં રાખી રસ ગળવાથી તમામ પ્રકારની ખાંસી મટી જાય છે. આ ગોળીએ ઇન્ફ્લ્યુએન્ઝાની ખાંસીમાં ઘણું સારું કામ કર્યું છે.

### ૧૮–વૈદ્ય શ્યામલાલ ગોવર્ધનરામ–ખાખરેચી

સૂંઠ, મરી, પીપર અને ટંકણ કુલાવેલો એ સર્વ સમભાગે લઈ બારીક વાટી પાનના રસમાં મરી જેવડી ગોળી વાળી, સવાર-સાંજ એકેક ગોળી આપવાથી ખાંસી મટી જાય છે.

### ૧૯–ડૉક્ટર મગનલાલ વિજભૂખણદાસ–સુરત

**૧. ખાંસી માટેઃ**–મરી, અફીણ, વછનાગ, હિંગળોક, ખેરસાલ, ટંકણ કુલાવેલો અને જવખાર એ સર્વ સમભાગે લઈ વસ્ત્રગાળ ચૂર્ણ બનાવી બેથી ચાર ગ્રેઇન જેટલું પાણી સાથે આપવાથી ખાંસી મટે છે.

**૨. ખાંસી તથા તાવઃ**–ભોંયરીંગણી, ગળો, અરડૂસો એકેક તોલો લાવી અધકચરું છૂંદી એક શેર પાણીમાં ઉકાળી નવટાંક પાણી અવશેષ રાખવું. ત્યાર પછી તેમાં મધ નાખી પીવાથી ખાંસી તેમજ તાવ પણ મટે છે.

## ૨૦-વૈદ્ય પ્રભાશંકર રવિશંકર ત્રવાડી-અષ્ટગામ

૧. ખાંસી માટે:-લવિંગને બાળીને તેની ભસ્મ મધમાં ચટાડવાથી ઉધરસ સારી થાય છે.

૨. એરસાલ અને સિંધવ ગાયના દૂધમાં રાંધીને પીવાથી ખાંસી તથા દમ મટે છે.

## ૨૧-વૈદ્યશાસ્ત્રી એસ. એલ. બર્મન-સુરત

૧. જેઠીમધનો શીરો તોલા ૪ અને મરી તોલો ૧ બારીક વાટી મધમાં ચણા ચણા જેટલી ગોળી વાળી આપવાથી ખાંસી મટે છે.

૨. જેઠીમધ, મરી, સાકર, મોટી એલચી અને કાળી દ્રાક્ષ સર્વને સમભાગે લઈ ખોખરું કરી, એક તોલો લઈ અડધો શેર પાણીમાં ઉકાળવું. નવટાંક પાણી બળી જાય ત્યારે ઉતારી તેમાંથી દિવસમાં ત્રણ વાર પીવાથી ગમે તેવું સખત સળેખમ હોય તે અને ખાંસી પણ દૂર થઈ જાય છે.

૩. ધંતૂરાનાં પાન તોલા ૪ અને કાળાં મરી તોલા ૨, બારીક કરી એકેક રતીની ગોળી બનાવી, દિવસમાં ત્રણ વાર ૨ થી ૬ ગોળી સુધી ટંકણનું ચૂર્ણ વાલ ૧ સાથે આપવાથી મટે છે.

૪. મરી તોલો ૧, અકલગરો તોલો ૧, માલકાંકણીનાં બીજ તોલો ૧, સૂંઠ તોલો ૧, રીંગણી તોલો ૧ અને અફીણ માસો એક એ સર્વ ચીજોને બારીક વાટી વસ્ત્રગાળ કરી ધંતૂરાનાં પાંદડાના રસમાં ગોળી બબ્બે રતીની બનાવવી. દિવસમાં બે વાર ગોળી લઈ ઉપરથી ગરમ દૂધ પીવું. થોડો વખત ચાલુ રાખવાથી દમ મટે છે.

## ૨૨-ડૉકટર ભાઈલાલ કપૂરચંદ શાહ-નાર

**યષ્ટિ મધુવટી:**-જેઠી મધનો શીરો, વરિયાળી, તજ, સોનામુખી, આમળાં અને સાકર સરખે ભાગે લઈ દૂધમાં ચણા જેવડી

ગોળી વાળી આખા દિવસમાં ચારપાંચ ગોળીનો રસ ગળવાથી લીલીસૂકી, ઉધરસ, ગળાનો દુખાવો, કફ, સાદનું બેસવું, થતો ક્ષય અને સળેખમ વગેરે જલદી અને જડમૂળથી મટે છે; દસ્ત પણ સાફ આવે છે.

## ૨૩–સાધુ ગંગાદાસજી સેવાદાસજી–સુરત

આંબાહળદર તોલા ૫, અજમો તોલા ૫ તથા સિંધવ તોલા ૨, એ ત્રણેને ખાંડી કપડછાણ કરી મધ અથવા ઘી સાથે પાવલી ભાર ચટાડવાથી ખાંસી મટે છે.

## ૨૪–વૈદ્ય મણિલાલ ગણપતિશંકર ભટ્ટ–સુરત

**૧. ખાંસી, શ્વાસ તથા દમનો ઉપાયઃ**–પીપર તોલા ૫, સફેદ મરી તોલા ૫ અને વછનાગ તોલા ૨ એ ત્રણે વસ્તુ ખાંડી બારીક ચૂર્ણ કરી કાળી દરાખ તોલા ૫ ઠળિયા કાઢીને લેવી અને તેમાં કાળી તમાકુના ડાંખળાની બાળેલી રાખ તોલા ૨, (કોલસા કરવા) એ સર્વે વસ્તુનું મિશ્રણ કરી તેમાં એલચી, જાયફળ, લવિંગ મળી એક તોલો નાખી મગ જેવડી ગોળી બનાવી તેમાંથી સવાર-સાંજ એકેક ગોળી ગરમ પાણી સાથે ખાવાથી કફ છૂટો થઈ ખાંસી મટી જશે તેમજ શ્વાસ–દમ સારો થઈ જશે.

૨. આકડાનું દૂધ તોલા ૧૦ લઈ તેમાં અજમો તોલા ૨॥ અને ઝંઝેટાનાં બી તોલા ૨॥ ભીંજવી રાખવાં. જ્યારે દૂધ સુકાઈ જાય ત્યારે તેને માટીના કલેડામાં નાખી નીચે ધીમો તાપ કરી શેકી નાખવાં. જ્યારે દાણા કાળા રંગના દેખાય ત્યારે ઉતારી ખલમાં ઘૂંટી નાખવા. ઘૂંટતાં ઘૂંટતાં તેમાંથી તેલ જેવો પદાર્થ નીકળશે અને લૂગદી જેવું થઈ જશે. તેમાં પીપર તોલા ૨, મરી તોલો ૧, એરસાલ તોલો ૧, અફીણ બેઆની ભાર, જાયફળ તોલો ા॥, લવિંગ તોલો ૧, કસ્તૂરી ૧॥ વાલ અને બરાસકપૂર એક

વાલ નાખી, પાનના રસમાં ગોળી વટાણા જેવડી કરવી અને તેને પાનની બીડીમાં રસ ચૂસવા આપવી. દિવસમાં ત્રણ વખત આપવી અથવા મધમાં મેળવી ચટાડવી. આથી શ્વાસ દમ, ખાંસી, ક્ષય, મંદાગ્નિ, અજીર્ણ, અરુચિ મટશે તેમજ સવારસાંજ એકેક ગોળી ખાઇ ઉપર ગાયનું દૂધ શેર ૦ાા પીવાથી બળ વધે છે, પૌષ્ટિક છે અને વાજીકર છે.

**ખાંસી તથા ઉગ્ર શ્વાસ માટેઃ**-પીપર, કાયફળ, કાકડાશિંગ, લવિંગ, ખેરસાલ, જેઠીમધ એ એકેક તોલો તથા મરી તોલો ૦ાા, જાયફળ તોલો ૦ાા એ દરેકને વસ્ત્રગાળ કરી એકથી બે વાલ મધ સાથે લેવાથી ખાંસી, ઉગ્ર શ્વાસ તથા ક્ષય મટે છે.

## ૨૫-અમદાવાદના એક વૈદ્યરાજ

ચીનાઇ સાકરનો કાંકરો તથા બે મરી મોંમાં રાખવાથી સૂકી ખાંસી મટે છે.

## ૨૬-વૈદ્ય બાળકૃષ્ણ હરિકૃષ્ણ શાસ્ત્રી-ભુલાવડી

**સાબરશિંગાની ભસ્મઃ**-સાબરશિંગાના કકડા કરી દિવેલના ભરેલા વાસણમાં આઠ દિવસ રહેવા દઇ, પછી કાઢી દશ શેર છાણાંના અગ્નિમાં તેની ભસ્મ બનાવવી. પછી તેને બારીક વાટી એક વાલ મધ-પીપર સાથે ચાટવાથી ઉધરસ, દમ અને અશક્તિ વગેરે મટે છે.

## ૨૭-વૈદ્ય ભોળાનાથ નર્મદાશંકર સ્માર્ત-સુરત

દાંતનો વહેર બાળેલો, હળદર, આકડાનાં ફૂલ, વડાગરું મીઠું એ સર્વ સરખે ભાગે લઈ ખાંડી વાલ ૨ થી ૪ મધમાં અથવા પાણીમાં આપવાથી ઉધરસ વગેરે મટે છે.

## ૨૮-વૈદ્ય નારશંકર હરગોવિંદ અધ્વર્યુ-બારડોલી

૧. ભોંયરીંગણીના ડીંડવાનાં બિયાં કાઢતાં વધેલાં છોડાંને

ઘીમાં સાંતળી મોંમાં રાખવાથી ઉધરસ મટે છે; મોં સ્વાદિષ્ટ કરે છે.

૨. ફુલાવેલી ફટકડી તથા સંચોરો સમભાગે લઇ વાટી તેમાં જરા સોનાગેરૂ મેળવી વાલ ૦। થી ૦।। સુધી મધમાં દિવસમાં ત્રણ વાર ચાટવાથી ઉધરસ પાકે છે અને કફ છૂટો પડી નીકળી જાય છે. ઉધરસને જલદી મટાડે છે. એ દવા કમળાના દરદીને એક ખાટું લીંબુ ચીરી તેમાં વાલ ૦।। થી ૧ ભૂકો નાખી સળીથી દબાવીને દેવતા ઉપર મૂકી, જ્યારે ગરમ થાય ત્યારે તેને નિચોવી તેમાંથી રસ કાઢી પાઇ દેવો. એ પ્રમાણે કરવાથી કમળો અવશ્ય મટી જાય છે. પથ્ય ઘી અને તેલ ન ખાવાં, દૂધભાત ખાવાં.

## ૨૯–ડૉકટર પ્રભાકર કૃષ્ણ પંગે–મુંબઈ

કનકઘૃતઃ–ધંતૂરાનાં બીનું ચૂર્ણ તોલો એક અને ભેંસનું દૂધ પાંચ શેર મિશ્ર કરી, મેળવી તેનું ઘી બનાવવું. આ ઘી દમ તથા હાંફણમાં બહુજ સારો ફાયદો કરે છે. દિવસમાં ચાર વખત નાગરવેલના પાનમાં આ ઘી એક અધોડીભાર લગાડી ચાવી જવું. દરેક વખતે તેના ઉપર તજના ચૂર્ણની બે આનીભારની ફાકી મારવી. પરેજી–ઃકોપરું, તેલ, શિંગ, ચોખા, બટેટા અને ખાંડ વર્જ્ય કરવી. ખડીસાકર અથવા ગોળનો ઉપયોગ કરવો.

## ૩૦–ડૉકટર ચંદુલાલ મુકુંદરાય–પાટણ

૧. દ્રાક્ષ તોલો એક, સાકર તોલો એક અને મધ તોલો એક એ સર્વેને એકત્ર કરી ચાટવાથી પિત્તની ખાંસી મટે છે.

૨. ખરેટીની જડની છાલ તથા નાની ભોંયરીંગણીની છાલ, મોટી ભોંયરીંગણીની છાલ, અરડૂસાની છાલ અને દ્રાક્ષ એ દરેક ચાર ચાર માસા લઈ દ્રાક્ષ સિવાયની તમામ વસ્તુઓને ખાંડી વસ્ત્રગાળ કરી, તેમાં દ્રાક્ષ મેળવી તોલા ૩૨ પાણીમાં ઉકાળી ચતુર્થાંશ પાણી અવશેષ રાખી ઉતારી લૂગડાથી ગાળી ઠંડું પાડી પીવાથી પિત્તની ખાંસી મટે છે.

૩. સૂકાં આમળાંનું ચૂર્ણ બે રતીભાર તથા દ્રાક્ષ ૩ માસા, હરડે તથા અજમોદ માસા ૬, એ સર્વને વસ્ત્રગાળ કરી છ માસા મધમાં ચાટવાથી પિત્તની ખાંસી મટે છે.

૪. બેઠી ભોંયરીંગણીના ફળનો ભૂકો બે માસા, બિજોરાનો ગર બે માસા, પીપર બે માસા અને દ્રાક્ષ ચાર માસા, એ સર્વેને ખાંડી વસ્ત્રગાળ કરી, દ્રાક્ષના ઠળિયા કાઢી તેમાં મેળવી બબ્બે વાલ ખાવાથી પિત્તની ખાંસી મટે છે.

૫. ઉધરસ ઉપર ભોંયરીંગણીનાં બીજ પાવલીભાર, હરડે ૧ ભાર, લવિંગ એક ભાર, કાળાં મરી એક ભાર, જૂનો ગોળ પાંચ ભાર, આકડાનાં ફૂલ એક ભાર લઇ ખાંડી વસ્ત્રગાળ કરી આદુના રસમાં ખલ કરીને ચણીબોર જેવડી ગોળી કરી, રાત્રે સૂતી વખતે મોંમાં રાખી તેનો રસ ગળવાથી ખાંસી તથા શ્વાસ મટે છે.

## ૩૧–વૈદ્ય બાલાશંકર પ્રભાશંકર–નાંદોદ

**ખાંસી માટેઃ**–વજ તોલો ૧ અને જેઠીમધ તોલો ૧, વાટી ચૂર્ણ કરી મધમાં ચાટવાથી બેત્રણ દિવસમા ખાંસી મટી જાય છે.

## ૩૨–વૈદ્ય નરસિંહભાઈ માધવભાઈ–કઠોર

**ગરમીની ખાંસીઃ**–જો ગરમીની ખાંસી હોય તો ઝંઝેટાનો ક્ષાર ઘી–સાકરમાં આપવાથી અવશ્ય મટે છે.

## ૩૩–વૈદ્ય પુરુષોત્તમ બહેચરભાઈ યાજ્ઞિક–કાલોલ

**ખાંસીની દવાઃ**–જેઠીમધ, વરિયાળી અને એલચીદાણા એ દરેક સમાન ભાગે લઈ ચૂર્ણ બનાવી, તે ચૂર્ણના વજનથી નીમે ભાગે સાકર મેળવી અરડૂસીનાં પાનનો રસ નાખી ખલ કરી મગ જેવડી ગોળી બનાવી મોંમાં રાખી બબ્બે ચારચાર ગોળીનો રસ

ગળવાથી જાદૂઇ રીતે ખાંસી મટી જાય છે. ખારી કે ખાટી ચીજ ખાવી નહિ.

## ૩૪–માસ્તર કેશવરામ હરિશંકર ભટ્ટ–કાપોદ્રા

૧. **ઉધરસઃ**–સાકર તોલા ૨ાા, જેઠીમધનો શીરો તોલા ૨ાા, બાવળનો ગુંદર તોલા ૨ાા, કેસર તોલો ૦ા, ઘઉંનો સફેદો તોલો ૦ા, મરી તોલો ૦ા, (ઘઉંનો સફેદો કાઢવા માટે ઘઉંને પલાળી વાટવા ને તેનું દૂધ જેવું પાણી નિતારી સૂકવવું) એ સર્વને એકત્ર કરી પાણીમાં ચણા જેવડી ગોળી બનાવવી. બેત્રણ કલાકે બબ્બે ગોળી મોંમાં રાખી રસ ગળવાથી ઉધરસ મટી જાય છે.

૨. **ઉધરસનો કફ છૂટો કરવોઃ**–જાયફળ, જાવંત્રી, કેસર, ખેરસાલ, કાથો, એલચી, લવિંગ અને ત્રણચાર નાગરવેલનાં પાન લઇ ચૂનો ચોપડી આ સર્વ ચીજો બુદ્ધિથી પ્રમાણસર નાખી લવિંગ ખોસી બીડું બનાવવું. ઉપેર ભીનું ચીંથરું વીંટાળી માટી ચોપડી બાફવું. પછી તેના ત્રણ ભાગ કરી વાટી રસ કઢી ત્રણ વખત પાવું જેથી ઉધરસ નરમ પડે છે અને કફ છૂટો પડે છે.

૩. **બહુ ઉધરસ માટેઃ**–નાગરવેલનાં પાકાં પાન નંગ ૨૫, ખેરસાલ તોલો ૦ાા, જવખાર તોલો ૦ાા, ફુલાવેલ ટંકણ તોલો ૦ા, લવિંગ તોલો ૦ા અને અલચી તોલો ૦ા સર્વને ભેગાં ખાંડી બશેર પાણી મૂકી અડધો શેર પાણી અવશેષ રાખી ચોળી ગાળી લેવું. તેમાંથી એકેક ચમચો કલાક બે કલાકે પીવાથી બહુ ઉધરસ થતી હોય તો પણ મટી જાય છે.

## ૩૫–વૈદ્ય મણિશંકર જાદવજી–કાનપર

**લવિંગાદિવટીઃ**–લવિંગ, પીપર, અકલગરો, જાયફળ, હળદર, અફીણ એ સર્વ સમભાગે લઇ વાટી શ્રીફળના ગોટામાં ભરી કપડમટ્ટી કરી એક ટોપલો ભરીને છાણાં લઈ, તેમાં પકાવી, તેને

કાઢી ગોટા સુધ્ધાં વાટી ચણીબોર જેવડી ગોળી કરી ટંકે બે ગોળી લેવી, તથા સાથે શીતોપલાદિ ચૂર્ણ આપવાથી ખાંસી મટી જાય છે.

## ૩૬–એક વૈદ્યરાજ જેમનું નામઠામ મળ્યું નથી

૧. **ઉધરસ માટેઃ**–ભોંયરીંગણીનાં ડીંડવાંને એક હાંડલીમાં ભરી મોંઢું બંધ કરી બાળવાં. તે ઠંડું થાય પછી તેમાંથી ડીંડવાં કાઢી લઇ ચૂર્ણ કરી તેમાં તેને વજનથી અર્ધો સંચળ અને તેનો આઠમો ભાગ પુષ્કળમૂળ તથા એલચીનું ચૂર્ણ મેળવી તેમાંથી એકેક વાલ મધ, પાનનો રસ, અરડૂસાના પાનનો રસ કે ગરમ પાણી સાથે આપવાથી ઉધરસ તથા કફ મટે છે.

૨. સૂંઠ, જાયફળ, રેવંચીની અને સાજીખાર એ એકેક તોલો અને ધંતૂરાનાં બી ચાર તોલા વાટી વસ્ત્રગાળ કરી, પાણીમાં મગ જેવડી ગોળી કરી આપવાથી ખાંસી મટે છે.

૩. આદુનો રસ તોલો ૦ા તથા મધ તોલો ૧ જવખાર વાલ ૧ સાથે મેળવી ચાટવાથી શ્વાસ મટે છે.

૪. ઇંદ્રિવરણાંનાં ફળ નંગ ૫, કુંવારનાં લાબાં નંગ ૫, ખુરાસાની થોર તોલા ૬૪, મોટું રીંગણું નંગ ૧, ભોંયરીંગણીનાં ફૂલ નંગ ૫૦, પંચલવણ તોલા ૩૨, અજમો તોલા ૩૨ એ ચીજોને ખાંડી સુકાવી એક હાંડલીમાં ભરી, મોં બંધ કરી કપડમટ્ટી કરી સુકાવી ગજપુટની આંચ આપી, ટાઢું થયે બહાર કાઢી ઘૂંટી વાસણમાં ભરી રાખવું. તેમાંથી તોલો ૦ા થી ૦ાા અનુપાન સાથે વિચારીને આપવાથી ઉધરસ, દમ, મરડો, ગોળો, શૂળ, આફરો, મંદાગ્નિ, અજીર્ણ, ઉદરરોગ તથા બરોળ મટે છે.

## ૩૭–વૈદ્ય નંદરામ પ્રાગજી–નાગેશ્રી

**ખેરસારાદિ ગુટિકાઃ**–ખેરસાર તોલા ૧૩, હરડાં, બહેડાં, આમળાં, કાયફળનું છોડું, સૂંઠ, મરી, પીપર, એલચી, કાકડા-

શિંગ, કપૂર, પીપરીમૂળ,લવિંગ,કચૂરો, એ એકેક તોલો લઇ ચૂર્ણ કરી આદુના રસની, અરડૂસાના રસની અને બાવળની છાલના ક્વાથની એકેકી ભાવના આપી ગોળી ચણીબોર જેવડી કરી આપવાથી ઉધરસ, કફ, સ્વરભંગ, ગ્રધ્રસી અને ક્ષય ઉપર ઘણીજ ઉત્તમ અસર કરે છે.

૨. બુબ્બુલાદિ ગુટિકાઃ-પારો ૧, ગંધક ૨, લીંડીપીપર ૩ અને હરડેદળ ચાર ભાગ; બહેડાંદળ પાંચ ભાગ, અરડૂસાનો રસ છ ભાગ, ભારંગી સાત ભાગ અને ખેરસાર સાત ભાગ એને વસ્ત્રગાળ કરી બાવળની છાલના ક્વાથની એકવીસ ભાવના આપી ગોળીઓ મધમાં બહેડાં જેવડી કરી આપવાથી ખાંસી, ઊર્ધ્વશ્વાસ ક્ષય, સ્વરભંગ અને ગલદાહ ઉપર અતિ ઉત્તમ છે.

## ૩૮-વૈદ્ય ધીરજરામ દલપતરામ-સુરત

**શ્વાસારિ રસઃ**-જેઠીમધ તોલા ૨, સિંધવ, હળધર અને ફુલાવેલો ટંકણ એ દરેક તોલો તોલો લઇ, એક દિવસ ખલમાં ઘૂંટી તેમાંથી ૧ વાલ, પાનનો રસ અને એલચી સાથે આપવાથી શ્વાસ નરમ પડી જાય છે.

## ૩૯-વૈદ્ય બાલકૃષ્ણ રત્નેશ્વર-સુરત

૧. **કફકેસરીઃ**-સોમલ તોલો ૧ અને સંચળ તોલા ૪ એને વાટી કેળાં નંગ બેમાં ઘૂંટી લૂગદી કરી સરાવસંપુટમાં મૂકી સાત કપડમટ્ટી કરી સૂકવીને ગજપુટ અગ્નિ આપવો. શીતળ થયે કાઢીને વાટી રાખી મૂકવું. આ માત્રા એક ચોખાથી ચાર ચોખાપૂર સુધી મધ સાથે આપવાથી ઊલટીઓ થઇને કફ નીકળી જશે. આ માત્રાથી ખાંસી, શ્વાસ, આંકડી તથા કફના વ્યાધિઓ સારા થાય છે. આંકડી (ખેંચ) વાળા તથા શ્વાસવાળાને ખાસ વાપરવા લાયક છે. ઘી, ઘઉં, સાકર, દૂધ વગેરે આપવાં, તેલ, ખટાશ, મરચાં વગેરે બંધ કરવાં.

૨. શૂલકેસરીઃ–સોમલનાં ફૂલ તોલો ૦।, સાબરશિંગાની ભસ્મ તોલા ૫ એ બેને મેળવી સેકટા (સરગવા)ના રસમાં ઘૂંટી ટીકડી કરી સુકાવીને કોડિયાના સંપુટમાં મૂકી કપડમટ્ટી કરી પંદર શેર છાણાંની આંચ આપવી. ઠંડું થયા પછી કાઢીને વાટી શીશીમાં ભરી રાખવું. એની માત્રા ૧ ચોખાપૂરથી ત્રણ ચોખાપૂર સુધી આપવાની છે. સન્નિપાતવાળાને આદુના રસમાં, ત્રિદોષવાળાને તથા શ્વાસવાળાને આદુનો રસ તથા મધ સાથે; શૂળવાળાને મધ અથવા ઘી સાથે; ખાંસીવાળાને પાનની બીડી અથવા મલાઈ સાથે; નબળાઈવાળાને શીરા સાથે; આંતરિયા તાવવાળાને તુલસીનાં પાન તથા મરી સાથે; ધાતુ પાતળી પડેલાને મુગલાઈ બેદાણાના લાબ સાથે સાકર મેળવીને; પ્રમેહવાળાને ત્રિફલાના ક્વાથમાં હળદર તથા મધ સાથે, શક્તિ માટે ઘી, દૂધ તથા સાકર સાથે આપવી.

**૩. સોમલનાં ફૂલ તથા સાબરશિંગાભસ્મ બનાવવાની રીતઃ**–સોમલ તોલો ૧ લઈને તેને કુંવારના રસમાં ઘૂંટવો. પછી સફેદ કાંદાના રસમાં ઘૂંટી લૂગદી જેવું થાય, એટલે બે સરાવળાં લઈ તેને ઘસી, મોઢાં સરખાં કરવાં. પછી કપડેથી લૂછી સાફ કરીને તેમાં સોમલનો લોંદો મૂકવો. બીજું સરાવળું ઉપર ઢાંકીને મુલતાની મટોડીના ત્રણ કપડમટ્ટ મજબૂત કરવાં. સુકાયા પછી તેને ચૂલે ચડાવીને ધીમો અગ્નિ કરવો. પાતળાં પાતળાં લાકડાં લઈ એક લાકડાનો અગ્નિ આપવો. ઉપરના કલેડા પર દૂધનાં પોતાં મૂકતા રહેવું. આ પ્રમાણે ૧ પહોર સુધી કરવાથી ઉપલા ભાગમાં ફૂલ લાગી જશે. પછી ઠંડું થયે આંખ બચાવીને ખોલવું. યુક્તિથી ફૂલ કાઢી લેવાં. આ ફૂલ ઉપલી દવામાં નાખવાં; તેમ આ ફૂલ ૧ ચોખાપૂરથી ૨ ચોખાપૂર શીરા સાથે અથવા મલાઈ સાથે આપવાથી શ્વાસ તથા નબળાઈ મટી બળવાન થાય છે. ખોરાક ઘી–દૂધનો સારો આપવો.

**સાબરશિંગુઃ**–સાબરશિંગુ તોલા ૧૦ લઈ તેને પ્રથમ ૩ દિવસ ગોમૂત્રમાં પલાળી મૂકવું. મૂત્ર નવું બદલતા જવું. પછી તેને કોયલામાં મૂકી ફૂંકી મૂકવાથી સફેદ થશે. પછી તે કટકા વાટીને આકડાના દૂધમાં ૧ દિવસ ખલ કરી ટીકડીઓ બનાવવી અને સૂકવી નાખવી. પછી સગડીમાં કોયલા ભરી તેમાં વચ્ચે ટીકડીઓ મૂકી, તેના ઉપર કોયલા મૂકી સળગાવી મૂકવા. બળીને ઠંડું થઇ રહે એટલે કાઢીને વાટી વસ્ત્રગાળ કરી મૂકવા. આ સાબરશિંગાની ભસ્મ રતી ૧ થી ૩ સુધી મધ સાથે કિંવા ઘી સાથે અથવા આદુના રસ સાથે આપવાથી પાંસળાંનું શૂળ, ખાંસી, શ્વાસ, તાવ વગેરે નરમ પડે છે.

## ૪૦–વૈદ્ય ડાહ્યાભાઈ મનસુખરામ પુરોહિત–સણસોલી

**દમ માટેઃ**–દમ તથા શ્વાસ બેસાડી દેવા માટે ચોખાપૂર મોરથુથુ ઘઉંની કણેકમાં વીંટી ગોળી કરીને ગળી જવી. આથી એક વાર તાત્કાલિક દમ બેસી જશે. આ ઉપાય દમની અસહ્ય પીડાને એકદમ મટાડી દે છે. આ ઉપાય તાત્કાલિક દમ બેસાડી દેવા સારુ છે એટલુંજ નહિ, પણ તેજ ગોળીનો બેત્રણ વખત ઉપયોગ કરવાથી કેટલાક પ્રકારનો દમ તદ્દન બેસી પણ જાય છે. એ અનુભવસિદ્ધ છે.

## ૪૧–વૈદ્ય ત્રિકમલાલ કાળીદાસ–ખાનપુર

**દમ, શ્વાસ અને કફનાં અસાધ્ય દરદો પરઃ**–વજ (ગધીલો વજ) નું વસ્ત્રગાળ ચૂર્ણ કરી બે આનીભાર ચૂર્ણ પ્રથમ ગરમ દૂધમાં પાવું. ત્રણ કલાકે એક આનીભાર ઠંડા પાણીમાં પાવું. તેવીજ રીતે ત્રણ કલાકે બીજું ઠંડા પાણીમાં પાવાથી કેટલાકને બકારી થઇ તથા કેટલાકને વગર બકારીએ (ઊલટી થયા વગર) દમ, શ્વાસ તથા કફનાં અસાધ્ય દરદનો નાશ થાય છે.

## ૪૨–વૈદ્ય શ્યામચંદ ગોવર્ધનરામ–ખાખરેચી

**શ્વાસયુક્ત કફઃ**–હરડે, બહેડાં, આમળાં, સૂંઠ, દેવદાર,

પીપર; વજ, મરી અને નાગબલા એ ઔષધોને બારીક વાટી ધંતૂરાનો રસ તથા ભાંગરાનો રસ એ બંનેમાં ત્રણ ત્રણ દિવસ ઘૂંટી, મરી પ્રમાણે ગોળીઓ વાળી, રોગ અને વયના પ્રમાણમાં ટંકે ૧ થી ૨ ગોળી આપવાથી શ્વાસયુક્ત કફનો નાશ થાય છે.

## ૪૩-વૈદ્ય ભૂરાભાઇ ઓઘવજી ત્રિવેદી-ભાદરોડ

૧.**દમ માટે**:-શ્વાસકુઠારરસ તુલસીનાં પાનના રસમાં આપવો.

૨.કેરડાનાં મૂળનો રસ પાતાલયંત્રથી કાઢી પાણી નાખી પાવો.

૩. ચણાનો ખાર અને ઇલિમિટનાં ફૂલ એકત્ર કરી આપવાં.

૪. શ્વાસકુઠાર રસ, આનંદભૈરવ રસ, પીપર, ફુલાવેલ ટંકણ, પીપરીમૂળ અને રાતી લોહભસ્મ એ સર્વે મેળવી મધમાં ચાટવાથી શરૂ થતો દમ નાબૂદ થાય છે.

## ૪૪-વૈદ્ય ચૂનીલાલ જયકિશનદાસ ચટપટ-સુરત

**હરતાલભસ્મ સફેદ**:-પ્રથમ ઇંડાનાં છોડાં સુકાવી ખાંડી બારીક કરી ૨૦ તોલા વજને લેવાં. ભોંયરીંગણીનું પંચાંગ સુકાવી ખાંડી બારીક કરી ૨૦ તોલા લેવું. બાદ બંનેને ખરલમાં નાખી ઘી-કુંવારના રસથી ખૂબ ખલ કરી લુગદો બનાવી તેમાં હરતાલ વરખી તોલા બે મૂકી, (એ હરતાલને એકવીસ દિવસ આકડાના દૂધમાં પલાળીને પછી કામમાં લેવી) એ ગોળાની ઉપર ત્રણ કપડમટ્ટી કરી, સૂકવી હાથના થાપેલાં છાણાં શેર ૭ લઇ તેમાં ગોળો મૂકી સળગાવી સ્વાંગશીત થયે કાઢી લેવી. આથી સફેદ રંગની તથા વજનમાં પૂરી હડતાલભસ્મ તૈયાર થશે; તેને બારીક ખલી, એક ચોખાપૂરની માત્રા સવાર-સાંજ પાન પર જરા કાથો લગાડી તે પર દવા મૂકી ખવડાવવાથી, જૂનામાં જૂનો દમ ત્રણ અઠવાડિયામાં મટી જશે. પરેજી:-તેલ, મરચું, ખટાશ વગેરે બિલકુલ ખાવું નહિ.

## ૪૫–વૈદ્ય પ્રાણલાલ દોલતરામ–કપડવણજ

**નાગવલ્લભ રસઃ**–(નિઘંટુ રત્નાકર) આપવાથી શ્વાસમાં ઘણો સારો ફાયદો કરે છે. વમન વિરેચન કરાવ્યા પછી શૃંગભસ્મ તથા સોમલભસ્મનો ઉપયોગ આદુના રસ સાથે કરવો. પાછળથી હાથલાથોરીના રસમાં અભ્રકભસ્મ તથા રસસિંદૂર આપવાથી ઘણો ફાયદો જણાયો છે.

## ૪૬–માસ્તર નરભેરામ હરજીવનદાસ–નવાગામ

દમ એકદમ ઊપડ્યો હોય તો ધંતૂરાનાં ફૂલની બીડી પીવાથી જુસ્સો જલદી બેસી જાય છે.

## ૪૭–વૈદ્ય નંદલાલ મોરારજી–કંથારિયા

**અભ્રકભસ્મઃ**–હાથિયા થોરનાં લાલ ડીંડવાં લઈ તેનો રસ કાઢી તેમાં માટલાનો ગોળ સમાન ભાગે મેળવી, તેની અંદર દશ કલાક અભ્રક ભીંજવી રાખી ગજપુટ આપવો. એવી રીતે ૬ ગજપુટ આપવાથી ભસ્મ થાય છે. એ ભસ્મ આપવાથી દમ ઉપર ઘણુંજ ઉત્તમ કામ કરે છે.

## ૪૮–વૈદ્ય ચૂનીલાલ હરગોવિંદ–કઠોર

**સોમલની ભસ્મઃ**–સોમલ તોલો ૧ અને સંચળ તોલા ૪, એને ઝીણાં વાટી, સોનેરી કેળું છૂંદી તેમાં મેળવી એક કુલડીમાં ભરી કપડમટ્ટી કરી પાંચ શેર છાણાંના અગ્નિમાં પકાવી, વાલ ૦ાા-નું પડીકું મધમાં અથવા પ્રકૃતિ જોઈ બુદ્ધિપૂર્વક અનુપાન સાથે આપવાથી દમ તથા ખાંસીને મટાડે છે. અનુભવસિદ્ધ છે.

## ૪૯–વૈદ્ય પ્રભાશંકર વૃંદાવનદાસ–ધંધુકા

**તામ્રભસ્મઃ**–રાણીછાપના પૈસા લઈ તેને શુદ્ધ કરી ગળજીભીનાં પાન વાટી તેનો લૂગદો બનાવી તેમાં પૈસા મૂકી કપડ-

ચોપડી દિવસમાં બે વાર ખાવાથી શ્વાસ, ખાંસી, પ્રમેહ, કફ-વિકાર, પિત્તવિકાર મંદાગ્નિ, ક્ષય અને ઉદરશૂળને મટાડે છે. આ તેલ પ્રમેહ ઉપર ઘણોજ ફાયદો કરે છે.

૨. **સોમલનાં ફૂલઃ**–સોમલ શેર ૦। લઈ તેને લીંબુનાં રસમાં એક દિવસ ઘૂંટવો. પછી માટીની હાંડલી નંગ બે લાવી તેના મુખને ઘસીને બંધબેસતી કરવી. પછી એક વાસણમાં સોમલની લૂગદી મૂકી બીજું વાસણ તે ઉપર ઊંધું મૂકી તેના સાંધાને મજબૂત સાંધી લેવા; પછી તડકે સુકાવી તે સાંધા પાછા બંધ કરી ધુમાડો નીકળે નહિ તેવી રીતે બંધ કરી ચૂલે ચડાવી રોટલો શેકાય એટલો હલકો અગ્નિ આપવો. અને ઉપરના માટલા ઉપર ઠંડા પાણીનાં પોતાં મૂકતાં જવાં. એ પ્રમાણે બે પ્રહર સુધી કરી સ્વાંગ શીતળ થાય ત્યારે ઉપરની હાંડલીમાંથી વળગેલાં ફૂલ છરી વતી ઉખેડી કાઢી લેવાં. તેમાંથી એક ચોખાપૂર પતાસામાં મેળવી ખાવા આપવાથી શ્વાસ, દમ, ઉધરસ અને ક્ષય જેવા મહાન વ્યાધિને મટાડે છે. આ માત્રા ખાવાવાળાએ દૂધ સાકર, ઘી તથા ચોખા એ સિવાય બીજો ખોરાક ખાવો નહિ. આથી જરૂર રોગ મટે છે.

૩. કુષ્માંડ (કોળું) ની જડ કે જેના ઉપર ફળફૂલ આવી ગયાં હોય, તેની જડ લાવી વાટી વસ્ત્રગાળ કરીને શીશીમાં રાખી મૂકવું. તેમાંથી બે માસા થોડા ગરમ પાણી સાથે સવારસાંજ આપવું. જરૂર હોય તો ત્રણ વાર આપવું. એથી વધારે વાર આપવું નહિ. કફના વધારામાં જ્યારે શીત જણાય ત્યારે મધ સાથે આપવું. પથ્યમાં તેલ, મરચું તથા ખટાશ આપવાં નહિ. ઘણો ગરમ તથા ઘણો ઠંડો ખોરાક આપવો નહિ. જ્યારે અંગ્રેજી સુનાની દવાઓ શ્વાસ ઉપર નિષ્ફળ નીવડે છે, ત્યારે આ દવા ફતેહમંદીથી શ્વાસને બેસાડી સારો કરે છે. આ દવા ઘણા દરદીઓ

ઉપર અજમાયશ કરેલી છે અને તેથી જનહિતાર્થે જાહેરમાં મૂકી છે.

## ૫૩–વૈદ્ય ભવાનીશંકર ગોવિંદજી–સુરત

૧. બહેડાંની મીજ ટાંક ૫, જવખાર ટાંક ૫, ખેરસાલ ટાંક ૫, ભોંયરીંગણીનાં બીજ ટાંક ૫ અને સિંધવ ટાંક ૩ એ સર્વને વાટી વસ્ત્રગાળ કરી, આદુના રસમાં ઘૂંટી વટાણા જેવડી ગોળી વાળવી. તે ગોળી અગ્નિબળ જોઇ મધ સાથે આપવાથી શ્વાસ તથા ખાંસી મટી જાય છે. આ પ્રયોગમાં રીંગણીનાં બીજ શેકીને લેવાં.

## ૫૪–વૈદ્ય ભોળાનાથ નર્મદાશંકર સ્માર્ત–સુરત

ગોળ શેર ०। અને તમાકુ શેર ०॥ બેને વાટી સંપુટ કરવો. તેની વચમાં કોડિયા લોબાનનો શેર ०। નો એક કટકો મૂકી, કપડમટ્ટી કરી બશેર અડાયાંનો તાપ આપવો. ટાઢું પડે ત્યારે લોબાન કાઢી લેવો. તેમાંથી એક વાલ ખવાડી ઉપર ચૂરમું ખવાડવું. આથી દમ તથા અમૂંઝણ બેસી જાય છે.

## ૫૫–વૈદ્ય નૂરમહમદ હમીર–રાજકોટ

**દમને માટેઃ**–સાબરશિંગાની ભસ્મ, ટંકણ ફુલાવેલો, મોરપિચ્છની ભસ્મ, અઘેડાનો ક્ષાર, ભોંયરીંગણી એ સર્વને બારીક વાટી દિવસમાં ત્રણ વાર મધમાં આપવાથી કફ છૂટો પડી દમ મટે છે.

## ૫૬–વૈદ્ય મણિશંકર જાદવજી જોશી–કાનપર

૧. શુદ્ધ હિંગળોક, લવિંગ તથા જાયફળનું સમભાગે ચૂર્ણ કરી એક વાલ મધ સાથે આપવાથી શ્વાસ, કાસ અને કફ મટે છે.

૨. ધંતૂરાના કાચા ડીંડવામાં માય તેટલાં લવિંગ ભરી ઉપર આટો ચડાવી બાફવાં. બફાય એટલે આટો કાઢી નાખી સૂકવી, તેમાં અજમો તોલા ૨, લીંડીપીપર તોલો ૧ અને અફીણ બે આનીભાર મેળવી ગોળમાં ગોળી વાળી બે વખત મોંમાં રાખી રસ ગળ-

વાથી જૂનો દમ તથા ખાંસી મટે છે. ગોળી બે આનીભારની વાળવી.

## ૫૭–એક વૈદ્યરાજ જેમનું નામઠામ મળ્યું નથી

૧. સાજીખાર, આંબાહળદર તથા લવિંગનું સમભાગે ચૂર્ણ કરી તેમાંથી બે આનીભાર ચૂર્ણ આઠ તોલા ગોમૂત્ર સાથે આપવાથી દમ મટે છે.

૨. આકડાનાં લીલાં પાન શેર ૧, સિંધાલૂણ શેર ૦ાા, ધંતૂરાનાં બી શેર ૦ા અને જૂનો ગોળ શેર ૧ એ સર્વને ખાંડી એક ટીકડી બનાવી, એક હાંડલીમાં મૂકી, હાંડલીનું મોઢું બંધ કરી કપડમટ્ટી કરી એક પ્રહરનો અગ્નિ આપવો. ઠંડું થયા પછી કાઢી વસ્ત્રગાળ કરી રાખવું. તેમાંથી બે આનીભાર ગરમ પાણી સાથે આપવું. ખોરાક પૌષ્ટિક ઘીવાળો ખવડાવવો જેથી દમ મટે છે.

## ૫૮–વૈદ્ય નંદરામ પ્રાગજી–નાગેશ્રી

**ક્ષય, ખાંસી અને શ્વાસ માટેઃ**–તજ, તમાલપત્ર તથા એલચી અરધો તોલો, પીપર બે તોલા, દ્રાક્ષ, મહુડાં અને ખજૂર ચાર ચાર તોલા, કાકડાશિંગ, લવિંગ, ખેરસાલ અને પીપર એકેક તોલો લઈ સર્વનું બારીક ચૂર્ણ કરી મધમાં ગોળી વાળી આપવાથી રક્તપિત્ત, શ્વાસ, કાસ, અરુચિ, ઊલટી, મૂર્છા, હિક્કા, મદ, ભ્રમ, ઉરઃક્ષત, સ્વરભેદ, પ્લીહા, સોજા, આઢચવાત, થૂંકમાં લોહી પડવું, હૃદયની પીડા, પાર્શ્વપીડા અને તૃષા ઇત્યાદિ ઉપર આ ગુટિકા અત્યંત ગુણપ્રદ છે.

**કફ, ક્ષય તથા દમ માટેઃ**–બહુફળીનું ચૂર્ણ કરી અડધો તોલો ચૂર્ણ સાકર સાથે લેવાથી કફ, દમ તથા ક્ષય મટે છે.

## ૫૯–વૈદ્ય પ્રભાશંકર રવિશંકર ત્રવાડી–અષ્ટગામ

ગોરખમુંડી (બોથડો) બાળી રાખ કરવી, અંઝેટાને (અઘેડો) બાળી રાખ કરવી અને તેની બરાબર ખેરસાલ મેળવી તેમાંથી ૧

વાલ બ્રાહ્મીના રસમાં જરા મધ નાખી ચાટવાથી સ્વરભંગ મટે છે.

## ૬૦–વૈદ્ય અંબારામ શંકરજી–વાગડ

૧. **સ્વરભંગના ઉપાયોઃ**–આંબાનો મોર ફોતરાં સાથે, એલચી, સાકર અને વરિયાળી એ સર્વ સમભાગે લઇ વાટી ચૂર્ણ કરી ગરમ દૂધ સાથે પીવાથી સ્વરભંગ મટે છે અને સાદ (ઘાંટો) ઊઘડે છે.

૨. અકલગરો, વજ અને ગળો (લીંબડાનો) એ સર્વનો મધમાં અવલેહ કરી ચટાડવાથી સ્વરભંગ મટે છે.

૩. લીંડીપીપર ગરમ દૂધ સાથે પીવાથી સ્વરભંગ મટે છે.

૪. બ્રાહ્મી, કાળી દ્રાક્ષ, વજ, આદુ, ગળો, શતાવરી, ઉપલેટ, વાવડિંગ, હરડે, અઘેડા (ઝંઝેટો) નાં બીજ, હળદર, લીંબડાની અંતરછાલ, જીરું, સૂંઠ, શંખાવળી અને જેઠીમધ એ સર્વ સમભાગે લઇ ગોળી કરી મોંમાં રાખવાથી સાદ ઊઘડે છે.

૫. લીંમડાનાં પાન તોલા ૨૦ તથા જવખાર તોલા ૫ એ બન્નેને વાટી, પાણીમાં ચણા જેવડી ગોળી વાળી મોંમાં રાખી રસ ગળવાથી કંઠસ્વર ખૂલે છે.

૬. બહેડાંની છાલ શેકીને મોંમાં રાખવાથી કંઠસ્વર ખૂલે છે. **બહેડાંને શેકવાની રીતઃ**–બહેડાંનાં ફળ આણી તેને દૂધ લગાડી ઘઉંના લોટના રોટલાની અંદર મૂકી, તે રોટલો અંગારા ઉપર શેકવો. રોટલો પરિપક્વ થાય ત્યારે અંગારા ઉપરથી ઉતારી લઇ તેમાંથી પાકેલાં બહેડાંને લઈ લેવાં. તેની છાલ ઉખેડી મોંમા રાખી રસ ગળવાથી સ્વરભંગ મટે છે.

૭. પાનની જડ મોંમાં રાખી રસ ચૂસવાથી સ્વરભંગ મટે છે.

૮. દૂધમાં સાકર નાખી ઉકાળી પીવાથી પિત્ત સ્વરભંગ મટે છે.

૯. સૂંઠ, મરી, પીપર અને પીપરીમૂળ, ગોમૂત્રમાં પીવાથી કફથી કંઠ બેઠો હોય તે મટે છે.

૧૦. આંમળાં, મધ તથા ઘી મેળવી ખાવાથી સ્વરભંગ મટે છે.

૧૧. બહેડાછાલ, લીંડીપીપર, સિંધવ અને જાઇનાં પાન, એનું ચૂર્ણ મેળી છાશમાં પાવાથી સ્વરભંગ મટે છે.

૧૨. ભોંયરીંગણીના દોડવા, મરી, દેવદાર, ઇંદ્રજવ, સૂંઠ, હળદર અને દારૂ હળદર એનો કવાથ પીવાથી પણ કફથી સ્વરભંગ થયો હોય તો મટે છે.

૧૩. બ્રાહ્મી, વજ, હરડે, ગળો, અઘેડો, ખેરસાલ, એ સર્વ સમભાગે લઇ, નાગરવેલનાં પાનના રસમાં ગોળી વાળી ખાવાથી સ્વરભંગ મટે છે.

૧૪. આંબાનો મોર અને ખાંડ બંને મેળવી ખાવાથી સ્વરભંગ મટે છે.

૧૫. ગરમ પાણીમાં ખાંડ મેળવી પાંવી અગર ચણોઠીનાં પાન મોંમાં રાખી રસ ગળવાથી સ્વરભંગ મટે છે. અથવા જેઠીમધનો શીરો મોંમાં રાખી રસ ચૂસવાથી પણ સ્વરભંગ મટે છે. કોઈ કોઇ વાર એવા દરદી આવવાથી અજમાવી જોયેલા છે. વાત, પિત્ત, કફ, સન્નિપાત, ધાતુક્ષય અને ક્ષયરોગથી એ પ્રમાણે છ પ્રકારના સ્વરભંગ થાય છે. તે તપાસી અનુકૂળ ઉપાય લેવા, જેથી ફાયદો થાય છે.

## ૬૧–વૈદ્ય બાળકૃષ્ણ રત્નેશ્વર–સુરત

અજમાની ગોળપાપડી ખવડાવવાથી હેડકી બંધ થાય છે.

## ૬૨–વૈદ્ય અંબાલાલ શંકરજી–વાગડ

૧. હેડકી માટેઃ–કાકડાશિંગીનું ચૂર્ણ મધ સાથે બેત્રણ વખત ચટાડવાથી હેડકી બંધ થઇ જાય છે.

૨. ખારેક એક લઇ તેમાંથી ઠળિયો કાઢી નાખી, તેમાં ગૂગળ ભરી ઉપર ઘઉંની કણક તથા એક ભીનું લૂગડું લપેટી બાફી આખી ખારેક ગૂગળ સહિત ખાઈ જવાથી હેડકી બંધ થાય છે.

૩. મોરપિચ્છના ચાંદલાની ભસ્મ તથા લીંડીપીપર મધ સાથે ચટાડવાથી હેડકી મટી જાય છે.

૪. નાળિયેરની ચોટલી અથવા મુંજ ચલમમાં પીવાથી હેડકી મટે છે.

૫. હિંગળોકનો એક વાલનો કટકો લઇ ચલમમાં મૂકી ફક્ત બેજ દમ મારવાથી હેડકી બંધ થાય છે.

## ૬૩–વૈદ્ય દેવજી આશુ

**હઠીલી હેડકીઃ**–નાગરવેલનાં પાન ૧૦૦ લઈ તેનો એક કાચના વાસણમાં રસ કાઢવો. પછી શેરડી રસદાર લઇ તેના હાથ હાથના કટકા કરી ભરસાળમાં બાફી છોલી સાણસીથી પકડી રસ કાઢી પાનના રસમાં મેળવી દિવસમાં પાંચથી છ વખત અડધો તોલો પાવાથી ગમે તેવી હેડકી બંધ થાય છે. ખોરાક હલકો આપવો.

## ૬૪–વૈદ્ય મણિલાલ ગણપતિશંકર ભટ્ટ–સુરત

નાળિયેરની કાચલી વાલ ૨ તથા ખારેકનો ઠળિયો વાલ ૧ પાંણીમાં ઘસી પીવાથી હેડકી મટી જાય છે.



# ૧૨–અરુચિ, ઉલટી અને તૃષારોગ

અરુચિઃ–નિદાનશાસ્ત્રમાં વાયુથી, પિત્તથી, કફથી, ત્રિદોષથી, શોકથી, ભયથી, અતિ લોભથી અને અતિ ક્રોધથી અરુચિરોગ ઉત્પન્ન થાય છે એમ લખેલું છે. પોતાને મનમાં કંટાળો ઊપજે અથવા દેખીને કમકમાટી ઊપજે એવું રૂપ, એવી ગંધ અને એવા ખાનપાનના પદાર્થોથી અરુચિ ઉત્પન્ન થાય છે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં શોકથી, લોભથી તથા ભયથી વાયુ ઉત્પન્ન થાય છે અને ક્રોધથી પિત્ત ઉત્પન્ન થાય છે અને બેઉ મળવાથી ત્રિદોષ ઉત્પન્ન થાય છે. એટલે ચાર પ્રકારના માનસિક કારણથી ચાર પ્રકારની દોષવાળી અરુચિ ગણવી એ વધારે વાસ્તવિક લાગે છે. અણગમતી વસ્તુ જોવાથી જે કંટાળો ઊપજે તેનો સમાસ ક્રોધમાં થઈ શકે છે. કારણ કે મનને ગમે નહિ એવી વાત ઉપર ક્રોધજ ઉત્પન્ન થાય છે; માટે અરુચિરોગ ચાર પ્રકારના ગણો કે આઠ પ્રકારના ગણો, એ બેઉ સરખું છે.

કોઈ પણ કારણથી શોક ઉત્પન્ન થાય છે, એટલે મગજમાં રહેલો સ્નેહગ કફ અને હૃદયમાં રહેલો અવલંબન કફ તથા ગળામાં રહેલા રસના કફનો અતિયોગ થવાથી વાયુમાં હીનયોગ થાય છે અને પાંચે પ્રકારનાં પિત્તમાં મિથ્યાયોગ થાય છે; તેથી શોકમાં આંખમાંથી પાણી પડે છે. નાકમાંથી કફ ટપકે છે અને મુખમાંથી લાળ પડે છે. આથી હૃદયમાં રહેલા સાધકપિત્તની સાથે પાનવાયુનો મિથ્યાયોગ થવાથી હૃદય સુસ્ત બની જાય છે અને કોઠામાં રહેલા પાચકપિત્તમાં સમાનવાયુનો મિથ્યાયોગ થવાથી કલેદન કફનો અતિયોગ થાય છે. આથી પેટમાં ભૂખ લાગતી નથી એટલે મુખમાં સ્વાદ વિના કશું ભાવતું નથી. જે મનુષ્યને કોઈ

પણ કારણથી ભય ઉત્પન્ન થાય તો વાયુનાં પાંચે સ્થાનોમાં વાયુનો અતિયોગ થાય છે જેથી પિત્ત અને કફનો હીનયોગ થાય છે. એટલે હૃદયમાં રહેલા સાધકપિત્તનો હીનયોગ થવાથી મેધા અને ઓજસનો હ્રાસ થાય છે જેથી રોગીને ગ્લાનિ થાય છે. ચામડીમાં રહેલા વ્યાનવાયુના અતિયોગથી ભ્રાજકપિત્તનો હીનયોગ થાય છે, જેથી ચામડીનું તેમાં ખાસ કરીને મુખની ચામડીનું તેજ ઘટી જાય છે, કોઠામાં રહેલા સમાનવાયુના અતિયોગથી પાચકપિત્તનો હીનયોગ થાય છે અને મળાશયમાં રહેલા અપાનવાયુનો સંશ્લેષણ કફ સાથે મિથ્યાયોગ થવાથી ભૂખને ઢાંકી દે છે. આથી ઉદાનવાયુના અતિયોગે રસન કફનો હીનયોગ થવાથી, જીભ લૂખી પડી જઇ ખાનપાન પર અરુચિ થાય છે.

કોઇ માણસને અત્યંત લોભ એટલે કોઇ વસ્તુની અથવા કોઈ કામની તીવ્ર ઇચ્છા થાય છે, જેથી તે માણસ તે ઇચ્છા તૃપ્ત કરવાને માટે અતિ લુબ્ધ થાય છે, એટલે તેનું મન ખાન અને પાન, આરામ અને ઊંઘ મેળવવાને પ્રયત્નવાન થતું નથી; એટલે ખાન અને પાનના પદાર્થો નહિ મળવાથી શરીરમાં રહેલું પાચકપિત્ત, શરીરમાં રહેલી સાતે ધાતુનું શોષણ કરે છે. એટલે તે મનુષ્યનું શરીર દુર્બળ થતું જાય છે. પાચકપિત્ત શરીરમાં રહેલી ધાતુઓને ખાવા માંડે છે, એટલે તે તે સ્થાનમાં રહેલા વાયુ પ્રબળ થઇ, પિત્તને તથા કફને સૂકવી તેની ક્રિયાઓમાં શિથિલતા ઉત્પન્ન કરે છે. આથી તે રોગીને જ્યારે ખાવાનું કે પીવાનું યાદ આવે છે, ત્યારે તેને અનુકૂળ સમય નહિ હોવાથી અન્નનો ઉપયોગ કરે છે. તેથી સમાનવાયુ તે ખાન અને અન્નને ઠેકાણે પાણી અને પાણીને ઠેકાણે પાનના પદાર્થોના ભાગ પાડી શકતો નથી; રંજકપિત્ત તેને રંગી શકતું નથી; સાધકપિત્ત મેધા અને ઓજસ ઉત્પન્ન કરી શકતું નથી; એટલે ભ્રાજકપિત્ત ચામડીમાં તેજ લાવી શકતું નથી.

આથી શરીરમાં ધાતુઓ બનવાના પદાર્થોનો જે ક્રમ ચાલુ હોય, તે ક્રમમાં અવ્યવસ્થા થવાથી ભૂખ મંદ પડી જાય છે અને ખાન અને પાનમાં અરુચિ ઉત્પન્ન થાય છે.

કોઈ માણસને સૃષ્ટિક્રમ વિરુદ્ધ અથવા રાજ્યના કાયદા વિરુદ્ધ અથવા લોકનીતિ વિરુદ્ધ કાર્ય કરવાથી ભય ઉત્પન્ન થાય છે. આને લીધે સમાનવાયુ પાનવાયુમાં મળી જવાથી તેનો અતિયોગ થાય છે, તેથી સાધકપિત્ત નબળું પડવાથી અવલંબન કફનો મિથ્યાયોગ થાય છે અને હૃદયમાં વારેવારે ધ્રાસકા પડે છે. સાધકપિત્ત નબળું પડવાથી ઓજસ ઘટી જાય છે અને કોઈ પણ જાતના અધિકારી માણસને જોઈને ગ્લાનિ થાય છે. ઉદાનવાયુમાં પાનવાયુનો અતિયોગ થવાથી છાતીમાં ધબકારા વધે છે અને શ્વાસ ટૂંકો થાય છે અને તેનો દમ ભરાઈ જાય છે. ઉદાનવાયુનો અતિયોગ થવાથી સ્નેહન કફ સુકાઈ જાય છે, તથા તે માણસને બોલતાં મોઢે ફાકા પડે છે. વ્યાનવાયુનો અતિયોગ થવાથી ભ્રાજકપિત્તનો હિનયોગ થાય છે અને ક્લેદન કફનો મિથ્યાયોગ થાય છે તેથી શરીર કંપે છે અને શરીરની ચામડી નિસ્તેજ બને છે. ઉદાનવાયુનો અતિયોગ થવાથી આલોચકપિત્તનો હીનયોગ થઈ સ્નેહન કફનો મિથ્યાયોગ થાય છે, જેથી આંખ બહાવરી બને છે અને મગજ ભમે છે, બલકે વખતે મૂર્છા પણ થાય છે. રસન કફ સુકાવાથી જીભ લૂખી પડે છે એટલે ખોરાક ભાવતો નથી તથા કોઠામાં સમાનવાયુનો અતિયોગ થવાથી અગ્નિ મંદ પડી ભૂખ લાગતી નથી એટલે ભયથી અરુચિ ઉત્પન્ન થાય છે.

જે માણસે ધારેલી વસ્તુ તેને પ્રાપ્ત થાય નહિ અથવા કહેલી વાત મનાય નહિ તો તે માણસને ક્રોધ ઉત્પન્ન થાય છે. તેથી પાચક પિત્ત સાધકપિત્તમાં અને સાધકપિત્ત આલોચકપિત્તમાં એકદમ મળી જઈ સમાનવાયુ, પાનવાયુ અને ઉદાનવાયુનો હીનયોગ કરે

છે. આથી ભ્રાજકપિત્ત ઉદાનવાયુના હીનયોગને લીધે મુખની આકૃતિ લાલ બનાવે છે, એટલે મોં તથા આંખો પર લોહી ચઢી આવે છે. શરીરના સાંધાઓને દૃઢ કરનાર સંશ્લેષણ કફનો મિથ્યાયોગ થવાથી શરીર ધ્રૂજે છે, અવલંબન કફનો વાયુ સાથે મિથ્યાયોગ થવાથી છાતી ગભરાય છે અને હૃદયમાં તથા માથામાં રહેલા સ્નેહન કફનો મિથ્યાયોગ થવાથી તમોગુણની વૃદ્ધિ થઈ માથામાં ચક્કર આવે છે અને આંખે અંધારાં આવે છે. રસન કફનો મિથ્યાયોગ થવાથી મુખમાંથી થૂંક ઊડે છે તથા લાળ ગળે છે. એકંદરે ક્રોધથી પિત્તનો અતિયોગ થાય છે અને કફનો મિથ્યાયોગ થાય છે; એટલે વાયુનો હીનયોગ થાય છે, તેથી શરીરની કાંતિ, બુદ્ધિ, મેધા અને પ્રજ્ઞાનો નાશ થાય છે. આથી તે માણસ શુભાશુભ વિચાર કરી નહિ શકવાથી મર્યાદાનું ઉલ્લંઘન કરે છે. કોઠામાં રહેલું પાચકપિત્ત સાધકપિત્ત સાથે મળી ગયેલું હોવાથી ક્લેદન કફનો અતિયોગ થાય છે, જેથી અગ્નિ મંદ થઇ તેને અરુચિ ઉત્પન્ન થાય છે. એવી રીતે ચાર પ્રકારની અરુચિ માનસિક વિકારથી થતી હોવાથી, જ્યાં સુધી મનના જે જે કારણથી તે ઉત્પન્ન થયેલી હોય તે તે કારણોનો પ્રતિરોધ કરવામાં નહિ આવે ત્યાં સુધી તે મટતી નથી. પરંતુ ઘણી વાર પિત્તને દગ્ધ કરી યકૃતમાં તેને સુકાવી પિત્તાશયમાં પથરીનું રૂપ ધારણ કરે છે અને જે વસ્તુ પોતાને ગમતી નથી, એવી વસ્તુને જોવાથી અથવા જે ગંધ અણગમતી હોય તેની ગંધ લેવાથી જે અરુચિ ઉત્પન્ન થાય છે તે યોગ્ય ઉપચાર કરવાથી મટી શકે છે. અર્થાત્ માનસિક વિચારથી થયેલી અરુચિ કષ્ટસાધ્ય અથવા અસાધ્ય નીવડે છે અને બીજી સાધ્ય છે.

**ઊલટી (છર્દિ) રોગઃ**—અત્યંત દ્રવરૂપ ભોજનોથી, અત્યંત સ્નિગ્ધ ભોજનથી, ખારા ભોજનથી સમય વગરના ભોજનથી,

અત્યંત ભોજનથી, અહિતકર ભોજનથી, આમથી, ભયથી, ઉદ્વેગથી, અજીર્ણથી, કૃમિથી, ગર્ભ રહેવાથી, બહુજ ઉતાવળું જમવાથી, દુષ્ટ થયેલા વાયુ, પિત્ત અને કફથી, દુષ્ટ થયેલા ત્રણે દોષોથી અને ગ્લાનિ પમાડનાર સુગામણા પદાર્થોના દર્શન, શ્રવણ સ્પર્શન તથા ભક્ષણ કરવાથી, જમેલું અન્ન બળાત્કારથી પાછું ઊછળતાં પાંચ પ્રકારની ઊલટીઓ થાય છે. જેમાં વાયુથી, પિત્તથી, કફથી, ત્રિદોષથી, કૃમિથી અને ગર્ભ રહેવાથી તથા સુગામણા પદાર્થોથી, થયેલી ઊલટીને આગંતુક ઊલટીમાં ગણેલી છે.

જે ઊલટીમાં અજીર્ણથી અપાનવાયુનો અતિયોગ થઈ સમાનવાયુનો અતિયોગ કરી, પાનવાયુમાં મળી પાચકપિત્તનો તથા સાધકપિત્તનો હીનયોગ થાય છે, જેથી ક્લેદન કફ તથા અવલંબન કફનો મિથ્યાયોગ થાય છે; એટલે જે પદાર્થોનું ભક્ષણ કરવામાં આવ્યું હોય તેને અપાનવાયુ કોઠામાંથી પાછા ખેંચી લાવી મુખવાટે બહાર ફેંકી દે છે. સાધકપિત્તનો હીનયોગ થવાથી છાતી તથા પડખામાં પીડા થાય છે. રસન કફનો તથા સ્નેહગ કફનો મિથ્યાયોગ થવાથી મોઢું સુકાય છે તથા માથામાં પીડા થાય છે. અવલંબન કફનો મિથ્યાયોગ થવાથી ઉધરસ આવે છે અને સ્વર બેસી જાય છે. ભ્રાજકપિત્તના હીનયોગથી અને વ્યાનવાયુના અતિયોગથી અંગોમાં સોયો ભોંકાતી હોય એવી પીડા થાય છે, અર્થાત્ એકંદર વાયુનો અતિયોગ, પિત્તનો હીનયોગ અને કફનો મિથ્યાયોગ થવાથી રોગી ફીણવાળું, તૂટેલું, કાળું, પાતળું, તૂરું પણ થોડું વમન કષ્ટથી તથા ઘણા જોરથી સાંડ સાંડ કરે છે તેને **વાયુની ઊલટી** કહેવામાં આવે છે.

જે રોગી પિત્તને કોપાવનારા પદાર્થોનું ભક્ષણ કરે છે તથા તેવા પદાર્થોને જુએ છે તેથી તેના પાચકપિત્તમાં અતિયોગ થાય છે અને સમાનવાયુનો હીનયોગ થઇ ક્લેદન કફ, અવલંબન

કફ અને રસનકફ તથા સ્નેહુગકફનો મિથ્યાયોગ થાય છે, એટલે પિત્તનો અતિયોગ થવાથી તે રોગીને મૂર્છા થાય છે; તેની સાથે માથામાં, તાળવામાં તથા નેત્રમાં સંતાપ થાય છે અને આંખે અંધારાં આવે છે. તેમ પીળું, અત્યંત ઊનું, હરિત રંગવાળું, કડવું ધુમાડા જેવું અને દાહવાળું વમન કરે છે તેને **પિત્તપ્રધાન ઊલટી** કહે છે.

જે માણુસ અત્યંત મધુર તથા ચીકણુા કફને ઉત્પન્ન કરનાર પદાર્થનું સેવન કરે છે, જેથી અપાનવાયુ, સમાનવાયુ, પ્રાનવાયુ અને ઉદાનવાયુનો હીનયોગ થાય છે એટલે કફનો અતિયોગ થઇ પિત્તનો મિથ્યાયોગ થાય છે, જેથી તે માણુસને તંદ્રા આવે છે. મોઢાની મીઠાશથી, કફ ઝરવાથી, તૃપ્તિ રહેવાથી, નિદ્રાથી, અરુચિથી તથા ભારેપણાથી પીડાય છે. જેના રુવાંટાં ઊભાં થઇ જાય છે, તે સાથે તે માણુસ ચીકણું, ઘાડું, મીઠું, ધોળું અને થોડી વેદનાવાળું વમન કરે છે તેને **કફપ્રધાન ઊલટી** કહે છે.

જે માણુસ માનસિક અને શારીરિક અવયવોને બગાડે એવા ત્રણે દોષથી મળેલા પદાર્થોનું સેવન, દર્શન અને સ્પર્શન કરે છે, તેઓના ત્રણે દોષોનો એકબીજા સાથે મિથ્યાયોગ થવાથી તે રોગીને શૂળ નીકળે છે, અન્નનો ખરાબ પાક થાય છે અને અરુચિ, દાહ, તરસ, શ્વાસ, પ્રમેહ થઇને ખારું, ખાટું, નીલવર્ણું ઘાટું, ઊનું–લોહીવર્ણું વમન થાય છે તેને **ત્રિદોષપ્રધાન ઊલટી** કહે છે.

અહિતકર આહારથી, કૃમિઓથી, આમથી, સૂગ ચડે એવા પદાર્થોના દર્શનાદિથી અને ગર્ભ રહેવાથી થયેલી ઊલટીને આગંતુક ઊલટીમાં ગણેલી છે. એટલે એ આગંતુક કારણથી થયેલી ઊલટી, પાછળથી ઉપર કહેલા દોષોને પોતપોતાના કારણુ પ્રમાણે પ્રાપ્ત થાય છે, તેથી તેનાં લક્ષણો જુદાં લખવાની જરૂર નથી.

જે ઊલટીમાં ઉધરસ, શ્વાસ, તાવ, તૃષા, હેડકી, ચિત્તભ્રમ,

છાતીનું દરદ અને અધમાન એટલા ઉપદ્રવો હોય છે, એવા ઉપદ્રવવાળી ઊલટી હોય અથવા ક્ષીણ થયેલા માણસને અત્યંત લાગુ પડેલી હોય, લોહીથી તથા પરુથી સંયુક્ત હોય અને મોરપિચ્છના ચાંદલા જેવી કાન્તિવાળી હોય, તે ઊલટી અસાધ્ય છે અને જે ઊલટી ઉપદ્રવો વગરની હોય તે સાધ્ય કહેવાય છે.

તૃષારોગ ( તરસ ):-ભયથી, શ્રમથી, બળ નાશ થવાથી, ક્રોધથી, અપવાસથી, સમાનવાયુ અને પાચકપિત્ત બગડવાથી તૃષાને આચ્છાદન કરનારી ધમનિઓનું મૂળ જે પિત્તાશયની ઉપર ક્લોમ નામથી ઓળખાય છે, તેના મૂળમાં વાયુ અને પિત્તનો અતિયોગ થવાથી તે નસો દ્વારા જે જે સ્થાનોમાં પાણીને પહોંચાડવાની જરૂર છે, તે તે સ્થાનોમાં પાણી પહોંચવાથી કફનો હીનયોગ થાય છે. તેમાં મુખ્યત્વે કરીને તાળવામાં જ્યાં તૃષાનું સ્થાન છે, તે ભાગ સુકાવાથી મુખ સુકાય છે અને મનુષ્યોને તૃષા ઉત્પન્ન થાય છે. એટલે પેટમાં રહેલું અપકવ અન્ન આમ અને કફથી બગડીને ત્રણ દોષવાળી ત્રણ જાતની તૃષા ઉત્પન્ન કરે છે. તેમજ ઘવાયલાં માણસને તરસ લાગે છે તે ચોથી, ક્ષયરોગમાં તરસ લાગે છે તે પાંચમી, આમમાંથી ઉત્પન્ન થાય છે તે છઠ્ઠી અને અન્ન ખાધા પછી જે તરસ લાગે છે તે સાતમી છે. એ પ્રમાણે સાત જાત પૈકી વાયુની, કફની અને અન્ન ખાધા પછીની તૃષા સહેલાઇથી મટે છે. બાકીની પરાણે મટે એવી છે. એ તૃષાનો વેગ અત્યંત વધવાથી તે તે દોષોના ઉલ્વણમાં તે તે દોષોને મળતાં લક્ષણો થાય છે, તે નિદાનશાસ્ત્રથી જાણી લેવાં. પરંતુ વાયુ આદિ ...કારોથી ઉત્પન્ન થયેલી તૃષા ઘણી વધી પડી હોય, વ્યાધિથી ...ડપિંજર થયેલા પુરુષને તૃષા લાગતી હોય, ઊલટી થયા પછી ...ને તૃષા લાગતી હોય અથવા જે ભયંકર ઉપદ્રવોયુક્ત તૃષા ...ય તેને અસાધ્ય જાણવી.

જો માણસને અરુચિ થઈ હોય અને તે અરુચિનું કારણ શોક, ભય, લોભ કે ક્રોધ હોય, તો તે અરુચિનો, તેના કારણનો નાશ કર્યા સિવાય બીજો કોઇ ઉપાય નથી. પણ જો કુત્સિત પદાર્થોના દર્શનથી, ગંધથી કે સ્વાદથી અરુચિ ઉત્પન્ન થયેલી હોય, તો તેવા રોગીને ખાટા, તીખા અને ગળ્યા રસને મિશ્ર કરીને આપવાથી રુચિ ઉત્પન્ન થાય છે. તેમાં જો પાચકપિત્તના અને સાધકપિત્તના અતિયોગથી અરુચિ ઉત્પન્ન થઈ હોય તો આમલીનું પનું (પ્રપાનક) અથવા ખાટી કેરીનું પનું આપવાથી અરુચિ મટે છે. અથવા દાડમનો રસ કાઢી તેમાં થોડું મધ નાખી, ઉપર મરીનું ચૂર્ણ ભભરાવી, ગરમ કરી પીવામાં કે ચાટવામાં આવે, તો અરુચિ મટે છે. પણ જો કોઠામાં રહેલા સમાનવાયુ તથા હૃદયના પાનવાયુ અને ઉદાનવાયુનો અતિયોગ થઇ પિત્તનો હીનયોગ થયો હોય, તો બિજોરાનું કેશર અગર ચિકોતરું લીંબુ જેને પપનસ કહે છે તે, અથવા અનનાસને છોલીને તેમાં મરી, મીઠું અને જરા સાકર મેળવીને ચટડાવવાથી અરુચિ મટે છે. પરંતુ જે રોગીને કફનો અતિયોગ થવાથી પિત્તનો હીનયોગ થઇ વાયુના મિથ્યાયોગથી અરુચિ થઈ હોય તેને આદુ, જીરું, મીઠું, મરી અને સાકરની ચટણી કરી, તે વારંવાર મોંમાં રાખી થૂંકવાથી જીભ સાફ થશે અને રુચિ ઉત્પન્ન થશે. તેવી રીતે કફનો અતિયોગ, પિત્તનો હીનયોગ અને વાયુનો મિથ્યાયોગ થવાથી જે અરુચિ ઉત્પન્ન થઈ હોય, તેને માટે કાળાં મરીનો ભૂકો પાશેર પાણીમાં નાખી તેમાં થોડો સિંધવ મેળવી ખટાશ આવે એટલું લીંબુ મેળવી, ગરમ કરી પાવાથી અરુચિ મટે છે. શોકવાળાની પાસે આનંદની વાતો કરવાથી, ભયવાળાની પાસે હિંમતની વાતો કરવાથી, લોભવાળાની પાસે ઇચ્છિત વસ્તુ ગળવાનો સંભવ છે એવી વાતો કરવાથી અને ક્રોધવાળાની પાસે શાંતિની તથા વૈરાગ્યની વાતો કરવાથી, તેના મનને

શાંતિ થાય તો તે અરુચિ મટે છે. પણ ઘણાખરા રોગી એવા રોગથી મરણ પામતા જોવામાં આવ્યા છે.

જે રોગીને ઊલટી થતી હોય તે રોગીને દરેક ઊલટીએ બબ્બે ગોળી છર્દિરિપુની આપવાથી સામાન્ય ઊલટી બંધ થઈ જાય છે. જે રોગીને અજીર્ણથી ઊલટી થતી હોય અથવા ઘણા તાપમાં રખડવાથી લૂ લાગીને ઊલટી થતી હોય અથવા જેને ઊલટી થતાં છાતીમાં ઊબકા આવતા હોય, ગભરામણ થતી હોય તથા ઊલટી બરાબર થતી ન હોય, પણ ગભરામણથી શરીરે પસીનાના ઝેબ છૂટતા હોય, તેવી અવસ્થામાં **સજીવન ગુટિકા** નંગ બે તથા છોડાં સાથે વગર શેકેલી એલચી નંગ બે, ઠંડા પાણીમાં વાટી પાવાથી તરત આરામ દેખાય છે. સજીવન ગુટિકા એલચી સાથે વાટીને કલાક કલાકે આપી શકાય છે. જો વિષૂચિકામાં ઊલટી અને ઝાડા થતા હોય તો **કર્પૂરાદિ ગુટિકા** દરેક ઊલટી અને ઝાડે, બબ્બે ગોળી પાણી સાથે ગળાવવાથી તરત આરામ થાય છે.

જે રોગીને અત્યંત તૃષા લાગતી હોય તેને સોનાનો વરખ મધમાં ચટાડવાથી મોંમાં અમી આવે છે. અથવા પીપર, મરી અને એલચી તથા કાળી દ્રાક્ષ સમભાગે લઈ, દ્રાક્ષમાંથી જેટલાં બી નીકળે એટલા દાણા ગણીને કાળાં મરીના લેવા. પછી પીપર, મરી, એલચીનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી તેમાં દ્રાક્ષને મેળવી, દ્રાક્ષના વજન જેટલું મધ અને આદાનો રસ એ બેની ચાસણી કરી, તેમાં દ્રાક્ષવાળો ભૂકો ઉમેરી ચટણી બનાવવી. એ ચટણીનું સેવન કરવાથી મળ પચે છે, વાયુ નિયમિત થાય છે, મુખમાં અમી છૂટે છે અને તૃષા મટે છે. તૃષાવાળા રોગીને એકંદરે વાયુશામક ઉપચારો કરવા, પરંતુ ગરમીથી શોષ પડે છે એમ ધારીને ઠંડા લીલા મેવા કે અતિ ઠંડું પાણી અથવા ઠંડા પદાર્થોનો ઉપયોગ કરવો

નહિ; પરંતુ પિત્તશામક અને વાતનાશક ક્વાથો, ચૂર્ણો, ચટણીઓ અને રસોનો ઉપયોગ કરવો એટલે તૃષાની શાંતિ થશે. પણ જે તૃષા ભયંકર રૂપમાં કોઇ રોગના ઉપદ્રવ તરીકે ઉત્પન્ન થયેલી હશે તો તે રોગી યમદ્વારે જશે. એ પ્રમાણે અરુચિ, ઊલટી અને તૃષાના પ્રયોગો ચિકિત્સકે બુદ્ધિપૂર્વક કરવાના છે અને આ ત્રણે રોગો ઘણેખરે ઠેકાણે બીજા રોગોના ઉપદ્રવ તરીકેજ માલૂમ પડે છે અને તે તે રોગની શાંતિ થયે, શાંત થાય છે; એટલા માટે ચિકિત્સકે રોગનું કારણ તપાસી તે પ્રમાણે યોજના કરવી.

## अरुचि, ऊलटी तथा तृषारोगना केटलाक उपायो

### ૧–વૈદ્ય ધીરજલાલ દલપતરામ–સુરત

૧. કેરી કોપરું બે વાલ ઘસી જરા સાકર નાખી પાવાથી ઊલટી મટે છે.

૨. નાળિયેરની કાચલી, ભાતની ધાણી, સાકર અને ધાણા બબ્બે વાલને આશરે ઘસીને વાટી પીવાથી ઊલટી બંધ થાય છે.

### ૨–વૈદ્ય નંદલાલ મોરારજી–કંથારિયા

**ઊલટી માટેઃ**–કપાસની જડની સાંઠીની રાખ તોલો ૦ાા ભાર તથા કરોળિયાનું પડ પાણી સાથે પાવાથી ઊલટી બંધ થાય છે.

### ૩–વૈદ્ય જમિયતરામ કેશવરામ–મુંબઇ

પલાળેલો ચૂનો તથા સૂરોખાર સમભાગે લઈ લીંબુના રસમાં ઘૂંટી વટાણા જેવડી ગોળી વાળી, કાળી દ્રાક્ષના પાણી જોડે આપવાથી ઊલટી બંધ થાય છે. યકૃતવૃદ્ધિ અને અમ્લપિત્ત ઉપર પાણી સાથે આપવાથી ઘણી ફાયદાકારક નીવડેલી છે. દરદ તથા દરદીની સ્થિતિ જોઈ એકથી બે ગોળી દિવસમાં બેથી ત્રણ વખત આપવી.

ટાંક પલાળી ચોળી મસળી ઢાંકી, હાલે નહિ તેવી જગ્યાએ એક કલાક અથવા દોઢ કલાક ઠરવા દઇ, નીચે બેસે ત્યારે ઉપરથી નીતર્યું પાણી કાઢી લઇ કપડાથી ગાળી દરદીને તે બધું પાણી અથવા અર્ધું પાણી પાવું. એક વખત પાવાથી કદાચ ઊલટી બંધ નહિ થાય તો પણ આપ્યાજ કરવું.આથી ગમે તેવી ભયંકર અને અસહ્ય ઊલટી થતી હશે તો પણ ચમત્કારિક રીતે બંધ થઈ જશે. આ દવાથી કોલેરા, મરકી, મહામારી વગેરે દરદોમાં થતી ભયંકર ઊલટી બંધ થાય છે. તેમજ તૃષારોગ મટે છે. આ દવાથી સોએ સો ટકા કેસો સારા થયા છે અને કોઇ પણ વખતે નિષ્ફળ ગઇ નથી.

૩. ઝેરકોચલાને ઘી સાથે લાલચોળ તળીને ચપ્પુ વડે તેની છાલ કાઢી નાખી,બાકી રહેલા ભાગનું ચૂર્ણ કરી, એકથી દોઢ વાલ આપવાથી સ્ત્રીઓને સગર્ભાવસ્થામાં થતી ઊલટીને બંધ કરે છે.

## ૧૧-વૈદ્ય અંબારામ શંકરજી પંડ્યા-વાગડ

૧. તૃષારોગ માટેઃ-આમલીના રસમાં એલચીની ગોળી વાળી મુખમાં રાખી રસ ગળવાથી તૃષારોગ મટે છે.

૨. પાણીને ગરમ કરી તેમાં સુખડનો ઘસારો સારી રીતે ઉતારી, તેમાં વરિયાળીની પોટલી મૂકી રાખવી. તે પોટલી દરદીને ચૂસવા આપવી જેથી તૃષા મટે છે.

૩. આમળાં, કમળકાકડી, ઉપલેટ, ડાંગરની ધાણી અને વડની કૂંપળ એ પાંચ વસ્તુનું ચૂર્ણ કરી મધમાં ગોળી વાળી મોંમાં રાખી રસ ચૂસવાથી તૃષારોગ મટે છે.

૪. ખારેકનો ઠળિયો સોપારી પેઠે મોંમાં રાખવાથી પણ તૃષા મટે છે.

૫. સિંધવ, મરી, મધ અને બિજોરાનો રસ એ સર્વ સમભાગે લઇ તાળવામાં ચોપડવાથી તૃષારોગ મટે છે.

૬. દાડમના દાણાનો રસ તથા સાકરનું પાણી મેળવી વારંવાર કોગળા કરવાથી તૃષારોગ મટે છે તથા ખડસલિયાનું પાણી પીવાથી તૃષારોગ મટે છે.

## ૧૨–વૈદ્ય બાલકૃષ્ણ હરિકૃષ્ણ શાસ્ત્રી–ભુવાલડી

૧. લીંબુ પાકાં બેથી ત્રણ લઈ તેનો રસ કાઢી તેમાં સાજીનાં ફુલ તોલો ૦। તથા સાકર નાખી પીવાથી તૃષા તથા સર્વ પ્રકારની જ્વરની ગરમી શાંત થાય છે.

૨. દ્રાક્ષ, વાળો, ધાણા અને વરિયાળીનું ચૂર્ણ કરી ૦। તોલો પીવાથી તૃષા શાંત થાય છે.

# ૧૩–મૂર્છારોગ

મૂર્છારોગઃ–આ રોગને બેશુદ્ધિ કહે છે. તેના વાયુથી, પિત્તથી અને કફથી એવા ત્રણ અને રક્તથી, વિષથી તથા મદ્યથી એવા ત્રણ મળી છ પ્રકાર થાય છે. જે માણસ પ્રકૃતિને અનુકૂળ ન હોય એવું ભોજન કરતો હોય અથવા મળમૂત્રાદિકને રોકતો હોય અથવા જેને પુષ્કળ માર પડ્યો હોય, જેથી તેનો સત્ત્વગુણ ક્ષીણ થયો હોય અને રજોગુણ તથા તમોગુણની વૃદ્ધિ થઈને જ્ઞાનેન્દ્રિયનો રોધ કરે, એટલે જ્ઞાનેન્દ્રિયોના ધર્મને અટકાવી તમોગુણ એટલે અંધારું કિંવા અજ્ઞાન એકદમ ફરી વળે છે. જેથી તે માણસ સુખદુઃખનું ભાન ભૂલીને ચેષ્ટારહિત અચેતન બની જાય છે. જો કે તમામ જાતની મૂર્છામાં પિત્તનું પ્રાધાન્ય છે, પરંતુ દોષોના હીન, મિથ્યા અને અતિયોગથી તે તે દોષના નામથી ઓળખાતી છ પ્રકારની મૂર્છા અથવા મોહ થાય છે. જે મૂર્છામાં વાયુનો અતિયોગ, પિત્તનો હીનયોગ અને કફનો મિથ્યાયોગ થવાથી તેની

આંખે આસમાની, કાળાં કિંવા રાતાં ધાબાં દેખાય છે. સ્નેહન કફનો અતિયોગ થવાથી આંખે અંધારાં આવે છે; પરંતુ હૃદયમાં વાયુનો અતિયોગ હોવાથી તે રોગી તરત ભાનમાં આવી જાય છે. સંશ્લેષણ કફનો મિથ્યાયોગ થવાથી શરીર ધ્રૂજે છે અને ગાત્રો કળે છે. હૃદયમાં રહેલા પાનવાયુના અતિયોગથી કફનો પિત્તની સાથે મિથ્યાયોગ થાય છે અને હૃદયમાં દુખે છે; તેમ વ્યાનવાયુના અતિયોગથી શરીર સુકાય છે તથા શરીરનો વર્ણ કાળો, જાંબુડો થઇ જાય છે. તેવી રીતે જે માણસના શરીરમાં પાચક, રંજક, સાધક અને ભ્રાજકપિત્તનો અતિયોગ થવાથી પાંચે પ્રકારના વાયુનો હીનયોગ થાય છે,એટલે પાંચે પ્રકારના કફનો મિથ્યાયોગ થાય છે.આથી રોગીની આંખ આગળ લાલ,લીલાં કે પીળાં ધાબાં દેખાય છે અને તરત મૂર્છા થાય છે. જ્યારે તે સાવધ થાય છે ત્યારે પરસેવો ઘણો થાય છે, તરસ લાગે છે, આંખો લાલ અથવા પીળા રંગની થાય છે, ઝાડો પાતળો આવે છે, તેમ ચામડીનો રંગ પીળો થાય છે. તેવી રીતે જે માણસના શરીરમાં કફનો અતિયોગ થવાથી પિત્તનો હિનયોગ થાય છે અને વધારાનું પિત્ત વાયુમાં મિથ્યાયોગ કરે છે, જેથી આંખની આગળ કાળા રંગનાં ધાબાં દેખી માણસને મૂર્છા થાય છે. આ રોગમાં કફનો અતિયોગ થયેલો હોવાથી આ રોગીને શુદ્ધિમાં આવતાં બહુ વાર લાગે છે. એવી રીતે ત્રિદોષનો કોપ થયો હોય, એટલે વાયુ, પિત્ત ને કફનો હીન, મિથ્યા અને અતિયોગ એવી રીતે થાય કે જેના અંશાંશ જુદા સમજી શકાય નહિ અને તેથી મૂર્છા થાય તેમાં ઉપર કહેલા ત્રણે દોષોનાં લક્ષણો દેખાય છે, એટલે એ મૂર્છાને અસાધ્ય ગણવામાં આવી છે. બીજી તરફ લોહીના દર્શનથી અથવા લોહીની ગંધથી મૂર્છા ઉત્પન્ન થાય છે. તેનું કારણ એવું છે કે, પૃથ્વીને પાણી એની રસતન્માત્રા અને

ગંધતન્માત્રા હોવાથી તમોગુણરૂપ છે અને લોહીમાં રસતન્માત્રા તથા રૂપતન્માત્રા રહેલી છે, તેથી રસતન્માત્રાને જોઈ ગંધતન્માત્રા તેનું આકર્ષણ કરે છે, જેને લીધે વાયુનો હીનયોગ થાય છે અને કફ તથા પિત્તનો અતિયોગ થાય છે, તેથી મૂર્છા ઉત્પન્ન થાય છે. જેવી રીતે તેલ વગેરે પદાર્થમાં જ્વાળાગ્રાહી અગ્નિતત્ત્વવિશેષ રહેલું છે, તેવી રીતે મદ્યમાં અને ઝેરમાં પણ તે ગુણ તીવ્રતા સાથે રહે છે. તેમાં મદ્ય શરીરમાં પાચન થઈ શકે છે પણ ઝેર શરીરમાં પચતું નથી. કિંતુ શરીરની અંદરના સ્રોતોને પોતાના દાહક ગુણથી ભેદી નાખે છે, તેથી મદ્યની થયેલી મૂર્છાનો રોગી પોતાની મેળે સાવધ થાય છે, પણ ઝેરથી થયેલી મૂર્છાનો રોગી પોતાની મેળે સાવધ થતો નથી. જો કે મૂર્છાને મહાન રોગમાં ગણવામાં આવે છે, તો પણ ભ્રમ, તંદ્રા અને નિદ્રા એઓ પણ સામાન્ય રીતે એક જાતની મૂર્છામાંજ ગણાય છે; કેમકે નિદ્રા, તંદ્રા અને ભ્રમમાં પણ સુખદુઃખનું ભાન ભૂલી જવાય છે. પરંતુ તેમાંની નિદ્રા નામની અવસ્થા અપાય કરતી નથી. એટલા માટે તેની કોઇ રોગમાં ગણના કરી નથી. પરંતુ તમામ જાતની મૂર્છા, તંદ્રા, મોહ, ભ્રમ કે નિદ્રાની અવસ્થામાં પિત્તનો અતિયોગ કે હીનયોગ થાય છે અથવા કફનો અતિયોગ થાય છે અને તેથીજ મનુષ્ય પોતાનું ભાન ભૂલી જાય છે.

જો મૂર્છામાં પિત્તનું પ્રાધાન્ય જણાય તો તેના નાકમાં ઠંડું પાણી મૂકવું તથા કપાળ ઉપર અને મોં ઉપર ઠંડા પાણીની છાલકો મારવી, એટલે રોગી સાવધ થશે. સાવધ થયા પછી પિત્તને શાંત કરે અને વાયુને ક્ષીણ કરે એવા ઉપચાર કરવા; એટલે સજીવન ગુટિકા, છર્દિરિપુ તથા કૃમિશત્રુનો ઉપયોગ કરવો. પણ જો કફનો અથવા વાયુનો અતિયોગ કે મિથ્યાયોગ થયો હોય તો તેવી મૂર્છામાં ચૂનો અને નવસાર પાણીમાં ઢીલી સૂંઘાડવો

અથવા નાકમાં કાળા કે પીળા શ્વાસકુઠાર રસને ફૂંકવો. અને જો કફનો અત્યંત અતિયોગ થયો હોય તો રાતો સૂરમો આંખમાં આંજવો અને સાવધ થયા પછી તે રોગીને સઞ્જીવન ગુટિકા, શીતભંજી રસ, કાળારિ રસ, સ્વચ્છંદ ભૈરવ રસ અથવા દુર્જળજેતા રસનું સેવન કરાવવું. અથવા જે પ્રયોગમાં કસ્તૂરી, કેશર, અંબર, સોનાના વરખ અને હિંગળોક જેવાં વસાણાં સાથે કોઇ રસ તૈયાર થયો હોય તો તેની યોજના કરવી. અથવા એવી મૂર્છા ઉપર 'મહ્લસિંદૂર' ઘણી સારી અસર કરે છે. મહ્લસિંદૂર તોલો એક, સૂંઠ તોલો એક, મરી તોલો એક, પીપળીમૂળ તોલો એક, અકલગરો તોલો એક, જાયફળ તોલો એક, એલચી તોલો એક, લવિંગ તોલો એક, કેશર તોલો એક, એને વાટી પાનના રસમાં ત્રણ દિવસ મર્દન કરી, મગ જેવડી ગોળી વાળવી. એ ગોળી પાનના રસમાં કે આદાના રસમાં આપવાથી પક્ષઘાત, શિરોગૃહવાયુ અને આર્દિત વાયુ જેવા મહાન વાયુઓને અને મૂર્છા, તાણ અને સન્નિપાતના રોગોને ચમત્કારિક રીતે મટાડે છે. આ ગોળીમાં લખેલો મહ્લસિંદૂર બનાવવાની રીત આગળ લખવામાં આવશે.

## मूर्छारोगना केटलाक अनुभवसिद्ध उपायो

### ૧–વૈદ્ય ધીરજરામ દલપતરામ–સુરત

૧. ચૈતન્યરસઃ–ધોળાં મરી, પીપર, કાયફળનું છોડું, પારો અને ગંધક સરખે ભાગે લઇ પારાગંધકની કાજળી કરી પછીથી બાકીનાં વસાણાં મેળવી ચપટી ભરી સૂંઘાડવાથી મૂર્છા મટે છે.

૨. ચૂનો તથા નવસાર સરખે ભાગે સીસીમાં ભરી જરા પાણી રેડી, મજબૂત બૂચ મારી મૂકવો. જ્યારે જરૂર પડે ત્યારે બૂચ ખોલી શીશી નાકે ધરવાથી મૂર્છા મટે છે.

૩. પારો, ગંધક, મરી, પીપર, અકલગરો અને તજ, સરખે ભાગે લઈ પારા ગંધકની કાજળી કરી, બાકીનાં વસાણાં મેળવી ૨૪ કલાક ઘૂંટી રાખી મૂકવું. એનું નામ લઘુ અગ્નિકુમાર છે. એ અગ્નિકુમાર દાંતે ઘસવાથી દાંત ઊઘડી જાય છે અને પછી એક વાલને આશરે આદુના રસમાં પાવાથી મૂર્છા મટી જાય છે.

## ૨–વૈદ્ય છગનલાલ આત્મારામ–સુરત

**મૂર્છાનાશક નસ્યઃ**–નવસાર તોલો ૧, કળીચૂનો તોલો ૧, સૂરોખાર તોલો ૧ એ ત્રણે વસ્તુને જુદી જુદી વાટી એક સ્ટોપર બૂચની બાટલીમાં ભરીને એકત્ર કરી દેવું. તેમાં લીંબુનો રસ ગાળીને પલાળવા જેટલો નાખી હલાવી રાખી મૂકવું. બીજે દિવસે થોડો લીંબુનો રસ નાખીને હલાવવું. પછી સાત દિવસ સુધી રોજ હલાવ્યા કરવું, એટલે નસ્ય તૈયાર થશે. પછી જ્યારે જરૂર પડે ત્યારે આ નસ્ય સૂંઘવાથી મૂર્છા, ફેફરું, દાંત બંધાયલા હોય તે સર્વને મટાડે છે તથા તાત્કાલિક અસર કરે છે.

## ૩–વૈદ્ય અંબાલાલ શંકરજી–વાગડ

૧. **મૂર્છા રોગનું અંજનઃ**–ધંતૂરાનાં બી તથા કાળાં મરી વાટી સરસવ જેટલી ગોળીઓ વાળી અંજન કરવાથી મૂર્છા મટે છે.

૨. મનસીલ, વજ અને લસણ ભેગાં વાટી અંજન કરવાથી મૂર્છા મટે છે.

૩. મનસીલ, મહુડાં, સિંધવ, મરી અને વજ એને પાણીમાં વાટી અંજન કરવું અથવા પીપર ગાયના દૂધમાં ઘસી અંજન કરવાથી મૂર્છા મટે છે.

૪. અજમો, ગોળ તથા મરીની ગોળી વાળી ખાવાથી પણ મૂર્છા મટે છે.

૫. આંચકીઃ-પીપળાની વડવાઈ, અફીણ ને કેશર એ ત્રણે વાટીને પાવું તથા તમામ નખ ઉપર ચોપડવાથી આંચકી મટે છે.

૬. ગંધક, ટંકણખાર, વછનાગ, હિંગળોક, હરડે, અતિવિષની કળી, અભ્રક ભસ્મ, સિંધવ એ સર્વ સમભાગે લઈ ખરલમાં બારીક વાટી દંતીમૂળ તથા ચિત્રક મૂળના કવાથમાં ત્રણ દિવસ ખલ કરી વાલ ૦ાા થી ૨, સુધી આપવાથી આંચકી મટે છે. આ રસને આદુના રસ સાથે આપવો.

૭. કપૂર અને અફીણ યોગ્ય માત્રામાં આપવાથી આંચકી મટે છે. કસ્તૂરી આપવાથી પણ મટે છે.

૮. ગરદન, પગની પીંડી, પેટ વગેરે જગ્યાએ રાઈનું પ્લાસ્ટર મારવું તથા નાકે ડુંગળી સૂંઘાડવી.

૯. બાળકને **આંચકી**આવતી હોય તો ગોરોચન આપવું, તથા ધોળી ડુંગળી વાટી તેમાં ઘી મેળવી માથા ઉપર થેપલી મૂકવી તથા ડુંગળી સૂંઘાડવી જેથી આંચકી મટે છે.

૧૦. **હિસ્ટીરિયાના ઉપાયોઃ**-હિંગ શેકેલી તોલો ૧, વજ તોલા ૨, ઉપલેટ તોલા ૪, સંચળ તોલા ૪, વાવડિંગ તોલા ૧૬ એ સર્વને એકત્ર કરી વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી, એક વાલથી માંડી એક તોલા સુધી દરદ પ્રમાણે આપવાથી હિસ્ટીરિયા મટે છે. આ દવા ગરમ પાણી સાથે આપવી.

૧૧. લસણની કળી નંગ ૪ ને હિંગ ૧ાા આનીભાર વાટી કપડામાં પોટલી બાંધી દરદીને સૂંઘાડ્યા કરવાથી શુદ્ધિમાં આવે છે.

## ૪-યતિશ્રી રવિહંસજી દીપહંસજી-સુરત

૧. માલકાંકણીનાં બીજ લૂગડામાં ખૂબ મસળી તેની અંદરનો કચરો ઝાટકી નાખી, પછી તે બીજને તવી ઉપર જરા ઘીમાં બળી નહિ જાય તેવી રીતે શેકી તેમાંથી બે દત્તાભાર સત્વાર, બ-

પોર અને સાંજ સાકર સાથે એક માસ ખવડાવવાથી જૂનામાં જૂનો હિસ્ટીરીયાનો વ્યાધિ મટે છે.

૨. રાતા આકડાનાં તાજાં ફૂલ તથા મરી સમભાગે લઈ વાટીને પાણી સાથે એક એક વાલની ગોળી કરીને દિવસમાં ત્રણ વાર ખવડાવવાથી લાંબે દિવસે હિસ્ટીરીયા મટે છે.

## ૫–છગનલાલ લલ્લુભાઇ–વડોદરા

**હિસ્ટીરિયા માટેઃ**–ઘોડાવજ તોલો ૧, પીપળીમૂળ તોલો ૦॥, અને માલકાંકણી તોલો ૧ લઇ બારીક વાટી બ્રાહ્મીના રસના ત્રણ પુટ દઈ આપવાથી હિસ્ટીરિયા મટે છે.

## ૬–વૈદ્ય પ્રાણશંકર–સમની

**૧. હિસ્ટીરિયા માટેઃ**–સોડાબાઈ કાર્બ રતી ૧, રસસિંદૂર વાલ ૧ અને શ્વાસકુઠાર રતી ૨ એ ત્રણેને એકત્ર કરી આદુનો રસ, સંચળ અને એલચી સાથે સવારસાંજ આપવું. આ ઉપાયમાં કેટલીક વખત દરદીની પ્રકૃતિ પ્રમાણે લોહભસ્મ તથા માણેકરસ પણ ઉમેરી આપવું. જેથી હિસ્ટીરિયા અવશ્ય મટે છે. અશ્વચોળીનો જુલાબ અઠવાડિયામાં બે વખત જરૂર આપવો તથા ઘોડાવજ અને મધ દિવસમાં બે વખત ચટાડવાં અને હિંગની ફાકી પણ ભરાવતાં રહેવું જેથી ઘણોજ સુધારો થતો માલૂમ પડ્યો છે.

૨. રસસિંદૂર આપવું અને દર ચાર દિવસે અશ્વચોળીનો જુલાબ આપી અમે ઘણા કેસો સારા કર્યા છે.

## ૭–વૈદ્ય મણિલાલ ગણપતિશંકર ભટ્ટ–સુરત

**હિસ્ટીરિયા માટેઃ**–શતાવરી તોલો ૦।, સૂંઠ તોલો ૦।, વજ તોલો ૦।, બ્રાહ્મી તોલો ૦।, હરડે તોલો ૦।, અંઝેટાનાં બીજ તોલો ૦।, શંખાવળી તોલો ૦।, ગળો તોલો ૦। અને સાકર તોલા ૨ મેળવી

બારીક ચૂર્ણ કરી અડધો તોલો ચૂર્ણ સવારસાંજ મધ સાથે આપવાથી હિસ્ટીરિયા, ઉન્માદ, ચિત્તભ્રમ વગેરે મટે છે તથા સ્મરણશક્તિ વધે છે.

## ૮–ડૉક્ટર ચંદુલાલ મુકુંદરાય–પાટણ

**હિસ્ટીરિયા માટેઃ**–કુંકુમાસવનાં ૧૦થી ૧૫ ટીપાં પાણીમાં, દૂધમાં, બદામના પાણીમાં, કે કોઇ પણ જાતના શરબતમાં દર ચાર ચાર કલાકે પાવું જેથી હિસ્ટીરિયા તરત રોકાઈ જાય છે. ત્યાર બાદ દરરોજ ૧૫ ટીપાં સવારમાં ઉપર જણાવેલા કોઇ પણ અનુપાન સાથે હિસ્ટીરિયા બંધ થાય ત્યાં સુધી લેવાં. હિસ્ટીરિયા બંધ થાય પછી બોરના ઠળિયા, કાળાં મરી, વાળો અને કેશર એ સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, ચાર રતી લઇ દોઢ માસા મધમાં મેળવી સવારસાંજ ખાવું જેથી હિસ્ટીરિયા મટે છે.

## ૯–વૈદ્ય નંદલાલ પ્રાગજી–નાગેશ્રી

**હિસ્ટીરિયા માટેઃ**–વજ તોલો ૧, જટામાંસી તોલો ૧, માલકાંકણાં તોલો ૧, લઇ બારીક ચૂર્ણ કરી તેમાં ત્રણ તોલા પોટાસ બ્રોમાઇડ મેળવવો. આ ચૂર્ણની બે વાલની માત્રાથી વધતાં ૦ાા તોલા સુધી આઠ દિવસમાં ચડવું. એક માસ સેવન કરવાથી બન્ને દરદો વાઇ અને હિસ્ટીરિયા સદંતર નાશ પામે છે.

## ૧૦–બ્રહ્મચારી આત્મારામજી ત્રિવેદી

**કનકાસવઃ**–લીલાં આમળાં શેર ૧૦, વાવડિંગ તોલા ૧૬, લીંડીપીપર, મરી, કાળીપહાડ, પીપળીમૂળ, ચીકણી સોપારી, ચવક, ચિત્રક, મજીઠ, કમળપુષ્પ, લોધર, એ દરેક ચાર તોલા અને નાગકેશર ૧૬ તોલા લઈ, પ્રથમ આમળાંને જુદાં ખાંડી ઠળિયા

કાઢી પાણી મણ ૨॥ મૂકી ઉકાળતાં એક મણ પાણી રહે ત્યારે ઠંડું પડવા દેવું. જ્યારે ઠંડું પડી જાય ત્યારે કપડાથી ગાળી એક કાચની બરણીમાં ભરી તેમાં કાળી દ્રાક્ષનો રસ શેર ૩॥, સાકર મણ ૦॥, ધંતૂરાનાં પાનનો રસ શેર ૨, તથા કાળા વાળાનાં મૂળ, તજ, એલચી, સફેદ વાળો, તમાલપત્ર નાગકેશર પ્રત્યેક એકેક તોલો લઇ વસ્ત્રગાળ કરી બરણીમાં નાખી હલાવી એક મહિનો બંધ સ્થાનમાં અથવા જમીનમાં ખાડો ખોદી તેમાં દાટવી. દરમ્યાન એક બે વખત હલાવી મલમલના કપડાથી ગાળી બાટલીઓ ભરી લેવી. દરરોજ સવારસાંજ બે રૂપિયાભાર પીવું અને જો બની શકે તો ઉપર બકરીનું દૂધ શેર ૦॥ પીવું. એ પ્રમાણે એક બે માસ સેવન કરવાથી હિસ્ટીરિયા, હરશ, હૃદય રોગ, ખાંસી, શોષ (શરીર સુકાવું) વગેરે વ્યાધિને અવશ્ય મટાડે છે. પરેજીમાં તેલ, મરચાં, ખટાશ ખાવી નહિ.

*લસૂનાસવ:*–ચોખ્ખું ફોતરાં વિનાનું લસણ શેર ૫, સમેરવાનાં મૂળ તોલો ૧૦, બેઠા સમેરવાનાં મૂળ તોલો ૧૦, બીલીમૂળ તોલો ૧૦, અરણીનાં મૂળ તોલા ૧૦, ગોખરુનાં મૂળ તોલા ૧૦, અરડૂસાનાં મૂળ તોલા ૧૦, બેઠી રીંગણીનાં મૂળ તોલા ૧૦, ઊભી રીંગણીનાં મૂળ તોલા ૧૦, સીવણમૂળ તોલા ૧૦, કાંકચમૂળ તોલા ૧૦, સૂંઠ તોલા ૩, પીપર તોલા ૩, મરી તોલા ૩, હિંગ તોલા ૪, હરડે–છાલ તોલા ૪ અને ગાયના ચામડાની રાખ તોલા ૫ એ સર્વને ખાંડી બે મણ પાણીમાં ઉકાળી, પચીશ શેર પાણી બાકી રહે એટલે ગાળી નાખવું. તેમાં પંદર શેર ગોળમાં હિંગ તોલા ૧૦ ખાંડી મેળવી બરણીમાં સર્વને ભરી રાખવું. વીશ દિવસ પછી ગાળી હંમેશાં બબ્બે તોલા પાવાથી હિસ્ટીરિયા, ઉન્માદ, અપસ્માર વગેરે વાતપ્રધાન વ્યાધિઓ તથા મગજનીચકરી, ભ્રમ વગેરે મટે છે. પરેજીમાં તેલ, મરચું, ખટાશ ખાવું નહિ.

## ૧૧-વૈદ્ય આણંદજી અને પીતાંબર સવજી-ઉના

**આંચકી માટે:**-અફીણ, કેશર અને પીપળાની વડવાઈની ગોળી વાળી ઉંમર અને દરદના પ્રમાણમાં યોગ્ય માત્રાએ આપવાથી આંચકી અવશ્ય મટે છે.

# ૧૪-વાયુરોગ

**વાયુરોગ:**-સૂકું, લૂખું, ઠંડું, થોડું અને હલકું એવાં અન્નનું ભક્ષણ કરવાથી, અત્યંત સ્ત્રીસંગથી, ઘણા ઉજાગરાથી, વિરુદ્ધ ઔષધથી, કફ, પિત્ત, મળ, મૂત્ર અને લોહી વગેરે વહી જવાથી, મોટા ખાડા કૂદવાથી, નદીમાં ઘણું તરવાથી, વગર વિસામે લાંબો માર્ગ કાપવાથી, કામધંધામાં શક્તિ ઉપરાંત મહેનત ઉઠાવવાથી, ઘણું કૂદી ઉછળીને રસરક્તાદિક ધાતુને ક્ષીણ કરવાથી, રાતદિવસ ચિંતાથી, ઘણા તાપનું સેવન કરવાથી, મળમૂત્રાદિના વેગને રોકવાથી, કાષ્ઠાદિ જડ પદાર્થનો શરીર પર માર પડવાથી, અપવાસ કરી પરાણે લાંઘણો ખેંચવાથી, મર્મસ્થાન ઉપર માર પડવાથી, હાથી, ઊંટ તથા ઘોડા જેવાં શીઘ્ર ગતિવાળાં પ્રાણી પર સવારી કરવાથી, વિકાર પામેલો વાયુ શરીરમાંના સ્રોતોને અથવા ભાગોને વિકારી કરી નાખવાથી સર્વાંગમાં અથવા એકાંગમાં વ્યાપીને વિવિધ પ્રકારના વાયુના રોગોને ઉત્પન્ન કરે છે.

વાયુ પોતાની ગતિથી વિરુદ્ધ ગતિવાળો થાય, એટલે આખા શરીરને પિત્ત તથા કફ પહોંચાડી શકે નહિ, તેમ ખાનપાનથી ઉત્પન્ન થયેલા મળને બહાર કાઢી શકે નહિ. આથી આખા શરીરનો વ્યવહાર અવ્યવસ્થિત થવાથી જે પીડા ઉત્પન્ન થાય છે, તેને વાતરોગ કહે છે. જો કે વાતરોગમાં વાયુ કુપિત થાય છે,

તો પણ શરીરનાં જુદાં જુદાં સ્થાન પરત્વે રહેલા પિત્ત અને કફ તથા તેથી બનતી સાતે ધાતુઓમાં તથા દશે ઇંદ્રિયોમાં વાયુ, પિત્ત અને કફના હીન, મિથ્યા અને અતિયોગથી જુદી જુદી પીડાવાળા વાયુના રોગો જણાય છે. તે વાયુના રોગોના નિદાનશાસ્ત્રે જુદા જુદા એંશી પ્રકાર વર્ણવ્યા છે. પરંતુ તેના નામાર્થમાં તેનાં લક્ષણોનો સમાવેશ થતો હોવાથી, તે તમામનો એટલે એંશી પ્રકારના વાયુનો ઉલ્લેખ કરવાની અત્રે જરૂર નથી. પરંતુ વાયુ બળવાન છે અને આખા શરીરના તંત્રને ચલાવનારો તથા પોષણ આપનારો છે. એટલે તે વાયુનો હીન, મિથ્યા કે અતિયોગ થવાથી આખા શરીરવ્યાપારનો હીન, મિથ્યા કે અતિયોગ થાય છે. એટલા માટે પ્રથમ પાંચ પ્રકારના વાયુ, શરીરનાં પાંચ સ્થાનોમાં રહીને, વિકાર પામ્યા પછી કયા કયા રોગો અથવા શા શા ઉપદ્રવો કરે છે, તે જાણવાની આપણને ખાસ જરૂર છે.

**અપાનવાયુ:**–આ વાયુ પિત્તયુક્ત થઈ જ્યારે દુષ્ટ થાય છે ત્યારે બળતરા થાય છે, અંગ તપી આવે છે અને મૂત્રનો રંગ રક્તવર્ણો થાય છે; પણ તે વાયુ જો કફયુક્ત થાય છે, તો કમરથી લઈને નીચલા ભાગને જડ અથવા ભારે કરે છે તથા તેનાથી ટાઢ ચડે છે.

**સમાનવાયુ:**–આ વાયુ પિત્તયુક્ત થતાં પરસેવો વળે છે, અંગમાં બળતરા થાય છે, શરીર ગરમ બને છે અને મૂર્છા આવે છે. પણ આ વાયુ કફયુક્ત થતાં મળમૂત્રનો અટકાવ થાય છે અને રુવાંટી ઊભી થાય છે.

**પ્રાણવાયુ:**–આ પ્રાણવાયુ પિત્ત સાથે ઘેરાવાથી ઊલટી તથા શરીરથી દાહ કિંવા આગ ઉત્પન્ન કરે છે. પણ તે કફથી ઘેરાય તો શરીરને દુર્બળ કરે છે. સુસ્તી તથા બેચેની લાવે છે, વારંઘડીએ ઊંઘનાં ઝોકાં આવે છે અને મુખ અંદરથી શુષ્ક થાય છે.

**ઉદાનવાયુઃ**–આ વાયુ પિત્તયુક્ત થઈ બગડવાથી બળતરા થાય છે, મૂર્છા આવે છે, ભ્રમ થાય છે અને પરિશ્રમ વિના થાક લાગે છે. પણ તે વાયુ કફથી ઘેરાતાં પરસેવો બંધ થાય છે, રુવાંટાં ઊભાં થાય છે, જઠરાગ્નિ મંદ થાય છે અને ટાઢ ચડે છે.

**વ્યાનવાયુઃ**–આ વાયુ પિત્તની સાથે વિકારવાળો થવાથી ગાત્રોનો વિક્ષેપ એટલે રોગી અવયવોને પીડાને લીધે લાંબાટૂંકા કર્યા કરે છે તથા થાક ઘણો લાગે છે. તે વાયુ કફ સાથે ઘેરાતાં શરીર ખેંચાઈ લાકડીની પેઠે સીધું થાય છે અને સોજા આવે છે તથા શૂળો મારે છે. એવી રીતે કુપિત થયેલો **વાયુ રસધાતુમાં** પહોંચ્યો હોય તો ચામડીને લૂખી, ફાટેલી કિંવા ચિરાડા પડેલી, બહેર મારી ગયેલી, ખરબચડી અને કાળી બનાવે છે અને તેમાં કાંટા ખૂંચ્યા જેવી પીડા થાય છે તથા તે રબરની પેઠે તણાય છે. તે ઉપરાંત વખતે ચામડીનો રંગ લાલાશ પડતો બનાવે છે ત્યારે હૃદયાદિ મર્મસ્થાનોમાં દુઃખ થાય છે.

જો એ વાયુ રક્તધાતુમાં પહોંચ્યો હોય તો તેનાથી સંતાપકારક તીવ્રપીડા થાય છે, શરીર સુકાઈ પાતળું થતું જાય છે, અન્નપર અભાવો થાય છે, જમ્યા પછી શરીર ભારે થઇ તેમાં કળતર થાય છે તથા ચામડી ફાટીને તેમાંથી રસી ઝરે છે.

જો એ વાયુ માંસ અને મેદ સુધી પહોંચે છે તો શરીર ભારે થાય છે, કશાથી ચોંટી રહ્યું હોય તેમ સ્થિર લાકડા જેવું થાય છે, મુષ્ટિપ્રહાર થવાની પેઠે બધું અંગ બહુ કળે છે તથા તે ઉપર આંગળીનો સ્પર્શ પણ સહન થતો નથી.

જો એ વાયુ અસ્થિ તથા મજ્જા સુધી પહોંચ્યો હોય તો હાડકાંના સાંધાઓના વચલા ભાગ દુખે છે, સાંધાઓ કળે છે, માંસ અને બળ ક્ષીણ થાય છે, ઊંઘ ઊડી જાય છે અને શરીર

રાતદિવસ વાયુની તીવ્ર અસરથી ધડકે છે, ઠણુકે કિંવા ધણકે છે.

જો એ વાયુ વીર્યમાં પહોંચે છે તો તેને લીધે વીર્યની છૂટ જલદીથી કરે છે, કિંવા વીર્યને બાંધી રાખે છે, કિંવા તે ગર્ભને પાડી નાખે છે અથવા રોકી રાખે છે અથવા સૂકવે છે તથા ગર્ભ કિંવા શુક્રમાં વિવિધ વિકાર ઉત્પન્ન કરે છે.

જો એ વાયુ શિરાઓ, નસો તથા રગોમાં વિકારયુક્ત થઈ સંચરે છે, તો આખા અંગમાં શૂળો ફૂટે છે, નસોને સંકોચી એટલે ખેંચી, જાડી તથા ભારે કરે છે. શરીરની બહાર તથા અંદર ખલ્લી નામનો વાયુ તથા કુબ્જત્વ નામનો વાયુ ઉત્પન્ન થાય છે.

જો એ બગડેલો વાયુ સ્નાયુ તથા સાંધામાં પહોંચે છે તો તો આખા શરીરમાં અથવા શરીરના એક ભાગમાં રોગ પેદા કરે છે, પણ તે વાયુ સાંધાઓમાં ફેલાતાં સાંધાઓનો વિશ્લેષ કરી તેમને વાંકાચૂંકા અણિયાળાની પેઠે વળવા કે ફરવા દેતો નથી; વળી તેનાથી અંગમાં શૂળો ફૂટે છે તથા શરીરના કેટલાક ભાગો સૂજી પણ જાય છે.

એવી રીતે વાયુ આખા શરીરમાં એટલે ત્રિદોષમાં, પાંચ તન્માત્રામાં અને દશ ઇંદ્રિયોમાં અને દશ ઇન્દ્રિયોને પોષણ કરનારાં સ્થાનોમાં જ્યાં જ્યાં તેનો હીનયોગ, અતિયોગ કે મિથ્યાયોગ થાય છે, ત્યાં ત્યાં અચિન્ત્ય પ્રકારના અચિન્ત્ય લક્ષણોવાળા, અચિન્ત્ય ઉપદ્રવોસહિત રોગો એટલે પીડા ઉત્પન્ન કરે છે. નિદાનશાસ્ત્રે એંશી પ્રકારના વાયુની ગણના કરેલી છે. તો પણ કોઈ કોઇ વખતે એવાં લક્ષણો જોવામાં આવે છે કે, એંશી પ્રકારના વાયુ કરતાં જુદાજ પ્રકાર જણાય છે. તેનું કારણ એવું છે કે, એંશી પ્રકારનાં વાયુ, ચાળીશ પ્રકારના પિત્ત, વીશ પ્રકારનાં કફ,

વશે કે એક એક દોષના પાંચ પાંચ ભેદથી પંદર ભેદો એક એક ઇન્દ્રિયમાં, એક એક તન્માત્રામાં અથવા એક એક સ્થાનમાં અને એક એક ધાતુમાં પોતપોતાના ગુણધર્મ પ્રમાણે કામ કરી રહેલા છે. જ્યારે આંખમાં રહેલો સમાનવાયુ હીન, મિથ્યા કે અતિયોગને પામે છે, એટલે બીજા ચાર વાયુઓ, પાંચ પિત્તો, પાંચ કફો અને સાત ધાતુઓમાં હીન, મિથ્યા અને અતિયોગ થાય છે. આથી જે જે વાયુનો જે જે પિત્ત, કફ તથા ધાતુઓ સાથે પરસ્પર હીન, મિથ્યા અને અતિયોગ થાય છે તે તે વાયુ, પિત્ત અને કફમાં તથા ધાતુઓનાં સ્થાનોમાં તેના તેના ગુણ ધર્મ પ્રમાણે પીડા ઉત્પન્ન થાય છે. તેવી દરેક જાતની પીડાને ઓળખવા માટે તે તે પીડાને રોગ ગણી, તેનાં જુદાં જુદાં નામો આપવામાં આવ્યાં છે. આ દાખલાથી એટલું સમજમાં આવશે કે, આખા શરીરમાં રહેલા દરેકે દરેક સ્થાનમાં એટલે શિરાઓ, ધમનિઓ, કન્દરાઓ, હાડકાંઓ, સાંધાઓ, સ્નાયુઓ, મેદ, મજ્જા, માંસ, લોહી, રસ, ચામડી અને ધાતુઓની ઉપધાતુઓમાં સ્થળે સ્થળે પાંચ પ્રકારના વાયુ પ્રાધાન્ય ભોગવી, પાંચ પ્રકારનાં પિત્ત અને પાંચ પ્રકારના કફને શુદ્ધ કરી તેની ધાતુ બનાવે છે તથા અશુદ્ધરૂપ દોષોને દોષના રૂપમાં કે ઉપધાતુના રૂપમાં શરીરની બહાર કાઢી નાખે છે. એટલા માટે વાયુને મહાબળવાન તથા આખા શરીરતંત્રને ચલાવનારો, પોષનારો, વૃદ્ધિ કરનારો, હીન કરનારો અને અંતે નાશ કરનારો કહેવામાં આવ્યો છે. આથી ચિકિત્સકોએ શરીરના દરેક ભાગમાં થતા ઉપદ્રવોને તપાસી, તેના મિશ્રભાવના હીન, મિથ્યા અને અતિયોગને સમજી ત્રિદોષના ઉપદ્રવોને દબાવવા માટે ત્રિગુણાત્મક અને ષડ્રસાત્મક ચિકિત્સા કરવી, જેથી રોગી નિરામય થઇ આયુષ્યવાન થાય છે. એટલા માટે વાયુરોગો જો કે અચિન્ત્ય લક્ષણોવાળા અને અનંત છે, તથાપિ તેની સામાન્ય ચિકિત્સા જે

અમારા અનુભવમાં આવેલી છે, તે પ્રકટ કરવાનું દુરસ્ત ધારી નીચે પ્રમાણે જણાવીએ છીએઃ—

**ભિલામાની ગોળીઃ**-ભિલામાં તોલા ૮, ગોળ તોલા ૫, પીપળીમૂળ તોલો ૧, પીપર તોલો ૧, અકલગરો તોલો ૧, સૂંઠ તોલો ૧ અને માલકાંકણી તોલો ૧ એ સર્વ વસાણાંને વાટીને ગોળમાં બોર જેવડી ગોળી કરવી. રોગીનું બળ જોઇને એકેક અથવા બબ્બે ગોળી સાંજસવાર પાણી સાથે ખવડાવી, તે રોગીને તેલવાળા પદાર્થો પુષ્કળ ખવડાવવા; પણ ઘી, દૂધ, ગળપણ બિલકુલ આપવાં નહિ. તેલ જેટલું વધારે ખવાશે તેટલો વધારે ફાયદો કરશે અને ગળપણ, દૂધ, ઘી ખાશે તો રોગ વધારે થશે. ખટાશ ખાવા દેવી નહિ. રાઇનો વઘાર કરેલો હોય અથવા જેમાં રાઈ આવતી હોય તેવા પદાર્થ ખાવાથી આખે શરીરે રાઇ જેવડી ફોલ્લીઓ ફૂટી નીકળશે. એ ગોળી ખાવાથી સંધિવા, ગઠિયો વા તથા કમરનો વા મટે છે.

લવિંગાદિ ગૂગળની બબ્બે ગોળી દિવસમાં ત્રણ વાર ખાવાથી વાયુથી થતી કળતર મટે છે, ભૂખ લાગે છે, ખાધું પચે છે અને પેટનાં આંતરડાંમાં ભરાયેલા વાયુને મટાડે છે.

**પથ્યાગૂગળઃ**-ગૂગળ મણ અર્ધો, હરડેદળ શેર દશ, બહેડાંદળ શેર પંદર, આમળાં શેર દશ, ગળો શેર દશ, એ સર્વને એકઠાં કરી અને સોળ મણ પાણીમાં ઉકાળી, અર્ધું પાણી બળી જાય ત્યારે નીચે ઉતારી કપડા વતી ગાળી, પછી હરડેદળ શેર દોઢ, બહેડાંદળ શેર દોઢ, આમળાં શેર દોઢ, સૂંઠ શેર અર્ધો, પીપર શેર અર્ધો, વાવડિંગ શેર અર્ધો, નસોતેર શેર ૦।, નેપાળો શેર ૦।, ગળો શેર અર્ધો એ સર્વે વસાણાંને ખાંડીને સોળગણા પાણીમાં ઉકાળીને ચોથા ભાગનું પાણી બાકી રહે ત્યારે કપડાથી ગાળી, તે

બેઉ ઉકાળા ભેગા કરી, લોખંડના વાસણમાં ઉકાળતાં ઉકાળતાં પાક જેવો થાય ત્યારે બીજા વાસણમાં કાઢી લેવું. ઠંડું પડ્યા પછી જો વધારે નરમ દેખાય, તો તડકે સૂકવી તેને ઘીનો હાથ દઈને જેમ પાપડનો લોટ ખાંડે તેમ ખૂબ ખાંડી, અરીઠાની બીજ જેવડી ગોળી વાળીએ છીએ. એ બબ્બે ગોળી ત્રણ વખત પાણી સાથે આપવાથી તમામ જાતના વાયુ મટી જાય છે, એટલુંજ નહિ પણ ચામડીમાં, માંસમાં કે હાડકાંમાં સડો પેઠો હોય, તેને પણ તે ફાયદો કરે છે. તે ઉપરાંત ગુલ્મ, સોજા, પાંડુ, કમળો, પ્રમેહ, મંદાગ્નિ અને મળબંધ એટલા રોગોમાંથી કેટલાકને તરત ફાયદો કરે છે અને કેટલાકને લાંબો વખત ખાવાથી ફાયદો કરે છે. આ પથ્યાગૂગળની ગોળી કફરોગ સિવાયના તમામ રોગો ઉપર, પછી તે ગમે તે સ્થાનમાં થયા હોય, તેને સાત મહિના સુધી અથવા બાર મહિના સુધી કાંઈ પણ પરેજી પાળ્યા સિવાય ખવડાવવામાં આવે તો તે તમામ દર્દીને સારાં કરે છે.

ચિંચાભલ્લાતકઃ-વગર મીઠાની પાકી આમલી છોડાં તથા કચૂકા કાઢી નાખી શેર ૧ તથા ભિલામાં શેર ૧, એ બેઉને ભેગાં ખાંડી, ગોળી વળાય એવું થાય ત્યારે તેની ચણીબોર જેવડી ગોળીઓ વાળવી. એ ગોળી એકેકી અથવા બબ્બે દિવસમાં ત્રણ વાર પાણી સાથે ગળાવવી. જો સંગ્રહણી અથવા અતિસારનો રોગી હોય તો ઉપર છાશ પાવાથી તરત ફાયદો દેખાય છે; એટલે ઝાડા બંધ થાય છે, દુઃખાવો નરમ પડે છે અને પેટ ચઢતું નથી. જો કોઈને ઉપદંશ થયા પછી વિસ્ફોટક થઈ સાંધા રહી ગયા હોય અથવા લકવા, આર્દિતવાયુ, મન્યાસ્તંભ કટિગ્રહ, ગૃધ્રસી વગેરે સંધિગત અને શિરાગત વાયુ થયો હોય તો બબ્બે ગોળી પાણી સાથે ગળાવવાથી ઘણો સારો ફાયદો થાય છે. વિશેષમાં જણાવવાનું કે, આ ગોળી ઉપર ગમે તે પદાર્થ

ખાવામાં આવે તો નુકસાન કરતી નથી, પરંતુ રોગને પ્રતિકૂળ ખોરાક આપવો નહિ.

**ધાત્રી ભલ્લાતકઃ**–ભિલામાં શેર એક, હરડેદળ શેર અર્ધો, બહેડાંદળ શેર અર્ધો, આમળાં શેર અર્ધો, સૂંઠ તોલા પંદર, મરી તોલા પંદર, પીપર તોલા પંદર, કાળા તલ શેર એક, ગોળ શેર એક એ સર્વે વસાણાંને ઝીણા ખાંડીને ગોળમાં મેળવી, ફરી ખાંડીને ઝીણા બોર જેવડી ગોળી કરવી. એક અથવા બે ગોળી પાણી સાથે ખવડાવવી. પરેજી કાંઇ નથી. એ ગોળીથી પેટનાં આંતરડાંના વ્યાધિ, દુઃખાવો અને વાયુના તમામ રોગો મટી જાય છે, ભૂખ લાગે છે, શક્તિ આવે છે, સાંધા દુઃખતા હોય તે મટે છે; અર્ધાંગ વાયુ, ઉપદંશ અને પ્રમેહવાળાને પણ માફક આવે છે.

**યોગરાજ ગૂગળઃ**–ગૂગળ શેર એક લાવી દશ શેર દૂધમાં ઉકાળવો. ઊકળવા માંડે કે તેમાં લસણ શેર ૦। છોલીને વાટીને નાખવું. જ્યારે દૂધનો માવો થાય ત્યારે ઘી શેર સવા નાખી તે માવાનો દાણો પાડવો. પછી તેમાં સાકર શેર ત્રણ ખાંડીને નાખવી. સાકર સાથે એકરસ થાય ત્યારે નીચે ઉતારી પીપર, પીપળીમૂળ, અજમો, અજમોદ, સૂવા, મરી, કરમાણી અજમો, ધમાસો, વચકાવળી, તમાલપત્ર, ગોખરુ, ધાણા, હરડાં, બહેડાં, આમળાં, મોથ, હીરાકસી, દેવદાર, સિંધવ, ઉપલેટ, જેઠીમધ અને તમાલપત્ર; એ સર્વે ૦। ૦। તોલો લઇ, ખાંડી વસ્ત્રગાળ કરી મેળવવાં. પછી તેમાંથી રોગીના બળનો વિચાર કરી, બે આનીભારથી આઠ આનીભાર સુધી દિવસમાં બે વાર ખાવા આપવો. એના ઉપર ખટાશ આપવી નહિ. એ ગૂગળથી કમર તથા સાંધા દુખતા મટે છે, ધાતુવિકાર મટે છે, પગનું કળતર મટે છે, સુન્નબહેરી મટે છે; ફેફરું, ચિત્તભ્રમ અને તાણના રોગો મટે છે.

ચિકિત્સાશાસ્ત્રમાં યોગરાજ ગૂગળના જે પાઠો લખેલા છે, તે કરતાં આ યોગરાજનો પાઠ નવી રીતેજ ગોઠવેલો છે.

વાતનાશન ગૂગળઃ-ગૂગળ તોલા પાંચ, બોળ તોલા પાંચ અને હિંગળોક તોલા પાંચ એને ઘીનો હાથ દઈ ખૂબ ખાંડી અરીઠાની બીજ જેવડી ગોળી વાળવી. એ ગોળી એકેકી દિવસમાં ત્રણ ચાર પાણી સાથે ગળવાથી વાયુના તમામ વિકારને મટાડે છે. તેમાં ખાસ કરીને કમરનો અને બરડાની કરોડનો દુખાવો તથા કળતરને જરૂર મટાડે છે.

પુનરનવાદિ ગૂગળઃ-ધોળી સાટોડીનાં મૂળ શેર દશ, દિવેલાનાં મૂળ શેર દશ અને સૂંઠ શેર દોઢ, એ સર્વને થોડું થોડું ખાંડીને આઠ મણ પાણીમાં ઉકાળવું. જ્યારે એક મણ પાણી બાકી રહે ત્યારે તે ઉકાળાને કપડાથી ગાળી લઈ, તે ઉકાળામાં ચાર શેર ગૂગળ નાખીને પકાવવો અને જ્યારે પાકી રહે ત્યારે સોળ તોલા એરંડિયું, નસોતર વીશ તોલા, નેપાળો ચાર તોલા, ગળો દશ તોલા, હરડેદળ ચાર તોલા, બહેડાંદળ ચાર તોલા, આમળાં ચાર તોલા, સૂંઠ ચાર તોલા, મરી ચાર તોલા, પીપર ચાર તોલા, ચિત્રો ચાર તોલા, સિંધવ ચાર તોલા, બિલામાં બાર તોલા, વાયવડિંગ ચાર તોલા, સુવર્ણમાક્ષિક ભસ્મ એક તોલો અને સાટોડી એક તોલો મેળવીને પાક કરવો. જ્યારે બરાબર પાક તૈયાર થાય ત્યારે નીચું ઉતારી, ઠંડું પડયા પછી એક તોલો નિત્ય ખાય તો, વાતરક્ત, સાત પ્રકારની વૃદ્ધિ, ગૃધ્રસી, જાંઘ, ઉરુ, પુષ્ટ, ત્રિક અને બસ્તીમાં થયેલા વાયુના વિકારને મટાડે છે અને મોટા આમવાયુને મટાડે છે, એવું ભાવપ્રકાશમાં લખેલું છે. પણ એરંડિયું તેલ નાખવાથી ગોળી વળતી નથી, તેથી અમે એરંડીની બીજ નાખીએ છીએ અને એક તોલો ખાવાનું પ્રમાણ

સહન થઇ શકતું નથી તેથી એક તોલાની સોળ ગોળી બનાવીએ છીએ. તે ગોળીમાંથી દરરોજ એકેક અથવા બબ્બે પાણી સાથે દિવસમાં ત્રણ વાર આપવાથી પેટના સોજા, હાથપગના સોજા, પાંડુરોગ, ઉદરરોગ તથા ગુલ્મ, વાયુ અને એકંદરે જે વાયુમાં મળ સુકાઈ ગયાં હોય તેમાં ઘણું સરસ કામ કરે છે. શરીરમાં નવું લોહી ઉત્પન્ન કરે છે અને વિસ્ફોટક તથા આમવાયુને મટાડે છે.

**અમૃતાદિ ગૂગળઃ**–ગળો શેર દશ, હરડાં શેર દશ, બહેડાં શેર દશ, આમળાં શેર દશ, ગૂગળ શેર પાંચ એ સર્વને એકઠાં કરી બાર મણ પાણીમાં ઉકાળો કરી, આશરે બે મણ પાણી રહે ત્યારે તેને કપડાથી ગાળી, પાછું અગ્નિ પર ચઢાવી તેમાં નેપાળો, સૂંઠ, મરી, પીપર, વાયવડિંગ, ગળો, હરડાં, બહેડાં, આમળાં અને તજ એ દરેક પદાર્થો દશ દશ તોલા, નસોતર એક તોલો લઇ વસ્ત્રાગાળ ચૂર્ણ કરી ઉપરના ઉકાળામાં મેળવી પકાવવું. જ્યારે પાક તૈયાર થાય ત્યારે નીચે ઉતારી તેમાંથી અગ્નિબળનો વિચાર કરી, એક તોલા સુધી ખવડાવવો. એ ગૂગળથી વાતરક્ત, કોઢ, હરસ, મંદાગ્નિ, વ્રણ, પ્રમેહ, આમવાત, ભગંદર, નાડીવ્રણ, ઉરુસ્થંભ અને સોજા મટે છે, એવું ભાવપ્રકાશમાં લખેલું છે. પરંતુ એ ગૂગળનો પાક તૈયાર થયા પછી જો એમ ને એમ રહેવા દઇએ તો ઉપરનો ભાગ સુકાઇને પથ્થર જેવો થઈ જાય છે. અને નીચેનો ભાગ ઘણો નરમ રહે છે. જો એ ગૂગળને બરણીમાં ભરી લઈએ તો પાણીની ભીનાશને લીધે ફૂગ ચડી સડી જાય છે તેથી ફેંકી દેવો પડે છે. એટલા માટે એ ગૂગળને તડકે સૂકવી ઘીનો હાથ દઇ ખૂબ ખાંડવો, એટલે ગોળી વાળવા જેવો એકરસ થશે. પછી તેને ઘીવાળા હાથે અરીઠાની બીજ જેવડી ગોળી વાળવી, એટલે ચમકતી કાળા રંગની ગોળી થશે. જો કે આગળ લખેલા પથ્યાગૂગળમાં અને આમાં બહુ ફેર નથી, તથાપિ પથ્યાગૂગળ-

ની ગોળી તડકે સૂકવી શકાય છે અને આ અમૃતાદિ ગૂગળની ગોળી તડકે સૂકવવાથી નરમ થતી જાય છે; એટલા માટે એ ગોળીને તડકે નહિ સૂકવતાં છાંયામાં સૂકવવી. જો કે એ ગૂગળને ખાવાનું પ્રમાણ એક તોલાનું લખેલું છે, પણ એક તોલો ખાઇ શકાતો નથી. પરંતુ ઉપર લખ્યા પ્રમાણેની ગોળી એકેક અથવા બબ્બે દિવસમાં ત્રણ વાર પાણી સાથે આપવાથી સંધિવા, વિસ્ફોટક, પ્રમેહ, લકવો વગેરે વાયુનાં દર્દો કે જેમનું મૂળ ઉત્પત્તિસ્થાન ગરમીમાંથી હોય છે, તેના ઉપર બહુ સારી અસર કરે છે. પરંતુ એ ગોળી ખાવાથી કેટલાક રોગીને પાતળા ઝાડા થાય છે અને કેટલાકને પેટમાં બહુ દુઃખે છે, તેટલા માટે એ ગોળી ધ્યાન પહોંચાડીને આપવાની છે. જો ઉપદ્રવ કરે તો માત્રા ઓછી કરી નાખવી.

કિશોર ગૂગળઃ–હરડાં, બહેડાં, આમળાં, ગળો એ ચાર વસ્તુ પાંચ પાંચ શેર લઇ થોડી ખાંડી, લોખંડના કડાયામાં આઠ મણ પાણી મૂકી ઉકાળી બે મણ પાણી રહે ત્યારે ગૂગળ શેર પાંચ લઇ તેને પાણીમાં એક દિવસ પલાળી રાખી, બીજે દિવસે ઉકાળી તે પાણી પેલા ઉકાળામાં મેળવવું એટલે ગૂગળમાંનું મટોડું, કાંકરી વગેરે જુદાં પડી જશે. પછી તે બેઉ ઉકાળાને ભેગા મેળવી ચૂલે ચડાવી, તેમાં હરડાં, બહેડાં, આમળાં ને ગળો એ ચાર ઔષધ દશ તોલા અને સૂંઠ, મરી, પીપર એ ત્રણે ઔષધ પાંચ પાંચ તોલા, વાયવડિંગ આઠ તોલા, દાંતીનાં મૂળ ચાર તોલા અને નસોતર ચાર તોલા એ સર્વેને લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરી પાકમાં મેળવી, આગળ બતાવેલી ગોળી પ્રમાણે અરીઠાની બીજ જેવડી ગોળી વાળી, તે ગોળી દિવસમાં ત્રણ વખત બબ્બે આપવાથી વાયુના તથા ગરમીના ઘણા રોગને મટાડે છે. પરંતુ માથાના દુખાવાના લાંબા કાળના રોગ ઉપર એટલે ઝામરવાયુ, માથાનું શૂળ, માથું પોચું પડી જાય છે તે, અને માથાને હાથ અડકાડી શકાતો ન હોય

એવા રોગીને તેમ ઉપદંશ, ફિરંગરોગ, વિસ્ફોટક, પામા, વિચર્ચિકા અને વિશેષે કરીને ચામડીના દર્દમાં બહુ સારું કામ કરે છે. જો કે ગૂગળને લઘુમંજીષ્ઠાદિ એટલે મજીઠ, ત્રિફળા, કડુ, વજ, દારૂહળધર, ગળો અને લીંબછાલના ઉકાળા સાથે આપ્યો હોય તો ઘણું સરસ કામ કરે છે. સામાન્ય રીતે વાયુ તથા પિત્તના વિકારમાં કોઈ પણ જાતના ગૂગળ અદ્‌ભુત કામ કરી બતાવે છે. પરંતુ રોગીએ શ્રદ્ધાપૂર્વક જે ગૂગળની યોજના વૈદ્યે કરી હોય તે ગૂગળ ઓછામાં ઓછા છ માસથી બાર માસ સુધી ખાવો જોઈએ. ઉતાવળે કામ માગનારને માટે ગૂગળ નકામા છે.

**ચક્રમર્દક તેલઃ**–કુંવાડિયાનાં બી, અસાળિયો, રાઈ, સરસવ, માલકાંકણી, તલ અને કોપરું સમભાગે લઈ વીશ શેર વજન કરવું. તેમાંથી કોપરા સિવાય બીજાં બધાં વસાણુંને જુદાં જુદાં ખાંડવાં. પછી તેમાં કોપરું નાખી, ઘાંચીની ઘાણીમાં પિલાવી, તેનું તેલ કઢાવવું. એ તેલ મસળવાથી વાયુથી અકડાઈ ગયેલા, રહી ગયેલા, ખેંચાઈ ગયેલા, કમરમાંથી પાંગળા થયેલા રોગીઓ સારા થાય છે.

**નારાયણ તેલઃ**–આસાન, કાંસકીનાં મૂળ, બીલીનાં છોડાં, પહાડમૂળ, ભોંયરીંગણી, મોટી રીંગણીનાં મૂળ, ગોખરુ, બલબીજ, લીંબછાલ, અર્જુનાં છોડાં, સાટોડી, ચાંદવેલ, (લજામણી) છીણીનાં મૂળ એ દશ ઔષધ એકેક શેર લઈ થોડાં ખાંડી આઠ મણ પાણીમાં ઉકાળી, ચોથા ભાગનું પાણી રહે ત્યારે તેને ગાળી લઈ, તે ઉકાળામાં તલનું તેલ પાંચ શેર નાખી ચૂલે ચડાવવું. પછી શતાવરી શેર પાંચ ખાંડીને બે મણ પાણીમાં એક દિવસ પલાળી મૂકી, બીજે દિવસે ઉકાળી, દશ શેર પાણી રહે ત્યારે તે ઉકાળાને જ્યારે ઉપરના ઉકાળામાંનું તેલ બાકી રહે અને ઉકાળો બળી જાય, ત્યારે શતાવરીનો ઉકાળો તેમાં નાખવો. ત્યાર પછી ઘોડાવજ, એલચી,

સુખડ, કાળો છડ, વજ્રકાવલી, જટામાંસી, સિંધવ, આસન, કાંસકીનાં મૂળ, રાસ્ના, વરિયાળી, દેવદાર અને તગર એ ઓષધો આઠ આઠ તોલા લઈ ખાંડી વસ્ત્રગાળ કરી દશ શેર દૂધમાં મેળવી રાખવું. જ્યારે શતાવરીનો ઉકાળો બળી જાય ત્યારે દૂધવાળો કલ્ક નાખીને ઉકાળવું. ઊકળતાં ઊકળતાં તે ઉકાળો બળી જાય અને દૂધનો માવો થઇ તેનો દાણો છૂટો પડે ત્યારે તે તેલ ગાળી લેવું. પણ આ તેલ બનાવતાં દૂધનો દાણો પડયા પછી તમામ તેલ ઉકાળાના સત્ત્વમાં અને દૂધના માવામાં એવું મળી જાય છે કે, નિતારીને અથવા નિચોવીને લેવા જઈએ તો ચોથા ભાગનું પણ હાથ આવતું નથી. એટલા માટે આપણી મરજી લાયક પાક થાય અને તેલ છૂટું પડે કે તેમાં બે મણ પાણી નાખીને, બેત્રણ ઊભરા આવે એટલું ઉકાળી ઠંડું પડવા દેવું, એટલે તમામ તેલ, પાણી ઉપર તરી આવશે. તે હાથ વતી બીજા વાસણમાં કાઢી લઈ, તે વાસણને તાપ પર મૂકી, પાણીનો ભાગ બળી જાય તેટલું કકડાવી, કપડે ઠંડું પડયા પછી બાટલીમાં ભરી લેવું. એ તેલમાંથી દરરોજ અર્ધા તોલાને આશરે ગરમ પાણી સાથે અથવા ગરમ દૂધ સાથે પાવાથી ઝાડા થઇ ગયેલા માણસને તથા આંત્રવૃદ્ધિવાળાને તથા જેનું પેટ ચરબીથી ફૂલી ગયું હોય તેને ઘણો ફાયદો કરે છે. માથાના અત્યંત દુખાવામાં એનાં ટીપાં નાકમાં મૂકવાથી ફાયદો થાય છે. સ્ત્રીઓને યોનિશૂળ, પીડિતાર્તવ તથા યોનિમાર્ગનો દીર્ઘ વરમ હોય તો આ તેલનાં પૂમડાં લેવાથી ફાયદો થાય છે. તેવી રીતે શરીરે ચોળવાથી કાળો કોઢ મટે છે અને વાયુથી રહી ગયેલા રોગીને બહુજ ફાયદો કરે છે. એ તેલ વાસી થવાથી રસ બદલતું જણાય તો પાછું તપેલીમાં કાઢી, ફરી ગરમ કરી લેવાથી તાજું બની જાય છે. મૂળ શારંગધરના પાઠમાં કાંઇક ફેરફાર કરી ઉપર લખ્યા પ્રમાણે આ તેલ અમે તૈયાર કરીએ છીએ.

અડદના ઉકાળામાં તલનું તેલ નાખી તેલ બળતાં સુધી ઉકાળી, તે તેલ ચોળવાથી લકવાના દરદને ઘણો ફાયદો કરે છે. જો કે નિદાનશાસ્ત્રમાં વાયુના એંશી પ્રકાર લખેલા છે અને વાયુનું વર્ણન કરતાં ત્રિદોષસિદ્ધાંતના વિચાર પ્રમાણે વાયુના અસંખ્ય ભેદો પાડી શકાય છે, પરંતુ એંશી પ્રકારના વાયુ પૂરેપૂરા થતા હોય એવું ઘણે ભાગે જોવામાં આવતું નથી. પણ તે પૈકી લકવા, આર્દિતરોગ, સંધિવા, આક્ષેપક, અપતંત્રક, ગૃધ્રસી, વિશ્વાચી, જિહ્વાસ્થંભ, મન્યાસ્થંભ, કોષ્ટુશીર્ષ, અપબાહુક, ખંજ, પંગુ, પાદહર્ષ, ખલ્લી, પાદકંટક વગેરે વાયુના રોગો થતા જણાય છે. પરંતુ તેની જુદી જુદી ચિકિત્સાઓ કરવામાં આવતી નથી. પણ વાયુરોગ પર ગૂગળ ઘણી સારી અસર કરે છે. હવે વાયુ જ્યારે કફને આશરે જઈ મિથ્યાયોગ ઉત્પન્ન કરે છે, ત્યારે પિત્તનો હીનયોગ થાય છે, તેથી જે વાયુઓ જણાય છે તેમાં ગૂગળો કામ કરી શકતા નથી; પણ તેવા રોગોમાં રસસિંદૂર, મલ્લસિંદૂર, તાલસિંદૂર, શિલાસિંદૂર વગેરે ઘણું સારું કામ બજાવે છે.

**વાયુ ઉપર ચોળવાનો મલમઃ**–વિલાયતી કપૂર તોલા ૫, ચોખ્ખું ટરપિટાઇન તોલા ૨૦ અને બારસોપ નામનો પીળો સાબૂ તોલો ૧ લઈ પ્રથમ કપૂરને ઝીણું વાટી તેમાં સાબૂ મેળવી પછી ટરપેન્ટાઇન નાખી ઘૂંટવું એટલે કપૂર મળી જશે. એ મલમ પેટમાં દુખતું હોય તો પેટ પર ચોળાય, શૂળ મારતું હોય તો શૂળ પર ચોળાય. તેવી રીતે જ્યાં જ્યાં વાયુનું દરદ માલમ પડતું હોય ત્યાં ત્યાં ચોળવાથી ઘણો ફાયદો થાય છે.

**સોજાની ગોળીઃ**–હીમજીહરડે શેર ૧, આમળાં શેર ૦ા, સૂરોખાર શેર ૦ા, મોરથૂથુ નવટાંક લઈ પ્રથમ હરડે, આમળાં અને સૂરોખારને ઝીણાં ખાંડી, મોરથૂથાનું પાણી પેલો ભૂકો પલળી

રહે એટલું બનાવવું. પછી તે ભૂકાનો એક ગોળો કરી એક દિવસ વાસી રાખી મૂકવો. બીજે દિવસે તે ગોળાને ખૂબ ખાંડી તેની બોર બોર જેવડી ગોળી બનાવવી. આ ગોળી પાણીમાં ઘસી સાંધાનો દુઃખાવો, કોઈ પણ જગ્યા પર વાગવાથી,ભાંગવાથી, કાંઇ કરડવાથી અથવા રસ આવવાથી સોજો આવ્યો હોય, તે ઉપર ચોપડવાથી તરત ફાયદો કરે છે. જો આ ગોળીમાં પાણી વધારે પડશે તો એ ગોળી સુકાયા પછી ઘસવાને સહેલી અને વજનમાં હલકી તથા પોચી બનશે. તેવી પોચી ગોળી બરાબર કામ કરશે નહિ, પણ બરાબર માફકસર પાણી પડવાથી જે ગોળી બનશે, તે કઠણ વજનદાર અને ઘસવામાં મુશ્કેલ જણાશે, પણ તે ગોળી ઘસીને ચોપડવાથી તરત ફાયદો પડશે. આ ગોળી ચાંદે ચોપડી શકાય છે, રસ પર ચોપડાય છે, આંખ દુખવા આવી હોય તો ઘસીને આંખની આસપાસ ચોપડાય છે. કાનમાં ચસકા મારે ને કાનમૂળિયાં ફૂલ્યાં હોય તો તેના પર પણ ચોપડાય છે. એકંદરે જ્યાં જ્યાં ચોપડવાની જરૂર જણાય ત્યાં ત્યાં સામાન્ય રોગોમાં ચોપડવાથી અદ્ભુત કામ કરી બતાવે છે.

**પીળો ખરડઃ**–રેવંચીની ખટાઈ શેર એક તથા શેરી લોબાન શેર એક એ બેઉને ખાંડી વસ્ત્રગાળ કરી, પાણીમાં વાટી ગરમ કરી દુખતા સાંધા તથા ફૂલતા સાંધા ઉપર ચોપડવાથી ઘણો ફાયદો કરે છે.

**કર્પૂરાદિ ગુટિકાઃ**–ઝેરકચૂરા શેર બે લઇ તેને ગોમૂત્રમાં ડૂબતા પલાળવા. બીજે દિવસે તે મૂત્ર કાઢી નાખી બીજું ઉમેરવું. એવી રીતે બેતાળીસ દિવસ સુધી દરરોજ મૂત્ર બદલતાં જવું અને કચૂરાને રાતદિવસ તડકો તથા ઝાકળ દેવાં. તેંતાળીસમે દિવસે તે કચૂરાને મીઠા પાણીમાં ધોઇ નાખી, તેના ઉપરની છાલ કાઢી

નાખવી. પછી તેના કટકા કરી તેને મીઠા પાણીથી ખૂબ ચોળીને ધોઈ નાખવા અને બીજું પાણી ઉમેરવું. બીજે દિવસે ફરી ધોઈ નાખવા. એવી રીતે પલાળતાં અને ધોતાં લીલું પાણી નીકળતું બંધ થાય અને જેવું પાણી નાખીએ તેવું સ્વચ્છ પાણી નીકળે, ત્યારે તેને કપડેથી લૂછી નાખી, તે કટકાઓને અર્ધો મણ દૂધમાં બાફવા. દૂધનો માવો થઇ જાય એટલે ઠંડા પાડી બીજું પાણી નાખી ધોઈ લેવા. આટલી ક્રિયા કરવાથી ઝેરકચૂરાનો ઝેરી ગુણ અને કડવાશ એ બેઉ જતાં રહે છે. તે શુદ્ધ ઝેરકચૂરાને ખૂબ બારીક વાટવો, વાટતાં વાટતાં જો નજ વટાય તો થોડું પાણી છાંટીને વાટવાથી વટાઇ જશે, પણ જો સૂકાઈ ગયો તો વટાશે નહિ. એવી રીતે ઝીણો વાટીને તેમાં તજ તોલા ૨, લવિંગ તોલા ૪, જાયફળ તોલા ૪, મરી તોલા ૪, કેશર તોલા ૨, અકલગરો તોલા ૮, જાવંત્રી તોલા ૪ અને પીપર તોલા ૨ નાખી પછી લવિંગ શેર ૦।, કાળાં મરી શેર ૦। ને જાયફળ શેર ૦। એનો ઉકાળો કરી પેલું ચૂર્ણ કચૂંરામાં મેળવી, આ ઉકાળાના બે પટ આપી મરી જેવડી ગોળી વાળવી. એ ગોળી એક અથવા બે, માત્ર પાણી સાથે દિવસમાં ત્રણ વાર આપવાથી સંધિવાયુ, શિરાગતવાયુ તથા પેટમાંના વાયુને મટાડી ભૂખ લગાડે છે અને શક્તિ આપે છે. પાતળા ઝાડા થતા હોય તો બંધ કરે છે અને ઝાડો ન થતો હોય તો પચાવીને લાવે છે. આ ગોળી વાયુના રોગપર તથા શક્તિ આપવામાં ઘણી સરસ છે. પરંતુ એ ગોળીને યાકુતિના રૂપમાં ફેરવવી હોય તો ઉપરની તમામ ક્રિયા કરી, ઉપરનાં તમામ વસાણાં મેળવી, ઉકાળાના પટ આપવાનો વખત આવે ત્યારે બરાસ તોલો ૧, કસ્તૂરી વાલ ૪, સોનાના વરખ વાલ ૪, મેળવી તે પછી ઉકાળાના પટ આપી મરી જેવડી ગોળી વાળી એકેક અથવા બબ્બે ગોળી દૂધ-સાકરના અનુપાન સાથે

કરી તેમાં સૂંઠ–મરીનું ચૂર્ણ મેળવી ઘૂંટવું. પછી હિંગળોકને જુદો વાટી તેમાં મેળવી ખૂબ ખાંડીને ચણા જેવડી ગોળી કરવી. વાયુના રોગવાળાને એકેક ગોળી દિવસમાં ત્રણ વાર આદુના રસમાં આપવાથી વાયુ મટે છે.

૨. **હુતાશન રસઃ**–સૂંઠ, મરી, પીપર, પીપળીમૂળ, લવિંગ, તજ, તમાલપત્ર, જાયફળ, જાવંત્રી, વાકુંભો, અજમો, પાનની જડ, વછનાગ અને હિંગળોક એ બધું સરખે વજને લઈ, ખાંડી વસ્ત્રગાળ કરી, પાનના રસમાં વાટતાં વાટતાં સૂકવવું. તેમાંથી રતી ૧ થી વાલ ૧ સુધી મધ અને પીપર સાથે ચાટવાથી સઘળી જાતના પેટના વાયુ મટે છે.

૩. **લસણાદિ ગુટિકાઃ**–લસણની કળી તોલા ૫, ગૂગળ તોલા ૧૦, લવિંગ તોલા ૫, પીપર તોલા ૨, મરી તોલો ૧, રાસ્ના તોલા ૩. દિવેલીની મીજ તોલા ૩ એ બધાને સાથે ખાંડી એકરસ કરી ચણી બોર જેવડી ગોળી વાળવી. દરરોજ દિવસમાં ત્રણ વાર એકેક ગોળી પાણી સાથે ખવડાવવાથી સંધિવા, લકવા અને સઘળી જાતના વાયુ નરમ પડે છે.

૪. **બોળબદ્ધ રસઃ**–રાતો બોળ તોલા ૪, ગૂગળ તોલા ૪, સૂંઠ, મરી, પીપર, અકલગરો, જાયફળ, આસન, હરડાં, બહેડાં, આમળાં, ટંકણ, પારો અને ગંધક એ સર્વ એકેક તોલો લઈ પારા ગંધકની કાજળી કરી, બોળ અને ગૂગળને પાણીમાં નાખી ખલી એકરસ કરવું. તેમાં ઉપરનાં વસાણાં મેળવી એક દિવસ ખલવું અને ચણીબોર જેવડી ગોળીઓ વાળવી. આ ગોળી દિવસમાં ત્રણ વાર પાણી સાથે અથવા દિવેલાનાં મૂળના ઉકાળા સાથે એકેક અથવા બબ્બે આપવાથી કમ્મર, સાંધા અને આખા શરીરનો દુખાવો મટે છે. ઉપરાંત જે સ્ત્રીને અટકાવ ચોખ્ખો ન આવતો હોય તેને અટકાવ ખુલાસે આવે છે.

## ૨–યતિશ્રી રવિહંસજી દીપહંસજી–સુરત

૧. ધનુર્વાના ઉપાયઃ–જાયફળ, જાવંત્રી, અફીણ અને તજ એને વાટી ધંતૂરાના રસમાં ઘૂંટી મરી જેવડી ગોળી વાળવી.૧ થી ૨ ગોળી દિવસમાં ૩ વાર પાણી સાથે આપવી જેથી ધનુર્વાયુ મટે છે.

૨. જે કોઇ માણસને વાગ્યું હોય અને ધનુર ધાવાની જગ્યાથી લોહી વહી ગયું હોય, તો ધનુર ધાવાનો સંભવ છે. જો તે વખતે ૦॥ રતીથી ૨ રતી સુધી દિવસમાં બે વખત ત્રણ દિવસ લગી લાગલાગટ અફીણ ખવરાવવામાં આવે તો ધનુર ધાશેજ નહિ.

૩. પડતાંની સાથે જો દરદીનું પેટ ચડયું હોય તો તાકીદે પેટ ઊતરે તેવો ઉપાય કરવો. લોહીવાળો જખમ હોય તો તેલ અને સિંદૂરમાં રૂનું પૂમડું બોળી પાટો બાંધવાથી રુઝાઇ જાય છે.

૪. જીવતો સળગતો બાવળનો અંગારો બારીક વાટી તલના તેલમાં મેળવી રૂમાં બોળી પાટો બાંધી દેવો. એ પ્રમાણે દરરોજ ચોપડવાથી જખમ રુઝાઈ જાય છે. લોખંડ વાગવાથી પડેલા જખમને પાકવા નહિ દેતાં રુઝવવાનો આ ચોક્કસ ઇલાજ છે.

## ૩–વૈદ્ય બાલકૃષ્ણ રત્નેશ્વર–સુરત

૧. વ્યાધિગજકેશરીઃ–પારો, ગંધક, વછનાગ, હરતાલ, મરી, પીપર, હરડેદળ, બહેડાંદળ, આમળાં એ સર્વે બબ્બે તોલા અને શુદ્ધ નેપાળો ૪ તોલા લઇ પારા ગંધકની કાજળી કરી તેમાં હરતાલ મેળવવું. પછી બીજાં વસાણાંનું ચૂરણ મેળવી ભાંગના રસની સાત ભાવના આપવી, નગોડના રસની સાત ભાવના આપવી. ત્યાર પછી ચણોઠી જેવડી ગોળીઓ વાળી જુદા જુદા ઉપદ્રવોમાં જુદાં જુદાં અનુપાન સાથે આપવી.

(૧) સર્વ જાતના તાવ ઉપર દૂધ સાથે આપવી.

( ૨ ) સર્વ પ્રકારના વાયુના રોગ ઉપર નગોડ તથા નાગરમોથના કવાથ સાથે આપવી.

( ૩ ) સર્વ પ્રકારના પિત્તના વ્યાધિ ઉપર ગોળ સાથે આપવી.

( ૪ ) સર્વ જાતના કફના વ્યાધિ ઉપર આદુના રસ સાથે આપવાથી સર્વ રોગને મટાડે છે.

( ૫ ) આંકડી ઉપર તુલસીનો રસ તથા મરી સાથે આપવાથી મટે છે.

૨. **ધનુર્વાયુઃ**–ખારેક નંગ એક લઇ પાશેર તલના તેલમાં તળવી. ખારેક બળી જાય એટલે કાઢી તેને વાટીને માત્રા કરી, તેમાંથી વાલ ૧ થી ૪ વાલ સુધી પાણી સાથે આપવાથી ધનુર્વાયુ મટે છે. તળતાં તેલ વધ્યું હોય તે તેલનું શરીરે મર્દન કરવાથી એંચ પણ મટે છે.

૩. ગૂગળ, ખારેકના ઠળિયા, ખડિયોખાર, લવિંગ ને માલકાંકણી એ સર્વે પૈસા પૈસાભાર લઈ પાણીથી વાટીને ૨૮ ગોળી કરવી. સવારસાંજ એકેક ગોળી ઘી સાથે આપવાથી ગઠિયો વા, સંધિવા અને ટાંકી મટી જાય છે.

૪. કાળી તુલસી, લીલું લસણ, આદુ અને કાંદા ( ડુંગળી ) નો રસ એકત્ર કરી ०। તોલો દિવસમાં ત્રણ વખત પાવો અને એજ રસ શરીરે ચોળવાથી ધનુર્વાયુ મટે છે.

## ૪–બ્રહ્મચારી આત્મારામ ત્રિવેદી

૧. **વા–ગરમીનું ઔષધઃ**–ગળોનો રસ ટાંક ૪, લીમડાનો રસ ટાંક ૪, હરડાં ટાંક ૧, પીપરીમૂળ ટાંક ૧, આમળાં ટાંક ૧, *કાળી મૂસળી ટાંક ૧, ધોળી મૂસળી ટાંક ૧, ધાણા ટાંક ૧, સૂંઠ* ટાંક ૧ અને ગજપીપર ટાંક ૧, એ સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી

ગોળમાં પાવલીભારની ગોળી વાળી સવારસાંજ ખાવી જેથી વાયુ તથા ગરમી મટે છે.

૨. સુન્નવાયુનો ઉપાયઃ-હરડાં ટાંક ૧, વડાગરું મીઠું ટાંક ૧, સંચળ ટાંક ૧, અજમો ટાંક ૧, ધાણા ટાંક ૫, અજમોદ ટાંક ૧।।, વરિયાળી ટાંક ૪, પીપરીમૂળ ટાંક ૨, આસન ટાંક ૧।।, લોધર ટાંક ૨, કાથો ટાંક ૨, માલકાંકણી ટાંક ૨ અને શતાવરી ટાંક ૨ એ સર્વને વાટી ટાંક ૧ પ્રમાણની ગોળી બનાવી, ફક્ત સવારમાંજ એક ગોળી ખાવી જેથી સુન્નવાયુ મટે છે. ખારું-ખાટું ખાવું નહિ.

૩. કંપવાયુનો ઉપાયઃ-સેકટાનું મૂળ, નગોડનું મૂળ, વરણાનું મૂળ, પીલવણનું મૂળ અને પુસ્કરમૂળ, એ સર્વે ગાયના દૂધમાં ઘસી પાવાથી કંપવાયુ મટે છે.

## ૫-વૈદ્ય મણિલાલ ગણપતિશંકર ભટ્ટ-સુરત

૧. સંધિવાયુઃ-અરણીનો રસ, નગોડનો રસ, પીલવણનો રસ, કાળિયા સરસનો રસ, આકડાનો રસ, ધંતૂરાનો રસ, અડસાંકળનો રસ (અડસાંકળનો રસ કાઢતી વખતે હાથે જરા દિવેલ અથવા તેલ લગાડવું.) એ દરેકનો રસ ૦।શેર તથા અળસીનું તેલ શેર ૦।, સરસીનું તેલ શેર ૦।, નખલાનું તેલ શેર ૦।, દેવદારનું તેલ શેર ૦।, વછનાગ શેર ૦। અને માલકાંકણી શેર ૦। એ દરેક તેલ તથા રસ વગેરે એકત્ર કરી, એક હાંડલીમાં અથવા તાંબાના તપેલામાં ભરી ચૂલે ચડાવવું. રસ બધો બળી જાય અને તેલ બાકી રહે ત્યારે ઉતારી ગાળી લેવું. પછી તે તેલમાં કપૂર તોલા ૧ થી ૨ મેળવવું, તથા થોડું રોહિત ઘાસનું તેલ મેળવી બાટલીમાં ભરી મૂકવું. આ તેલ લગાડવાથી સંધિવા, પક્ષાઘાત, શૂળ, ચૂંક, અને કળતર વગેરે દૂર થાય છે.

૨. ધનુર્વાનો ઉપાયઃ-કાળી તુલસીનો રસ, કાંદાનો રસ,

આદુનો રસ અને લસણુનો રસ એ ચાર પ્રકારના રસ મળી તોલો ૧ થાય. તેમાં અર્કુની છાલ તોલો ૦ા ઘસીને બેજ વખત પાવાથી ધનુર્વાયુ મટે છે; પણ એ ઉપાયો જલદી કરવા જોઇએ.

## ૬–વૈદ્ય ભોળાનાથ નર્મદાશંકર સ્માર્ત–સુરત

**ભલ્લાતકપાકઃ**–ભિલામાં શેર ૦ા, અજમો શેર ૦ા અજમોદ શેર ૦ા, ખુરાસાની અજમો શેર ૦ા, ચોપચીની તોલા ૨, આસન તોલા ૨ અને રાસ્નામૂળ તોલા ૨ એ સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, તેમાં મધ શેર ૦ા, ઘી શેર ૦ા તથા ગોળ શેર ૦ા મેળવી ડબ્બામાં ભરી રાખવો. માત્રા તોલો ૦ાા થી ૧ આપવાથી સંધિવા વગેરે વાતવ્યાધિને મટાડે છે.

## ૭–વૈદ્ય નૂરમહમદ હમીર–રાજકોટ

**૧. ગૃધ્રસીવાયુ માટેઃ**–નગોડનાં પાનનો ક્વાથ દશબાર દિવસ પાવો અને વાતરોગનું કોઇ પણ તેલ મસળવા આપવું.

**૨. સંધિવાયુ માટેઃ**–દેશી ચોપચીનીને કોઇ ચણકચોપ પણ કહે છે અને અમે એને જંગલી દ્રાક્ષનાં મૂળ કહીએ છીએ. તેને વાટી ચૂર્ણ કરી દિવસમાં ત્રણ વાર દૂધમાં પાંચ પાંચ આનીભાર દશ દિવસ પાવથી સંધિવા મટે છે.

## ૮–વૈદ્ય નંદરામ પ્રાગજી–નાગેશ્રી

**૧. સમીર ગજકેસરી તેલઃ**–આકડાનાં પાનનો, એરંડાનાં પાનનો, ધંતૂરાનાં પાનનો, કડવા સેકટાનાં મૂળની છાલનો, પરબોળિયાનાં પાનનો, આળનાં પાનનો અને ખરસાણી થોરની પીળી ડાંડલીનો (પુટપાકથી કાઢેલ રસ) આ આઠ વનસ્પતિનો રસ પાંચ પાંચ તોલા લઈ લસણુનો રસ તોલા ૪ લેવો. સરસિયું તેલ શેર ૪ લેવું. પ્રથમ સરસિયું તેલ કઢાઇમાં નાખી ઉપર જણાવેલ સર્વ

રસ એકત્ર કરી, તે રસમાંથી થોડો થોડો નાખી તેલ પકાવવું. પછી કાયફળ, માલકાંકણી, ચણોઠી, વછનાગ, મોરપિચ્છ, ઝેરકચૂરો, સૂંઠ, સરસવ, સિંધવ, કપૂર, અફીણ અને રાઈ દરેક બબ્બે તોલા તથા અફીણ તોલો ૦ાા, ઇંગોરાની મીજ તોલા ૫ અને કરંજમીજ તોલા ૫ નું ચૂર્ણ તૈયાર કરી થોડું થોડું નાખી તેલ પકાવી તૈયાર થયે કૂચો કાઢી નાખી, તે તેલની અંદર ચોખ્ખી ચરબી અથવા પેટ્રોલ અથવા યુકેલિપ્ટસ ઓઇલ શેર ૦ાા મેળવવું. (ચરબી મળે તો બે તોલા બસ થશે ) વાયુથી અંગ અતિશય જકડાઇ ગયું હોય, સાંધામાં સોજો હોય, અસહ્ય વેદના થતી હોય, કળતર થતું હોય અને અવયવની રગ બંધાઇ ગઇ હોય, તે ઉપર આ તેલમાંથી થોડું તેલ એક વાસણમાં કાઢી ગરમ કરી માલિસ કરવું તથા તેમાંથી જે કૂચા નીકળ્યા હોય તે કૂચાને બારીક વાટી દુખતા સાંધા પર મૂકી પાટો બાંધવો અને પરસેવો વળતાં સુધી શેક કરવો.

**૨. ખાવા માટે:**-લસણ, ચારોળી અને માલકાંકણીનું સમભાગે ચૂર્ણ કરી તેમાં બમણો ગૂગળ મેળવી તોલા ૦ થી ૦ાા સુધી આપવું. સંધિવા, પક્ષાઘાત, ગૃધ્રસી, નાડીબંધ આદિ મહાભયંકર વાયુને હણવામાં હરણ ઉપર કેસરી સિંહ તુલ્ય છે. આ તેલ સંખ્યાબંધ દરદી ઉપર અજમાવેલ છે. ત્રીજે દિવસેજ પીડાને શાંત કરી દે છે. આ મારો શોધેલો ઉપાય છે અને તે ખાસ પેટંટ છે. આ તેલના ગુણનું શું કથન કરું ? આપ જ્યારે અજમાવશો ત્યારેજ તેની ખાતરી થશે.

## ૯-વૈદ્ય ધનજીશાહ હાથીખાનાવાળા-સુરત

**૧. ભિલામાં:**-(ખાસ લકવા ઉપર) ભિલામાં, કોપરું અને સોનામુખી એ ત્રણે સરખે વજને લઈ ૦ થી ૦ાા તોલો લઇ તેમાં થોડો ગોળ, ચારપાંચ ટીપાં મધ અને તલનું તેલ થોડાં ટીપાં

મેળવી ખવડાવવું. જોઇતી પરેજી પળાવવી, છતાં ગરમી જણાય તો બાવચી, ધાણા, સોનામુખી અને થોડો ગંધક મેળવી ફકાવવું, જેથી ત્રણ દિવસમાં ગરમી બેસી જશે. શરીર પર બાવચીનો ધુંવો દેવો, થોડા દિવસમાં લકવામાં ફેર જણાશે. એ ચાળીસ દિવસમાં તો સારું થઈ જશે. આ દવાથી સહેજ પેટમાં દુખાવો થાય છે તે સંભાળી લેવું. લકવાવાળાને પ્રથમ ઝાડો સાફ લાવવો અને પછી આ દવા શરૂ કરવી.

૨. **ભિલામાંનું તેલઃ**—ભિલામાં તોલા ૪૦, માલકાંકણી તોલા ૨૦, બેરજી તોલા ૧૦, રાળ તોલા ૫ એ સર્વને એક હાંડલામાં ભરી પાતાળયંત્રથી તેલ કાઢી તે તેલને ચૂલા ઉપર મૂકી ઘાટું કરી, તેમાં પાંચ તોલા રાળ તથા સોમલ તોલો એક ખૂબ બારીક વાટી મેળવવો અને થોડું ગરમ કરી ઉતારી લેવું. આ તેલ ખાસ કરીને દમ, પક્ષાઘાત, ખાંસી, સંધિવા વગેરે મટાડે છે. શક્તિ તથા મરદાઇ લાવે છે. એ સઘળા શરદીના રોગો ઉપર અકસીર છે.

૩. **મલમઃ**—કલઇ સફેદો, મીણ, ચીનીકપૂર એ દરેક નવટાંક, બદામનું તેલ શેર ૦।, બરાસકપૂર તોલો ૧ લઈ તેલ અને મીણ ગરમ કરી એકરસ કરી તુરત ઉતારી સઘળું ખરલ કરી મેળવી દેવું એટલે મલમ તૈયાર થઇ જશે. આ મલમ સઘળી જાતના જખમો રુઝાવે છે. ગરમીના ફોલ્લા, ટાંકીના જખમ નાસૂર વગેરે પર અકસીર છે, અને ઝરતાં ખરજવાં પણ સારાં થાય છે.

૪. **લેપઃ**—આંબાહળદર, લોધર, એળિયો, બોળ, શેરીલોબાન, સાજીખાર, ગૂગળ એ સર્વ સમભાગે લઇ દારૂમાં ખદખદાવી ગરમ ગરમ લેપ કરવો. દરદ ગરમીવાળું હોય તો એજ વજનથી અંદર કપૂર મેળવી લેપ કરવો. આ લેપ સઘળી જાતના વાયુ તથા દુખાવા ઉપર અકસીર છે.

## ૧૦-વૈદ્ય વાસુદેવ નાગરદાસ-જસકા

**વાતરોગ માટે:**-પારો તોલો ૧, ગંધક તોલો ૧, લવિંગ તોલો ૧, જાયફળ તોલો ૧, કનકબીજ તોલો ૧, ટંકણુ તોલો ૧, સૂંઠ તોલો ૧, મરી તોલો ૧, પીપર તોલો ૧ અને અકલગરો તોલો ૧ લઇ પ્રથમ પારાગંધકની કાજળી કરી, તમામ વસાણુાંનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મેળવી બે દિવસ ખરલ કરી ગોળી વાલ ૨ થી ત્રણની મધમાં આપવાથી વાયુ, શીતાંગ, માથાનો રોગ તથા ધનુર મટે છે.

## ૧૧-યતિશ્રી જ્ઞાનચંદ્રજી અક્ષયચંદ્રજી-રાજકોટ

**કુષ્માંડાર્ક:**-દશ રતલ વજનનું એક ભૂરૂં કોળું લઇ તેમાં વચ્ચોવચ્ચ ડાગળી ખોદી તેની અંદરનો ગર્ભ બિયાં સાથે ચમચાથી હલાવી નાખવો. પછી તેમાં હીરાહિંગ વીસ તોલા વાટીને ભરી દઇ, પાછી તેજ ડાગળીના ભાગથી બંધ કરી તેના ઉપર કપડમટ્ટી કરી એક મહિના સુધી જમીનમાં દાટી રાખવું. (અથવા ઉકરડામાં રખાય તો વધુ સારું) અહીં કોઇને શંકા આવે કે, ભોંયમાં દાટવાથી તે સડી જાય કે કેમ ? તો શંકા નિવારણાર્થે જણાવવાનું કે, કોળું તો શું પણ છાલ સુધ્ધાં સડી જતી નથી. તેમાંનો માવો રસરૂપ બની જાય છે.

એક મહિને ધરતીમાંથી આખું કોળું કાઢી લઇ ધીમેથી ડાગળી ખોલી નાખવી અને અંદરથી તેલ કાઢવાની લોખંડની પળી વતી તૈયાર થયેલો અર્ક કાઢી લેવો. બાદ કપડાથી ગાળી કાચના સ્ટૅાપર બૂચવાળી બાટલીમાં ભરી મૂકવો. બેત્રણ વર્ષ સુધી આ અર્ક બગડતો નથી.

ખાડો વધુ જોઇતો નથી. કોળા ઉપર એક વેંત માટી આવવી જોઇએ. માત્રા એક તોલા પાણીમાં ચારપાંચ ટીપાં અર્ક નાખી પાવો.

ગુણઃ-શરીરમાં અત્યંત ગરમી લાવે, વાયુ, મહાવાયુ, પક્ષાઘાત સુધી આરામ કરે, શરદીને લગતાં તમામ દરદોમાં આશીર્વાદ રૂપ છે. અમે જાતે અનુભવ કરેલ છે.

## ૧૨-કુમારશ્રી દેવીસિંહજી ભૂપતસિંહજી-કટોસણ

**વિજયભૈરવ તેલઃ**-ભિલામાં ટાંક ૨૦, એરંડા ફોલેલા ટાંક ૧૫, ફટકડી ટાંક ૫, પીપરીમૂળ ટાંક ૩, સોમલ ટાંક ૧૦, સિંધવ ટાંક ૨૦ ને તલનું તેલ શેર ૧ લઈ પ્રથમ તેલ કકડાવવું. પછી તેમાં ભિલામાંના કકડા કરીને નાખવા. તે બળી જાય પછી એક પછી એક બધી ચીજો નાખી દેવી અને છેવટે સોમલ નાખવો. (સોમલ નાખતી વખતે આંખને બચાવવી, નહિ તો આંખને નુકસાન થશે.) અને તેલને ગાળી લેવું. આ તેલનું શરીરે મર્દન કરવાથી બધી જાતના વાતરોગ, શૂળ, ચસકા આદિને મટાડે છે. ઘણુંજ સારું છે. (અમારી બનાવટ છે.)

## ૧૩-માસ્તર નરભેરામ હરજીવન-નવાગામ

**હાથેપગે વહેર ફાટે તેનો ઉપાયઃ**-કોકમનું ઘી, દેવતા પર ધરી ગરમ થાય એટલે જ્યાં વહેર ફાટી ચીરા પડયા હોય તે ઉપર ભરવું. પછી હથેળી દેવતા પર ધરી ગરમ કરતા જવું તથા તે તે જગ્યાએ ઘસતા જવું; જેથી થોડા દિવસમાં મટી જશે.

## ૧૪-વૈદ્ય છગનલાલ આત્મારામ-સુરત

**વાતહર ગુટિકાઃ**-કસ્તૂરી તોલો ૦।, કેસર તોલો ૧॥, હિંગળોક તોલા ૩, વછનાગ તોલા ૩, મરી તોલો ૧॥, ટંકણખાર તોલો ૧॥, લીંડીપીપર તોલો ૧॥ એ સર્વને ખરલમાં વાંટી આદુના રસની ત્રણ ભાવના આપવી. ગોળી રાઈ જેવડી કરી આદુના રસ તથા મધ સાથે આપવાથી મૂર્છા, વાયુ વગેરે મટે છે.

## ૧૫-વૈદ્ય નારુશંકર હરગોવિંદ અધ્વર્યુ-બારડોલી

૧. એળિયો, બોળ, હિકામાલી, ગરણીનાં બીજ, કમળકાકડીનો મગજ, ઇંગોરાનો મગજ, ઇંદ્રજવ, ઇંદ્રાવરણાની જડ, વાયવડિંગ, સૂંઠ, સિંધવ, કપૂર, તજ, રેવંચીનો શીરો અને લિંબોળી એ સર્વે સમભાગે લઇ વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી, પાણીમાં વાટી વટાણા જેવડી ગોળી વાળી, રોગનું બળાબળ જોઇ પાણી સાથે આપવાથી કમર, સાંધાનો દુઃખાવો, નળબંધ વાયુ, ખાંસી, કરમ, ઊલટી, ચૂંથારો એ સર્વને મટાડે છે અને વાટીને પાવાથી બાળકની પણ સસણી મટે છે.

૨. અર્દિતવાયુઃ-પપીતાને મધમાં ઘસીને દિવસમાં ત્રણ વખત પાવાથી અર્દિત વાયુ મટે છે. રોગનું પથ્ય પળાવવું.

## ૧૬-ડૉક્ટર ચંદુલાલ મુકુંદરાય-પાટણ

૧. વાતહરરસઃ-શુદ્ધ મનસીલ, હિંગળોક, પીપર, લવિંગ અને જાયફળ એ સર્વને બારીક વાટી આદુના રસની સાત ભાવના આપી વટાણા જેવડી ગોળી વાળી. દિવસમાં ત્રણ વખત બબ્બે ગોળી આપવાથી સર્વ પ્રકારના વાતરોગ, ગુલ્મ અને આધમાન વગેરે ઉપદ્રવો મટે છે.

૨. સૂંઠ, ટંકણ, સિંધવ, હિંગ એ ચારે વસાણાં સમભાગે લઇ વાટી વસ્ત્રગાળ કરી, સેકટાની અંતરછાલના રસમાં ગોળી વાળી, જમ્યા પછી ખાવાથી અજીર્ણને મટાડે છે, ભૂખ લાગે છે તથા સર્વ પ્રકારના વાયુને મટાડે છે.

૩. ઝેરકચૂરાનું ચૂર્ણઃ-અજમો શેર ૧, ઝેરકચૂરો શેર ૧, લઇ ગાયના મૂત્રમાં ત્રણ દિવસ પલાળી ઉપરથી છોડાં તથા અંદરથી જીભી કાઢી સાફ કરી ઘીમાં તળી તેમાં સૂંઠ તોલા ૫, સિંધવ

શેર ના, ખારો શેર ના, સાજીખાર શેર ના, સંચળ શેર ના, હીમજ શેર ના અને હિંગ તોલો ૧ નાખી એ સર્વને વસ્ત્રગાળ કરી દિવસમાં બે વખત અડધો અડધો તોલો ગરમ પાણી સાથે અઠ્ઠાવીસ દિવસ ખાવાથી ગુલ્મરોગ, બરોળ, આધમાનવાયુ, નળબંધવાયુ, મંદાગ્નિબંધકોશ અને ઊલટીને મટાડે છે. કઠોળ બિલકુલ ખાવું નહિ.

૪. હિંગળોક તથા પારદ તોલો ૧॥, ગંધક તોલા ૩, વછનાગ તોલો ૧॥, લવિંગ તોલા ૨, ધંતૂરાનાં બીજ તોલો ૧॥, પીપર તોલા ૫, મરી તોલા ૨॥, ચિત્રાની છાલ તોલા ૨॥, જાયફળ તોલા ૨॥ ને ટંકણુ તોલા ૨॥ લઈ પ્રથમ પારાગંધકની કાજળી કરી બાકીનાં વસાણાંનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી મેળવી પાનના રસની તથા આદુના રસની ત્રણ ત્રણ ભાવના આપી, ગુંજા પ્રમાણે ગોળી વાળી અનુપાન પરત્વે આપવાથી ઘોર સન્નિપાત, મૂર્છા, અપસ્માર, ઉન્નત શીતાંગ, અરુચિ, પીનસ, કાસ, શ્વાસ, ક્ષય, શરદી, શિરોરોગ, હનુસ્તંભ, ગલગ્રહ, સૂતિકારોગ વગેરેને મટાડે છે. તેલ, મરચું, ખટાશ વગેરે ખાવાં નહિ. વૈદ્યને આ ઔષધ (રસ) સર્વ ઔષધમાં શ્રેષ્ઠ છે.

## ૧૭–વૈદ્ય બાળકૃષ્ણ હરિકૃષ્ણ શાસ્ત્રી–ભુવાલડી

૧. રાસ્નાદિ ચૂર્ણ:–રાસ્ના, અરડૂસાનાં પાન, ત્રિફળા અને ગરમાળાનો ગોળ એ સર્વ સમભાગે લઈ, વાટી વય પ્રમાણે ગરમ, પાણી સાથે પીવાથી વાતજ્વર, પિત્તજ્વર, પક્ષાપાત અને સાંધાનો દુખાવો વગેરે મટે છે.

૨. પક્ષાઘાત માટે:–ગોમૂત્રમાં શોધેલ તથા ઘીમાં તળેલા ઝેરકચૂરાનું ચૂર્ણ તથા કાળાં મરી એ બન્ને સમભાગે લઈ તેમાંથી વાલ ૦ થી ૦॥ સુધી દરરોજ સવારમાં સાત દિવસ લેવું. વચમાં ત્રણ દિવસ બંધ રાખવું. આ દવાથી પક્ષાઘાત મટે છે, તેમજ કોઈ પણ પ્રકારનો વાયુ મટે છે.

## ૧૮-માસ્તર કેશવલાલ હરિશંકર ભટ્ટ-કાપોદ્રા

**સાંધાનો વાઃ**-સુરીજન સાકર સાથે ફાકવું અથવા સંચોરો લીંબુમાં લેવાથી સાંધાનો વા મટી જાય છે.

**પગનો વાઃ**-માલકાંકણી એક નવટાંક, કાળીજીરી એક અધોળ, જાયફળ એક અધોળ, લસણ એક અધોળ, સૂંઠ તોલો ૧ તથા તેલ શેર ૦ાા આ સર્વનું તેલ કાઢી ટર્પેન્ટાઇનમાં અફીણ તોલો ૦ાા તથા કપૂર તોલો ૧, મેળવી ઘૂંટીને પેલા તેલમાં મેળવવું. આ તેલ ઘસવાથી પગનો વા મટે છે.

**વાયુનો ગોળોઃ**-છીપભસ્મ, સાજીખાર, સિંધવ, સંચળ, ખંગડીખાર, જવખાર, નવસાર એ સર્વ સમભાગે લઇ ચૂર્ણ કરી ગોળમાં બબ્બે વાલની ગોળી વાળી ખાવાથી વાયુનો ગોળો મટે છે.

## ૧૯-વૈદ્ય પુરુષોત્તમ બહેચરભાઇ યાજ્ઞિક-કાલોલ

**ગુરુત્તા ગુટિકાઃ**-પીપળાની કૂંણી જાડી વડવાઈ તોલો ૧, કેશર તોલો ૦ાાા, ગોરોચન તોલો ૦ાા, ને કસ્તૂરી રતી ૧ વાટી ગોમૂત્રમાં ઘૂંટી સારી પેઠે ખરલ કરી મગ જેવડી ગોળી વાળી છાંયડે સૂકવી, એક ગોળી મધમાં મેળવી ચટાડવાથી આંકડી, ધનુર્વા, હિસ્ટીરિયા, સસણી, વરાધ, બાળકનું શ્લેષ્મ એ સર્વમાં જાદૂઈ અસર કરે છે. પાલુરો, ગળું પડવું અને સુકતાન (બાળશોષ) માં પણ સારી અસર કરે છે. ગામડામાં કસ્તૂરી, કેસર, ગોરોચન વગેરે ન મળે, તો ફક્ત પીપળાની વડવાઈ પણ આ ઉપદ્રવોમાં સારો ફાયદો કરે છે.

## ૨૦-એક વૈદ્યરાજ જેમનું નામઠામ મળ્યું નથી

**૧. ખભાનો વાયુઃ**-સૂંઠ, રાસ્ના, દેવદાર અને અળસીનું ચૂર્ણ કરી ગોળમાં ૦ા તોલાની ગોળી વાળી ગરમ પાણી સાથે ખાવાથી ખભાનો વાયુ મટે છે.

૨. આસન અને વરધારો એ બન્નેનું ચૂર્ણ કરી તેમાં આખો અસાળિયો મેળવી દૂધમાં ખીર કરી પીવાથી કમર તથા શરીરનું પકડાઇ જવું તેમજ કળતર મટે છે.

૩. સરસડાનાં પાન, નિગટનાં પાન, અંકોલનાં પાન, આવળનાં પાન અને લીમડાનાં પાન એ સર્વને બાફી રહી ગયેલા સાંધા ઉપર બાંધવાથી સાંધા છૂટે છે.

૪. ઇંદ્રવરણાનાં મૂળ તોલો ૧।। અને કાળાં મરી તોલો ૧।।, અધકચરાં ખાંડી ત્રણ ભાગ કરી, દરરોજ એક ભાગનો ૨૦ તોલા પાણીમાં ચતુર્થાંશ પાણી રહે ત્યાં સુધી ક્વાથ કરી ગાળી તેમાં ગોળ તોલો ૧।। મેળવી પાવાથી ઉપદંશ કે સંધિવાથી ઝલાયેલા સાંધા તરત છૂટે છે.

## ૨૧–વૈદ્ય ભૂરાભાઇ ઓધવજી ત્રિવેદી–ભાદરોડ

**ધનૂર્વાયુ માટે ક્વાથઃ**–લસણ, પીપરીમૂળ, પડ્કચૂરો, કરિયાતું, સૂંઠ, ભારંગ, પુષ્કરમૂળ તથા અકલગરો એનો ક્વાથ બનાવી પાવાથી ધનુર્વાયુ મટે છે.

**ધનુર્વાયુ તથા આંચકીઃ**–સૂંઠ અને દાળિયાનો ખરડ કરવો. બેશુદ્ધિ હોય તો ડુંગળીના રસનો ખરડ કરવો. કેશર, જાવંત્રી અને પીપળાની વડવાઇ વાટીને પાવાં. જો બહુજ ખેંચ હોય તો અફીણ નાખવું. દાંત બંધાઇ ગયા હોય તો સૂંઠ અને મરેઠી દાંતે ઘસવાં અને સહેજ નાકનો પવન બંધ કરવો. આદુનો રસ મધ નાખી પાવો, તાવ હોય તો ગ્રંથાદિ ક્વાથ બનાવીને પાવો.

## ૨૨–રાજકોટના એક વૈદ્યરાજ

**હરીતકી ગુટિકાઃ**–મોટી હરડેના નાના કટકા કરી, તેને થોરના દૂધમાં એક રાત પલાળી, બીજે દિવસે સવારમાં વાટી વાલ

વાલની ગોળી બનાવી છાંયડે સૂકવવી. આ ગોળી ગરમ પાણી અથવા ચાની સાથે આપવાથી ચારથી પાંચ જુલાબ થાય છે. અને જો છાતીમાં કફ હોય તો ઊલટી થાય છે. ગમે તેવી ઝેરી હવાથી સાંધા રહી ગયા હોય અથવા લોહીવિકાર, વિસ્ફોટક, ત્રિદોષ, અર્શ વગેરે દરદોમાં આ ગોળી બબ્બે દિવસને અંતરે અકેક આપવાથી એ સર્વને મટાડે છે. આ ગોળીનો જુલાબ જો બહુ લાગે તો ખીચડીમાં સારી રીતે ઘી નાખી ખાવાથી અથવા સાકરનું પાણી પીવાથી બંધ થાય છે.

## ૨૩-વૈદ્ય મનસુખલાલ લલ્લુભાઈ જાની-સુરત

૧. ભલ્લાતક ગુટિકાઃ-ભિલામાં શેર ૦। લઈ તેને નવટાંક તલના તેલમાં તળવાં. તેલમાં ભિલામાં ફૂલી જાય અને તેલ કાળું પડી જાય એટલે નીચે ઉતારી તેલ ઠંડું પડ્યા પછી ભિલામાં કાઢી કપડાથી લૂછી નાખી તેમાં અજમો, કરમાણી અજમો, અજમોદ, ખુરાસાની અજમો અને વાવડિંગનું ચૂર્ણ મેળવી, ખરલ કરી ૦। શેર મધમાં બોર બોર જેવડી ગોળી વાળી, એકથી પાંચ વરસના બાળકને ૦। ગોળી મધ અથવા ધાવણ સાથે આપવી. દસ વરસનાને અડધી ગોળી ઘીમાં અને મોટી ઉંમરનાને એક ગોળી ઘીમાં રાત્રે સૂતી વખતે આપવાથી વાયુ, શૂળ, ગુલ્મ, ઉદાવર્ત, ઉદરરોગ, અર્ધાવભેદક, માથાનો વેગ, ત્રિદોષજ્વર, પ્રમેહ, સંધિવા વગેરે રોગોને મટાડે છે. પરેજીમાં ઘણી વાયડી વસ્તુ તથા કોઠો કબજ કરે એવાં મિષ્ટાન ખાવાં નહિ. તેમજ કોળું, કેળું, વાલ, વટાણા, ગોળ અને હિંગ વગેરે અપથ્યનો ત્યાગ કરવો.

૨. મલ્લાદિ ગુટિકાઃ-સોમલ કાચો તોલો ૧ અને લવિંગ તોલો ૧ લઈ ભોંયરીંગણીના રસમાં (એક શેર રસ) ખરલ કરી બાજરીથી વટાણા જેવડી ગોળી વાળી, ઉંમરના પ્રમાણમાં વિચાર

કરી, એક ગોળી ગોળમાં મૂકી ગળાવવી. આ ગોળી ફક્ત સવારેજ એક વખત ખાવાની છે. આ ગોળીથી વાયુ, સંધિવા અને વિસ્ફોટક મટે છે. પરેજીમાં હિંગ, મરચું, તેલ, ખટાશ તથા વાયડી ચીજોનું સેવન કરવું નહિ.

## ૨૪–વૈદ્ય અંબારામ શંકરજી પંડ્યા–વાગડ

૧. **વાતગજાંકુશ રસઃ**–શુદ્ધ પારો તોલા ૪, ગંધક તોલા ૪, ઝેરકચૂરો તોલા ૪ તથા ત્રિકટુ તોલા ૬ લઈ, પ્રથમ પારા ગંધકની કાજળી કરી, બધી ચીજો મેળવી ખરલ કરી અનુપાન પરત્વે એક રતીભાર માત્રા આપવાથી ઉરુસ્તંભ તેમજ એંશી પ્રકારના વાતરોગને મટાડે છે.

૨. **પંચમૂત્રાસવઃ**–બકરાનું મૂત્ર, ભેંસનું મૂત્ર, ગધેડાનું મૂત્ર, ગોમૂત્ર તથા ઊંટનું મૂત્ર, મિશ્ર કરી તેમાં લવિંગ ટાંક ૫, સૂંઠ ટાંક ૫, મરી ટાંક ૫, પીપર ટાંક ૫, પીપરીમૂળ ટાંક ૫ નું ચૂર્ણ કરી મેળવી લસણ ટાંક ૧૦ નાખવું. એ સર્વને એક બરણીમાં ભરી મોં બંધ કરી ચૂલાની ભરસાળમાં સાત દિવસ સુધી દાટી રાખવું. તેમાંથી વાલ એક વાયુના દરદવાળાને દરરોજ સવારમાં ખાવાથી વાયુનું દરદ મટે છે.

૩. તુલસીનાં પાન, મરી અને ઘી દરરોજ ચાટવાથી વાયુનું દરદ મટે છે.

૪. **યોગરાજ ગૂગળઃ**–સૂંઠ, પીપરીમૂળ, લીંડીપીપર, ચવક, ચિત્રો, હિંગ, બોડી અજમોદ, સરસવ, જીરું, શાહજીરું, રેણુકબીજ ઈંદ્રજવ, કાળીપહાડ, વાવડિંગ, ગજપીપર, કડુ, અતિવિષ, ભારંગ, ઘોડાવજ અને મોરવેલ એ દરેક એકેક શાણુ (૦ા તોલો) તથા હરડાં, બહેડાં, આમળાં ચાળીસ શાણુ એ પ્રમાણે સર્વે ઔષધ લઈ ચૂર્ણ કરી, તે સર્વના વજન બરોબર માહીષ ગૂગળ લઈ તેનો ગોળના

પાક જેવો પાતળો પાક કરી, ઉપલું ચૂર્ણ મેળવી તેમાં બંગભસ્મ, રૌપ્યભસ્મ, નાગભસ્મ, લોહભસ્મ, અભ્રકભસ્મ, મંડૂરભસ્મ, રસસિંદૂર એ દરેક એકેક પલ (ચાર તોલા) નાખી ચાસણી કરી ઘીના વાસણમાં અથવા કાચની બરણીમાં ભરી રાખવો. આ યોગરાજ ગૂગળ એક શાણની માત્રાથી રાસ્નાદિક કવાથ સાથે આપવાથી તમામ વાતરોગને મટાડે છે. રાસ્નાદિ કવાથ નીચે પ્રમાણે છેઃ—

૫. **રાસ્નાદિ કવાથઃ**-રાસ્ના, ગોખરુ, એરંડમૂળ, દેવદાર, ગળો, સાટોડીનું મૂળ અને ગરમાળાનો ગોળ એ સર્વ સમભાગે લઈ કવાથ કરી એ કવાથની સાથે યોગરાજ ગૂગળ આપવો.

૬. **મહારાસ્નાદિ કવાથઃ**-રાસ્ના બે ભાગ, ધમાસો, બળદાણાનું મૂળ, એરંડમૂળ, દેવદાર, પડકચૂરો, ઘોડાવજ, અરસૂંઠ, હરડે, ચવક, નાગરમોથ, સાટોડીનું મૂળ, વરધારો, વરિયગોખરુ, આસન, અતિવિષ, ગરમાળાનો ગોળ, શતાવરી, લીપીપર, કાંટાસરિયો, ધાણા, ઊભી રીંગણી અને બેઠી રીંગણી ર સર્વ સરખે વજને લઈ કવાથ કરી, એરંડ તેલ અથવા નીચે લખેલ અજમોદાદિ ચૂર્ણ અથવા તો યોગરાજ ગૂગળ સાથે આપવાથ વાતરોગ મટે છે.

૭. **અજમોદાદિ ચૂર્ણઃ**-અજમોદ, વાવડિંગ, સિંધવ, દેવદાર, ચિત્રો, પીપરીમૂળ, વરિયાળી, લીંડીપીપર તથા મરી એ નવ ઔષધ એકેક તોલો તથા હરડે પાંચ તોલા, વરધારો તોલા ૧૦ અને સૂંઠ તોલા ૧૦, એ સર્વનું વસ્ત્રગાળ ચૂર્ણ કરી, ગરમ પાણી સાથે પાવાથી તમામ વાતરોગને મટાડે છે. વિશેષમાં રાસ્નાદિ કવાથ સાથે આપવું.

૮. આસન તોલો ૦।, સાકર તથા ઘીમાં સવારે ખાવાથી વાતરોગ મટે છે.

૯. પીપરીમૂળ, અકલગરો, સોથ, આસન, પીપર અને મરી એ સર્વ સમભાગે લઈ ગોળમાં વાલ વાલની ગોળી કરી ખાવાથી વાતરોગને મટાડે છે.

૧૦. હીરાબોળ, હિંગળોક તથા ગૂગળ એની ગાયના દૂધમાં ગોળી બનાવી ખાવાથી વાતરોગ મટે છે.

૧૧. **સંધિવાયુઃ**–નગોડના મૂળનું ચૂર્ણ ૦ા થી ૧ તોલો તેલમાં ખાવાથી સંધિવાયુ, કમરનો વાયુ તથા કંપવાયુ મટે છે. તથા ઇંદ્રામણાનું મૂળ તોલો ૦ા, પીપર તોલો ૦ા અને ગોળ તોલો ૦ાા ખાવાથી સંધિવાયુ મટે છે. નલિકાયંત્રથી રાળનું તેલ કાઢી ચોપડવાથી વાયુ મટે છે.

૧૨. **વિજયભૈરવ તેલઃ**–પારો, ગંધક, મનસીલ તથા હરતાલ, એ સર્વને એકત્ર કરી કાજળી કરી કાંજીમાં કાલવી, રેશમી કપડા ઉપર ચોપડી તેનો વીંટો વાળી તેલમાં બોળી સળગાવવો તથા નીચે કાચનું વાસણ મૂકી તેમાં તેલ ટપકવા દેવું. આ તેલ ચોપડવાથી વાતરોગ મટે છે.

૧૩. ઈંગોરાના બીજનું પાતાળયંત્રથી તેલ કાઢી ચોપડવાથી વાતરોગ મટે છે.

૧૪. સોમલ તેલ (જે આગળ બતાવ્યું છે) ચોળવાથી વાતરોગ મટે છે. તેમજ નારાયણ તેલ અથવા વિષગર્ભ તેલ ચોળવાથી પણ વાતરોગ મટે છે

૧૫. **વાતરોગીને બાફઃ**–એરંડાનાં પાન, આકડાનાં પાન, રવીનાં પાન, નગોડનાં પાન, ધંતૂરાનાં પાન, સરગવાનાં પાન બુતાં પાન તથા થોડાં આસનનાં પાન, એ આઠ પ્રકારનાં પાન્ની પાણીમાં ઉકાળી તેનો બાફ આપવાથી વાતરોગ મટે છે..